અલ્લાહ તઆલા ફરમાવે છે.

જે કંઇ તમને રસુલુલ્લાહ આપે તે લો અને જેથી તમને બાજ રાખે (મનાઇ કરે) હો (તેથી) બાજ રહો. અને અલ્લાહથી ડરો ખચીત અલ્લાહ સખ્તાઇથી શિક્ષા કરનાર છે. સુરા હશર ૫૯;૭.

# મશારેકુલ-અનવાર

## ભાગ ૨ જો.

૨૪૦૨ હદીસ.

IV 1922 1922 Reg. No 1514

આવૃત્તિ બીજી નકલ ૧૦૦૦

મુળ અરબી તથા ઉર્દુ ઉપરથી ભાષાંતર કર્તા.

હજરત મૌલાના મૌલવી મરહુમ

ગુલામ મોહમ્મદ બીન હાજી હાફેજ સાદેક સાહેબ

છપાવી પ્રસિદ્ધ કરનાર

હકીમ અબ્દુરરહમાન બીન મૌલવી ગુલામમોહમ્મદ સાદેક

મેનેજર—કુતુબખાના—એ—સાદેકીય્યહ

મુ. રાંદેર, જી૦ સુરત.

માસ ૭ રજબ સને ૧૩[illegible] હિજરી.



કીંમત રૂ૦ ૨—૦—૦

સુરત બરાનપુરી ભાગળ પર આવેલા શ્રી 'અંબિકા વિજય' પ્રીન્ટીંગ પ્રેસમાં હરગોવનદાસ હરકીશનદાસે છાપ્યું.

અલ્લાહ તઆલા ફરમાવે છે.

જે કંઇ તમને રસૂલુલ્લાહ આપે તે લો અને જેથી તમને બાજ રાખે (મનાઇ કરે) તો (તેથી) બાજ રહો. અને અલ્લાહથી ડરો ખચીત અલ્લાહ સખ્તાઇથી શિક્ષા કરનાર છે. સુરા હશર ૫૯;૭.

# મશારેકુલ-અનવાર

## ભાગ ૨ જો.

૭૨૬ હદીસ.

આવૃત્તિ બીજી નકલ ૧૦૦૦


મુળ અરબી તથા ઉર્દુ ઉપરથી ભાષાંતર કર્તા.

હજરત મૌલાના મોલવી મરહુમ

ગુલામ મોહમ્મદ બીં૦ હાજી હાફેજ સાદેક સાહેબ



છપાવી પ્રસિદ્ધ કરનાર

હકીમ અબ્દુરરહમાન બીં૦ મોલવી ગુલામમોહમ્મદ સાદેક

મેનેજર—કુતુબખાના—એ—સાદેકીય્યહ.

મુ૦ રાંદેર, જી૦ સુરત.

માસ જીલહજ્જ સને ૧૩૪૦ હિજરી.





કીંમત રૂા૦ ૨-૦-૦

સુરત બરાનપુરી ભાગળ પર આવેલા શ્રી 'અંબિકા વિજય' પ્રીન્ટીંગ પ્રેસમાં હરગોવનદાસ હરકીશનદાસે છાપ્યું.

# પ્રસ્તાવના.

## મોટા મેહેરબાન રહમ કર્ત્તા અલ્લાહના નામથી.

સર્વ સ્તુતી અલ્લાહનેજ માટે છે અમો તેનીજ વખાણ કરીએ છીએ અને તેનાથીજ મદદ માંગીએ છીએ. અને તેનાથી બખશીશ ચાહીએ છીએ. અને તેનાપર વિશ્વાસ (ઇમાન) લાવીએ છીએ અને તેના પર ભરોસો કરીએ છીએ. અને અમારા નફસોની બુરાયોથી તથા અમારા બુરા અમલોથી અલ્લાહની પનાહ લઇએ છીએ. અલ્લાહ જેને માર્ગ બતાવે છે તેને કોઇ ગુમરાહ કરનાર નથી. અને જેને તે ગુમરાહ કરે છે તેને કોઇ માર્ગ બતાવનાર નથી. અને અમો સાક્ષી આપીએ છીએ કે અલ્લાહ સિવાય કોઇ પૂજ્ય નથી તે એકલો છે તેનો કોઈ ભાગીદાર નથી. અને અમો સાક્ષી આપીએ છીએ કે મોહમ્મદ તેના બંદા છે અને તેના રસૂલ છે. અલ્લાહ તેમના પર તથા તેમની આલ પર તથા તેમના સહાબા પર તથા સર્વ તેમના તાબેદારો પર હજારો હજાર દરૂદ અને સલામ મોકલો.

એ પછી ગુલામ મોહમ્મદ બીન હાજી હાફેજ સાદિક (રહ) અરજ કરે છે કે અલ્લાહ તઆલાએ પોતાના ફજલથી મશારેકુલ અનવારનો બીજો ભાગ ખતમ કરાવ્યો એ વિષે હું ખોદાનું શુકર કરૂં છું કે એ કામ પણ મુજ આદમનાથી લીધું.

ગુજરાતીમાં હદીસની એક પણ કીતાબ નહોતી તે ખોટ ખોદાએ મારેથી પૂરાવી અને મારી આશાથી વધું તેને ફેલાવી સેંકડો આદમી એનો લાભ લે છે એ જોઇ મને અપાર ખુશી ઉપજે છે. પ્રથમ લોકોને ગુજરાતીમાં દીની કિતાબો થવાની નફરત હતી જેથી લોકો લાભ લેતા અટકતા હતા પણ હવે લોકો તે ભૂલ સમજતા થયા છે વળી ખાન સાહેબ અબ્દુલ કાદર બાએ-કઝા તથા સૈયદ ઝેન અલ ઇદરૂસનો મારે ઉપકાર માનવો જોઇએ કે તેવણે મહારાણી વિકટોરીયા સાહેબાના મરણના સોગ પાળવાની જે સુચના છપાવી હતી તેને મથાળે કુરઆન શરીફની આયત ગુજરાતી અક્ષરમાં છપાવી હતી * તેથી ઘણાઓની ભૂલ ભાંગી છે.

મશારેકુલ અનવારના પ્રથમ ભાગની પ્રસ્તાવનામાં મેં વાયદો કર્યો હતો કે બીજા ભાગમાં ૯૨૧ હદીસ લખીશ પણ "ખોદાની ઇચ્છા અમારી ઇચ્છા પર ગાલેબ છે" તે પ્રમાણે મારૂં ધારેલું થયું નથી અને કેટલીક અડચણોને લીધે આ ભાગમાં ૭૨૬ હદીસ લખી શકયો એમ છતાં પણ પ્રથમ ભાગથી આ ભાગ કંઇક મોટો થયો છે.

લોકોના ચલણોનો આધાર ઘણું કરીને તેઓના ખિયાલો ઉપર છે. જો ખિયાલ સુધરે તો ચલણ સુધરે અને ખિયાલો સુધારવામાં કુરઆન પછી જે અસર હજરત (સલ)ના કલામમાં છે તેવી કંઇમાં નથી. એજ માટે જે લોકો મુસલમાનોના અસલ ખિયાલ બદલવાની કોશીશ કરે છે તેઓ હદીસોને ઉડાવવાની કોશીશ કરે છે જેમ કે અલીગડવાળા હદીસોને ગણતા નથી એજ કારણથી તેઓના ચલણ દિનપર દિન બદલાતા જાય છે, શરીઅતના કેટલાક કાયદા માનતા નથી, ઇંગ્રેજી લૉની જેમ શરીઅતે મોહમ્મદીના કાયદા હમેશ તેઓને બદલવાની ધુન રહે છે એ વર્તમાન પત્રો તથા તેઓના ચોપાન્યા વચનાર પર કંઇ છાનું નથી. જેથી દીનમાં જેઓફ આવતો જાય

* હેન્ડબીલને મથાળે કુરઆન શરીફની આયતને ગુજરાતી અક્ષરમા છપાવાને હુ પસંદ કરતો નથી. ગુ. મો.

છે. માટે એવા વખતમાં હદીસોનો ફેલાવો જરૂર છે. પણ એ મારા એકલાનું કામ નથી. અલ્લાહ અમારા પર રહમ કરે અને બીજા ઘણા માણસો હદીસોના તરજુમા કરનાર ઉભા કરે કે જેથી અમારી દીન દુન્યા બંને સુધરે.

હદીસોથી અનજાણ હોવાને લીધે કેટલાક બેહરૂપી જેવાને લોકોને ભોરવવું બની શકે છે અને આશેકે રસુલ થવાનો ડોલ ઘાલી તેઓના સામેવાળા ઉપર રસૂલુ—લ્લાહની હલકાઇ કરવાનું તોહમત મુકે છે પણ તે સઘળી ચાલાકી હદીસ શરીફના ફેલાવાથી આપો આપ મટી જશે અને તેઓને શરમિન્દા થવા વગર છુટકો નથી. તેઓને બેહકાવવાનું મોટું સાધન આ મલ્યું છે કે રસૂલુલ્લાહ (સલ) ને તેઓ આલેમુલ ગેબ જાણે છે તેઓ માને છે કે દરેક ચીજ જે થઇ છે અને થનાર છે તે સર્વને હજરત (સલ) હર વખત જાણે છે અને જેઓ એવી રીતે નહીં માને તેને રસૂલુલ્લાહની હલકાઇ કરનાર ગણે છે. અને જુઓ તો કુરઆન શરીફ કહે છે કે રસૂલુલ્લાહ ગેબ જાણનાર નથી રસૂલુલ્લાહ પોતે કહે છે કે હું ગેબ જાણનાર નથી. તથા સહાબા પણ માનતા હતા કે હજરત (સલ) ગેબ જાણનાર નથી. આ મસલાની તહકીક માટે "મોલવી બશીરના રિસાલાનો ટુંક જવાબ" "માલા બુદ્દ મિન્હોની પ્રસ્તાવના" "ઇજાલતુરૈબ" "ગેબી રિસાલો" વગેરે મારા લખેલા પૂરતાં છે. અને આ ભાગમાં પણ કેટલીક હદીસો આવી છે તેના નમ્બરની આગળ વાંચનારનું ધ્યાન ખેંચવા માટે ફુલડી મુકી છે. અને તે નમ્બરોની યાદી અત્રે લખી જણાવું છું કે જે શખ્સે માત્ર તેજ હદીસો વાંચવી હોય તો સહેલાઇથી કાઢી શકે. તે પુરાવા હદીસ નં. ૭૮૯, ૮૩૧, ૮૭૯, ૮૯૬, ૮૯૮, ૮૯૯, ૯૦૪, ૯૩૮, ૯૩૯. ૯૫૦, ૯૭૫, ૯૮૫, ૯૯૩, ૧૦૦૪, ૧૦૨૭, ૧૦૪૨, ૧૦૪૪, ૧૦૫૨, ૧૦૫૩, ૧૦૫૬, ૧૦૫૮, ૧૦૬૧, ૧૦૬૪, ૧૦૬૫, ૧૦૮૬, ૧૧૦૪, ૧૧૦૭, ૧૧૨૮, ૧૧૪૨, ૧૧૫૮, ૧૧૭૮, ૧૧૭૯, ૧૨૩૮, ૧૨૪૦, ૧૨૪૧, ૧૨૪૨, ૧૨૪૩, ૧૨૪૫, ૧૨૫૦. ૧૨૫૧, ૧૨૫૬, ૧૨૬૭, ૧૩૮૭, ૧૪૦૮, ૧૪૧૦. ૧૪૨૨, ૧૪૨૮, ૧૪૩૧, ૧૪૩૩, અને ૧૪૩૫માં છે. ગેબ નહીં જાણવાની આ ૫૦ દલીલ થઇ.

છેવટમાં અલ્લાહથી માંગું છું કે જેવી રીતે તેણે પ્રથમ ભાગને લોકોપયોગી કર્યો અને સેંકડો આદમી લાભ લઇ રહ્યા છે તે પ્રમાણે બલકે તેથી વધું આ ભાગથી પણ લોકો લાભ લે. અને ત્રીજો ભાગ લખવાની મને શક્તિ આપો. અને તે એને કબૂલ કરી મુજ ગુનેહગારની મુક્તિનું સાધન કરો. **આમીન વસલ્લ-લ્લાહો અલન્નબી.**

**સુચના**—ખુદાના ફઝલથી હજરત મોલાના મરહુમે ત્રીજા ભાગનો પણ ગુજરાતી કરી પ્રગટ કર્યો હતો જે હમણાં પણ કુતુબખાના સાદેકીય: રાંદેરથી મળે છે. કીં૦ રૂ૦ ૨

**મશારેકુલ-અનવાર** ભાગ ૧ લો એમાં ૭૩૧ હદીસો છે. કીં. રૂ૦ ૨

**લી૦ મેનેજર.**

# જાહેર ખબર.

"**તોહફતુલ હિંદ**" નામનું પુસ્તક જે કે હિંદુસ્તાનમાં ઉર્દુ ભાષામાં અનેકવાર છપાઇ માન પામેલું તેનો તરજુમો ગુજરાતી ઉપરથી ઇંગ્રેજી કરાવી ૬૦ રતલી રોયલ ગલેઝ ઉમદા કાગળ ઉપર છપાવ્યો છે. એમાં કર્ત્તાએ માત્ર હિન્દુ ધર્મ તથા ઇસ્લામી ધર્મનો મુકાબલો કરી બતાવ્યો હતો. પણ ભાષાંતર કરનારે (૨હ) નોટમાં ખ્રીસ્તી ધર્મનો તથા આર્ય સમાજવાળાનો પણ મુકાબલો કરી બતાવ્યો છે. એમાં માત્ર મુકાબલોજ છે એમ નથી પણ મુસલમાની ધર્મમાં ખુદાને કેમ માનવો. તથા ફીરસ્તાઓને કેમ માનવા ? પેગમ્બરોને કેમ માનવા ? કીતાબોને કેમ માનવી ? ઇત્ય. તથા પાંચે બીનાએ ઇસ્લામનું પણ વર્ણન છે. ટુકાણથી નિકાહ, તલાક, હરામ, હલાલ, સલામ, પારકા ધર્મવાળાને નોતરૂં કરવું વિગેરે. તથા પાદરીઓના ચોપાનિયામાં ઇસ્લામના ચંદ્ર ઉપર જે તેઓએ ધુળ ઉડાવી છે, તેનો ઉત્તર આપી તે ધુળ તેઓપર પાડી છે. અને લગભગ બધી શંકાઓનો જવાબ એમાં છે. તથા પારકાઓના પુસ્તકોથી હજરત મોહમ્મદ સાહેબના ભવિષ્યવાદ પણાની સાબેતી વગેરે છે. કીંમત રૂ૦ ૩ પોષ્ટ જુદું.

"**તોહફતુલ હિંદ**" ગુજરાતી ઉપલું પુસ્તક ગુજરાતીમાં છપાયું હતું પણ લોકોપયોગી થવાથી ખપી જવાથી બીજી આવૃત્તિ વધારા સાથે છપાવી છે.કીં. રૂ. ૩

"**તોહફતુલ હિન્દ**" ઉર્દુ. કીં. રૂ. ૧.

"**ઇજહારૂલ હક**" નામનું પુસ્તક કે જે મોલવી રહમતુલ્લાહ મોહાજેરે મક્કા સાહેબનું અરબીમાં રચેલું છે તેનો તરજુમો ગુજરાતી ભાષામાં કરી ગલેઝ ૫૦ રતલી કાગળ ઉપર આઠ પેજી પૃષ્ટ ૫૦૦ ઉપર છપાવ્યું છે. એ આખી જગતના પાદરીઓને અઉત્તર કરનારૂં છે. એજ કારણથી અરબી, તુરકી, અને ફ્રેંચ ભાષામાં ઘણી વાર છપાયું છે. એમાં એક પ્રસ્તાવના છ અધ્યાય છે. પ્રસ્તાવનામાં કેટલીક જાણવાજોગ બાબતો લખી પાદરી ફાનડરની મીજાનુલ હક્કના કેટલાક ફકરાઓનો જવાબ છે. પેહેલા અધ્યાયમાં બાઇબલનું વર્ણન છે તથા તેની ભુલોની, ખોટારાની સાબેતી છે. બીજા અધ્યાયમાં બાઇબલના ફેરફાર થવાનો સિદ્ધાંત તથા પાદરીઓનો ધોકાઓનો ઉત્તર છે. ત્રીજામાં નાસેખ મનસૂખનું વર્ણન છે, ચોથામાં ત્રીવેદનું (તસલીસનું) ખોટારૂં બાઇબલથી તથા અકલી દાખલાઓથી છે. અને ત્રીદેવ વિષે તેઓના લીધેલા આધારેનો ઉત્તર પણ છે. પાંચમામાં કુરઆનનું કલામુ-લ્લાહ થવું સિદ્ધ કરી કુરઆન ઉપર તેઓની કીધેલી શંકાઓનો ઉતર છે. તથા એની સાથે હદીસોનો કેટલોક હાલ તથા તે વિષેની શંકાઓનો ઉતર પણ છે. છડામાં હજરત મોહમ્મદ (સલ) સાહેબની પેગમ્બરીની સાબેતી છે. અને એની વચ્ચે બીજી ઘણીએ બાબતો સમાયલી છે. હજરતની નુબુવવત ઘણી સારી રીતે તેઓની બાઇબલથી પણ સાબેત કરવામાં આવી છે. કીં. રૂ૦ ૩—૦—૦ પોષ્ટ જુદું.

બૈબલ પરીક્ષા કીંમત આનાં ૨ } આ ચોપડી ઇજહારૂલ હક્કનો નમુનો છે.

આકાશ ચાલ રદે પૃથ્વી ચાલ કીંમત આના ૪

**મઝહરૂલ ઇસ્લામ.** ગુજરાતી કીં. આ. ૬.

**એઅલાએ કલેમતુલ હક્ક** ગેબની તહકીકમાં આ ઉમદા કિતાબ છે કીંમત આના ૬

**કશફુલ ગેતા** એજાલતુલ ખફાનો જવાબ એમાં ગેબ વિષે સારી તહકીક છે. કીં. આ. ૬

**રાહે નજાત** ઉર્દુ કીંમત આના બે.

**નસીહતુલ મુસ્લેમીન** ઉર્દુ કીં. આના બે

**કુરઆન શરીફ** મોટા તથા ઉમદા ખતમાં અને તેની નીચે શાહ અબદુલ કાદેર (રહ)નો જગત જાણીતો તરજુમો ગુજરાતી અક્ષરોમાં કીં. રૂ. ૧૦

રાહે નજાત ગુજરાતી ભાષામાં
નસીહતુલ મુસલેમીન ,,
મોલવી બશીરના રીસાલાનો ટુંક જવાબ
મસજીદમાં વગાડવા માટે ઇસલામી નકશો.
મકામાતે મુકદ્દસાની ફઝીલત વીષે ૪૦ હદીસો.

**હકીમ અબદુરરહમાન બી० મોવલાના મરહુમ**

આ પુસ્તકો દુંકને માટે ચોપડે મંગાવા આનાની ટીકીટ મોકલો થી મંગાવ મોકલવામાં આવશે.

**ગુલામ મોહમ્મદ બી० હાજી હાફેજ સાદિક**

મેનેજર કુતુબખાના સાદેકીયઃ

**મુ० રાંદેર જીલ્લે સુરત**

# મશારેકુલ-અનવાર ભાગ બીજો.




ખોદાના નામથી જે મોટો મેહેરબાન રહમ કર્ત્તા.

## અધ્યાય ચોથો.

આ અધ્યાયમાં તે હદીસો છે કે જેને મથાળે કઝા તથા કૈજ છે.

૭૩૨ મુસલિમમા* જાબેર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તું કંઈ

* તોહફાવાળા કહે છે કે આ હદીસ અબ્દુલ્લાહ બીન ઓમર તથા અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી)થી રિવાયત છે. અને એ બોખારી તથા મુસલિમ બંનેમાં છે. એ હદીસનું બયાન હદીસ ના૦ ૩ માં થયું છે. ગુ. મો.

અનાજ ખરીદે તો જ્યાં સુધી તેને કબજે નહીં કરે (અને તોલી નહીં લ્યે) તું તેને ન વેચ

**ફાયદો** સર્વ ઈમામોના મત પ્રમાણે વગર કબજે કરે અનાજ વેચવો દુરસ્ત નથી.

૭૩૩ મુસલિમમાં જરીર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે ગુલામ (પોતાના માલિકથી નાઠો તો તેની નમાજ કબુલ થતી નથી. †

૭૩૪ મુસલિમમાં જરીર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારી પાસે જકાત લેનાર આમેલ [કલેકટર] આવે તો તે તમારાથી રાજી ખોશી થઇને પાછો ફરે.

**ફાયદો** ઇસ્લામી સલતનતમાં ઇમામના તરફથી વસ્તીઓમાં વર્ષ દહાડા પછી જકાત ઉઘરાવવા આમેલ જ્યા કરતો હતો અને હમણા પણ વિલાયત@માં જાય છે ‡ તો ફરમાવ્યું કે તે નારાજ થઇને ફરે નહીં. ખુશીથી માલની જકાત, નગદીની અને જાનવરોની જકાત આપ્યા કરો. કારણ કે તે ઇમામનો મોકલેલો છે. અને ઇમામની તાબેદારી સર્વપર વાજેબ છે.

૭૩૫ મુસલિમમાં અબુ સઇદ [રદી]થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જ્યારે તમો જનાઝાની પાછળ જાઓ તો જ્યાં સુધી તે જમીન ઉપર મુકાય નહીં તમારે નહીં બેસવું.

**ફાયદો** સુંનત આજ છે કે જનાઝો વગર મુકે બેસે નહીં કારણ કે ઘણું કરીને જનાઝો ઉઠાવનારાઓને મદદ લેવાની જરૂર પડે છે. વગર જનાઝો મુકે બેસવું મકરૂહ છે.

૭૩૬ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર [રદી]થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઇ જુમઆની નમાજ પઢવા આવે તો જોઇએ કે ગોસલ કરે.

૭૩૭ મુસલિમમાં અબુ સઇદ [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઇ પોતાની સ્ત્રીથી સોહબત [સમ્ભોગ] કરે અને ફરી બીજી વાર સોહબત કરવા ચાહે તો તેને જોઇએ કે વોજૂ કરે.

**ફાયદો** એટલે પ્રથમ પેશાબ ઇંદ્રી ધોએ ફરી વોજૂ કરે. આ વોજૂ કર્યાથી કુવવત તથા ખાહેશ વધે છે અને બદન હલકું પડે છે

૭૩૮ બોખારીમાં અબુહોરેરા [રદી]થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જ્યારે તમારામાંના કોઇની પાસે તેનો ખીજમતગાર ખાણું લાવે તો જોઇએ કે તે તેને પોતાની સાથે બેસડાવે અને જો તેને પોતાની સાથે નહીં બેસડાવે તો તેને એક બે કોળીયા આપે‡ કારણ કે તે ખાણું પકાવવામાં તથા ગરમીમાં લાગેલો હતો.

**ફાયદો** આ હદીસથી જણાયું કે બબરચી [રસોયા]ને થોડુંક ખાણું આપવું જરૂર છે, તેનું ખાણું આપવું નહીં ઠેરવ્યું હોય તો એ. એટલે મરૂવવતને લાએક નથી કે મેહનત કરે રાંધવાની ગરમી સહે અને તે ખાણાથી જરાએ ન મળે. પણ સાથે ખવરાવવું વાજેબ નથી. જો ખવરાવશે તો બેહતર છે પોતાનો અહંકાર [ગરૂર] મટાવ્યો.

૭૩૯ બોખારી તથા મુસલિમમાં અબુ ઐયુબ [રદી]થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જ્યારે તમો જાજરૂએ જાઓ તો કિબલ તરફ મોં કરીને બેસવું નહીં અને ન તેની તરફ પીઠ કરવી. ન પેશાબ કરતી વેળા અને ન જાજરૂ કરતી વેળા પણ પૂર્વે અથવા પશ્ચિમે બેસા કરો

**ફાયદો** જાજરૂ અને પેશાબની વખતે કિબલાની સામે બેસવું અને પીઠ કરીને બેસવું ઇમામ આજમ [રહ] ની નજદીક દુરસ્ત નથી. ન જંગલમાં અને ન આબાદીમાં. પણ ઇમામ શાફેઇ

---

† એટલે સંપૂરણ રીતે કબુલ થતી નથી. એજ હાલ તે શખ્સનો છે કે જે ખોદા સિવાય બીજાનું ધ્યાન રાખી નમાજ પઢે તે પણ સંપુરણ રીતે કબુલ થતી નથી. અને તે પોતાના માલિકથી નાઠો છે. ગુ. મો.

@ એટલે કાબુલના રાજમાં ગુ. મો.

‡ હોરાઓના મુલ્લાજી સાહેબ તરફથી પણ આમેલો મોકલવામાં આવે છે અને તેઓ પોતાના ઈલાકાની જકાત જમા કરે છે. આ હદીસપર લોટયા બોરા અમલ કરે છે પણ અફસોસ કે સુંનીઓને એ હદીસપર ચાલવાનુ કદી સ્વપ્નું પણ આવતું નથી. ગુ. મો.

‡ કદાપી તેની ખાહેશ તે ખાણા સાથે લાગી હોય અને એક બે કોળિયાથી તે ખાહેશ મટે છે આ હદીસથી જણાયું કે નોકરને શેઠ જે ખાય ખવરાવવું વાજેબ નથી ગુ. મો.

[રહ]ની નજદીક જંગલમાં મના છે અને આબાદીમાં દુરૂસ્ત છે. અને એ વિષે અબ્દુલ્લાહ બીન ઓમર [રદી]ની હદીસ પણ છે. પણ વધુ એહતેયાત (સમ્ભાળ) ઇમામ આજમ [રહ]ના મજહબમાં છે. અને આ જે ફરમાવ્યું છે કે પૂર્વ પશ્ચિમ બેસા કરો એ મદીનાવાળાઓને ફરમાવેલું કારણ કે તે ઓનો કિબ્લો દક્ષિણે છે પણ હિન્દુસ્થાનનો કિબ્લો પશ્ચિમે છે જેથી હયાં ઉત્તર દક્ષિણે બેસવું જોઇએ.

૭૪૦ બોખારીમાં * અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જ્યારે અલ્લાહ કોઈ બંદાથી મોહબ્બત કરે છે તો જીબરઇલને પુકારીને કહે છે કે ખચીત અલ્લાહ ફલાણાને પ્યારો ગણે છે તો તું પણ તેનાથી પ્યાર રાખ. ફરી જીબરઇલ તેની મોહબ્બત કરે છે ફરી જીબરઇલ આસમાનવાળાઓમાં [એટલે ફિરસ્તા-ઓમાં] પુકારે છે કે ખચીત અલ્લાહ ફલાણાને પ્યારો ગણે છે કે માટે તમો તેનાથી મોહબ્બત રાખો † ફરી આસમાનવાળા તેનાથી મોહબ્બત રાખે છે. ફરી તે મહબુબ [પ્યારા] બંદા માટે જમીનમાં કબુલીયત ઉતારાય છે [એટલે જમીનના નેક લોકો તેને મકબુલ જાણે છે અને તેનાથી મોહબ્બત રાખે છે]

**ફાયદો** એટલે ખોદા જે બંદાની મોહબ્બત જાહેર કરવા ચાહે છે તો તેને આસમાન અને જમીનમાં મશહુર કરે છે કે જેથી ફિરસ્તા તેને માટે ઇસ્તિગફાર કર્યા કરે અને જમીનના લોક તેને માટે ભલી દોઆ કર્યા કરે તેનાથી મોહબ્બત રાખે તેની તારીફ કરે અને તેના શુભ ચલણ ઉપર ચાલે. એજ કારણથી ઘણા લોકો અવલિયા અલ્લાહ-થી મોહબ્બત રાખે છે. પણ આમ જાહેલ લોકો જેવી મોહબ્બત કરે છે તેની સારી નથી કે તેઓને નફા નુકસાનના મુખત્યાર સમજીને તેમને ખોદાઇમાં ભેળે છે. એ મોહબ્બત નથી પણ ખરૂં જોતાં તેમનાથી અદાવત છે.

૭૪૧ મુસલિમમાં જાબેર [રદી]થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જ્યારે તમારામાંના કોઇને કોઇ પારકી સ્ત્રી ભલી દેખાય ફરી તે તેના દિલમાં જગ્યા પકડે તો તેને જોઇએ કે પોતાની સ્ત્રી પાસે આવે અને તેનાથી સમ્ભોગ કરે.

**ફાયદો** પારકી સ્ત્રીની મોહબ્બત જો દિલમાં આવી જાય તો તેનો પૂરતો ઇલાજ આજ છે કે પોતાની સ્ત્રીથી સોહબત કરે. જો એક બે વારમાં ખ્યાલ જતો રહ્યો તો ઠીક છે નહીં તો કંઇ વાર સોહબત કરે. કે જેથી તદન ખ્યાલ દફે થાય. હકીમ લોકો ઇશકનો ઓષધ પણ જીમા [સમ્ભોગ]નેજ લખે છે. કારણ કે શહવતનું કારણ મની [વીર્ય]નો વધારો છે જ્યારે સોહબત કરી તો મની ઘટી ફરી શહવત અને ઇશક પણ મટયાં. હજરતે [સલ] આ ઓષધ એટલાં માટે ફરમાવ્યો કે કદાચ હરામ કામમાં સપડાય નહીં.

૭૪૨ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા [રદી]થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જ્યારે તમારામાંના કોઇએ પોતાના ઇસ્લામને સણગાર્યું તો જે નેકી તે કરશે તે દશથી કે સાતસો ઘણી લખાશે અને જે બદી તે કરશે તે તેટલીજ લખાશે. તે એટલાં સુધી કે ખોદાની મુલાકાત કરે.

**ફાયદો** એટલે જ્યારે ઇસ્લામને સુધાર્યું તો દરેક નેકીને ખોદા દસથી સાતસો સુધી વધારે છે. દશથી તો કોઇ ઓછી નથી. આગળ નેયત ઉપર અટકેલું છે. જેવી નેયત ખાલિસ (નિર્મળ) હશે તેવો વધારો પણ થશે. અને બદી જો કરશે તો તે તેટલીજ રહેશે તેમાં વધારો નથી. આ હદીસથી ખોદાની રહમતનો વિચાર કરવો જોઇએ કે પોતાના બંદા મુસલમાનની બદી (ગુનાહ) તેટલીજ રાખે છે અને નેકીને સાતસો સુધી વધારે છે. ઇસ્લામ સણગારવું તે આ છે કે કુરઆન અને હદીસને માફક એતેકાદ દુરૂસ્ત કરવો અને શિર્ક બિદઅત તજવા. પૂરતા માનથી

* શરહ મશારેકમાં છે કે આ હદીસ બોખા-રીમાં નથી પણ મુસલિમમાં છે. ગુ. મો.

† કોઈ શખ્સ મીયાં મિઠુની માફક પોતાને શમસુલ ઓલમા કે અલ્લામએ જમાં વગેરેનો ખેતાબ પોતે ધારણ કરી પ્રખયાત થાય અને જ્યારે તે ખેતાબની સનદ પૂછાય તો તે આ હદીસથી આધાર લીએ, તેણે શરમાવું જોઇએ. કારણ કે આ હદીસમાં તેવા બનાવટી ખેતાબનો કે સરકારી ખેતાબનો કશો આધાર નથી પણ નેક લોકો કોઈ નેક શખ્સની મોહબ્બત કરે તેનું બયાન એમાં છે. ગુ. મો.

શરીઅતે મોહમ્મદીની તાબેદારી કરવાની ઇચ્છા કરે અને બહારથી તેમ અંદરથી મોહમ્મદી બને. આ હદીસથી જણાયું કે નેકીનો (સારાં કામો)નો આધાર સારા અકીદા ઉપર છે.

૭૪૩ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે માર્ગની બાબતમાં ઝઘડો અને વાંધો પડે તો તેની પોહોળાઇ સાત હાથની ઠેરવાય.

**ફાયદો** એટલે જે માર્ગ શરેઆમ હોય જેમાં શેહેરવાળાઓનો આવ-જાવ હોય અને માર્ગની જમીનનો માલિક ત્યાં ઇમારત બાંધતો હોય અને લોકો આડે આવતા હોય તો ત્યાં શરીઅતનો હુકમ આ છે કે સાત હાથની પોહોળાઇનો માર્ગ છોડી ઇમારત બાંધે કે જેથી ઊંટ, ગાડી અને લોકોના આવ--જામાં અડચણ નહીં પડે પણ જો એવી ગલી હોય કે માત્ર મોહલ્લાના લોકજ આવ જા કરતા હોય તો તેની ચોડાઇ એટલી જોઇએ કે ત્યાં મોહલ્લાવાળાઓને તકલીફ થાય નહીં અને ઝનાની સ્વારી (પાલકી) જનાઝો જવામાં તંગી પડે નહીં.

૭૪૪ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરત (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંના કોઇને સૂર્યાસ્ત પેહેલાં અસરની નમાઝની એક રકઅત મળે તો તે પોતાની નમાઝને પૂરી કરે (એટલે બાકીની ત્રણ રકઅત સૂર્યાસ્તને વખતે પઢે) અને સૂર્યોદય પેહેલાં સુબ્હાની નમાઝની એક રકઅત મળે તો તે પોતાની નમાઝને પૂરી કરે. (એટલે એક રકઅત સૂર્યોદઇને વખતે પઢે.)

**ફાયદો** એટલે જો કે સૂર્યાસ્ત અને સૂર્યોદયને વખતે સિજદો કરવો હરામ છે પણ જો એક રકઅત સૂર્યાસ્ત તથા સૂર્યોદય પેહેલાં મળે તો બાકીની નમાઝને સૂર્યાસ્ત તથા સૂર્યોદય થતાં પઢે. સર્વ ઇમામોનો આજ મજહબ છે. પણ ઇમામ આજમ (રહ)ની નજદીક અસરની નમાઝ તો એવી રીતે દુરૂસ્ત છે. કારણ કે આ વખત નાકેસ (નુકસાનીવાળો)છે અને નમાઝનું અદા કરવું પણ નાકેસ થયું. પણ ફજરની નમાઝ સૂર્યોદય વેળા દુરૂસ્ત નથી કારણ કે વખત સંપૂરણ છે તો નમાઝનું અદા કરવું નાકેસ નહીં જોઇએ. * હનફીઓ કહે છે કે પ્રથમ આ હદીસ ઉપર અમલ હતો ફરી હજરતે (સલ) તે હદીસ ફરમાવી જેમાં સૂર્યાસ્ત તથા ઉદયને વખતે સિજદો હરામ છે. ખોદા સારી રીતે જાણે છે.

૭૪૫ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે બાંગી બાંગ દે છે તો શૈતાન પાદ મારતો નહાસે છે.

**ફાયદો** એટલે અજાનના અવાજથી શૈતાનને એવી પીડા પડે છે કે બીહીને પાદ મારતો નહાસે છે. એજ માટે હજરતે (સલ) બીજી હદીસમાં ફરમાવ્યુ છે કે જ્યારે કોઇને જંગલમાં શૈતાન કે ભૂત સતાવે અથવા નજરે પડે તો તે વેળા અજાન પુકારીને કહે કે શૈતાન નહાસી જાય. આ અમલ મોજરબ છે.

૭૪૬ મુસલિમમાં અબુ મૂસા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે અલ્લાહ પોતાના બંદાઓમાંથી કોઇ ઉમ્મત ઉપર રહમ કરવાનો ઇરાદો કરે છે તો તેઓના નબીને તેઓની આગળ કબજે કરે છે (એટલે પેગમ્બરની વફાત ઉમ્મતની આગળ થાય છે) ફરી તે પેગમ્બરને તેઓ માટે પ્રથમ જનાર અને આગેવાન બનાવે છે † અને જ્યારે અલ્લાહ કોઇ ઉમ્મતની હલાકીનો ઇરાદો કરે છે તો પેગમ્બરના જીવતાં તેઓને અજાબ કરે છે ફરી તેઓનો નાશ કરે છે. અને તે પેગમ્બર તેઓને જુવે છે અને તેઓની હલાકીથી પોતાની આંખને ઠંડી કરે છે. કેમકે તેઓએ પેગમ્બરને જૂઠાવ્યા છે અને તેમનો હુકમ માન્યો નથી.

**ફાયદો** એટલે જે ઉમ્મત ઉપર અલ્લાહ રહમ અને કરમ કરવા ચાહે છે તો તેઓના પેગમ્બરની વફાત પ્રથમ થાય છે કે જેથી તેમના ગમમાં ઉમ્મત સબર કરે અને સ્વાબ મેળવે અને તેમના પછી તેમની શરીઅત ઉપર અમલ કરે ને બેવડો સવાબ મેળવે. અને પેગમ્બર પોતાની ઉમ્મતના સારાં કામો જોઇને બીજા જહાનમાં ખુશ થાય અને ઉમ્મતના ઇમામના શાક્ષી બને. આ હદીસથી હજરતે (સલ) પોતાની ઉમ્મતને જાણે દિલાસો આપ્યો છે કે મારી જૂદાઇમાં વધારે

* આ મસલાનો આધાર ઓસુલે ફિકહના એક કાયદા ઉપર છે તેના તરફ કર્ત્તાએ ઈશારો કર્યો છે ગુ. મો.

† આ હદીસથી જણાય છે કે ઉમ્મતથી આગળ જનાર દરેક પેગમ્બર પોતાની ઉમ્મતના ફરત છે. ગુ. મો.

પરેશાન થવું નહીં મારી વફાતને (તમારે માટે) ખોદાનો ગજબ સંમજવો નહીં. પણ ખોદાની રેહમત સમજો. એજ માટે આ ઉમ્મતને ઉમ્મતે મરહુમા કહે છે. અને જે ઉમ્મત ઉપર ખોદા ગઝબ કરવા ચાહે છે તો તેઓના પેગમ્બરથી પહેલાં ઉમ્મતને હલાક કરે છે કે જેથી પેગમ્બરના દિલના ફફોલા ફુટે. કારણ કે તે કમબખ્ત ઉમ્મતે પોતાના પેગમ્બરની કદર નહીં બુજી તેમને દુઃખ આપ્યું અને જૂઠ્યા. જેવી રીતે હજરત નૂહ હજરત લૂત હજરત હૂદ અને હજરત સાલેહ (અલે)ની ઉમ્મતોનો હાલ થયો કે તેઓના પેગમ્બરો જીવતા રહ્યા અને તેઓ અજાબે ઇલાહીમાં નાશ થયા.

૭૪૭ બોખારી તથા મુસલિમમાં અદી બીન હાતેમ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જયારે તું તારા શિખેલા કુતરાને છોડે અને તેં તેના ઉપર બિસમિલ્લાહ (ખોદાનું નામ) કહે તો તું ખા. અદી બીન હાતેમ કહે છે કે મેં કહ્યું કે કુતરૂં જાનથી મારી નાખે તોએ (શિકાર હલાલ)? હજરતે (સલ) ફરમાવ્યું કે અગર જો મારી નાખે તોએ હલાલ છે જયાં સુધી તે કુતરાની સાથે બીજું કુતરૂં થાય નહીં. અદી બીન હાતેમ કહે છે કે મેં કહ્યું કે હું તો કદી વગર ફલના તીરથી શિકાર કરી શિકાર મેળવું છું. હજરતે (સલ) ફરમાવ્યું કે વગર ફલના તીરથી જયારે તું શિકાર કરે ફરી તે ચીરાય તો તું ખા પણ જો શિકારને ઉલટો થઇને લાગે તો તેને તું નો ખા.

**ફાયદો** આ હદીસથી શિકારના ઘણા મસલા જણાયા. પ્રથમ આ કે કુતરાથી શિકાર કરાવવો દુરૂસ્ત છે. બીજો આ કે કુતરાને જયારે પોતે શિકાર માટે મુકયું હોય તો હલાલ છે. પણ જો કુતરૂં આપોઆપ છુટયું હોય અને શિકાર મારી લાવે તો હલાલ નથી. ત્રીજો આ કે કુતરાને શિખવવું શરત છે. અને શિખવવાની આ નિશાની છે કે તેને ત્રણ વાર શિકાર ઉપર મુકે અને દરેક વેળા શિકાર મારે પણ પોતે ખાય નહીં * ચોથો આ કે કુતરૂં છોડતી વેળા બિસ્મિલ્લાહ કહેવું શરત છે. જો જાણી બુજીને બિસ્મિલ્લાહ નહીં કહેશે તો શિકાર મુરદાર થશે. પણ જો ભૂલથી નહીં કહેશે તો હલાલ છે. આ ઇમામ આજમ (રહ) નો મજહબ છે. અને ઇમામ શાફેઇ (રહ)ની નજદીક જબાનથી બિસ્મિલ્લાહ કહેવી વાજેબ નથી. ખોદાનું નામ દરેક મુસલમાનના દિલમાં છે. પણ જબાનથી કહેવી મુસ્તહબ છે. પાંચમો આ કે જો શિકારી કુતરાથી શિકાર મરી પણ જાય તોએ શિકાર હલાલ છે. છઠ્ઠો આ કે જો શિકારી કુતરાની સાથે બીજું કુતરૂં વગર શિખેલું શિકાર મારવામાં ભેગું થાય તો શિકાર મુરદાર થશે. કારણ કે જયારે એક વસ્તુમાં હરામ અને હલાલ ભેગાં થાય તો હરામજ એહતેયાત (સમ્ભાળ) માટે ચઢતું થાય છે. સાતમો આ કે વગર ફલના તીરના શિકારમાં જખમ થવું શરત છે કે જેથી નાપાક ખૂન નીકળી જાય. પણ જો વગર જખમે ઠોકથી મરે તો શિકાર હલાલ નથી. તથા ગુલેલ ગોલો પથ્થર અથવા ઇંટ જેવું જાનવરને મારી નાંખે તો તે મુરદાર છે. કેમકે ખૂન નીકળ્યું નથી. શિકાર તે ચીજથી હલાલ થાય છે કે જે તેઝ હોય ચીરે ફાડે જેમકે તલવાર છરી તીરનો ફલ વગેરે.

* કુતરૂ જયારે શિકાર કરવાનો ઈલમ શિખે તો તેની ઈજ્જત એવી થાય છે કે તે નાપાક હોવા છતાં તેનો શિકાર હલાલ થાય છે આથી ઈલમની મોટી ફજીલત જણાય છે. પણ જયારે તે કુતરૂ પોતાના ઈલમ ઉપર નહીં ચાલે એટલે શિકારનો ઈલમ તેનો આ છે કે તે પોતાના માલિક માટેજ શિકાર કરે, પોતાનો હિસ્સો તેમાંથી કંઈ લે નહીં, એમ ના હોય તો તેનો ઈલમ કંઈ કામનો નથી સાધારણ કુતરા સરખું થયું. તેનો શિકાર હલાલ રહ્યો નથી. એવી રીતે જે મોલવી પોતાના ઈલમ ઉપર ચાલે નહી તે માનને લાયક નથી. શિકારને માફક તેનું કહેવું કામનું નથી તેપર ભરોસો થાય નહીં. એટલુંજ નહીં પણ તે ખ્યાનતદાર કુતરૂં જે શિકારી છે એવું સમજી ધોકામાં આવી તેનું શિકાર જે હરામ છે તેને કોઈ ખાઈ ગુનાહમાં પડે છે તેમ બે અમલ મૌલવીના કહ્યા ઉપર ચાલવાથી માણસ બ દીન બને છે. જેમ કુતરાના શિકારના ઈલમની પરીક્ષા વગર તેનો શિકાર દુરૂસ્ત નથી તેમ અંજાણ્યુ મૌલવી આલિમ છે એવી પૂરતી ખાતરી કર્યા વગર તેની વાત પર ભરોસો કરવો દુરૂસ્ત નથી. ઈલમ કોનાથી હાસલ કરવો એ પ્રથમ વિચારવાનું છે. ગુ. મો.

૭૪૮ બોખારી તથા મુસલિમમાં અબુ મુસા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઇ (ઘરમાં જવાનો) ત્રણવાર હુકમ માંગે ને તેને હુકમ નહીં મળે તો તેને જોઇએ કે તે પાછો ફરે.

ફાયદો ઇજાઝત માંગવાનો આ તરીકો છે કે દરવાજા ઉપર ઉભો રહીને સલામ કરે. ફરી કહે કે હું આવું? ત્રણ વાર કહે. જો કોઇ બોલાવે તો અંદર જાય, નહીં તો પાછો ફરે. અને ખંખારો કરવો સાંકલ ખખડાવવી ઇજાજત માંગવાને ઠીકાણે છે. શરીઅતમાં ઇજાઝત માંગવાનો હુકમ આટલાં માટે થયો કે આપણી જાણમાં નથી કે માણસ પોતાના ઘરમાં કેવી રીતે બેઠો છે.

૭૪૯ બોખારીમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંના કોઇની સ્ત્રી મસજીદમાં જવા માટે હુકમ લયે તો તેને રોકે નહીં.

૭૫૦ બોખારીમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારી સ્ત્રીઓ તમારાથી રાતના મસજીદમાં જવા માટે ઇજાઝત ચાહે તો તમો તેઓને ઇજાઝત આપો.

ફાયદો આ મજમુનની મતલબ વિસ્તારથી આગળ વર્ણાઇ છે. * હવે સ્ત્રીઓને નીકળવાનો ફતવો નથી. વખત ખરાબ છે.

૭૫૧ મુસલિમમાં જાબેર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઇ ઇસ્તિનજા માટે ઢેલાં (ખડુ) લ્યે તો એકી લ્યે† (એટલે ત્રણ પાંચ કે સાત)

૭૫૨ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઇ સુઇ ઉઠે (ઊંઘથી જાગે) તો ત્રણ વાર નાક ઝાડે (નસીંગે) કારણ કે શૈતાન રાતના નાકની જડમાં‡ રહે છે.

ફાયદો સુવામાં બલગમ અને તરી ભેજામાંથી ઉતરીને નાકની જડમાં ભેગાં થાય છે તેને લીધે આદમીને સુસ્તી આવે છે. તો ફરમાવ્યું કે ત્રણ વાર છણકે જેથી સુસ્તી દફે થાય. બલગમ અને તરીને શૈતાન ફરમાવ્યાં. કારણ કે આથી ઇબાદતમાં સુસ્તી અને ગફલત આવે છે તો આ શૈતાનની પૂરતી મતલબ છે. અથવા ખરેખરી રીતે શૈતાન ત્યાં રહેતો હશે.

૭૫૩ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઇ ઊંઘથી જાગે તો તે પોતાનો હાથ વાસણમાં નાખે નહીં. ત્યાં સુધી કે તેને ત્રણવાર નહીં ધુએ. કેમકે તે જાણતો નથી કે તેનો હાથ રાતના ક્યાં રહયો છે@ (એટલે પાક જગ્યામા અથવા નાપાક જગ્યામાં)

ફાયદો ઘણા અરબો જાજરૂ ગયા પછી ઢેલાંથી ઇસ્તિનજો કરીને સુતા હતા. માટે હજરતે (સલે) હાથ ધોવાને ફરમાવ્યું કે કદાપી ત્યાં હાથ લાગ્યો હોય. અને આ પણ થઇ શકે છે કે રાત્રે એહતેલામ થયું હોય અને હાથ ખરડાયો હોય. મતલબ કે આ મુસ્તહબ છે કે પ્રથમ ત્રણ વાર હાથ ધોએ ફરી પાણીમાં ડબોવે.

૭૫૪ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઇ રોજો રાખીને સવાર કરે તો તે નફ્ફટ (ફોહોશ) બોલે નહીં જહાલત કરે નહીં. અને જો કોઇ મરદ તેને ગાળ આપે અથવા તેને લઅનત કરે તો તેને જોઇએ કે કહે કે હું રોજદાર છું. હું રોજદાર છું.

* વાંચો ના૦ ૬૧૪ની હદીસ. ગુ. મો.

† એ હદીસની એક મતબલ આ છે કે "જ્યારે તમારામાંનો કોઈ ખજુર લ્યે તો ત્રણ વાર લ્યે' જેમકે શરહ મશારેકમાં છે. ગુ. મો.

‡ નાકની જડમાં રહેવાનું કારણ કે આંખ આસમાન જમીનની ખલ્કત જોવાનું સાધન છે. જેથી ઈબરત મળે છે કે જે ઈબાદતમાં દાખલ છે અને મોંથી જીકર થાય છે. કાનથી ઈલમ તથા અલ્લાહની જીકર સંભળાય છે. પણ નાકમાં એમાંનું કંઈ નથી માટે એ રેહાણ થયુ. ગુ. મો.

@ "તે જાણતો નથી કે તેનો હાથ રાતના ક્યાં રહ્યો છે" આથી જણાય છે કે જો તે જાગનારો પાણીમાં હાથ નાંખશે તો પાણી નાપાક થશે નહીં. કેમકે આ કારણ માત્ર નાપાક થવાનો શક બતાવે છે. અને હાથનું પ્રથમ પાક થવું ખાતરીથી છે. તો આ શકથી તે ખાતરી મટે નહીં. ગુ. મો.

**ફાયદો** આ વાત કાં તો જબાનથી કહે કે કદાપી તે શખ્સ શરમાઇને છાનો રહે. કાંતો પોતાના દિલમાં કહે કે હું તો રોજદાર છું મને ચોગ્ય નથી કે એને ઉત્તર આપી હું અજ્ઞાન બનું અને મારા રોજાની ખૂબી ખોઉં.

૭૫૫ બોખારી તથા મુસલિમમાં જાબેર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઇ સફરમાં વધારે ગાએબ† રહયો હોય (એટલે લાંબી મુદ્દતે સફરથી આવ્યો હોય) તો તે રાત્રે ઘેર આવે નહીં (એટલે દિવસના આવે.)

**ફાયદો** દિવસના આવવામાં ઘણા લાભ છે કે બાયડી તેની પાકી લ્યે, ગોસલ કરે, કપડાં બદલે, કે જેથી તેના પતીને અણગમો નહીં થાય. અને ધણી પણ નાહી ધોઇ સફાઇ મેળવે કે સ્ત્રીને સૂગ નહીં આવે. વળી દિવસના ઉમદા ખાણાનો બંદોબસ્ત થઇ શકે છે. રાતના આવવામાં આ કંઇ થઇ શકતું નથી. **નકલ** એક શખ્સ પોતાની સ્ત્રીને ગર્ભવતી છોડીને સફર ગયો. સોલ વર્ષ પછી રાતને વખતે ઘેર આવ્યો પુત્ર જવાન થયો હતો. અને પોતાની મા પાસે બેઠેલો હતો. આ શખ્સને ખોટો વિચાર આવ્યો કે સ્ત્રી વ્યભિચારણ છે. પોતાના યારને લઇને બેઠી છે. તે અભાગ્યાએ અવિચારે પોતાના પુત્રને મારી નાખ્યો. ફરી જ્યારે ખરી હકીકત જાહેરમાં આવી તો પોતાનું માથું ફોડયું. તો જો તે દિવસના આવતે તો આવો બનાવ બનતે નહીં. માટે હજરતે સફર કરનારને મના કરી કે રાતને વખતે ઘરમાં ન આવે. શરીઅતના હુકમોમાં એવી રીતના હજારો ફાયદા દીનના તથા દુન્યાના છે. વખતે તેની ખુબી પ્રગટ થાય છે.

૭૫૬ મુસલિમમાં અબુ સઇદ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તું સ્ત્રીમીલાપમાં જલદી કરે અથવા વગર વીર્ય નીકળે સમ્ભોગ કરે તો તારાપર ગોસલ નથી. પણ તારે માથે વોજૂ છે. આ વાત હજરતે (સલ) ઇતબાન બીન માલિકને કહી હતી. અને આ હદીસ મનસૂખ છે.

**ફાયદો** હજરત (સલ) એક વાર ઇતબાન બીન માલિકને ઘેર ગયા. તે પોતાની સ્ત્રીથી સોબત કરતા હતા. હજરત (સલ) નું આવવું સાંભળી જલદીથી પરાજા થઇ હજરત (સલ) ની સેવામાં હાજર થયા. અને હજરતે એ બાબત જાણી ત્યારે આ હદીસ ફરમાવી. પ્રથમ ઇસ્લામમાં આજ હુકમ હતો કે વગર વીર્ય નીકળે ગોસલ વાજેબ નહોતું. ફરી આ હુકમ મનસૂખ થયો. હવે વગર વીર્ય નીકળે માત્ર સ્ત્રી મીલાપથી પણ ગોસલ વાજેબ છે.

૭૫૭ બોખારી તથા મુસલિમમાં ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તને વગર માંગે કોઇ ચીજ મળે તો તેને તું ખા, અને ખોદાના માર્ગમાં આપ (સદકો કર)*

**ફાયદો** ઓમર ફારૂક (રદી)ને હજરત (સલ) કંઇ આપવા લાગ્યા. ઓમર ફારૂકે (રદી) કહ્યું કે જે મારાથી ઘણો મોહતાજ હોય તેને આપો. મને જરૂર નથી, ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે જ્યારે વગર માંગે કંઇ મળે તો તેને ખોદાની આપેલી રોજી સમજીને પાછી ફેરવે નહીં. જો હાજત હોય તો પોતાના કામમાં લાવે. અને નહીં તો કંઇ ગરજવાળાને આપે. પણ સવાલ કરવો બે તરેહ છે. એક તો જબાનથી માંગવું એ (વગર જરૂરતે) સાફ હરામ છે. બીજું દિલમાં કોઇ ચીજની કોઇ શખ્સથી તાક લગાડવું આ દિલનો સવાલ છે. તકવાની રૂએ એ પણ હરામ છે.

૭૫૮ બોખારી તથા મુસલિમમાં ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે રાત સામે આવે (એટલે પૂર્વથી કાળક દેખાય) અને દિવસ જાય અને સૂર્યાસ્ત થાય તો રોજદાર રોજા ખોલે.

૭૫૯ બોખારી તથા મુસલિમમાં અબુ

---

†"વધારે ગાએબ"ના કહેવાથી જે શખ્સ નજદીકની સફરમાં ગયો હોય જેની સ્ત્રી આવવાની વાટ જોતી હોય તેને રાતમાં આવવું મકરૂહ નથી એવીજ રીતે જે માણસના આવવાની ખબર પ્રથમથી પોહોંચી હોય તેને પણ મકરૂહ નથી. ગુ. મો.

*આથી જણાયું કે વગર માંગે મળેલી ચીજ પવિત્ર છે. કારણ કે સદકો શરીઅતમાં પાક ચીજનો જ કહેવાય છે. ગુ. મો.

હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે જમાનો કરીબ થશે તો ઇમાનવાળાનો ખ્વાબ જૂઠાથવા લાગશે નહીં.

**ફાયદો** આ હદીસની ત્રણ મતલબ છે એક તો આ કે જ્યારે કિયામત પાસે આવશે તો મુસલમાનનો ખ્વાબ સાચો થયા કરશે. કારણ કે કિયામતમાં સર્વ છુપી ચીજો જાહેર થશે. બીજી આ કે જ્યારે આદમીની ઓમર પૂરી થવા આવે છે તો સ્વપ્નું પણ સાચું થાય છે. કારણ કે પાછલું જહાન પાસે થાય છે અને આખરી ઉમરમાં ઘણા આદમીનું દિલ સાફ થાય છે અને દુન્યાથી દિલ ઠંડુ પડે છે. ત્રીજી આ કે બહારની મોસમ વસન્ત ઋતુ) માં જ્યારે રાત દિવસ બરાબર થાય છે તો ખ્વાબ સાચો થાય છે. કારણ કે હવા ન તો ગરમ હોય છે અને ન ઠંડી હોય છે ઇંદ્રિઓ (હવાસ) ચોખ્ખી રહે છે.

૭૬૦ બોખારી તથા મુસલિમમાં અબુ કતાદા હારેસ બીન રિબઇ (રદીથી) રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે નમાઝની તકબીર થાય તો જ્યાં સુધી મને આવતાં તમો નહીં જુઓ ત્યાં સુધી નો ઉઠો.

**ફાયદો** હજરત (સલ નું ઘર મસજીદની સાથે લાગેલું હતું અને સુંનત આપ ઘરમાં પઢતા હતા. જ્યારે ફરજની તકબીર થતી ત્યારે હજરત સલ ઘરમાંથી પધારતા. લોકો તકબીર થતાંજ ઉભા થઇ જતા તો ફરમાવ્યું કે મારા આવ્યા વગર નો ઉઠો કરો. ઇમામ શાફેઇ (રહ) ની નજદીક જ્યારે તકબીર પૂરી થાય તો લોક નમાઝ માટે ઉઠે. અને ઇમામ આઝમ (રહ) ની નજદીક **હૈયે અલસ્સલાહ** કહેતાં ઇમામ અને મુકતદી ઉભા થાય, અને **કદ કામતિસ સલાહ** ને વખત નમાઝ શરૂ કરે.

૭૬૧ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાત છે કે હજરતે (સલ ફરમાવ્યું કે જ્યારે ફરજ નમાજની તકબીર થાય તો ફરજ સિવાય કોઇ નમાઝ દુરૂસ્ત નથી.

**ફાયદો** આ હદીસથી જણાયું કે જ્યારે મસજીદમાં જમાઅતથી નમાજ થતી હોય તો સુંનત અને નફલ પઢવી મકરૂહ છે. પણ હનફી મજહબમાં માત્ર ફજરની સુંનતને જમાઅતથી અલગ મસજીદના દરવાજા પાસે (અથવા, સેહેનમાં કે તખત ઉપર) પઢીને ફરી જમાઅતમાં ભેગા થાય. જો એમ જાણે કે સુંનત પઢવાથી જમાઅતથી એક રકઅત પણ નહીં મળશે તો સુંનત છોડે જમાઅતમાં શામેલ થાય અને જો કોઈ આગળથી (સુંનત અથવા નફલ) પઢતો હોય ને જમાત થાય તો જો એક રકઅત પઢી ચુકો હોય તો બીજી રકઅત મેળવીને સલામ ફેરવીને જમાઅતમાં ભેગો થાય. પણ જો પેહેલી રકઅતનો સિજદો નહીં કર્યો હોય તો તે રકઅતને તોડીને જમાઅતમાં મળી જાય. બે રકઅતની નૈયત કરી હોય અથવા ચારની.

૭૬૨ બોખારીમાં અબુ ઓસેદ સાએદી (રદી) થી રિવાયત છે કે હજરત (સલ) ફરમાવ્યુ કે જ્યારે કાફર તમારી પાસે ટોલે થઇને આવે તો તમો તીર મારો અને તમારા તીર રહેવા દો.

**ફાયદો** આ હદીસ હજરતે બદરની લડાઈમાં પંકિત (સફ) બાંધીને ફરમાવી એટલે પાસે ટોલામાં તીર નકામો જશે નહીં ઘણાં દુરથી મારવા વ્યર્થ છે. અને સર્વ તીરોને એકી વેળા મારી દેવા તિરકશ ખાલી કરવા કામની વાત નથી.

૭૬૩ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે કોઈ પુરૂષે પોતાના ભાઈને કાફિર કહ્યો તો તે બેમાંથી એકના ઉપર જરૂર પલટશે.

**ફાયદો** એટલે જેને કાફિર કહ્યો તે જો ખરેખરો કાફિર હોય તો ઠીક છે. પણ જો તે કાફિર ન હોય તો તે કાફિર કહેનારપર ઉલટું આવશે. આ હદીસથી જણાયું કે માણસ પોતાની જબાનને રોકી રાખે. દરેકને વગર યકીની દલીલે કાફિર કહે નહીં. કદાપી એના ઉપર ઉલટું આવે અને ખોદાના ગઝબમાં સપડાય. હા, જો કોઈના કામ દીનના વિરૂધ્ધ હોય તો એમ કહેવું દોષ પાત્ર નથી કે ફલાણો શખ્સ કાફિરોનું કામ કરે છે. અને જો કોઈનું કુફર ખાતરી પુરવક દલીલથી સિધ્ધ થયું હોય તથા દીનની જરૂરી વાતનો નકાર કરતો હોય તો તેને ખોશીથી કાફિર કહો કે જેથી બીજો તેને માર્ગે ચાલે નહીં. તથા શરીઅતે મોહમ્મદીમાં હરકત પડે નહીં. જેમકે

આ વખતમાં મુલ્લહેદ ફકીરો પ્રગટ થયા છે તેઓ શરીઅતે મોહમ્મદી પર હસી કરે છે બેશક તેઓ કાફિર છે.*

૭૬૪ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઇ ખાણું ખાય તો તે જ્યાં સુધી પોતાના હાથને ચાટે નહીં. અથવા કોઇને ચટાડે નહીં ત્યાં સુધી ધોએ નહીં.

**ફાયદો**—આ હુકમ એટલા માટે થયો કે ખાધા પછી આંગળીઓ નહીં ચાટવી અહંકારીઓની ટેવ છે. અને ચાટવામાં બરકત છે. ઓલમાઓએ કહ્યું છે કે ખાવામાં ચાર વાતો ફરજ છે (૧) હલાલ રિજક ખાવું, (૨) તેને ખોદાની ઇનાયત સમજવું (૩) તે પર ખુશી થવું (૪) તેને ખાઇને ગુનોહ નહીં કરવો. અને પાંચ વાતો સુંનત છે (૧) બિસ્મિલ્લાહ કહેવી (૨) હાથ ધોવા (૩) અલ હમ્દો લિલ્લાહ કહેવી (૪) જમણે હાથે ખાવું અને (૫) જમણી રાન ઉભી રાખી ડાબી ઉપર બેસવું. અને કદી હજરતે અગડુ બેસીને પણ ખાધું છે. અને અદબ ચાર છે. [૧] પોતાની આગળથી ખાવું [૨] કોળિયો નાહલો લેવો [૩] સારી રીતે ચાવીને ખાવું અને [૪] લોકોને ખાતાં જોવાં નહીં. અને મગરૂરીનો ઇલાજ આ છે કે દસ્તરખાન ઉપરથી પડેલા દાણામાંથી ઉપાડી કંઇક ખાવું, અને ખાધા પછી આંગળીઓ ચાટવી. અને મકરૂહ બે છે [૧] ખાણાને સુંઘવું અને [૨] ફુક મારવી.

૭૬૫ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઇ ખાય તો તે પોતાને જમણે હાથે ખાય. અને જ્યારે તે પીએ તો જમણા હાથથી પીએ† કેમકે શૈતાન પોતાને ડાબે હાથે ખાય છે‡ અને પીએ છે.

૭૬૬ મુસલિમમાં અબુ હોરેરા [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઇ ખાય તો તે પોતાની આંગળીઓ ચાટે. કારણ કે તે જાણતો નથી કે કઇ આંગળીમાં બરકત છે.

૭૬૭ બોખારી તથા મુસલિમમાં અબુ બકરા (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જ્યારે બે મુસલમાનો તલવાર લઇને એક બીજાને સામે થાય તો કતલ કરનાર તથા કતલ થનાર દોજખમાં છે.

**ફાયદો**—પૂરી હદીસ આવી રીતે છે કે આ રાવી અબુ બકરાએ હજરત (સલ)ને પૂછ્યું કે

---

* એવાજ રીતે જે શખ્સ આરોકે રસુલ થવાનો ડોલ ધાલી હજરતની તારીફમાં કહે અલ્લાહ અને હજરત મોહમ્મદ (સલ) બંને એક છે. ખોદા તેજ રસુલ અને રસુલ તેજ ખોદા" તે બેશક કાફિર છે. અલ્લાહ ખાલેક છે અને હજરત મોહમ્મદ મખલુક છે. અલ્લાહ માલેક છે હજરત મોહમ્મદ (સલ) તેના મમલુક તથા તેના બંદા છે અલ્લાહ નિરાધાર છે હજરત (સલ) તેનાપર આધાર રાખનાર છે તેના મોહતાજ છે, આવી શરીઅતની વાતોને જ્યારે તેવા શતાનો સાંભળે છે તો લોકોને બેહકાવવા કહે છે કે આ હજરત (સલ) નો એહાનત છે અને હલકાઈ છે. પણ તેઓ આટલું નહીં સમજતા કે એ બયાન શરીઅતનું ફરમાન છે એજ માટે હજરતે (સલ) દરેક નમાઝો ઉપર દરેક નમાઝના કાયદામાં હજરત (સલ) ના બંદા થવાનો એકરાર કરવો વાજેબ ઠેરવ્યો છે. આથી તમો સમજી શકશો કે કોઈ શખ્સ એમ કહે કે "કોઈ માને બાપની બાયડી કહે તો જો કે તે ખરી રીતે બાપની બાયડી છે, પણ માને બાપની બાયડી કહેવું હલકાઈ છે તેવીજ રીતે હજરત મોહમ્મદ (સલ) ખોદાના બંદા છે ખરા, પણ ખોદાના બંદા કહેવું હલકાઈ છે" આ ખોટું છે અને તે શતાનને માફક લોકોને બેહકાવે છે. કારણ કે માને બાપની બાયડી કહેવા કરવાનો હુકમ ન શરીઅતમાં છે અને તે તો મહાવરામાં છે. પણ હજરત (સલ)ને બંદા (અબ્દ) કહેવાનું તો શરીઅતે દરરોજ વાજેબ ઠેરવ્યું છે એમાં હલકાઈ કેવી? આ હજરત (સલ) માટે પુરતું માન છે. એમાં હલકાઈ કેવી? ખરૂં જોતાં એ શખસ ખ્રીસ્તીઓનો ભાઈ છે. એવા મક્કારોથી ઈસ્લામને ઘણી નુંકસાની પહોંચે છે ખોદા સમજે ગુ. મો.

† ના. ૫૨૬ ની હદીસમાં એનો ખોલાસો છે. ગુ. મો.

‡ કેટલાક લોકો ચાહ કે કાફી પીતાં ડાબે હાથે પીએ છે તેઓએ આ હદીસ ઉપર ધ્યાન આપવું જોઈએ. ગુ. મો.

વાઝે કતલ કરનાર તો આ માટે દોજખી થયો કે તે જાલિમ હતો, પણ જે કતલ થયો તેની શી કસૂર ? હજરતે (સલ) ફરમાવ્યું કે તે પણ પોતાના સામેવાળાને મારવા તૈયાર હતો અને તેનો લોભ હતો. એટલે તેને તે વસ નહીં થયો (કાબુમાં નહીં આવ્યો) નહીં તો જરૂર મારતે. આ હદીસથી જણાયું કે કતલ કરનાર તથા કતલ થનાર મુસલમાન દોજખી ત્યારે છે કે જ્યારે બંને એક બીજાને મારવાનો વિચાર રાખતા હોય અને અદાવતથી લડે જેમકે ખાના જંગી થાય છે. પણ જો એક મુસલમાનને બીજો મુસલમાન નાહક્ક મારવાનો વિચાર કરે અથવા ચોર કે ડાકુ સામે થાય તો તે મુસલમાન જેવી રીતે બની શકે પોતાનો જાન બચાવે. અને જો ખાતરીથી જાણે કે વગર તેને મારે હું કોઈ રીતે બચી શકતો નથી તો ખુશીથી તેને મારે, કારણ કે પોતાનો જાન બચાવવો પણ ફરજ છે. એવી રીતનો કતલ કરનાર દોજખી નથી. અને જે મુસલમાન ઇમામથી બાગી હોય તેનું કતલ કરવું પણ દુરૂસ્ત છે.

૭૬૮ મુસલિમમાં ઉસમાન બીન અબુલ આસ સકફી (રદી થી રિવાયત છે કે હજરતે સલ) ફરમાવ્યું કે જ્યારે તું લોકોનો ઇમામ બને તો તેઓની સાથે હલકી નમાઝ પઢ.

**ફાયદો** સર્વ ઇમામોનો આજ મજહબ છે કે ઇમામને લાજેમ છે કે નમાઝને ઘણી લમ્બાવ નહીં. વધારે વાર લગાડે નહીં. કારણ કે મુકતદીઓ બીમાર અને વૃદ્ધ પણ હોય છે. તેઓને તકલીફ થએથી જમાઅતમાં કમી થશે. પણ એટલી જલદી કરવી પણ દુરૂસ્ત નથી કે નમાઝના ફરજ વાજેબમાં નુકસાની આવ, અને રોકુઅ સજદો પૂરો થાય નહીં. અને જો લોક ઘણા છે અને નમાઝના લમ્બાવાથી તેઓ રાજી છે તો. એ વળા નમાઝને લમ્બાવવી દુરૂસ્ત છે.

૭૬૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જ્યારે ઈમામ આમીન કહે તો તમા પણ આમીન કહો (જેવી રીતે ફિરસ્તા આમીન કહે છે કારણ કે જેનું આમીન કહેવું ફિરશતાઓના આમીન કહેવાને માફક થશે તો તેના આગળા ગુનાહ બખ્શાઇ જશે.

**ફાયદો** આમીનના અર્થ આ છે કે દોઆ અમારી કબુલ થા* એટલે જેવી રીતે ફિરસ્તા ખોદાની રહમતપર ભરોસો કરીને દિલને હાજર રાખીને આમીન કહે છે તેવી રીતે તમો પણ આમીન કહો. કે જ્યારે તમારૂં અને તેઓનું આમીન કહેવું સરખું પડશે તો ગુનાહોની બખ્શીશ થશે.

૭૭૦ મુસલિમમાં અબુ હોરેરા રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઈ જોડો પેહેરે તો તે જમણા પગથી શરૂ કરે. અને જ્યારે તે કહાડે તો ડાબા પગથી શરૂ કરે. † અને તે જોઇએ કે બંને જોડા સાથે પેહેરે અથવા બંને સાથે ઉતારે (એટલે આવી રીતે નહીં કરે કે એક પગમાં જોડો પહેરે અને બીજો પગ ઉઘાડો હોય. કેમકે એમાં તકલીફ પણ છે અને ખરાબ પણ લાગે છે.)

૭૭૧ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર રદી,થી રિવાયત છે કે હજરતે (સલ ફરમાવ્યું કે જ્યારે અલ્લાહ કોઈ કોમ ઉપર અજાબ નાખે છે તો જેટલાં તે કોમમાં હોય તે સર્વને લાગે છે. ફરી કિયામતમાં પોતાના અમલો કરની) પ્રમાણે ઉઠાવાશે.

**ફાયદો** એટલે જ્યારે કોઇ કોમ ઉપર અજાબ આવે છે તો નેક બદ સર્વ હલાક થાય છે. ફરી નેકો ઉપર આ અજાબ માત્ર દુન્યામાંજ હોય છે, આખેરતમાં નેક લોક પોતાની નેકીયોનો સ્વાબ પામશે. નેક લોક અજાબમાં એટલાં માટે સપડાય છે કે તેઓએ પોતાની કોમને ગુનાહોથી કેમ નહીં રોકયા અને જો તેઓ કહ્યું નહીં માનતા હતા તો તેઓમાં કેમ રહ્યા.

૭૭૨ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે કોઈ સ્ત્રી પોતાના પતીના ઘરથી ખોદાની રાહમાં કોઇને ખાણું આપે લુટાવવાની રીતે નહીં, તો જે ખરચ કરે છે તેનો તેણીને બદલો મળે છે

* આમીનના અર્થમાં વપરાતો શબ્દ ગુજરાતીમાં "તથાસ્તુ" છે. ગુ. મો.

† ઈબનુલ જોઝી (રહ) કિતાબુલ અજકેયામાં લખે છે કે જે માણસ એવી ટેવ રાખશે તેને તીલ્લી (તેહાલ)ની બીમારી નહીં થશે. ગુ. મો.

૧૦૨૮૩



અને તેના પતીને કમાવાનો અને ખજાનચી (ભંડારી ને પણ તેટલોજ સવાબ થાય છે. કોઇ કોઈના સવાબને ઘટાડતું નથી. (એટલે ત્રણેને પૂરો સ્વાબ મળે છે.)

**ફાયદો** વગર લુટાવે એટલે એટલું નહીં આપે કે તેના છોકરાં ભૂખે મરે. અને આ સ્વાબ ત્યારે છે કે તેના પતીએ આપવાની મનાઈ કરી ન હોય.

૭૭૩ મુસલિમમાં આએશા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે કોઇ સ્ત્રી પોતાના પતીની કમાઇમાંથી વગર તેના હુકમે ખરચ કરશે તો તેણીને પતીના સ્વાબથી અડધો મળશે (વાંચો નં૦ ૫૭૪ની હદીસ)

**ફાયદો** વગર હુકમે ખરચ કરે એટલે તેણે આપવાની મનાઇ કે હુકમ કર્યો ન હોય.

૭૭૪ બોખારી @ તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંના કોઈની ચમ્પલનો તસમા તુટે તો તેને ગાંડયા વગર બીજામાં ચાલે નહીં.

**ફાયદો** અરબનો જોડો માત્ર એક તલયાનો તસમાવાળો થતો હતો ખડમના જેવા (ચમ્પલ) એક જોડો પેહેરવાની મનાઇ એટલા માટે કરી કે કીચડમાં પડવાની બીહીક છે અને તકલીફનું કારણ છે અને ખરાબ પણ લાગે છે.

૭૭૫ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઈ બીછાણે આવ (એટલે સુવા માટે) તો તેને જોઇએ કે બીછાણાને પોતાની લુંગીની અંદરની બાજુથી ઝટકે. કેમકે તેને જણાયું નથી કે તેના પછી તેપર શું પડયું છે. ફરી તે કહે **બિસ્મેક રબ્બી વદઅતો જન્બી વ બેક અરફઓહુ ઇન અમસકત નફસી ફરહમહા વ ઈન અરસલતહા ફહફજહા બેમા યહફજો બિહિસ-સાલેહીન***

@ પુરાના નુસખા તથા શરહ મશારેક જોતાં જણાય છે કે આ હદીસ માત્ર મુસલિમમાં છે ગુ. મો.

* અર્થ—એ મારા પરવરદિગાર તારા નામની સાથે મેં મારૂં પાંજરૂં (પાસલી) મુક્યું અને તારી મદદથી તેને ઉઠાવીશ. જો તું મારા જીવને રોકે (એટલે નીન્દમાં મારે) તો તેપર રહમ કર. અને જો તેને છોડે (એટલે જીવતો રાખે) તો તેની સમ્ભાળ રાખ. (ગુનાહોથી બલાઓથી) તે ચીજની સાથે કે તું સારા લોકોની સમ્ભાળ કરે છે." આ દોઆમાં કુરાનની આયાત અલ્લાહો યતવફફલ અનફોસ ઈલ્યના મજમુન તરફ ઈશારો છે. ગુ. મો.

**ફાયદો** સુન્નત આ છે કે સુતી વખતે પ્રથમ બીછાણાને ઝટકે કે જેથી કીડા મકોડા ધૂળ કચરો દૂર થાય. ફરી આ દોઆ પઢે. અને કિબ્લાની તરફ મોં કરીને સુવે. બીછાણાને ઝટકવું વિશેષ કરીને અંધારામાં ઘણી ડહાપણની વાત છે.

૭૭૬ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે કોઇ સ્ત્રી પોતાના ખાવિન્દના બીછાણાને તજીને રાતમાં સુશે (એટલે ખાવિન્દથી રીસાઇને) તો સવાર સુધી ફિરસ્તા તેણીપર લઅનત કરે છે.*

**ફાયદો** એટલા માટે લઅનત કરે છે કે સ્ત્રી ઉપર તેના પતીની તાબેદારી અને તેને ખુશ રાખવો ફરજ છે.

૭૭૭ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તું ખરીદ કરે તો તું કહી દે કે મને ધોકો નહીં આપવો દગાબાજી નહીં કરવી.

**ફાયદો** લોકોએ હજરત (સલ) ને અરજ કરી કે ફલાણો આદમી¶ ભોળો છે. વેચાણમાં

* આમાં આ વાતની દલીલ છે કે ખાવિન્દને ગુસ્સે કરવુ તે ખોદાને ગુસ્સે કરવાનું કારણ છે. અને જ્યારે શહવત પૂરી કરવામાં નાફરમાની કરવાનો આવો હાલ છે તો દીની બાબતમાં ખાવિન્દને નારાજ કરવાનો કેવો હાલ થશે ? અને ખાવિન્દ જે નામનો માલિક છે તેના નારાજ કરવામાં ફિરશતાઓની લાનત મળે છે તો ખરેખરો માલિક અલ્લાહને નાખુશ કરનારની શી હાલત ? ખોદા મારાથી રાજી રહે અને તેને ખુશ કરવાના કામો મારેથી હવે. ગુ. મો.

¶ આ શખ્સનું નામ હિબ્બાન બીન મુનકેજ છે. ગુ. મો.

ધોકો ખાય છે (ફરેબમાં આવી જાય છે.) તેનું નુકસાન થાય છે. હજરતે (સલ્લ) તેને મના કરી કે તું ખરીદી નોકર. તેણે કહ્યું કે આ મારાથી છુટશે નહીં. ત્યારે હજરતે આ હદીસ ફરમાવી, કે ખરીદતી વેળા તેને કહી દીયા કર કે મને ધોકો નો આપ. એટલે જો મને ધોકો આપશે તો તે ચીજ પાછી ફેરવવામાં આવશે. તો જાણે પસંદ પડવાની શરતે ખરીદવું થયું.

૭૭૮ બોખારી તથા મુસલિમમાં અબદુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે સલ્લ ફરમાવ્યું કે જ્યારે સૂર્યની કોર નીકળે તો નમાઝ નો પડો, નીકળી આવે ત્યાં સુધી વાર લગાડો. અને જ્યારે સૂર્યની કોર ડુબે તો તમો નમાઝ નો પડો અને ડુબવા સુધી વાર લગાડો.†

**ફાયદો** સૂર્યોદય તથા સૂર્યાસ્ત વેળા નમાઝ પડવી હરામ છે.

૭૭૯ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ્લ) ફરમાવ્યું કે જ્યારે બે ખલીફા (અથવા બે બાદશાહ) માટે બેઅત લેવાય તો તેમાંના બીજાને કતલ કરશો (એટલે જ્યારે તે સામે થાય ત્યારે.)

**ફાયદો** એટલે જ્યારે એક ઇમામની મુસલમાનોએ બેઅત કરી હોય અને પોતાનો સરદાર તેને બનાવ્યો હોય તે પછી બીજા મુસલમાનોએ બીજા ઇમામથી બેઅત કરી હોય તો બીજા ઇમામની ઇમામત બાતેલ છે. એક શેહેરમાં હોય અથવા બે શેહેરમાં, દારૂલ ઇસ્લામ નાનું હોય અથવા મોટું હોય. પ્રથમ ઇમામની ખબર સાંભળીને બેઅત થઇ હોય અથવા નાવાકેફીથી (એટલે ઇમામ એકજ હોવો જોઇએ) અને આ જે હજરતે (સલ્લ) ફરમાવ્યું કે "બીજા ઇમામને કતલ કરો" એટલે તેને મુરદું ગણો તેની તાબેદારી નો કરો. તેનો હુકમ ચાલવા નો દ્યો. અને જો બીજો ઇમામ પોતાની ઇમામત નહીં છોડે અને લડે તો તેને કતલ કરો. કારણ કે બે હાકેમ થવામાં મોટા મોટા બખેડા (ફિસાદ) છે. પરખ્યાત કહેતી છે કે બે તલવારો એક મયાનમાં સમાતી નથી. અને બે બાદશાહ એક મુલકમાં રહી શકતા નથી. અને જો એકી વેળા (સાથો સાથ) બે ઇમામ થયા હોય તો બંનેની ઇમામત દુરૂસ્ત નથી, ફરી તે પછી જેના ઉપર માતબર ઘણા લોકો એક મતે થાય [ઇજમા કરે] તે ઇમામ છે. અને જો બે ઇમામ ઘણા દૂર દૂર મુલકોમાં હોય જેમકે એક પૂર્વમાં અને એક પશ્ચિમમાં કે એક મુલકથી બીજા મુલકમાં આવવું જવું મુશકેલ હોય અને એક બીજાની મદદ કરી શકતો ન હોય તો એવી સુરતમાં બે ઇમામ થવા પણ દુરૂસ્ત છે. સાથોસાથ બેઅત થઇ હોય અથવા આગળ પાછળ. સુંનત જમાઅતનો આ મજહબ છે કે મુસલમાનો ઉપર વાજેબ છે કે પોતાનો એક ઇમામ નીમે. અને તેની તાબેદારી શરીઅત પ્રમાણે પોતા ઉપર વાજેબ જાણે, કે જેથી કાફિરો સાથે ઇમામ જેહાદ કરે. મુસલમાનો ઉપર કાફિરોનો ગલબો [જીત] થવા ન દે. બદકારો [ખરાબ ચાલનારાઓ]ને સજા કરે. શરીઅતના કાયદા ચાલુ કરે. કોઇ જુલમ કરી નહીં શકે. મોહતાજો યતીમોની ખબર લ્યે. પણ શરત આ છે કે ઇમામ શરીઅતના હુકમો સારી રીતે જાણતો હોય. બહાદુર અને હુશયાર હોય, કે જેથી સારી રીતે દેશ સમ્ભાળ કરી શકે લડાઇ બગાડે નહીં. કોરેશમાંથી થવો જોઇએ. કોરેશ સિવાય બીજી કોઇ કોમને ઇમામતમાં હક નથી. ઇમામતના બીજા મસલા વિસ્તારથી અકાએદ અને ફિકહની કિતાબોથી જાણવા જોઇએ.

૭૮૦ મુસલિમમાં અબુ સઇદ [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ્લ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઇ બગાસું ખાય તો તે પોતાના મોને હાથથી બંધ કરે.¶ કારણ કે શૈતાન ઘુસી જાય છે.

**ફાયદો** શૈતાનથી મતલબ ઇજા દેનાર વસ્તુ

† નં. ૬૫૦ની હદીસ એ મજમુનની છે. ગુ. મો.

¶ કમકે બગાસામાં મોં ખુલે છે એ બેઅદબ લાગે છે તો તે એબને છુપાવવી જોઈએ. વળી બગાસું સુસ્તીથી આવે છે. અને જો ખુલ્લી રીતે મોં ખોલીને બગાસું લેવામાં આવે તો તેની અસરથી ઘણું કરીને સાથવાળાઓને પણ બગાસું આવે છે તો તેઓને બચાવવા જરૂર છે. માટે મોં પર હાથ રાખે. ફોકહાઓએ લખ્યું છે કે જે શખસ બગાસું આવતી વેળા એવો ખીયાલ કરે કે પેગમ્બરોને બગાસું થતું નથી તો તે આવતું અટકી જાય છે. ગુ. મો.

છે જેમકે માંખી, મચ્છર; ધુળ, કચરો કે ઘણું ખરૂં બગાસું લેતી વેળા એમાની કોઇ વસ્તુ ઘુસી જાય છે. અથવા શૈતાનથી મતલબ ખરેખરો શૈતાનજ ઘુસી જતો હોય. કારણ કે બગાસું પેટ ઘણું ભરાવાથી આવે છે. અને બદનમાં સુસ્તી લાવે છે* તે વેળા સારી રીતે ઇબાદત થઇ શકતી નથી આ શૈતાનનીજ અસર છે.

૭૮૧ મુસલ્લિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઇ અત્તહિયાત પઢે તો તે ચાર ચીજની અલ્લાહ પાસે પનાહ માગે. આવી રીતે કહે **અલ્લાહુમ્મ ઇન્ની અઉજો બેક મિન અજાબે જહન્નમ વ મિન અજાબિલ કબરે વ મિન ફિતનતિલ મહયા વલ મમાતે વ મિન શર્રે ફિતનતિલ મસીહિદ દજ્જાલે** † અને એક રિવાયતમાં છે કે જ્યારે તમારામાંનો કોઇ પાછલી અત્તહિયાતથી ફરાગત થાય તો તે અલ્લાહ પાસે ચાર ચીજની પનાહ માંગે. (૧) જહન્નમના અજાબથી (૨) કબરના અજાબથી (૩) જીન્દગી અને મોતના ફિતનાથી અને (૪) દજ્જાલના ફિતનાથી.

**ફાયદો** જીન્દગીનો ફિતનો તે આ છે કે આદમી ગુનોહ કરે કાફિરોની ચડતી થાય, ગરીબાઇ આવે. અથવા ઘણી દોલત વધે જે ખોદાને ભૂલાવે. અને મોતનો ફિતનો‡ તે મોતના વખતની સખ્તીયો તથા ખાતેમા ખરાબ થવી. સુંનત આ છે કે અત્તહિયાત અને દોરૂદ પછી આ દોઆ પઢે.

૭૮૨ બોખારી તથા મુસલ્લિમમાં અબુ હોરેરા તથા અબુ સઇદ [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઈ ખંખારીને થુંકે તો પોતાના મોંની સામે અને સીધે તરફ નાખે નહીં પણ તે પોતાને ડાબે તરફ થુંકે અથવા ડાબા પગની નીચે થુંકે.*

**ફાયદો** એક વખત હજરતે (સલ) કિબ્લાની દિવાર તરફ થુંક લાગેલું જોયું તેને ઠીકરાથી ખુરચી નાખ્યું ફરી આ હદીસ ફરમાવી. નમાઝમાં કિબ્લા તરફ થુંકવું એટલા માટે મના થયું કે નમાઝી ખોદાથી અરજ ગુજારે છે અને સીધે તરફ [નેકીનો] ફિરસ્તો છે. હજરત (સલ) ના વખતમાં મસજીદમાં બીછાણા નહોતાં માટે પગની નીચે થુંકવાને ફરમાવ્યું. આ વખતમાં નમાઝ પઢતાં થુંક આવે તો કપડામાં થુંકે. કેમકે બીજી રિવાયતમાં કપડાનું વર્ણન પણ આવ્યું છે.

૭૮૩ મુસલ્લિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે મુમીન બંદો અથવા મુસલમાન બંદો વોજૂ કરે છે ફરી પોતાનું મોં ધોએ છે તો દરેક ગુનોહ જે તેણે આંખથી જોયે. છે તે પાણી પડવાની સાથે અથવા પાણીના છેલ્લા ટીપાની સાથે નીકળે છે. અને જ્યારે તે પોતાના હાથ ધોએ છે તો દરેક ગુનોહ જે તેણે હાથથી પકડીને કર્યો છે. પાણી પડતાંની સાથે અથવા પાણીના છેલ્લા કતરાની સાથે નીકળે છે. અને જ્યારે તે પોતાના પગને ધોએ છે તો દરેક ગુનોહ જે તેણે ચાલીને કર્યો છે તે પાણીની સાથે અથવા પાણીના છેલ્લા ટીપા સાથે નીકળે છે. તે એટલાં સુધી કે તે ગુનાહોથી પાક સાફ થાય છે.

**ફાયદો** આ હદીસમાં વોજૂની ફજીલત છે. આથી જણાયું કે વોજૂથી ગુનાહ દૂર થાય છે. એટલે નાહના ગુનાહ. અને મોટા ગુનાહ તોબાથી માફ થાય છે.

૭૮૪ બોખારી તથા મુસલિમમાં જાબેર [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઇ જુમ્આને દિવસે

---

* એટલામાટે ગુજરાતીમાં બગાસાનો તરજુમો ['સુસ્તીનો શ્વાસ'] લખેલ છે. [illegible] ગુ. મો.

† અર્થ—એ અલ્લાહ હું તારી પનાહ લઉં જહન્નમના અજાબથી અને કબરના અજાબથી અને જીન્દગી તથા મોતના ફિતનાથી અને દજ્જાલના બુરા ફિતનાથી" આ દોઆ બોખારી, મુસલિમ, અબુદાઉદ અને નસાઇમાં બીજી રિતે પણ આવેલી છે જેને મેં ગુજરાતી [illegible] મિન્હોમાં તરજુમા સહીત લખી છે. ગુ. મો.

‡ અને મરવા પછીના ફિતના પણ એમાં સમાય છે. ગુ. મો.

* એને મળતી હદીસના. ૩૦૩ ની આવી ગઈ છે. ગુ. મો.

આવે અને ઈમામ (ખુતબા માટે) નીકળી ચુકયો હોય તો તેને બે રકઅત પઢવી જોઇએ.

**ફાયદો** આ હદીસ ઈમામ શાફેઈ (રહ) ની દલીલ છે કે બે રકઅત તહિયતુલ મસજીદ પઢવી દુરૂસ્ત છે અગર જો ઈમામ ખુતબો પઢતો હોય. ઇમામ આઝમ [રહ]ના મજહબમાં ખુતબા વખતે કોઈ નમાઝ દુરૂસ્ત નથી. ખુતબાનું સાંભળવું ફરજ છે. સુંનત કરવામાં ફરજ તજવું પડે છે. અને બીજી રિવાયતમાં આવ્યું છે કે જ્યારે ઈમામ ખુતબા માટે નીકળે તો કોઈ નમાજ અને કોઈ વાત કરવી દુરૂસ્ત નથી.

૭૮૫ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે રમજાન આવે છે તો જંનતના દરવાજા ખોલાય છે અને જહંનમના બારણા બંધ કરવામાં આવે છે અને શેતાન સાંકળોમાં જકડાય છે.@

**ફાયદો** આ હદીસમાં રમજાનની બરકત તથા ફજીલતનું વર્ણન છે. કારણ કે જ્યારે માણસે રોજો રાખ્યો અને પેટ ખાલી થયું ઘણા ગુનાહોથી બચ્યો તો અલ્લાહની રહમતનો જોશ થયો જંનતના બારણા ખુલ્યાં જહંનમ નકામી થઈ, અને શૈતાન બંધ થયા. કારણ કે શૈતાનનો ઘણો કાબુ આદમી ઉપર પેટ ભરવામાં થાય છે અને ઘણું કરીને બેનમાઝીઓ પણ રમજાનનાં રોજા રાખે છે અને નમાઝ શરૂ કરે છે આ પણ શૈતાનના કેદ થવાની દલીલ છે. મતલબ કે રમજાનની બરકતમાં કંઈ સન્દેહ નથી.

૭૮૬ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઈ જાજરૂએ બેશે તો તે કિબ્લાને મોં કરે નહીં અને ન તેને પીઠ કરે.*

૭૮૭ મુસલિમમાં આએશા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે પુરૂષ સ્ત્રીની ચાર શાખોમાં બેસે અને પુરૂષની ખતનાની જગ્યા સ્ત્રીની ખતનાથી લાગે તો ગોસલ વાજેબ થયું.

**ફાયદો** સ્ત્રીની ચાર શાખો એટલે બે પીંડલી અને બે જાંગો એટલે માત્ર દાખલ કરવાથી ગોસલ વાજેબ છે. મની નીકળે અથવા નહીં નીકળે. પ્રથમ હુકમ હતો કે અગર મની નીકળે ગોસલ વાજેબ નથી. આ હદીસથી તે હુકમ મનસુખ થયો છે. અને સર્વ ઈમામોનો આજ મજહબ છે.

૭૮૮ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે અલ્લાહ આગલા તથા પાછલાઓને કેયામતને દિવસે ભેગા કરશે તો દરેક ગદર કરનાર દગાબાજને માટે એક ઝંડો ઉભો કરશે ફરી કહેવામાં આવશે કે ફલાણો તે ફલાણાના છોકરાની આ દગાબાજી છે.

**ફાયદો** એટલે જેણે ઇમામની બેઅત કરી ફરી વચન તોડયું તેને ખોદા કેયામતને દિવસે સર્વને સામે ફજીહત કરશે.

*૭૮૯ મુસલિમમાં તલહા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે હું અલ્લાહના તરફથી કંઈ વસ્તુ બયાન કરૂં‡ તો

@ જો કોઈ એમ કહે કે જ્યારે શૈતાનો જકડાય છે તો ફરી રમજાનમાં ગુનાહ અને બદી કેમ થાય છે? તો તેનો જવાબ આ છે કે શૈતાનો દરેકને વસવસો કરવાથી જકડાતા નથી પણ જે રમજાનના રોજદાર રોજાની શરતો પ્રમાણે તથા તેના હકો પ્રમાણે રોજો રાખે છે તેઓથી રોકાયલા છે. એજ માટે એવા રોજદારથી બદી થતી નથી. બીજો જવાબ આ છે કે દરેક રોજદારથી તેઓ રોકાયલા છે. પણ ગુનાહના કારણો શૈતાન સિવાય બીજા પણ છે. જેમકે બુરી ખાહેશો નઠારી સોહબત વગેરે. અને થઈ શકે છે કે આ શૈતાનોથી મતલબ મોટા શૈતાનો હોય જેમકે બીજી હદીસમાં મરદતુલ શયાતીનનો શબ્દ છે. તો મોટા કેદમાં હોય અને નાઠલા ઓથી ફિસાદ થતો હોય ગુ. મો.

* પણ ઉત્તરે મોં કબ્લાને બેશે અથવા પશ્ચિમે મોં કરીને બેશે. ઉત્તરે મોં કરી પેશાબ પાઈખાને બેસવાને જેઓ બુરૂં સમજે છે તેઓ જાહેલ છે. ગુ. મો.

‡ "અલ્લાહના તરફથી કંઈ વસ્તુ બયાન કરૂં" અને હદીસ નં. ૫૦૪ માં છે "જ્યારે હું તમને દીનની કોઈ બાબતનો હુકમ કરૂં" બંનેની મતલબ એક છે. જે હદીસમાં કંઈ હરામ હલાલ બયાન થયું હોય અથવા કોઈ કામના કરવા ઉપર સવાબ કે

તમો તેને લ્યા કરો (એટલે તેપર અમલ કરો) કારણ કે હું કદી ખોદાને નામે જૂઠ કહીશ નહીં (એટલે ખોદાનો હુકમ પુગાવવામાં હજરત (સલ) મઅસુમ છે. તેમાં ચુક પડવી ખરાબી આવવી અસંભવિત છે.

**ફાયદો** આ હદીસનો કિસ્સો આવી ગયો છે કે એક વાર હજરતે (સલ) અનસારીઓને ખજુરીના નરના ફુલ–માદા ખજુરીમાં નાખવાની મના કરી તે વર્ષ ખજુર સારી રીતે નહીં ફળ્યું ત્યારે આ હદીસ ફરમાવી. એટલે દીનમાં તમને મારી તાબેદારી કરવી ફરજ છે દુન્યાની મસલહત (કારોબાર) તમો પોતે સારી રીતે જાણો છો."

૭૯૦ બોખારી તથા મુસલિમમાં માલિક બીન હોવૈરેસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે નમાઝનો વખત આવે તો અજાન દયા કરો ફરી તકબીર (ઈકામત) કહ્યા કરો અને તમો બેમાંનો મોટો ઈમામ થયા કરે" આ હજરતે (સલ) માલિક તથા તેના સાથીને કહ્યું હતું.

**ફાયદો** માલિક બીન હોવૈરેસ (રદી)થી રિવાયત છે કે અમો બે માણુસ હજરત (સલ) ની પાસે હાજર થયા. જ્યારે અમે ઘેર જવાનો વિચાર કર્યો ત્યારે હજરતે† (સલ) આ હદીસ ફરમાવી. આ હદીસથી જણાયું કે સફરમાં પણ અજાન કહેવી જોઇએ અને જમાઅત બે માણુસમાં પણ થાય છે. અને જ્યારે ઈલમમાં સરખા હોય તો મોટી ઉમરવાળો ઈમામ બને.

૭૯૧ મુસલિમમાં ઉમ્મે સલમા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમો મૈયતની પાસે ભેગા થાવ તો સારી વાત કહો, કારણ કે જે તમો કહો છો તેપર ફિરસ્તા આમીન કહે છે.

**ફાયદો** એટલે જ્યારે માણુસ મરી ગયો તો તે વખત ફિરસ્તા હાજર હોય છે, તમારી વાત ઉપર આમીન કહે છે. માટે તેના વિષે સારી વાત કહો, દોઆ કરો. આથી જણાયું કે મુરદા વિષે સારી વાત કરવી. તેને માટે દોઆ કરવી મુસ્તહબ છે. તેના બુરાં કામોને બ્યાન કરવું નહીં જોઇએ.

૭૯૨ બોખારી તથા મુસલિમમાં અમર બીન આસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે હાકેમ હુકમ કરે (ફેસલો આપે) ફરી તેમાં બનતી રીતે કોશીશ કરે ને ઠીક રીતે ખરેખરો ફેસલો આપે તો તેને બે સવાબ છે (એટલે એક કોશીશ કરવાનો અને બીજો ઠીક વાત મેળવવાનો) પણ જ્યારે ફેસલો કરે અને તેના વિષે બનતી મહેનત લ્યે અને તેમાં ચુક કરે * (એટલે ખરી વાત તેને નહીં જણાય) તો તેને એક સવાબ છે. (એટલે માત્ર મેહનત કરવાનો.

**ફાયદો** એટલે જ્યારે હાકેમે અથવા કાજીએ કોઈ મુકદમો બાનવામાં સારી રીતે વિચાર ચલાવ્યો અને કુરઆન હદીસ અને ઈજમાએ ઉમ્મતથી તેનો ફેસલો કહાડયો તો જો તે હુકમ ઠીક છે તો તેને બે સ્વાબ છે. અને જો તેમાં ચુક છે તો એક સ્વાબ છે. કોશીશ કર્યા પછી ચુક થવામાં કશી પકડ નથી. એવીજ તરેહ જે મસલો કુરઆન હદીસ અને ઈજમાએ ઉમ્મતમાં સાફ બયાન થયો નથી તેને કોઈ આલિમ મુજતહેદ પોતાના કેયાસથી કુરઆન, હદીસમાં વિચાર ચલાવીને કાઢશે તો જરૂર તેનો સવાબ મળશે. જો ઠીક મસલો છે તો બેવડો સ્વાબ છે. અને જો તેમાં ચુક થઈ છે તો એક સ્વાબ છે. પણ એવી શરતથી કે તે ઈજતેહાદની લિયાકત રાખતો હોય. ઈજતેહાદ કરવાની શરતો ઓસુલે ફીકહમાં વર્ણાયલી છે. ઈજતેહાદ કરવો દરેક આલિમનું કામ નથી એને માટે ઘણો ઈલમ તથા સારી હુશીયારી જોઇએ. એજ માટે અહલે સુંનતમાં ચાર મુજતહેદ ઇમામોના મજહબ મુકરર થયા છે. તેઓની બરાબર અત્યાર સુધી કોઇને ઈલમ અને સમજ મળી નથી એમ છતાં તેમનો વખત હજરત (સલ)ના વખતથી ઘણો પાસે હતો. જે હજ-

---

અજાબ થવાનું બયાન હોય તે સર્વ દીનની બાબતો છે. તસવીર પીચરના બ્યાનની હદીસ પણ દીનની બાબતોમાંથી છે કેમકે તેની મનાઈમાં અજાબનું બયાન છે. આ કાયદો યાદ રાખવાથી નેચરીયોના કેટલાક ધોકાનો બચાવ થઈ શકશે. ગુા. મો.

† આ હદીસનું કેટલુંક બયાન હદીસ ના૦ ૫૦૪માં થયું છે. ગુા. મો.

રતના વખતની રાહો રસમ, આદત, અને તે વખતની બોલ ચાલનો તરીકો જે તે વખતના આલેમો સમજતા હતા તે આ વખતના આલિમોને સમજવું ઘણું કઠણ છે.

૭૯૩ મુસલિમમાં જાબેર (રદી થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંના કોઇને ખરાબ સ્વપ્નું દેખાય તો શૈતાનના ખેલની કોઇને ખબર કરે નહીં.

**ફાયદા** એટલે આદમીને હેરાન કરવા શૈતાન કંઈ નબળું સ્વપ્નું દેખાડે છે તો તે કોઇને કહેવાની શી જરૂર.

૭૯૪ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે ઇમાનદારની રૂહ નીકળે છે તો તેની આગળ બે ફિરશતા આવે છે તેને આસમાન ઉપર ચઢાવી લઈ જાય છે. (આ હદીસના રાવી) હમ્માદે કહ્યું કે હજરતે (સલ) અથવા અબુ હોરેરા (રદી)એ તે રૂહની ખુશબોનું તથા કસતુરીનું વર્ણન કર્યું. અને આસમાનવાળા એટલે ફિરશતા કહે છે કે આ પવિત્ર રૂહ જમીન તરફથી આવી છે અલ્લાહ તારાપર તથા તારા દેહ ઉપર દોરૂદ મોકલે (રહમત કરે) કે જેને તું આબાદ રાખતી હતી. ફરી તેને તેના રબ્બ સુધી લઈ જાય છે. ફરી અલ્લાહ કહે છે કે આખરી મુદત સુધી (એટલે કેયામત સુધી) લઈ જાઓ. અને હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત જ્યારે કાફિરની રૂહ નીકળે છે હમ્માદે કહ્યું કે હજરતે [સલ] અથવા અબુ હોરેરાએ (રદી) તેની બદબોનું તથા તેની લઅનતનું વર્ણન કર્યું. અને આસમાનવાળા કહે છે કે આ નાપાક રૂહ જમીન તરફથી આવી છે. હજરતે (સલ) ફરમાવ્યું કે ફરી હુકમ થાય છે કે એને પાછલા દહાડા (એટલે કેયામત) સુધી લઈ જાઓ. અબુ હોરેરા (રદી કહે છે કે ફરી રસુલુલ્લાહે બારીક કપડાને કે જે આપની પાસે હતુ તે પોતાના નાક ઉપર આવી રીતે મુકયું (એટલે હજરતે તે કાફિરની રૂહની બદબોનો ખ્યાલ કરીને કપડાથી નાક બંધ કર્યું.)

**ફાયદો** આ જે હુકમ થયો કે તેને કેયામત સુધી લઇ જાઓ એટલે ઇમાનદારની રૂહને ઈમાનદારોના સારા ઠેકાણામાં રાખો જેનું નામ ઇલ્લીયીન છે. અને કાફરોને કાફરોની ખરાબ જગ્યાએ રાખો. જેનું નામ સિજ્જીન છે.

૭૯૫ મુસલિમમાં અબદુલ્લાહ બીન અબ્બાસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે કાચું ચામડું મસાલા વગેરેથી સાફ થયું (દેબ્બાગત થયું) તો તે પાક થયું.

**ફાયદો** ઇમામ આજમ (રહ)નો એજ મત છે કે માણસ અને ભુંડ સિવાય સર્વ ચામડાં દેબ્બાગત અને સાફ કરવાથી પવિત્ર થાય છે. આદમીનું માન અને બુજુરગીને લીધે અને ભુંડનું નાપાકીને લીધે. અને ઇમામ શાફેઈ (રહ)ની નજદીક કુતરાનું ચામડું પણ કોઈ રીતે પવિત્ર થતું નથી

૭૯૬ બોખારીમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઈ મસજીદમાં દાખલ થાય તો તે બેસવા પેહેલાં બે રકઅત નમાઝ પડે.

**ફાયદો** આ નમાઝનું નામ તહિયતુલ મસજીદ છે. સુંનત આજ છે કે પ્રથમ તહિયતુલ મસજીદ પડે ફરી મસજીદમાં બેસે. આ હદીસથી સાફ જણાયું કે આ જે કેટલાક લોકોની ટેવ છે કે પ્રથમ બેસે છે વિશેષ કરીને જુમઆને દિવસે, ફરી તહિયતુલ મસજીદ પડે છે તે નહીં જોઇએ.

૭૯૭ મુસલિમમાં અબુ હોમેદ અથવા અબુ ઓસેદ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઈ મસજીદમાં જાય તો કહે **અલ્લાહુમ્મ ફ્તાહલી અબ્વાબ રહમતેક*** અને જ્યારે નીકળે તો કહે **અલ્લાહુમ્મ ઇન્ની અસઅલોક મિન ફઝલેક.**@

**ફાયદો** મસજીદમાં જતાં અને નીકળતાં આ દોઆ પઢવી મુસ્તહબ છે.

૭૯૮ મુસલિમમાં જાબેર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે કોઈ

* અર્થ—ઓ અલ્લાહ તું મારે માટે તારી રહમતના દરવાજા ખોલ ગુ. મો.

@ અર્થ—ઓ અલ્લાહ ખચીત હું તારેથી તારો ફજલ માંગું છું. ગુ. મો.

પુરૂષ પોતાના ઘરમાં જાય અને જતાં અલ્લાહનુ નામ લ્યે અને ખાતાં અલ્લાહનું નામ લ્યે : તો શૈતાન બીજા શૈતાનોને કહે છે કે તમારે માટે (આ ઘરમાં) વાસો કરવાનું કે વાળું, કરવાનું નથી. અને જ્યારે તે ઘરમાં આવે અને દાખલ થતાં અલ્લાહની યાદ નહીં કરી તો શૈતાન કહે છે કે તમને રાત વાસો મળ્યો છે. અને જ્યારે ખાતી વેળા પણ અલ્લાહનું નામ નહીં લીધું તો તે કહે છે કે તમને વાસો અને વાળું બંને મળ્યાં.

**ફાયદો** એટલે ઘરમાં પેસતાં અને ખાણું ખાતાં બિસ્મિલ્લાહ કહેતા તે શૈતાનને માટે ઘરમાં તથા ખાણામાં રોકાણ છે. બિસ્મિલ્લાહની બરકતથી શૈતાન ઘરમાં દાખલ થતો નથી અને બિસ્મિલ્લાહ નહીં કહેવાથી શૈતાન ખાવામાં સ્વાદમાં ભાગ ભરે છે.

૭૯૯ મુસલિમમાં સોહેબ બીન સેનાન (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે જંનતવાળા જંનતમાં દાખલ થશે તો અલ્લાહ તઆલા કહેશે, તમો કાંઇ વસ્તુ ઇચ્છો છો હું વધારો કરૂં. તો જંનતવાળા કહેશે શું તે અમારા મોં ઉજળા નહીં કર્યાં ? શું તેં અમને જનતમાં દાખલ નહીં કર્યા ? અને અગ્નિથી અમને મુક્તિ નહીં આપી ? હજરતે (સલ) ફરમાવ્યું કે ફરી પડદું ખુલી જશે † ફરી તેઓને પોતાના પરવરદિગાર તરફ નજર કરવાથી વધારે પ્યારી કોઇ ચીજ અપાશે નહીં.

**ફાયદો** આ હદીસથી જણાયું કે જંનતમાં ઇમાનદારોને બે મિસલ અલ્લાહનો દીદાર મળશે. અને જંનતની કોઇ નેઅમત કે લજ્જત તેની બરાબર નથી. સુંનત જમાઅતનો આજ મજહબ છે. જે કોઇ આ નેઅમતથી અભાગ્ય છે જેમકે મોઅતજેલા રાફજી ખારજી તેઓ નકાર કરે છે.

૮૦૦ બોખારી તથા મુસલિમમાં અનસ [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઈ દોઆ કરે તો માંગવામાં મતલબ મળવાનું યકીન કરે. અને કદી એમ કહે નહીં કે ઓ અલ્લાહ જો તું ચાહે તો મને આપ.* કારણકે ખોદા પર કોઇ જબર કરનાર નથી કે કબૂલ કરતાં રોકાણ કરે. (એટલે તેને કબૂલ કરતાં શું જોઇએ.)

૮૦૧ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા† (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જ્યારે કોઇ પુરૂષ પોતાની સ્ત્રીને બીછાણા તરફ બોલાવે ફરી તે ના પાડે ને તે ગુસ્સામાં રાતના સુઇ રહ્યો તો સવાર થાય ત્યાં સુધી ફિરસ્તા તેણી પર લાનત કરે છે.

૮૦૨ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઇ વલીમા (શાદીના ખાણા)માં બોલાવાય તો ત્યાં તેને આવવું જોઇએ.

**ફાયદો** વલીમો તે ખાણાનું નામ છે કે જે નિકાહ પછી જ્યારે બાયડી ધણીને ઘેર આવે તો તે વેળા સગાંઓ ને દોસ્તોને ભેગા કરીને ખવરાવે. વલીમાનું ખાણું સુંનત છે હજરત (સલ) તથા સહાબા કરતા હતા. કેટલાક ઓલમાની નજદીક વલીમામાં જવું વાજેબ છે. નહીં જશે તો ગુનેહગાર થશે. અને કેટલાકની નજદીક મુસ્તહબ છે. ખાવું કંઇ અગત્યનું નથી જો કંઇ ઉજર હોય તો નખાય.

૮૦૩ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઇ ખાણા માટે નોતરાય અને તે રોજદાર હોય તો—હું રોજદાર છું—એમ કહેવું જોઇએ.

**ફાયદો** એટલે નફલ ઇબાદતનું છૂપાવવું બેહતર છે. પણ દઅવતમાં જાહેર કરે. એટલે રોજાને કારણે મને ઓજર છે—નહીં તો હું ખાતે. કે જેથી તેને દુઃખ નહીં થાય.

† એટલે અલ્લાહને જોવાનું રોકાણ દૂર થશે અને તેઓ તેને જોશે. ખોદાએ જેમ મને દુન્યામાં અગણીત નેઅમતોથી નવાઝ્યો છે તેમ આખેરતમાં તેના દીદારથી પણ નવાઝે. આમીન. ગ્રા. મો.

*કેમકે એમાં તે ચીજ મેળવવાની બેપરવાઈ જણાય છે. ગ્રા. મો,

† તોહફાવાળા કહે છે કે આ હદીસ અબુ હોરેરાથી નહીં પણ અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત થઈ છે. ગ્રા. મો.

૮૦૪ મુસલિમમાં અબુ હોરૈરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઇ નોતરાય તો નોતરૂં સ્વીકારવું જોઇએ. ફરી જો તે રોજદાર હોય તો દાવત કરનારને દોઆ કરે, અને જો બે રોજા હોય તો ખાણું ખાય.

**ફાયદો** એટલે દાવતને રદ કરવી હરામ છે ખાવામાં ઉજર હોય તો અખત્યાર છે. પણ જો દાવતમાં કંઇ બિદઅત હોય જેમ કે નાચ રાગ (વગેરે) અને જો એના જવાથી બંધ પડે તો જરૂર જાય. અને જો જવાથી બંધ પડતું ન હોય તો ન જાય. આ ઉપરથી દાવતને રદ કરવી દુરૂસ્ત છે.

૮૦૫ મુસલીમમાં જાબેર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઇ અણગમતુ સ્વપ્નું જુએ તો તે ડાબી બાજુએ ત્રણ વાર થુંકે અને શૈતાનથી ખોદા પાસે ત્રણવાર પનાહ માગે. (એટલે **અઉઝો બિલ્લાહ મિનશ શૈતાનીર રજીમ** કહે.) અને જે કરવટે સુતા હોય તેને બદલે.

**ફાયદો** એટલે ગમ આપનાર અણગમતું સ્વપ્નું શૈતાન તરફથી છે. આ હદીસ પ્રમાણે અમલ કરશે તો તેની નુકસાની તથા વસવસે દૂર થશે.

૮૦૬ બોખારી તથા મુસલિમમાં અબુ હોરૈરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઇ નાપસંદ સ્વપ્નું જુએ તે ઉભો થાય અને નમાઝ પઢે અને તે ખ્વાબની વાત કોઇને કહે નહીં.

**ફાયદો** એટલે જો નાપસંદ ખ્વાબ જુએ અને દિલમાં તેના વિષે કંઈ દગદગો ઉત્પન્ન થાય તો આ તદબીર છે કે નમાઝ પઢે અને ખોદાથી દોઆએ ખેર કરે. કારણ કે ખોદાના હુકમ સિવાય કોઇ વાત થઇ શકતી નથી અને અણગમતા ખ્વાબનું કહેવું આ માટે મના છે કે નાદાન લોકો તેને સાંભળીને ખોદા જાણે કેવો વસવસો નાખે. અને બીજી રિવાયતમાં છે કે જો સારો ખ્વાબ જુએ તો દાના દોસ્તને કહે કે તે સારી તઅબીર (ખ્વાબની સારી મતલબ) કહે અને બુરો ખ્વાબ કોઇને કહે નહીં.

૮૦૭ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તું એવા લોકોને જુએ કે જેઓ મોતશાબેહાત આયતોની પાછળ લાગે છે તો તેઓ તેજ લોકો છે કે જેઓનું નામ ખોદાએ લીધું છે. તો તમો તેઓથી બચો. (એટલે તેઓની સંગતથી અલગ રહો.)

**ફાયદો** કુરઆન શરીફની આયતો બે તરેહની છે (૧) મોહકમ અને (૨) મોતશાબેહ. મોહકમ તે છે કે જેની મતલબ સાફ ખુલી હોય. અને મોતશાબેહ તે છે કે જેના મતલબ સમજવામાં ધોકો પડે. ખુલ્લી મતલબ ન હોય મોહકમ આયતો કુરઆનની મુળ છે તે પરજ અમલ કરવાનો હુકમ છે. અને મોતશાબેહ આયતોમાં લાગવાનો અને તેને ઉંડાણથી દરયાફત કરવાનો હુકમ નથી. કુરઆનમાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે કે જેઓના દિલમાં કપટ અને ગુમરાહી છે તે લોકજ મોતશાબેહ આયતની તપાસમાં લાગે છે. તો હજરત [સલ] ફરમાવ્યું કે જે મોતશાબેહ આયતની તપાસમાં ઉતરે તે લોકો કપટ અને ગુમરાહી વાળાઓમાંથી છે જેઓનું નામ ખોદાએ કુરઆનમાં લીધું છે. અને નિશાની બતાવી છે. તેઓની સંગતથી દૂર રહો કે તેઓના બુરા સંગની અસર તમને નહીં લાગે. મુસલમાનો પર વાજબ છે કે સઘળા કુરઆન પર ઈમાન લાવે મોહકમ આયત ઉપર અમલ કરે અને મોતશાબેહ આયતની મુળ મતલબ ખોદાને હવાલે કરે. જે વાતને હિકમતવાળો માલિક મનાં કરે તેની તપાસમાં શા માટે ઉતરીએ, અને ખોદાના કોપમાં સપડાઇએ.

૮૦૮ બોખારી તથા મુસલિમમાં આમિર બીન રબીઆ બીન સોઆમા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમો જનાઝાને જુઓ તો તમારે આગળ વધી જાય ત્યાં સુધી ઉભા થાઓ." આ હદીસ મનસુખ છે.

**ફાયદો** પ્રથમ આ હુકમ હતો ફરી હજરતે (સલ) બંધ પાડયો.

૮૦૯ મુસલિમમાં અબુ હોરૈરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમો કોઇ પુરૂષને જુઓ કે તે કહે છે "લોકો

હલાક થયા” તો તેઓથી તે વધારે હલાકીમાં છે. અથવા તેણે લોકોને હલાક કર્યા.

**ફાયદો** આ હદીસનો બે મતલબ છે એકતો આ કે લોકોને ખોદાની રહમતથી નિર્આશ કરે અને કહે કે લોકો પોતાના ગુનાહોથી હલાક થયા. ખચીત દોજખમાં પડશે કદી બખશીશ થશે નહીં. તો ખરૂં જોતાં આ શખ્સ પોતે બરબાદ થયો. કારણ કે લોકોને રહમતથી નાઉમેદ કર્યા અને બંદગીથી છોડાવ્યા. અને બીજી મતલબ આ છે કે લોકોની એબ અને બુરાઈ બ્યાન કરે અને કહે કે લોકો નાશ પામ્યા તો ખરૂં જોતાં એ પોતે નાશ થયો. કે લોકોની નિન્દા કરી, અને પોતાને બેહતર સમજ્યો. ઈમામ માલિક (રહ) કહ્યું છે કે જો લોકોના ગુનાહ અને સુસતી જોઈ ને અફસોસથી એમ કહે કે હાય શું લોકો બગડી ગયા છે બરબાદ થયા છે તો કંઈ દોશ નથી. અને જો આ વાત ગરૂરથી કહે, પોતાને બેહતર સમજે અને સર્વને હલકા ગણે તો આ હદીસ પ્રમાણે કરી દુરૂસ્ત નથી.

૮૧૦ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમો રમજાનનો ચંદ્ર જુઓ તો રોજા રાખો. અને જ્યારે તમો તેને (એટલે ઈદના ચંદ્રને) જુઓ તો રોજો ખોલો. અને વાદળા થાય તો ત્રીસ દિવસ (રમજાનના) રોજા રાખો.

૮૧૧ મુસલિમમાં ઉમ્મે સલમા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમો જીલ હજ્જનો ચંદ્ર જુઓ અને તમારામાંનો કોઈ કુરબાની કરવાનો વિચાર રાખતો હોય તો તે પોતાના વાળ અને નખ રોકી રાખે [એટલે વાળ અને નખ કાપે નહીં.]

**ફાયદો** ઈમામ અહમદ (રહ)નો આજ મજહબ છે કે ચંદ્ર જુએથી કુરબાની કરનારને વાળ અને નખ કાપવા હરામ છે. અને શાફેઇ તથા માલિક (રહ)ની નજદીક મકરૂહ છે. અને ઈમામ આજમ (રહ)ની નજદીક દુરૂસ્ત છે *

૮૧૨ મુસલિમમાં અબુ સઅલબા ખોશની (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તું પોતાના તીરથી શિકાર કરે ફરી તે શિકાર તારાથી ગાએબ થાય (એટલે છુપી જાય અથવા નહાસી જાય) ફરી તે તને મળે તો ત્યાં સુધી બદબો નહીં આવે તું તેને ખા.

**ફાયદો** તીર અથવા શિકારી કુતરાથી શિકાર જખમી થાય અને કેથે નહાસી જાય તો જો શિકારી તેથી નાઉમેદ થઇને બેઠો ન હોય ઢુંઢતાં તેને મરેલું મળે તો ઈમામ આજમ (રહ)ની નજદીક આ શરતથી શિકાર હલાલ છે. અને નહીં તો હરામ છે. અને ઈમામ માલિક (રહ)ની નજદીક જો તેજ દિવસે મળે તો હલાલ છે. અને બીજે ત્રીજે દિવસે મળે તો હરામ છે, અને બદબોદાર ગોસ્ત ખાવું હરામ નથી* પણ મકરૂહ છે.

૮૧૩ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંના કોઈની લોંડી વ્યભિચાર કરે ફરી તે વ્યભિચાર પ્રગટ થાય (તેણીના ઈકરારથી અથવા શાક્ષીથી) તો તે તેણીને હદ મારે (એટલે પચાસ કોરડા). અને તેણીને ઝણુકી કે મેણું નહીં મારે. ફરી જો તે વ્યભિચાર કરે તો ફરી તે તેણીને હદ મારે અને તેને ઝણુકી નહીં મારે. ફરી જો તે ત્રીજીવાર વ્યભિચાર કરે તો તેણીને એક વાળની દોરડીને બદલે પણ વેચી નાંખે (એટલે પૂરી કીમતનો ખ્યાલ કરે નહીં જેટલે વેચાય વેચી નાંખે.) અને એક રિવાયતમાં છે કે તેણીને ચોથી વારે વેચે.

**ફાયદો** અરબની દસ્તુર હતી કે તેઓ લોંડીઓના વ્યભિચારને એબ જાણતા નહોતા. માત્ર ઝણુકી ધુરકી ઉપર ટાલતા હતા. જેમકે ઘણી જગ્યા હિન્દુસ્થાનમાં થાય છે. તો ફરમાવ્યું કે માત્ર ઝણુકી ઉપર ન ટાલ્યા કરો. પણ તેણીને ખોદાના હુકમ પ્રમાણે હદ માર્યા કરો. લોંડી ગુલામને લાજ ઓછી હોય છે, ધુરકી તેઓને લાભકારક નથી. ઈમામ શાફેઈ [રહ]નો આજ મજહબ છે કે માલિક પોતે વગર હાકેમનો

* પણ નહીં ખાવાના મુસતહબ છે. ગુ. મો.

* કેમકે રસુલુલ્લાહે ખોરી સરખી ખાધી છે જેમકે મિશાત, શરહ મશારેક વગેરેમાં છે. પણ જો એવી બદબો થઈ હોય કે તેના ખાવામાં નુકસાનીનો ડર હોય તો તેને ખાવું હરામ છે. ગુ. મો.

હુકમ મેળવે લોંડી ગુલામને હદ મારે. અને ઈમામ આજમ (રહ)ની નજદીક હાકેમનો હુકમ લઇને મારે.

૮૧૪ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમો સુકાળની મોસમમાં સફર કરો તો ઊંટને જમીનથી તેનો હિસ્સો આપો. (એટલે મજલ ઉપર ઉતરતાં ઊંટોને જમીનમાં ચરવા માટે છોડા કરો.) અને જ્યારે તમો દુકાળના વર્ષમાં સફર કરો તો ઊંટનો કસ રહે એટલે જલદીથી સફર પૂરી કરો. (એટલે ઊંટોના હાડકાનો ચીક સુકાઈ ન જાય તેની તાકત પૂરી નહીં થાય કે તમો મજલે પોહોંચી જાઓ. અને મોટી મોટી મજલો કરીને સુકી જગ્યાથી નીકળી જાઓ.) અને જ્યારે તમો પાછલી રાત્રે મજલે ઉતરો તો માર્ગોને છોડીને ઉતર્યા કરો. કેમકે તે જનાવરોના આવજાવના માર્ગો છે. અને તે જં જનાવરનું રાતની વેળા રેઠાણ છે.

**ફાયદો** આ હદીસમાં હજરતે (સલ સફરની હિકમતો બતાવી.

૮૧૫ મુસલિમમાં અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે બંદો સિજદો કરે છે તો તેની સાથે સાત આજા સિજદો કરે છે. તેનું મોં બે હથેલી બે ઘુંટણ અને બે પગ.

**ફાયદો** મોં સિજદો કરે છે એટલે માથું ને નાક.

૮૧૬ મુસલિમમાં બરાઅ બીન આજેબ [રદી]થી રિવાયત છે કે હજરતે સલ) ફરમાવ્યું કે જ્યારે તું સિજદો કરે તો તારી હથેલીઓને જમીન ઉપર રાખ અને કોણીઓને (જમીનથી) ઉંચે રાખ.

**ફાયદો** એટલે સિજદામાં જમીન ઉપર કોણીઓને કુતરા કોહલાની જેમ રાખવી મકરૂહ છે.

૮૧૭ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જ્યારે તમને અહલે કિતાબ (ખ્રીસ્તી, યહુદી) સલામ કરે તો તમો અલૈકુમ (એટલે તમારા પર) કહો.

૧૧૮ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા [રદી]થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જ્યારે તમો તકબીર સાંભળો તો આહિસતાથી ઓજની સાથે નમાઝ માટે ચાલો અને દોડો નહીં. ફરી જેટલી રકઅત મળે તે પઢો અને જેટલી ગઈ હોય તેને પૂરી કરો.¶

**ફાયદો** આથી જણાયું કે જમાઅત માટે દોડવું મકરૂહ છે. કારણ કે દોડવામાં શ્વાસ ફુલે છે અને ચેનની સાથે નમાઝ થતી નથી. અને ઈમામ અહમદનો આજ મજહબ છે. અને કેટલાક એલમાઓની નજદીક પેહેલી તકબીરને માટે જલદી કરવી દુરૂસ્ત છે.

૮૧૯ બોખારી તથા મુસલિમમાં ઓસામા બીન ઝૈદ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમો કોઈ જમીનમાં પલેગ (ત.ઉન)નું સાંભળો તો ત્યાં નજાઓ અને જે જમીનમાં તમો હોવ, અને ત્યાં પલેગ આવે તો ત્યાંથી નો નીકળો. ‡

**ફાયદો** જે મુલકમાં પલેગ હોય ત્યાં નહીં જાય. શા માટે પોતાને હલાકી અને બલામાં નાખે નહીં? અને જો તેજ દેશમાં પલેગ પડી હોય તો ત્યાંથી નહીં નહાસે ધીરજ રાખે અને ખોદા પર ભરોસો કરે. અને ખોદાથી નહાસીને કયાં બચશે? હજરત આએસા (રદી)થી રિવાયત છે કે પલેગમાં સબર કરનારો શહીદનો સ્વાબ પામશે. અને ત્યાંથી નહાસનારો કાફિરોથી લડાઈની સફમાંથી નહાસનારની જેમ ગુનેહગાર છે.

---

¶ "પૂરી કરો" ના શબ્દથી જણાય છે કે મસબુકને જેટલી રકઅત ઈમામ સાથે મળી હોય તે તેની પ્રથમની નમાઝ છે. કારણ કે એક વસ્તુ પ્રથમ થઈ હોય તેમાંની બાકીને પૂરી કરવું કહેવાય છે. ગુ. મા.

‡ આ મનાઈ થવાનું કારણ આ નથી કે તકદીરથી ઉલટી રીતે મરશે કે બચશે, પણ એનુ કારણ આ છે કે લોકો ફિતનામાં નહીં પડે. તેઓ એવું નહીં સમજે કે આવનારના આવ્યાથી તેની હલાકી થઈ. અને ભાગનારને ભાગવાથી મુક્તિ મળી. વળી પલેગમાંથી નીકળવાની જે મનાઈ છે તે ભાગવાની મનાઈ છે પણ જો કોઈ કામસર નીકળે તો મનાઈ નથી. પલેગથી ભાગવામાં ઘણી આફતો છે. જે વિચાર કરતાં જણાશે. ગુ. મો.

૮૨૦ મુસલ્લિમમાં અબ્દુલ્લાહ બીન અમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમો અજાન દેનારનો અવાજ સાંભળો તો જેમ તે કહે છે તેમ કહો. ફરી મારા પર દોરૂદ પઢો કેમકે જે શખ્સ મારા પર એક વાર દોરૂદ પઢે છે તેના પર અલ્લાહ દશ વાર રહમત મોકલે છે. ફરી તમો મારે માટે અલ્લાહથી વસીલો માંગો. બયીત તે એક ઉમદા ઠીકાણું છે જંનતમાં. અને તે ખોદાના બંદાઓમાં થી એકજ બંદાને યોગ્ય છે. અને હું આશા રાખું છું કે તે હુંજ થઈશ. તો જે કોઇ મારે માટે વસીલો માંગશે એટલે અજાન પછી) તેને માટે મારી શફાઅત જરૂર થશે.

**ફાયદો.** આ હદીસથી સાફ જણાયું કે અજાન પછી પ્રથમ હજરત (સલ) પર દોરૂદ પઢે ફરી તે દોઆ પઢે† જેમાં વસીલાનું વર્ણન છે. કે જેથી હજરત (સલ)ની શફાઅત તના ગુનાહ બખ્શાવે. અને આ હદીસથી દોરૂદની મેટી ફઝીલત જણાઇ, કે જે હજરત (સલ) પર એક વાર દોરૂદ પઢે તો અલ્લાહ તેના પર દશ વાર રહમત મોકલે છે. અને સાફ જણાયું કે સર્વ પેગમ્બરોથી અમારા હજરત (સલ) શ્રેષ્ઠ છે. કેમકે તે આલી મોકામ એટલે વસીલો હજરત (સલ) સિવાય કોઇને મળશે નહીં. **અલ્લાહુમ્મ સલ્લે વ સલ્લિમ વ બારેક અલા અબ્દેક વ સૈયેદેના મોહમ્મદીવ વ આલિહી અજમઇન.**

૮૨૧ બોખારી તથા મુસલિમમાં અબુ સઈદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમો બાંગ સાંભળો તો બાંગી જે કહે છે તે પ્રમાણે તમો કહો.

**ફાયદો** પણ બીજી હદીસમાં છે કે હૈય અલલ સલાહ, હૈય અલલ ફલાહની જગ્યા લા હવલ વલા કુવવત ઈલ્લા બિલ્લાહ કહે.

૮૨૨ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમો ગધેડાને ભુંકતાં સાંભળો તો અલ્લાહ પાસે શૈતાનથી પનાહ માંગો. કેમકે તેણે શૈતાનને જોયો છે. અને જ્યારે તમો મરઘાનો અવાજ સાંભળો તો અલ્લાહથી તેનું ફઝલ માંગો. કેમકે તેણે ફિરશતાને જોયો છે. @

**ફાયદો** હદીસથી જણાયું કે ગધેડું શૈતાનને જોઇને બોલે છે અને મરઘો ફીરસ્તાને જોઈને બોલે છે. ગધેડું હેમાકતને લીધે અને ઘણુ ખાવાને લીધે શૈતાનની સાથે વલગણુ રાખે છે. અને મરઘો સખાવત બહાદુરી અને ઓછી ઊંઘને લીધે ફિરસ્તાથી મોનાસેબત રાખે છે. વલ્લા હો આલમ.

૮૨૩ બોખારી તથા મુસલિમમાં અબુ કતાદા હારેસ બીન રિબઈ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઇ પાણી પીએ તો પાણીમાં શ્વાસ મુકે નહીં ‡ અને જ્યારે જાજરૂએ જાય તો જકર (પુરૂષ ઇંદ્રિ)ને સીધે હાથે પકડે નહીં અને જમણે હાથે ખડુ કરે નહીં.

૮૨૪ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે કુતરૂં તમારા કોઈના વાસણમાં પીએ તો સાત વાર તેને ધુએ.

**ફાયદો** ઇમામ શાફેઈ (રહ)નો આજ મજહબ છે કે કુતરાના બોટવાથી વાસણને સાત વાર ધુએ તો પાક થાય છે. પણ એક વાર માટી અને પાણીથી અને સાત વાર માત્ર પાણીથી. અને ઈમામ આજમ [રહ]ની નજદીક ત્રણ વાર ધોવાથી પવિત્ર થાય છે. સાત વાર ધોવાનો પ્રથમ હુકમ હતો કેમકે અરબ લોક કુતરાને નાપાક

† આ દોઆ હદીસ નં. ૧૩૪ માં આવી ગઈ છે. આ દોઆથી પહેલાં દોરૂદ પઢવું સુંનત છે. પણ અફસોસ કે તેનો રિવાજ નથી. ગુ. મો.

@ આ હદીસથી જણાય છે કે નેક લોકોના આવવાથી ખોદાની રહમત ઉતરે છે માટે તે વખત દોઆ કરવી મુસ્તહબ છે. અને બદકારોના આવવાથી ખોદાનો ગઝબ ઉતરે છે માટે તે વખત અલ્લાહથી પનાહ માંગવી. આથી તમો નેકોની સોહબતનો લાભ અને બદકારોની સોહબતની નુકસાની પણ સમજી શકશો ગુ. મો.

‡ માણસનો શ્વાસ જે નીકળે છે તેમાં એક જાતનું ઝેહેર છે અને એવા ભાગ તેમા સમાએલા છે જે નુકસાનકારક છે. માટે હજરતે (સલ) પાણીમાં શ્વાસ છોડવાની મનાઈ કરી કે પાણીમાં દમ નહીં મુકે. ગુ. મો.

જાણતા નહોતા.

૮૨૫ મુસલિમમાં † અબુ સઈદ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઇ પોતાની નમાઝમાં શક કરે ને નહીં જાણે કે કેટલી રકઅત પઢી ત્રણ કે ચાર તો શકને છોડી દે અને જેની ખાતરી હોય તે પર આધાર રાખે. ફરી સલામ ફેરવવા પેહેલાં બે સિજદા કરે. હવે જો તેણે પાંચ રકઅત પઢી હશે તો બે સિજદા સહોના તેની નમાઝને બેકી કરશે (એટલે છ થશે અને જો તેણે ચાર રકઅતનેજ પૂરી કરીને નમાઝ પઢી છે તો આ બે સિજદા શૈતાન ઉપર ધુળ નાખનાર થશે.¶

**ફાયદો** એટલે જ્યારે શક પડે કે ત્રણ રકઅત થઇ અથવા ચાર તો શકને છોડી યકીનને લ્યે. એટલે ઓછી ગણત્રીને લ્યે અને ઘણીને છોડે. જેમકે આ સુરતમાં ત્રણ રકઅતનો ઈતબાર કરે અને ચારને છોડે. અને ચોથી રકઅત પઢીને સહોના સિજદા કરે. ફરી જો હકીકતમાં પાંચ રકઅત થઇ હશે તો બે સહોના સિજદા મળીને છ થઇ. અને જો હકીકતમાં ચારજ રકઅત થઇ હતી તો બે સિજદાથી શૈતાન ઉપર ધુળ પડી. એટલે શક સન્દેહ તો શૈતાન નાંખે છે પણ જ્યારે નમાઝ પૂરી થઇ તો બે સિજદાનો સ્વાબ વધુ મળ્યો શૈતાનના મોં પર ખાક પડી. કેમકે તેની ગરજ નહીં સરી.—આથી જણાયું કે સહોનો સિજદો નુકસાની પૂરી કરવા માટે ઠેરવ્યો છે. આ હદીસ ઇમામ શાફેઇ (રહ) ની દલીલ છે કે શકમાં ઓછી ગણત્રીને લ્યે અને સલામથી પહેલાં સહોનો સિજદો કરે.

૮૨૬ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી થી રિવાયત છે કે હજરત (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઇ પોતાની નમાઝમાં શક કરે તો તે ઠીક વાતની અટકળ કરે ફરી તે પર આધાર રાખે ને બે સિજદા (સહોના) કરે.

**ફાયદો** પૂરી રિવાયત મસાબીહમાં આવી રીતે છે કે પ્રથમ સલામ ફેરવે ફરી બે સિજદા કરે. આ હદીસ જાહેરમાં ઇમામ આજમ [રહ] ની દલીલ છે કે શકમાં વધુ ધારના તથા અટકલ ઉપર અમલ કરે. અને સલામ પછી સહોના સિજદા કરે. આ તે શખ્સને માટે છે કે જેને ઘણો શક પડતો હોય અને જેને પહેલીજ વાર શક પડયો હોય તો તે નમાઝને છોડીને નવેસરથી નમાઝ શરૂ કરે.

૮૨૭ મુસલિમમાં જૈનબ બીનતે * અબુ મોઆવેયા સકફીયા તે અબ્દુલ્લાહ બીન મસઊદ રદી ની બીબી (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંની કોઈ ઇશાની નમાઝમાં આવે તો ખુશબો લગાડે નહીં.

**ફાયદો** ઓરતોને ખુશબો એટલા માટે મના કરી કે જમાઅતમાં કોઇને બુરો ખ્યાલ નહીં આવે.

૮૨૮ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાય છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઇ જુમઆની નમાઝ પઢે તો તે પછી ચાર રકઅત પઢે.

**ફાયદો** ઇમામ આજમ તથા શાફેઇ (રહ) નો આ મજહબ છે કે જુમઆ પછી ચાર રકઅત સુંનત છે. અને ઇમામ અબુ યુસોફ (રહ)ની નજદીક જુમઆની છ રકઅત સુંનત છે. જેમકે આ રિવાયત અલી મુરતજા (રદી) થી છે.

૮૨૯ બોખારીમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છેકે હજરતે [સલ] ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઈ લોકોને નમાઝ પઢાવે (એટલે ઇમામ બને) તો તે હલકી નમાઝ પઢે. કારણ કે તેઓમાં નિર્બળ માંદા અને વૃદ્ધ લોકો હોય છે. અને જ્યારે કોઇ એકલો પોતાને માટે નમાઝ પઢે તો જાઇએ તેટલી લમ્બાવે

૮૩૦ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અમર [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમો ફજરની નમાજ પઢો તો સૂર્યની

† શરહ મશારેકમાં છે કે આ હદીસ બોખારી તથા મુસલિમ બંનેમાં છે. ગુ. મો.

¶ કેમકે જે આદમના નકાર કરવાથી શૈતાન મલઉન બન્યો તે કામ નમાઝી કરી સ્વાબ મેળવે છે. ગુ. મો.

* તોહફાવાળા કહે છે કે ખરૂં નામ આવી રીતે છે "જૈનબ બીનતે અબ્દુલ્લાહ બીન મોઆવેયા" ગુ. મો.

ઉપલી કોર નીકળે ત્યાં સુધી તેનો વખત છે. ફરી જ્યારે જોહરની નમાઝ પઢો તો અસર આવે ત્યાં સુધી તેનો વખત છે. અને જ્યારે તમો અસરની નમાઝ પઢો તો સૂર્ય ડુબવા માટે ઝુકે ત્યાં સુધી તેનો વખત છે. અને જ્યારે તમો મગરેબની નમાઝ પઢો તો શફક* ડુબવા સુધી તેનો વખત છે. અને જ્યારે તમો એશાની નમાઝ પઢો તો અડધી રાત સુધી તેનો વખત છે.

**ફાયદો** જો કે અસરનો વખત સૂર્યાસ્ત સુધી છે અને એશાનો વખત સવાર સુધી છે. પણ આ હદીસમાં મુસ્તહબ વખત ફરમાવ્યો છે. એટલે જ્યારે સુર્ય ડુબવાને નજદીક થાય અને તડકો પીળો પડે તો તે વખત મકરૂહ છે.

* ૮૩૧ બોખારીમાં અબુ હોરેરા [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે અમાનતનો નાશ થાય તો તું કેયામતની વાટ જો" આ હદીસ તે પુરૂષને કહી હતી કે જેણે કહ્યું હતું કે કેયામત કયારે થશે@ ફરી તે શખ્સે પૂછયું કે અમાનતનો નાશ કેવી રીતે થશે. હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે નાલાએક ને સરદારી તથા હુકુમત † સોપ્વામાં આવે તો તું કેયામતની વાટ જો.

---

* શફક એ સુર્યાસ્ત પછી સુરખી બાદ જે સફેદાઈ નીકળે છે તેને કહે છે. આ એનો અર્થ ઈમામ આઝમ (રહ)ના નજદીક છે. પણ ઈમામ મોહમ્મદ તથા અબુ યુસોફ (રહ)ના નજદીક સુરખીને કહે છે. એ મત મજબુત છે. ગ્રા. મો.

@ સવાલ તો આ હતો કે "કેયામત કયારે થશે" તેનો જવાબ હજરતે (સલ) નહીં આપ્યો તેનું કારણ મિશકાતના હાશયામાં સૈયદ લખે છે કે એ સવાલનો ખરો જવાબ આપવો અસંભવિત (મહાલ) છે. કેમકે તે ગેબ છે ખોદા સિવાય કોઈ તેને જાણતું નથી. માટે હજરતે કેયામત કયારે થશે નો જવાબ નહીં આપતાં તેની નિશાનીયો બયાન કરી.

† મિરકાતમાં એ હદીસની શરહ જોતાં માલમ પડે છે કે અણસમજ ખિયાનતદાર વકફનો મોતવલ્લી બને જાહેલ વઅજ કેહનાર ફતવો લખનાર ફતવાપર દસ્તખત કરનાર થાય. નાલાએકો કોમના સરદાર બનાવાઈ એ સર્વ કિયામતની નિશાનીયોમાં દાખલ છે. અને એ કામો થવાં શરૂ થયાં છે. ગ્રા. મો.

**ફાયદો** એટલે બેઇલ્મ, કમ ઉમર, જાલિમનું હાકેમ થવું એ કેયામતની નિશાની છે.

૮૩૨ મુસલિમમાં અબુ મુસા [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઈ છીક ખાય અને અલ હમ્દો લિલ્લાહ કહે તો તેને સારી દોઆ કરો (એટલે યરહમોક-લ્લાહ કહો) પણ જો તે અલ હમ્દો લિલ્લાહ નહીં કહે તો તમો દોઆ નો કરો.

૮૩૩ બોખારીમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઈ છીક ખાય તો **અલ હમ્દો લિલ્લાહ** કહે અને તેનો ભાઈ અથવા તેનો સાથી **યરહમોકલ્લાહ** કહે. ફરી જ્યારે તે તેને માટે યરહમોક-લ્લાહ કહે તો તે કહે **યહદી કોમુ લ્લાહો વ યુસલેહ બાલકુમ.**

**ફાયદો** છીક તંદરૂસ્તીની નિશાની છે માટે અલ હમ્દો લિલ્લાહ કહેવું સુંનત થયું. અને જવાબ આપવો કેટલાકની નજદીક વાજેબ છે અને કેતલાકની નજદીક મુસ્તહબ છે.

૮૩૪ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારે માટે ફારેસ તથા રૂમ ફતેહ થશે તો તમો કેવા લોક થશો ? (એટલે શુકર ગુજાર થશો કે નાશુકર થશો ?) અબ્દુર રહમાન બીન ઓફે (રદી) કહ્યું કે જેવો અલ્લાહે અમને હુકમ કર્યો છે તે પ્રમાણે અમો કહીશું (એટલે શુકર કરીશું) હજરતે ફરમાવ્યું એ સિવાય તમો કહેશો. (એટલે શુકર ગુજારી નહીં કરશો. પણ) લોભ કરશો આપસમા અદેખાઈ કરશો. ફરી આપસમાં એક બીજાની જડ કાપશો ફરી આપસમાં કીનો કપટ રાખશો અથવા એના જેવું બાજું કંઇ ફરમાવ્યું રાવીને શક છે) ફરી તમો હિજરત કરનાર (મસકીનોમાં જશો ફરી તમો તેઓમાંના કેટલાકને કેટલાકની ગરદન ઉપર નાખશો. (એટલે એકને બીજાના કાબુમાં કરશો અથવા સહન નહીં થઈ શકે એવું દુઃખ આપશો.)

**ફાયદો** હજરતે (સલ) આ હદીસમાં રૂમ ઇરાનના ફતેહ થવાની આગમચેતી (પેશીન ગોઇ કરી હતી. અને માલ દોલતના વધવાની ખરાબી તથા ફસાદ બયાન કર્યાં હતાં. તો સિદ્દીકે અકબ

તથા ઓમર ફારૂકની ખિલાફતમાં તેમના બંદોબસ્તથી કંઇ ફસાદ થયો નથી. પણ હજરત ઓસમાન (રદી)ની ખિલાફતની છેવટમાં મુસલમાનોમાં ફસાદ શરૂ થયો. અને અલી (રદી)ની ખિલાફતમાં ઘણો વધ્યો. ફરી યજીદ પલીદ, મરવાન તથા તેની ઓલાદની હોકુમત અને સલતનતમાં મોહાજેરીન તથા સહાબા પર જુલમ અને જેયાદતી, ફસાદ અને ખરાબી જે જે થઇ છે તેને સઘળું જગત જાણે છે. જેવી રીતે ફરમાવ્યું હતું તેમજ થયું આ હજરત (સલ) નો મોઅજેજો છે.

૮૩૫ બોખારીમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે કોઈ મારામારી કરે તો તે મોને બચાવ.

**ફાયદો** એટલે જ્યારે મુસલમાનથી મારકુટ થાય અથવા કોઈ મુસલમાન નાહક મારવાનો ઈરાદો કરે તો પોતાના બચાવમાં તેને મારે પણ મો પર જખમ કરે નહીં. કારણ કે માણસનુ મોં ઉત્તમ ચીજ છે. અથવા કાફરથી લડાઇ થાય તો જ્યાં સૂધી બીજી જગ્યા મારવાથી કામ નીકળતું હોય તો મોં પર મારવું નહીંજ જોઇએ પણ આ ફરજ નથી.

૮૩૬ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંના કોઇએ આમીન કહી અને ફિરસ્તાઓએ આસમાનમાં આમીન કહી ફરી એકનો આમીન બોલવો માફક થઇ તો તેના આગળા ગુનાહ માફ થયા.

**ફાયદો** એટલે જ્યારે એકી વેળા માણસે અને ફિરસ્તાઓએ આમીન કહી તો માફી થાય છે.

૮૩૭ બોખારીમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જ્યારે તમારા માંના એક પોતાના ભાઇને ઓ કાફેર કહગો તો એમાંથી એકપર તે કુફર પલટે છે.

**ફાયદો** એટલે જો હકીકતમાં તે કાફીર છે તો તેનાપર તે સિદ્ધ થયું. પણ જો તે કાફિર નથી તો કહેનારપર ઉલટું આવશે.

૮૩૮ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે ઈમામ **સમેઅ-લ્લાહો લેમન હમેદહ** કહે તો તમો **અલ્લા હુમ્મ રબ્બના લકલ હમ્દ** કહો કેમકે જેનું કહેવું ફિરસ્તાઓના કહેવાને માફક પડયું તો તેના આગળા ગુનાહ માફ થયા.

**ફાયદો** ઇમામ આજમ ઇમામ માલિક અને ઈમામ અહમદનો આજ મજહબ છે કે ઇમામ માત્ર "સમેઅ-લ્લાહો લેમન હમેદહ" કહે અને મુક્તદી માત્ર "રબ્બના લકલ હમ્દ" કહે. અને ઈમામ શાફેઇ (રહ)ની નજદીક ઇમામ પણ બંને સાથે કહે અને મુકતદી પણ બંનેને ભેગા કહે. પણ આ હદીસથી આગળો મત મજબુત જણાય છે.

૮૩૯ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે ઈમામ **વ લદદાલ્લીન** કહે તો તમો **આમીન** કહો કેમકે જેનું કહેવું ફિરશતાઓના કહેવાને માફક પડયું કે તેના આગળા ગુનાહ બખશાયા.

૮૪૦ મુસલિમમાં ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જ્યારે બાંગી **અલ્લાહો અકબર-અલ્લાહો અકબર** કહે તો તમારામાંનો કોઈ જવાબમાં **અલ્લાહો અકબર અલ્લાહો અકબર** કહે. ફરી તે કહે **અશહદો અન લાએલાહ ઇલ્લલ્લાહ** તો સાંભળનાર કહે. **અશહદો અન લાએલાહ ઇલ્લલ્લાહ** ફરી તે કહે **અશહદો અન્ન મોહમ્મદર રસુલુ-લ્લાહ** તો સાંભળનાર કહે **અશહદો અન્ન મોહમદર રસુલુ-લ્લાહ** ફરી તે કહે **હેય અલસ સલાહ** તો સાંભળનાર કહે **લા હવલ વલા કુવવત ઇલ્લા બિલ્લાહ** ફરી તે કહે **હેય અલલ ફલાહ** તો સાંભળનાર કહે **લા હવલ વલા કુવવત ઇલ્લા બિલ્લાહ** ફરી તે કહે **અલ્લાહો અકબર અલ્લાહો અકબર** તો સાંભળનાર કહે **અલ્લાહો અકબર અલ્લાહો અકબર** ફરી તે કહે **લાએલાહ ઇલ્લલ્લાહ** તો સાંભળનાર કહે **લાએલાહ ઇલ્લ-લ્લાહ** પોતાના સાચા દીલથી કહેશે તો જંનતમાં દાખલ થશે.

**ફાયદો** આ હદીસમાં હજરતે (સલ) અજાનનો જવાબ આપવો શીખવ્યો. અને સાચા દિલથી જવાબ આપનારને જંનતનો વાયદો કર્યો જ્યારે મુસલમાન અજાન સાંભળે તો સર્વ કારબાર છોડીને અજાનનો જવાબ આપે, કે જંનતની

મશારતમાં દાખલ થાય. ઘણા ઓલેમાની નજદીક અજાનનો જવાબ આપવો વાજેબ છે. અને જો એક જગ્યામાં કેટલીક અજાનોનો અવાજ આવતો હોય તો પોતાના મોહલ્લાની મસજીદની અજાનનો જવાબ આપે. બીજાનો જવાબ આપવો વાજેબ નથી.* અને જો કુરઆન પઢતો હોય તો ચુપ રહે, અજાનનો જવાબ આપીને પઢે.

૮૪૧ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઈ રાતમાં ઉઠે (એટલે તહજ્જોદની નમાઝ પઢવા માટે) ફરી કુરઆન તેની જબાનથી સાફ પઢાતું ન હોય ફરી [ઊંઘ અને ગફલતને લીધે] તે જાણતો નથી કે તે શું બોલે છે તો તેને સુઇ જવું જોઇએ.

**ફાયદો** એટલે તહજ્જોદની નમાઝ ખુશી તથા દિલની હોજુરીના સાથે થવી જોઇએ ઊંઘના ગલબામાં એ વાત મળતી નથી માટે સલાનું ફરમાવ્યું. ફરી જ્યારે ઊંઘનું જોર નરમ પડે ત્યરે નમાઝમાં કુરઆન પઢે.

૮૪૨ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઇ રાતમાં ઉઠે (એટલે તહજ્જુદ માટે) તો બે રકઅત હલકી નમાઝ પઢે.

**ફાયદો** હજરતે (સલ) સારી હિકમત બતાવી છે. પ્રથમ ઊંઘની બેમારી તથા સુસ્તી બદનમાં હોય છે. જ્યારે પહેલાં હલકી નમાઝ પઢી તો બાકીની તહજ્જોદની નમાઝ ખોશીની સાથે લાંબી કિરાઅતથી પઢશે. અથવા આ બે રકઅતથી મતલબ તહીયતુલ વોજૂ છે. અને હલકી રકઅતો એટલા માટે ફરમાવી કે વગર વસવસે અદા થાય. કારણ કે હદીસ સરીફમાં છે કે જે કોઇ વોજૂ કરીને વગર વસવસે બેરકઅત પઢશે તો તેના આગળા ગુનાહ માફ થશે. મતલબ કે પ્રથમ બેરકઅત હલકી પઢે ફરી જ્યાં સુધી દિલ હાજર રહે લમ્બાવે. ફરજ પછી સર્વ નફલોથી તહજ્જોદની નમાઝ અફજલ છે. અલ્લાહ મુસલમાનોને એની મઝા આપો. **આમીન.**

૮૪૩ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઈ પોતાની જગ્યાથી ઉઠે ને ફરી પાછો આવ તો તે તેનો વધુ હકદાર છે.

**ફાયદો** આ હદીસથી સાફ જણાયું કે જે કોઇ મસજીદની સફમાં બેઠો હોય ને ફરી વોજૂ કરવા અથવા બાજા કોઇ કામે જાય અને બીજા કોઇ શખ્સ તેની જગ્યા બેઠો હોય તો તેને ત્યાંથી ઉઠાવે અને પેહેલો શખ્સ પોતાની જગ્યા પર બેસે. એવીજ રીત બીજી મજલીસમાં પણ.

૮૪૪ મુસલીમમાં અબુ જર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઇ નમાઝ પઢવા ઉઠે અને તેની આગળ કજાવાની પાછલી લાકડીની બરાબર કંઇ હોય તો તે તેને આડ થાય છે. પણ જો તેની આગળ કજાવાની પાછલી લાકડી જેવું ન હોય તો તેની નમાઝને ગધેડું સ્ત્રી અને કાળું કુતરૂં તોડે છે.

**ફાયદો** જ્યારે દિવારની આડ નહોય તો નમાઝી પોતાની સામે એક હાથ લાંબી અને આંગળી બરાબર જાડી લાકડી ઉભી કરે. ફરી જો કોઇ તેની આગળથી નીકળશે તો કંઈ દોશ નથી. જો ઇમામની સામે હોય તો તે મુકતદીયોને પણ બસ છે. અને સર્વ ઇમામોની નજદીક ગધેડું કાળુ કુતરૂં અને સ્ત્રીના સામે આવ્યાથી નમાઝ જતી નથી* પણ ઇમામ મહમ્મદ (રહ) ની નજદીક માત્ર કાળા કુતરાથી નમાઝ તુટે છે. સવ ઓલેમાની નજદીક અબુ સઇદ (રદી) ની હદીસ દલીલ છે કે નમાઝ કોઈ ચીજથી જતી નથી. અને બોખારીમાં હજરત આએશા (રદી)થી રિવાયત છે કે હું હજરત (સલ)ની સામે સૂતી હતી અને હજરત નમાઝ પઢતા હતા.

૮૪૫ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે આદમ પુત્ર સિજદાની આયત પઢી સિજદો કરે છે તો શેતાન રડતો એક કારે થાય છે. તે કહે છે મારી કમ્બખતી આદમ પુત્રને સિજદાનો

---

* તેમ એક મસજીદમાં બે અજાન થતી હોય તો પેહેલીનો જવાબ આપે કેમકે બીજી અજાન બિદઅત છે. ગ્રા. મો.

* અને તેઓએ તુટવાના મતલબ નુકસાન થવાની લીધી છે. કારણ કે આ ચીજેના સામે આવ્યાથી દિલ તેમાં લાગવાનું ગ્રા. મો.

હુકમ થયો ને તેણે સિજદો કર્યો તો તેને માટે જંનત છે, અને મને સિજદાનો હુકમ થયો ને મેં નકાર કર્યો તો મારે માટે દોજખ છે.

**ફાયદો** આ હદીસમાં સિજદાની બુજુરગી તથા શૈતાનના હસદ અને અફસોસનું બયાન છે.

૮૪૬ મુસલિમમાં જાબેર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે કોઈ શખ્સ નમાઝ અદા કરે તો પોતાના ઘર માટે નમાઝનો એક ભાગ રાખે કેમકે અલ્લાહ તેની નમાઝને લીધે તેના ઘરમાં બેહતરી (અને બરકત) કરનાર છે.

**ફાયદો** જ્યારે મસજીદમાં ફરજ પઢે તો સુંનત નફલ ઘરમાં પઢે કારણ કે હદીસમાં આવેલું છે કે ફરજ સિવાય સર્વ નમાઝો ઘરમાં પઢવી શ્રેષ્ઠ છે. કે જેથી ખેર, બરકત ઘરમાં થાય અને શૈતાનનો દખલ થાય નહીં.

૮૪૭ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે કોઇ નમાઝના કાયદામાં બેસે તો તે કહે **અત્તહિયાતો લિલ્લાહે વસ્સલવાતો વત્તય્યેબાતો અસ્સલામો અલેક ઐયોહન્નબીયો વ રહમતુલ્લાહે વ બરકાતોહુ અસ્સલામો અલૈના વ અલા એબાદિલ્લાહિસ સાલેહીન અશહદો અલ્લા એલાહ ઇલ્લલ્લાહો વ અશહદો અન્ન મોહમ્મદં અબ્દોહું વ રસુલોહુ.** @

**ફાયદો** અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી) થી રિવાયત છ કે અમો નમાઝમાં બેસીને કહ્યા કરતા હતા કે ખોદાને સલામ જીબરઇલને સલામ મીકાઈલને સલામ ફલાણા ફલાણાને સલામ ત્યારે હજરતે (સલ) અમને અત્તહિયાત શીખવી. અને ફરમાવ્યું કે જ્યારે તમે કહ્યું "**અસ્સલામો અલૈના વ અલા એબાદિલ્લાહિસ સાલેહીન** તો જેટલા ખોદાના બંદા આસમાન જમીનમાં છે ફરી ફિરસ્તા હોય કે પેગમ્બર હોય કે વલી હોય, જીન હોય કે આદમી હોય સર્વને તમારૂં સલામ પહોન્ચું. હવે દરેકના નામ લેવાની કશી જરૂર નથી. નમાઝમાં અત્તહિયાત પઢવી ઇમામ આજમ તથા શાફેઇ (રહ)ની નજદીક વાજેબ છે. અને ઇમામ માલિક (રહ)ના મજહબમાં સુંનત છે.

૮૪૮ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે ઇમામ જુમઆને દિવસે ખુતબો પઢતો હોય અને તું તારા સાથીને કહે તું ચુપ રહે તો તેં નકામી વાત કરી.

**ફાયદો** ખુતબો સાંભળવો વજેબ છે તે વેળા બોલવું દુરૂસ્ત નથી. અને જ્યારે બીજા બોલનારને કહ્યું કે ચુપ રહે. તો તેનું બોલવું પણ સિદ્ધ થયું. જબાનથી મના કરે નહીં ઇશારાથી કહે.

૮૪૯ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરત (સલ) ફરમાવ્યું કે જ્યાર કોઇ શખ્સ ખાણું ખાવા બેઠો હોય તો જ્યાં સુધી ખાણાથી ફરાગત નહીં થાય—નહીં ઉઠે—અગરજો નમાઝની તકબીર થઇ હોય.

**ફાયદો** જલદી કરવાની મનાઈ એટલા માટે ફરમાવી કે ખાણા તરફ દિલ લાગેલું રહે છે. હજુર દિલથી નમાઝ થશે નહીં. પણ જો એમ જાણે કે ભૂકનો ગલબો નથી અને ખાણું ખાઈ રહેવા સુધી જમાઅત પૂરી થશે તો નમાઝમાં શરીક થાય. રિવાયત છે કે અબ્દુલ્લાહ બીન અબ્બાસ તથા અબુ હોરેરા (રદી) કબાબ ખાતા હતા એટલામાં જમાઅતની તકબીર થઈ અબ્દુલ્લાહ બીન અબ્બાસે (રદી) અબુ હોરેરા (રદી) ને કહ્યું કે જલદી નોકરો એને ખાઇ લ્યો કે જેથી નમાજમાં દિલ લાગેલું રહે નહીં.

૮૫૦ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે કોઈ નમાઝ પઢતો હોય તો તે મોંની સામે થુંકે નહીં, કારણ કે

---

@ અર્થ—સર્વ બંદગી જુબાનની અને સર્વ બંદગી બદનની તથા સર્વ બંદગી પવિત્ર માલની અલ્લાહનેજ માટે છે. સલામ તારાપર થાઓ ઓ નબી! અને અલ્લાહની રહમત તથા તેની બરકત થાઓ. સલામ અમારાપર તથા સર્વ સારા બંદાઓપર થાઓ. હુ શાક્ષી આપું છું કે અલ્લાહ સિવાય કોઈ પુજ્ય નથી અને હું શાક્ષી આપું છું કે મોહમ્મદ તેના બંદા છે અને તેના રસુલ છે. ગુ. મો.

મોની સામે અલ્લાહ છે (એટલે તેનો કિબલો છે.)

૮૫૧ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ્લ) ફરમાવ્યું કે જ્યારે ત્રણ માણુસ હોય તો એકને મુકીને બે માણુસો કાનમાં વાતચીત કરે નહીં*

**ફાયદો** મનાઇ કરવાનું કારણ આ છે કે ત્રીજા માણુસને દુઃખ થશે. તે વિચારશે કે મને મશવરાને લાએક જાણુતા નથી અથવા મારી બુરાઇની સોંચ કરે છે. અને બીજી હદીસમાં છે કે ચાર આદમી હોય તો બે આદમીના ચૂપકીથી વાત કરવામાં કંઇ દોશ નથી. એટલે એમ થવામાં દુઃખ થશે નહીં.

૮૫૨ મુસલિમમાં અબુ સઈદ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ્લ) ફરમાવ્યું કે જ્યારે ત્રણ માણુસો હોય તો એક તેઓનો ઈમામ બને. અને તેઓમાં ઈમામ બનવાને લાએક કુરઆન વધારે જાણુનાર છે.

**ફાયદો** હજરત (સલ્લ)ના વખતમાં જે મોટો કારી હતો તે મસલા પણુ સારી રીતે જાણુતો હતો. માટે હજરતે (સલ્લ) કારીને આલિમ કરતાં આગળ કર્યો. પણુ હવે ઘણુા ઇમામોનો આ મજહબ છે કે આલિમ મસલો જાણુનાર કારી કરતાં આગવો (મોકદદમ) છે. કારણુ કે જો નમાઝમાં કંઈ નુકસાની આવશે તો આલીમ દુરૂસ્ત કરશે. માત્ર કારી અને હાફેજ શું જાણે કે કઇ ચીજથી નમાઝ તુટે છે અને કઇ ચીજથી મકરૂહ થાય છે.

૮૫૩ બોખારી તથા મુસલિમમાં જાબેર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ્લ) ફરમાવ્યું કે જ્યારે કપડું મોટું હોય તો તેના બંને છેડાને જૂદા જૂદા બાંધ (એટલે અડધું ખાંધપર નાખ અને અડધાથી નગ્નતા ઢાંક) પણુ જો નાહનું હોય તો તારી કમરપર બાંધ [એટલે નગ્નતા છૂપાવવી પ્રેહેલાં છે]" આ હજરતે [સલ્લ] જાબેર (રદી)ને ફરમાવ્યું.

૮૫૪ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા [રદી]થી રિવાયત છે કે હજરતે [સલ્લ] ફરમાવ્યું કે જ્યારે જુમઆનો દિવસ હોય છે તો મસજીદના સર્વે દરવાજા ઉપર ફિરસ્તા હોય છે તેઓ પહેલાં આવનારને લખે છે ફરી બીજાને ફરી જ્યારે ઈમામ [ખુતબો પઢવા] બેસે છે તો તે કાગળીયા વાળીને ખુતબો સાંભળવા આવે છે ☞

**ફાયદો** આ હદીસથી જણુાયું કે જ્યાં સૂધી ઈમામ ખુતબો શરૂ નહીં કરતો ત્યાં સૂધી આવનારાઓને ફિરસ્તા લખે છે. તો તેઓને સવાબ પણુ વધારે થશે. અને જ્યારે ખુતબો શરૂ થયો તો આવનારનું નામ ફિરસ્તા પોતાના દફતરમાં લખતા નથી. આ હદીસમાં ઇશારો છે કે મુસલમાનો મસજીદમાં જલદી હાજેર થાય.

૮૫૫ બોખારી તથા મુસલિમમાં અબુ મુસા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ્લ) ફરમાવ્યું કે જ્યારે કેયામતનો દિવસ થશે તો અલ્લાહ દરેક મુસલમાનને એક યહુદી અથવા એક નસરાની [ખ્રીસ્તી] આપશે. ફરી કહેશે કે જહંનમથી છુટવાનો આ તારો બદલો છે†

---

* એવીજ રીતે ત્રણુ માણુસો હોય અને તેમાંથી બે માણુસો એવી ભાષામાં વાત કરે કે ત્રીજો તે ભાષા જાણુતો ન હોય તો તે પણુ એ મનાઈમાં દાખલ છે. તેમજ એકને મુકી બે માણુસો ઇશારાથી વાત કરે તે પણુ મનાઈ છે. ગુ. મો.

☞ એ હદીસનું વધુ બયાન હદીસ ના. ૩૮ માં છે. ગુ. મો.

† કુરઆન શરીફમાં છે કે "કોઈ બોજ ઉઠાવનાર બીજાનો બોજ ઉઠાવતો નથી." એટલે એકનો ગુનોહ બીજો ઉપાડતો નથી. તો આ હદીસની આ મતલબ નથી કે મુસલમાનો જે ગુનાહ કરે તેના બદલ ખ્રાસ્તી તથા યહુદી પકડાશે અને મુસલમાન છૂટશે. કેમકે એ ઈનસાફ વિરૂદ્ધ છે તથા એવું બયાન કરનાર મુસલમાનોને ગુનાહના કામપર ઉસકેરનાર છે. તો "તારો બદલો છે" એની મતલબ આ છે કે જો તું દોજખને લાએક કામ કરતે તો તે તને મળતે પણુ જ્યારે તું જહંનમને લાએક નહીં થયો અને યહુદ અને નસારા જહંનમમાં જનારજ છે તો જાણુે તેઓમાંનો એક તારો બદલો થયો. આ હદીસમાં આ વાતનો ઈશારો છે કે મુસલમાને ઈસ્લામપર મુસ્તેદ રહેવું જોઈએ ખ્રીસ્તી તથા યહુદીની જેમ બોહાની જાત તથા સિફાતમાં બીજાને ભેલનાર થાય નહીં. ગુ. મો.

(એટલે તારે બદલે યહુદી અથવા ઇસાઈ દોજખમાં જશે તું છુટી ગયો.)

**ફાયદા** યહુદીઓએ ઘણા પેગમ્બરોને નહીં માન્યા અને કતલ કર્યા. અને નસરાનીઓએ હજરત ઈસા (અલે)ને ખોદાના બેટા ઠેરવ્યા અને અમારા હજરત (સલ)નો નકાર કર્યો અને મુસલમાનોએ હજરત (સલ)ને માન્યા તો સર્વ પેગમ્બરોને માન્યા માટે અલ્લાહે મુસલમાનોનો બદલો યહુદીઓ અને નસરાનીઓને ઠેરવ્યા. આ જુલમ નથી પણ ઇનસાફ છે. કેમકે તાબેદારોને શકકર અને મુજી નકાર કરનારને ટકકર. પણ આ તે મુસલમાનો માટે છે કે જેઓ વગર અજાબે જંનતમાં જશે કારણ કે હરત (સલ) ઘણા મુસલમાનોને શફાઅત કરી દોજખથી કઢાવશે. જો સર્વ દોજખથી બચે તો શફાઅતની ફરી હાજત શી

૮૫૬ મુસલિમમાં જાબેર [રદી]થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જ્યારે કોઈ પોતાના ભાઇને કફન આપે તો તેને સારૂં કફન આપવું જોઇએ.

**ફાયદા** આ મતલબ નથી કે તે ઘણું કીમતી હોય પણ એની મતલબ હલાલ માલનું સફેદ પાક સાફ કપડું છે અને તેના માન આબરૂને લાએક હોય ‡

૮૫૭ મુસલિમમાં અબુ હોરેરા [રદી]થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જ્યારે માણસ મર્યો તો તેના અમલ કપાઇ ગયાં. પણ ત્રણ તરેહના અમલ મોત પછી પણ કપાતાં નથી. (૧) સદકા ખેરાત જેને. લાભ હમેશ જારી હોય અથવા (૨) તે ઇલ્મ કે જેથી લોકો લાભ લ્યે. અથવા (૩) નેક ઓલાદ કે બાપને માટે દોઆ કરે †

**ફાયદા** એટલે સારાં કામનો સવાબ જીન્દગી સૂધી છે મરવા પછી ન અમલ છે ન સવાબ છે પણ આ ત્રણ કામોનો સવાબ મરવા પછી પણ બંધ પડતો નથી. (૧) સદકએ જારીયા. એટલે તે નેક કામ જેનો લાભ લોકોને સદા મળતો રહે. જેમકે મસજીદ કૂવો, મદ્રસો, ધર્મસરા. માફીની જમીન અને જમીન ઘર અને કિતાબનું વકફ કરવું. (૨) ઈલમ જેથી લોકોને ફાયદો થાય. એટલે લોકોને ઇલમે દીન શીખવવું દીની ઇલમની કિતાબો બનાવવી. જેમકે ઇલિમે તફસીર ઇલિમે હદીસ ઇલમે ફિકહ, અથવા કોઈ દીની કીતાબનો તરજુમો અથવા શરહ કરવી કે જેથી અજાણ મુસલમાન દીનથી જાણીતા થાય. અને (૩) નેક ઓલાદ એટલે બદકાર ઓલાદથી મૈયતને સવાબ નથી. સાર રૂપી મતલબ આ હદીસની આ છે કે મોત હમેશા સામે છે એવું ન થાય કે દીનના માર્ગથી માણસ બે નામ નિશાન મરે. આ ત્રણે કામોમાંથી જે થઈ શકે તેની જલદી ફિકર કરે. જો દુન્યાની કંઇ શકિત હોય તો તે પ્રમાણે સદકએ જારીયાની કંઈ તદબીર કરે. જો ઇલમ છે તો તેને બાકી રહેવાની ફિકર કરે. અને જો ઓલાદ છે તો તેઓને દીનની તઅલીમ આપે. અને બુરા સંગ તથા નઠારા કામોથી બચાવે કે જેથી મરવા પછી તેઓની દોઆનો લાભ મળે. આથી જણાયું કે મુરદુ હકીકતમાં તે છે કે જેના મરવા પછી કંઇ નેક નિશાન રહી ન હોય.

**બૈત**

ઝિન્દએ જાવીદ ગશત હરંકે નેકો નામ ઝીસ્ત
કજ અકબશ જીકરે ખૈર જીન્દા કોનદ નામરા *

૮૫૮ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જયારે પુરૂષ મરી જાય છે તો સવાર સાંઝ તેને તેનું ઠેકાણું દેખાડાય છે. જો તે જંનતી છે તો જંનત (દેખાડાય છે. અને જો તે દોજખી છે તો દોજખ. ફરી કહેવાય છે કે આ તારૂં ઠેકાણું છે કેયામતના દિવસે ત્યાં મોકલવામાં આવશે.

**ફાયદા** દેખાડવાનો લાભ આ છે કે ઈમાનવાળો

---

‡ એટલે જીન્દગીમાં જે સારે દહાડે પેહેરતો હોય તે જાતના કપડાનું કફન આપે. તો જે સ્ત્રી હમેશ રેશમી પેહેરતી હોય તેને રેશમી કફન આપવું જોઈએ મતલબ કે માણસની જે આદત પહેરવાના હોય તેના વચલા વાંધાનું હોવું જોઈએ. ગુ. મો.

† મા બાપ માટે દોઆ કર્યા કરવાની ઓલાદને આ હદીસમાં ચેતવણી થઈ છે. ગુ. મો.

* અર્થ—જેણે જેણે નેકનામીથી જીન્દગી ગુજારી તે હમેશ જીવતો રહયો. કારણ કે તેના પછી તેની ભલી વાત નામને જીવતું કર્યા કરશે. ગુ. મો.

દુઃખ અને શીખવણી થાય. અને કાફેરને દુઃખ તથા ઘબરાટ વધે.

૮૫૯ બોખારી તથા મુસલિમમાં અબુ મુસા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે કોઈ મસજીદમાં અથવા બજારમાં જાય અને તેના હાથમાં તીર હોય તો તેનું ફલ હાથમાં પકડવું જોઈએ. ફરી તેનું ફલ હાથમાં પકડવું જોઇએ. ફરી તેનું ફલ હાથમાં પકડવું જોઇએ. †

ફાયદો ફલ પકડવાનું એટલા માટે ફરમાવ્યું કે કોઈ શખ્સને લાગી ન જાય. અને ત્રણ વાર એટલાં માટે ફરમાવ્યું કે લોક આ કાયદાને હલકા સમજે નહીં. અને મસજીદ તથા બજારને એટલાં માટે ખાસ કરી કે ત્યાં લોકોની ભીડ હોય છે આ હદીસથી જણાયું કે લોકોના ટોળામાં ભરેલી બંદુક અને પીસતોલને ઘોડા ચઢાવી લઇ જવું દુરસ્ત નથી. ઘણીવાર અકસ્માત થાય છે.

૮૬૦ મુસલિમમાં અબ્દુલાહ બીન મસઉદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે નુતફા (ગર્ભસ્થાનમાં પડેલા વીર્ય) પર બેતાલીસ રાતો થાય છે તો અલ્લાહ તેના તરફ ફિરશતો મોકલે છે ફરી તે તેનું રૂપ બનાવે છે અને તેના કાન આંખ ચામડી માંસ અને હાડકાં બનાવે છે ફરી તે કહે છે એ પરવરદિગાર આ નર છે કે માદા છે? ફરી તારો પરવરદિગાર જે ચાહે છે તે હુકમ કરે છે અને ફિરશતો લખી લે છે. ફરી તે ફિરસ્તો પૂછે છે એ મારા પરવરદિગાર એની જીન્દગી કેટલી છે? ફરી તારો પરવરદિગાર જે ચાહે છે તે કહે છે અને ફિરસ્તો લખી લે છે. ફરી તે પૂછે છે એ મારા પરવરદિગાર એની રોજી કેટલી છે? ફરી તારો પરવરદિગાર જે ચાહે છે તે કહે છે અને ફિરસ્તો લખી લે છે. ફરી તે ફિરસ્તો તે ચીઠીને પોતાના હાથમાં લઈને નીકળે છે ફરી તેમાં વધારો ઘટારો થતો નથી.

ફાયદો ખોદા તરફથી ફિરસ્તા જહાનના કામો ઉપર નીમાયા છે. પણ આ હદીસથી જણાયું કે તેઓને સોંપાયલા કામોમાં તેઓને એવો અખત્યાર નથી કે ચાહે તે કરે. એટલુંજ નહીં પણ દરેક કામમાં જરા જરા વાતને ખોદાથી પૂછે છે સુબ્હાન-અલ્લાહ માલિક અને હાકેમ તેનું નામ છે કે અરશથી ફરસ સુધી લાખો ફિરસ્તા તેના દરોગા છે પણ વગર તેને હુકમે ન પાંદડું હલે ને ન ટીપું વરસે. અને આ જે લોકોમાં પ્રખ્યાત છે કે આદમીની ખોપરીમાં માથાપર જે નકશ છે તે કિસમતનું લખાણ છે આ હદીસથી જણાયું છે કે આ વાતની કંઇ અસલ નથી. કારણ કે કિસમતના હિસાબને ફિરસ્તો બહાર કહાડે છે. વલ્લાહો આલમ. બીજા અધ્યાયની હદીસમાં * હતું કે ચાલીસ દિવસ નુતફો રહે છે: અને ચાલીસ દિવસ ખૂનની ફટકી થાય છે અને ચાલીસ દિવસ પછી ગોશ્ત બને છે અને આ હદીસથી જણાયું કે બેતાલીશ દિવસ પછી ગોશત હાડકાં બને છે તો તેની મતલબ આ છે કે બેતાલીસ દિવસ પછી બદનનું ઢાંચા જેવું બને છે અને સંપૂરણ આકૃતિ ચાર મહીના પછી થાય છે તો બંન્ને હદીસોની એકજ મતલબ થઇ. વલ્લાહો આલમ.

૮૬૧ બોખારીમાં અબુ મુસા (રદી થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે બંદો બીમાર થાય છે અથવા સફર કરે છે તો તંદુરસ્તી અને ઘર બેસવાની હાલતમાં જે કામ કરતો હતો તે તેને માટે લખાય છે † (એટલે તેટલો સવાબ તેને મળે છે.)

ફાયદો એટલે બીમારની ઇબાદત નમાઝ —ફરી તે બેઠાં હોય કે લેટીને હોય કે તયમ્મોમથી હોય—તેની નમાઝનો સવાબ તંદુરસ્તીની હાલતમાં ઉભા રહીને વોજૂની સાથે પઢવાના બરાબર છે. અને સફરની બે રકતનો સવાબ ચાર રકઅત બરાબર વતનમાં પઢવાં બરાબર છે. અને કેટલાક

---

† આ હદીસથી જણાયું કે જે ચીજથી નુકસાની થવાનો ડર હોય તેથી બચવું અગત્યનું છે. એજ સારૂ અખલાકની કિતાબોમાં છે કે કોઈને છરી કે ચાકુ આપવો હોય તો ફલ હાથમાં પકડી હાથે આગળ કરે. ફલ સામે કરે નહીં. ગ્રા. મો.

* વાંચો ના. ૨૦૯ ની હદીસ ગ્રા. મો.

† આ હદીસથી જણાય છે કે બંદાને તેની નેયત પ્રમાણે સવાબ મળે છે. ગ્રા. મો.

કહે છે કે તંદુરસ્તી અને વતનમાં રહેવાની હાલતમાં જે વઝીફો અને નફીલો પડતો હતો અને હવે બીમારી તથા સફરને લીધે કરી શકતો નથી તેનો સવાબ પણ મળશે.

૮૬૨ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે રાતનો અડધો ભાગ અથવા બે તરતીયાંશ વીતે છે તો અલ્લાહ તઆલા બરકતવાળો પેહેલે આ સમાને ઉતરે છે ફરી તે કહે છે કે કોઈ માંગનારો છે કે તેને અપાય કોઈ દોઆ માંગનાર છે કે કબુલ થાય, કોઈ બખશીશ માંગનાર છે કે તેને બખશીશ થાય. તે સુબહ નીકળવા સુધી (ફરમાવે છે). એક રિવાયતમાં છે કે કોણ કરજ આપે છે એવાને કે જે ખાલી હાત નથી કે જુલમકાર નથી (એટલે ખોદાને). અને એક રિવાયતમાં અદુમ શબ્દને બદલે અદીમ શબ્દ છે પણ મતલબ (બંનેની) એકજ છે.

**ફાયદો** ખોદા તઆલા જીસમથી પાક છે ઉતરવું ચઢવું તેને યોગ્ય નથી. તો મતલબ આ છે કે અડધી રાતથી સવાર સૂધી અલ્લાહની રહમત પોતાના બંદાઓ તરફ સારી રીતે આગળ આવે છે. તે એટલાં સુધી કે પોતે સવાલ તથા દોઆની માંગણી કરે છે, કે કબુલ કરે. આથી જણાયું કે તે વખત ઘણોજ રહમત, બરકત, અને કબૂલીયતનો છે. એજ માટે તે વખતની નમાઝ તહજજોદ (ફરજ પછી) સર્વ નફ્લોથી બેહતર છે. અફ્સોસ હજાર અફ્સોસ આ દોલત દરેક રાત્રે હોય, અને ઉંઘણસી લોક તે વખતે નિંદ્રામાં તથા નાચ રંગમાં તે દોલતથી અભાગ્ય રહે છે. અલ્લાહ પોતાની કૃપાથી તે વખતની નમાઝનો શોખ અમારા દિલમાં નાખે. અને તેની કદર અમે બુજનાર થઇએ, અને આ જે ફરમાવ્યું કે "કોણ કરજ આપે છે એવાને કે જે ખાલી હાત નથી કે જુલમ કાર નથી" એટલે દરિદ્રીને કાંઇ કરજ આપતું નથી કે એ કયાંથી આપશે. અને બદ મામલાવાળાને આપતું નથી કે ખાય જશે દગાબાજ છે અદા કરશે નહીં તો ખોદા ફરમાવે છે, હું કંગાળ નથી કે આપી નહીં શકું અને લુટમાર નથી કે તમો દેતાં ડરો છો. એટલે મારી સિફત ગની અને કરીમ છે, એકને બદલે દશથી તે સાત સો સૂધી આપું છું. ફરી મારા માર્ગમાં આપતાં તમને કેમ ઢીલ લાગે છે.

૮૬૩ મુસલિમમાં અબુ બકરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે (ફિતનો ફસાદ મારી ઉમ્મતમાં) ઉતરે અથવા આવી પડે તો જેને પાસે ઊંટ હોય તે પોતાના ઊંટોમાં જઈ રહે. અને જેની પાસે બકરાં હોય તે પોતાના બકરાંમાં જઇ રહે. અને જેની પાસે ખેતી હોય તે ખેતીમાં જઈ રહે. ફરી એક પુરૂષે પૂછ્યું કે યા રસુલુ–લ્લાહ મને ખબર આપો કે જે શખ્સના ઊંટ બકરાં કે ખેતી ન હોય તો તે શું કરે. હજરતે (સલ) ફરમાવ્યું કે તે પોતાની તલવાર તરફ કસદ કરે ને તેની ધાર પત્થરથી ભાંગી નાખે (એટલે લડવાની કોઇ ચીજ રહેવા નહીં દે, કે જેથી લડવાનું દિલ થાય) ફરી જો થઇ શકે તો બચાવની જલદી કર. ઓ અલ્લાહ મેં તારો હુકમ પોહાંચાડ્યો ઓ અલ્લાહ મેં તારો હુકમ પોહાંચાવ્યો છે ઓ અલ્લાહ મેં તારો હુકમ પોહોંચાવ્યો છે. ફરી એક પુરૂષે કહ્યું મને બતાઓ જો હું જબરદસ્તી બે સફમાંથી અથવા બે ટોલામાંથી એકની તરફ લઈ જવાઊં ફરી મને કોઈ પુરૂષ તલવારથી મારે અથવા કાંઇ તીર મને લાગે અને મને કતલ કર તો ! હજરતે (સલ) ફરમાવ્યું કે તારો અને તેનો ગુનાહ તેના ઉપર પડશે અને તે દોજખી થશે.

**ફાયદો** હજરત [સલ] ને જણાયું હતું કે મારા પછી ફસાદ થશે અને મુસલમાનોમાં કતલ શરૂ થશે, માટે હજરતે આ હદીસ ફરમાવી અને તે વખતમાં એક કીનારે બેસવાનું ફરમાવ્યું. હજરતના ઘણાં સહાબા જેમકે અબ્દુલ્લાહ બીન ઓમર, સઅદ બીન વકકાસ અને અબુ બકરા મુસલમાનોની લડાઇમાં આ હદીસ પ્રમાણે શરીક થયા નહીં.

૮૬૪ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે ગોલામ પોતાના માલિકની ખેરખાહી કરે અને સારી રીતે પોતાના પરવરદિગારની ઇબાદત કરે તો તેને બેવડો

સવાબ થશે.

**ફાયદો** એટલે એક સવાબ મજાજી માલિક (મોં બોલા માલિક)ની તાબેદારીનો અને એક સવાબ ખરેખરા માલિક (અલ્લાહ)ની તાબેદારીનો.

૮૬૫ બોખારીમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે કોઈ માલમાં અને ખુબસુરતીમાં પોતાથી વધેલાને જુએ તો તેને જોઇએ કે તે પોતાથી ઘટેલા તરફ નજર કરે.

**ફાયદો** એટલે જ્યારે કોઇ વધારે માલદારને અને ખુબસુરતને જુએ તો લાજેમ છે કે જે તેનાથી માલમાં અને શિકલમાં ઘટેલો હોય તે પર ધ્યાન કરે. કે જેથી તને પસતાવો અફસોસ અને નાશુકરી (અઉપકાર) નહીં થાય. કારણ કે જે શખ્સ દુન્યામાં છે તેનાથી હજારો લોક ખરાબ છે. **દ્દષ્ટાંત** તરીકે જો કોઈ શખ્સ દરિદ્રી છે તો હજારો બીજા કંગાળ પણ છે, ને માંદા પણ છે. જો કોઇ કંગાળ અને બીમાર છે તો સેંકડો કંગાળ પણ છે બીમાર પણ છે અને કાફિર પણ છે તો તેઓથી હજારો દરજા એ શ્રેષ્ઠ છે. સુબહાન—લ્લાહ હજરતે સલ) અજાએબ રીતનો રામબાણ ઔષધ બતાવ્યો કે જો તેનું ધ્યાન કરે તો કદી દિલમાં દુઃખ નહીં થાય. અને ખોદાના રોદડાં રડે નહીં (શિકવો કરે નહીં) પણ ઉપકાર માન્યા કરે. અને મસાબીહમાં પુરી રિયાવત આવી રીતે છે કે દુન્યાંની બાબતમાં પોતાથી ઓછાને જુએ અને દીનમાં પોતાથી બેહતર લોકોનું ધ્યાન કરે, કે જેથી પોતાની ઇબાદત તથા ખુબીઓથી દિલમાં ગરૂર સમાય નહીં, **ઉદાહરણ** જો આ શખ્સ પાંચ વખતની નમાઝ પઢે છે નો બીજો તહજ્જોદ પણ પઢે છે તો તે શ્રેષ્ઠ થયો. એવીજ તરેહ લાખો બંદા એકથી એક ઇબાદત અને પરહેજગારીમાં બેહતર છે. જો એવું ધ્યાન ક્યાં કરશે તો દીનદારીમાં પોતાને ઓછો તથા સુસ્ત જાણશે (જેથી ગરૂરી આવવાની નહીં) અને જો દીનદારીમાં પોતાથી ઓછા લોકોને જોશે કે ફલાણો નમાઝ નહી પઢતો ફલાણો શકિતવાળો હોવા છતાં હજ્જ નહીં કરતો જકાત નહીં આપતો તો એ શખ્સ પોતાને બેહતર સમજશે એજ એને માટે ઝેર છે.

૮૬૬ બોખારીમાં અનસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે કોઇ નમાઝમાં ઊંઘે તો તેને જોઇએ કે સુઇ જાય ત્યાં સુધી કે જે પઢે છે તે તેને જાણે.

**ફાયદો** એટલે સુવા પછી જ્યારે એવો હોશ આવે કે પોતાના પઢેલાંને સમજે ત્યારે નમાઝ પઢે ઊંઘની હાલતમાં નમાઝ એટલાં માટે મના કરી કે એવી હાલતમાં માણુસ કહે છે કંઈ અને નીકળે છે કંઇ.

૮૬૭ બોખારી તથા મુસુલિમમાં આએશા (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જ્યારે કોઈ ઊંઘમાં નમાઝ પઢે તો તેને જોઇએ કે તે સુઇ જાય તે એટલાં સુધી કે તેની ઊંઘ પૂરી થાય. કેમકે જ્યારે કોઈ નમાઝ પઢે અને તે ઊંઘતો હોય તો તે જાણુતો નથી કદાપી તે બખ્શીશ માંગવા ચાહતો હોય ને પોતાના જીવનેજ બુરૂં કહેવા લાગી જાય. *

૮૬૮ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે કોઈ પોતાના પેટમાં કંઈ (ગડબડ સરખું) જુએ ફરી તેને સન્દેહ થાય કે કઇ નીકળું છે કે નહીં તો તે મસજીદથી નીકળે નહીં જ્યાં સુધી કે અવાજ સાંભળે નહીં અથવા બદબોને જાણે નહી.

**ફાયદો** એટલે જ્યારે પેટના ગગડાટથી વોજૂ તુટવાનો સન્દેહ થાય તો નમાઝને તોડી મસજીદથી બહાર નીકળે નહીં અને જયારે પાદનો અવાજ સાંભળે અથવા બદબોને જાણે તો એ સુરત માં વોજૂ ગયું. મતલબ કે શકથી વોજૂ જતું નથી પણ યકીન (ખાતરી) થી વોજૂ જાય છે.

૮૬૯ મુસલિમમાં તલહા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે કોઇએ પોતાની આગળ કજાવાની પાછલી લાકડી બરાબર

* દાખલા તરીકે તે એમ કહેવા ચાહતો હોય "અલ્લાહુમ્મ—ગફેરલી" જેના અર્થ "ઓ અલ્લાહ તું મને બખ્શ" થાય છે. અને તેના મોંથી નીકળે "અલ્લાહુમ્મ—અફેરલી". એટલે ઓ અલ્લાહ તું મને માટીમાં રોળ ગુ. મો.

રાખ્યું તો ફરી નમાઝ પઢે. અને તેની પાછળથી કોઇ જાય તેની પરવા કરે નહીં.

**ફાયદો** એટલે જો મેદાનમાં નમાઝ પઢે તો એક હાથ બરાબર એક લાકડી (અથવા બીજું કંઇ) પોતાની આગળ ગાડે ફરી વગર ખટકે નમાઝ પઢે. જેને જોઇએ તે આવ–જાવ કરે. (કંઇ નુકસાની નથી

૮૭૦ બોખારીમાં અબુ સઇદ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે લાશ મુકવામાં આવે છે અને લોકો તેને પોતાની ગરદનો ઉપર ઉપાડે છે તો ફરી જો તે નેક રૂહ છે તો તે કહે છે કે મને આગળ લઇ ચાલો* પણ તે નેક આત્મા ન હોય તો તે કહે છે કે હાય અફસોસ તમો એને કયાં લઇ જાઓ છો. ઇનસાન (માણસ) સિવાય તેનો અવાજ હર કોઈ સાંભળે છે. અને જો માણસ તેને સાંભળે તો પોકાર પાડે (અથવાં બેહોશ થાય.)

**ફાયદો** નેક આદમીને સવાબ દેખાય છે જેથી તેને (આગળ જવાનો) શોખ થાય છે અને બદ આદમી કબરના અજાબથી ધભરાય છે.

૮૭૧ મુસલિમમાં સોબાન (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે મારી ઉમ્મતમાં તલવાર મુકાશે તો કયામત સુધી તેથી ઉપાડશે નહીં. (એટલે ચાલુ રહેશે)

**ફાયદો** હજરત (સલ) બેઠાં હતાં અને હજરત ઉસમાન (રદી) તે તરફથી નીકળ્યા. હજરતે (સલ) ફરમાવ્યું કે આ શખ્સ જુલમમાં મરાસે. ફરી આ હદીસ ફરમાવી. એટલે જયારે આ ઉમ્મતમાં ખૂનાખૂની અને ફસાદ શરૂ થશે તો કયામત સુધી બંધ પડશે નહીં. જેવી રીતે હજરતે (સલ) ફરમાવ્યું તેવી રીતે અત્યાર સુધી થયું. આ હજરતનો મોજેજો છે.

૮૭૨ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે વાળુ તૈયાર હોય અને નમાઝની તકબીર થઇ હોય તો તમો ખાણાની પેહેલ કરો.

**ફાયદો** એટલે દિલને ખાણાથી નચિન્ત કરી ફરી નમાઝ પઢો કે ચેનની સાથે નમાઝ થાય, ખાણા તરફ દિલ લાગેલું રહે નહીં. **હસન સગાની** આ કિતાબના કર્તા કહે છે કે‡ મને ઘણી મુદતથી ખાહેશ હતી કે હું હજરત (સલ)ને ખ્વાબમાં જોઉં અને કોઇ હદિસના ખરાપણાની તપાસ હજરત (સલ)થી કરૂં કે મને ઉંચા દરવાજાની સનદ મળે. આ ખાહેશમાં ઘણા વર્ષ ગુજર્યાં. આખર સને ૬૧૧ હીજરીના માહે જીલકદની તારીખ ૧૮ મીને શનીવારની રાત્રે ફજરની કરીબ હું ખ્વાબમાં જોવું છું કે જાણે મેં છત ઉપર મગરેબની નમાઝ શરૂ કરી છે. અને હજરત (સલ) બેઠાં વાળુ ખાય છે, અને હજરત (સલ)ની સાથે કેટલાક લોકો છે ફરી હજરતે મને ખાવા માટે બુલાવ્યો મેં ધાર્યું કે નમાઝ પઢીને જવાબ આપું. તો મને અબુ સઇદ બીન મોઅલ્લા ની તે વાત યાદ આવી કે હજરતે (સલ) તેમને પુકાર્યા હતા અને તેવણુ નમાઝ પઢતા હતા તો તેઓએ નમાઝ પઢયા વગર જવાબ આપ્યો ન હોતો. હજરતે (સલ) ફરમાવ્યું કે "શું ખોદાએ ફરમાવ્યુ નથી કે ખોદાને તથા રસુલને જવાબ આપો જ્યારે તમને બુલાવે. આ ખીયાલથી હું (સલ)ને પાસે ગયો ફરી મેં કહ્યું કે યા રસુલ-લ્લાહ શું આ હદીસ સહી છે કે "જયારે વાળુ તૈયાર હોય તો પ્રથમ ખાણું ખાઓ" હજરતે (સલ) ફરમાવ્યું કે હા એટલે આ હદીસ સહી છે,

૮૭૩ બોખારીમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફમાવ્યું કે જ્યારે તમારા કોઇની પીવાની વસ્તુમાં માખી પડે તો તેને ડુબાવીને ફરી કહાડેં. કેમકે તેના એક પરમાં બીમારી અને બીજામાં શીફા છે,

**ફાયદો** બીજી રિવાયતમાં આવી રીતે છે કે માખી પોતાના શીફાના પરને ઉંચે રાખે છે અને બીમારીના પરને નમાવે છે, આ હદીસથી

* એટલે જલદી લઈ ચાલો. એજ માટે કન્જ-શરહ વિકાયા–હિદાયા–વગેરેમાં છે કે જનાઝો ઉઠાવનારા દોડે નહીં પણ જલદી ચાલે. કેટલીક જગ્યા એવો રિવાજ છે કે કોઈ નેક બખ્ત મરે છે તો તેના જનાઝાને નકામો એક બે મોહલ્લા ફેરવે છે તો આ હદીસથી જણાયું કે તેઓ તે મૈયતપર જુલમ કરે છે. ગુ. મો.

‡ શરહ મશારેકથી જણાય છે કે આ હિકાયત કર્તાએ મશારેકમાં પોતે દાખલ કરી છે. ગુ. મો.

ફરમાવ્યું કે પાણીમાં વગર ખૂનના જાનવર મરવાથી તે નાપાક થતું નથી.

૮૭૪ મુસલિમમાં જાબેર (રદી થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમારા કોઇનો કોળિયો પડે તો તેને ઉપાડે અને જે તે પર માટી વગેરે હોય તેને મટાડે અને ખાય પણ તને શૈતાન માટે પડેલો રહેવા દે નહીં. અને આંગળીયો ચાટયા વગર હાથને કપડાથી લૂછે નહીં. કેમકે તે જાણતો નથી કે કયા ખાણામાં બરકત છે.

**ફાયદો** પડેલો કોળિયો નહીં લેવો એ ગરૂરીની નિશાની છે કેમકે એ બરબાદ કરવું છે. અને આંગળીયો ચાટવાથી ગરૂર દફે થાય છે અને બરકતની આશા જૂદી છે.

૮૭૫ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મોગફ્ફલ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે કુતરૂં વાસણમાં બોટે તો સાત વાર ધુઓ અને આઠમી વાર માટીથી અજવાળો (માંજો)

૮૭૬ બોખારી તથા મુસલીમમાં અબુ હોરેરા તથા જાબેર બીન સમોરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે કિસરા હલાક થયો કે તેના પછી કોઇ કિસરા નથી અને જ્યારે કૈસર * હલાક થયો તો તેના પછી કોઇ કૈસર નથી. મારો જાન જેના કબજામાં છે તેની (અલ્લાહની) કસમ તમો આ બંને મુલકોના ખજાનાને ખોદાના માર્ગમાં જરૂર ખરચ કરશો.

**ફાયદો** એટલે રૂમ તથા ઈરાનના બાદશાહોના ખાનદાનમાં રાજ્ય રહેશે નહીં. ઇસ્લામનો અમલ ત્યાં થશે આ હદીસ મોઅજેઝો છે. જેવું હજરતે (સલ) ફરમાવ્યું તેવું થયું જેમકે ઇરાન હજરત ઓમર ફારૂક (રદી)ના વખતમાં ફતેહ થયું. ઇસ્લામનું લશકર પાંતરીશ હજારનું હતું દરેક સીપાહને બાર હજાર દિરમ મળ્યાં હતાં તો આ હિસાબથી ઈરાનનો સઘળો ખજાનો બેતાલીસ કરોડ થયે. એવીજ રીતે રૂમ પણ મુસલમાનોને હાથે ફતેહ થયું અને ત્યાંનો ખજાનો પણ ઇસ્લામી લશકરમાં વહેંચાયો.

૮૭૭ બોખારીમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે કોઇ શખ્સ કોઈ કામનો ઈરાદો કરે તો તે ફરજ સિવાય બેરકઅત પઢે (એટલે નફલની નૈયત કરે. ફરી આ દોઆ પઢે. **અલ્લાહુમ્મ ઈન્ની અસ્તખીરોક બેઈલમેક વ અસ્તકદેરોક બેકુદરતેક વ અસઅલોક મિન ફદલેકલ-અઝીમ ફ ઈન્નક તકદેરો વલા અકદેરો વ તઅલમો વલા અલમો વઅંત અલ્લામુલ ગોયુબ અલ્લાહુમ્મ ઈન કુન્ત તઅલમો (અન હાજલ અમર) ખેરૂલ લી ફી દીની વ મઆશી વ આકેબતે અમરી** અથવા તો કહ્યું **આજેલે અમરી વ આજેલેહી † ફકદેરહો લી વ યસ્સેરહો લી સુમ્મ બારેક લી ફીહે અલ્લાહુમ્મ વ ઇન કુન્ત તઅલમો અન હાજલ અમર શર્રૂલ લી ફી દીની વ મઆશી વ આકેબતે અમરી** અથવા તો કહ્યું **આજેલે અમરી વ આજેલેહી ફસરેફહો અન્ની વસરેફની અનહો વકદોર લિયલ ખેર હૈસો કાન સુમ્મ રદદેની બિહી***

**ફાયદો** જાબેર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) અમને કુરઆનની માફક ઇસ્તેખારો

---

* કિસરા ઈરાનના બાદશાહને કહે છે. અને કૈસર રૂમના બાદશાહને કહે છે. ગુ. મો.

† "આજેલે અમરા વ આજેલેહી" નો અર્થ કર્યો નથી કારણ કે એના અર્થ પણ દુન્યા અને આખેરત થાય છે માત્ર શબ્દોનો ફેર છે. ગું. મો.

* અર્થ—ઓ અલ્લાહ હું તારા જાણવાને લીધે તારી પાસે ભલાઈ માંગુ છું. અને તારી શક્તિને લીધે તારાથી (મારા કામોની) શક્તિ માંગું છું. અને તારા મોટા ફજલને લીધે તારાથી માંગણી કરૂં છું કારણ કે ખચીત તું શક્તિ ધરાવે છે અને હું શકિત રાખતો નથી. અને તું જાણે છે હું જાણતો નથી. અને પોશીદા વસ્તુઓનો તું જ જાણનાર છે. ઓ અલ્લાહ જો તું જાણતો હોય કે આ કામમાં મારે માટે દીનમાં, દુન્યામાં અને મારા કામના પ્રીણામમાં બેહતરી છે તો તું તેને મારે માટે ઠેરવ. અને તે મને સેહલ કર. ફરી તેમાં મને બરકત આપ. ઓ અલ્લાહ અને જો તું જાણતો હોય કે તે મારે માટે દીનમાં દુન્યામાં અને મારા કામની આખરમાં બુરાઈ છે તો તું તેને મારાથી દુર રાખ અને મને તેનાથી દૂર રાખ. અને જ્યાં કેથે મારો લાભ હોય તે મારે માટે ઠેરવ. ફરી તેથી તું મને ખુશી રાખ. ગુ. મો.

શીખવ્યો એટલે જ્યારે કોઇ કામનો ઇરાદો કરે તો સુંનત છે કે બે રકઅત પઢીને આ દોઆ પઢે. અને તે કામનું નામ લ્યે. ત્રણ દિવસ અથવા સાત દિવસ એવી રીતે કરે અનજામ ખૈર થશે. અથવા ખ્વાબમાં કંઇ હાલ જણાશે અથવા દિલમાં કરવું નહીં કરવું જમી જશે. મતલબ કે જેણે જે કામમાં એવી રીતે ઇસ્તેખારો કર્યો તેનું નુકસાન નહીં થયું. સુંનત ઇસ્તેખારો આવી રીતે છે. અને શીઆ તસબીહથી ઇસ્તેખારો કરે છે. અથવા કેટલાક લોકો બીજી રીતે ઇસ્તેખારો કરે છે તે નિરાધાર છે. ગેબ જાણવા માટે શરીઅતમાં કંઇ કાયદો ઠેરવાયો નથી.

## ફસલ બીજી



### આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાલે ઈજ છે.

૮૭૮ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન જમઆ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે "જ્યારે તેઓમાંથી (સમુદની કોમમાંથી તે ઊંટડીના ટાંટિયા કાપવા) ઘણો બદબખ્ત ગયો," એક પુરૂષ તેના ટાંટિયા કાપવા ગયો કે જે પોતાની કોમમાં સરદાર, બે શરમ અને નડર અબુ જમઆના જેવો હતો.

ફાયદો અબુ જમઆ એક મોટો કાફેર હતો હજરત (સલ) ને ઘણું દુઃખ આપતો હતો છેવટે તે આંધળો થયો હતો અને તેના છોકરા જંગે બદરમાં મરાયા હતા. હજરતે (સલ) તે મલઊનની ઉપમાં સમુદ કોમના બદ બખ્ત સાથે આપી. એટલે કાજાર બીન સાલિફ સમુદ કોમનો બદ બખ્ત એવો નાપાક હતો કે જેવો આ ઉમ્મતનો અબુ જમઆ છે.



# અધ્યાય પાંચમો.

આ અધ્યાયમાં કેટલીક તરેહની હદીસો છે.

## ફસલ ૧ લી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાલે આ છે.

* ૮૭૯ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રીવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઊંટોમાં તમે જઇને રહો તે સિવાય હું તમારે માટે કંઇ (ઇલાજ) જોતો નથી." આ હજરતે (સલ) ઓકલના ‡ આઠ માણુસોને કહ્યું હતું કે જેઓને મદીનાની આબો હવા માફક આવી નહોતી. ફરી તેઓએ રસુલુલ્લાહ (સલ)ને કહ્યું કે અમારે માટે દૂધ ઢુંઢો.

**ફાયદો** કેટલાક લોકો મુસલમાન થઇને મદીનામાં બીમાર થયા તેઓને જલંધરની બીમારી હતી. હજરત (સલ) ના ઊંટો ચરાઈ પર હતા ત્યાં તેઓને મોકલ્યા. જ્યારે તે દૂધથી તેઓ સાજા થયા તો ચરાવનારાઓને આંધળા કરીને મારી નાખ્યા અને ઊંટો હાંકી લઇ ગયા. હજરતે સલ) તેઓને પકડાવી મંગાવ્યા. અને (લોખંડની) સલી તાતવીને તેઓની આંખમા ફેરવીને આંધળા કર્યા ફરી તેઓના હાથ પગ કપાવ્યા આખર તેઓ મરી ગયા. શરીઅતમાં લુટારા અને ડાકુઓની એજ શીક્ષા છે.

૮૮૦ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે નબી (સલ) કુરઆનને જોરથી ખુશ ઇલહાનીને સાથે પઢે તેને જેવી રીતે અલ્લાહે સાંભળ્યું છે તેવી રીતે કોઈ ચીજને તેણે સાંભળી નથી. [એટલે પેગમ્બર (સલ)નું જોરથી કુરઆન પઢવું અલ્લાહને ઘણું પસંદ છે.]

**ફાયદો** કુરઆન ખુશ અવાજથી પઢવું દુરસ્ત છે એટલુંજ નહીં પણ મુસ્તહબ છે. પણ તે એવી શરતથી કે હરફોની કમી જીયાદતી નહીં થાય. અને રાગ રાગણીની તરેહ ન હોય. અને માયના (અર્થ)માં ફેર પડે નહીં.

૮૮૧ બોખારીમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે હું તમને આપતો નથી કે તમારેથી રોકાણુ કરતો નથી પણ હું તો માત્ર વેહેંચનાર છું જ્યાં મને હુકમ થાય છે ત્યાં મૂકું છું (આપું છું.)

**ફાયદો** હજરતે (સલ) એકવાર માલ વહેંચ્યો કેટલાક લોકોએ વધારે માંગ્યો ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે આપવું કે નહીં આપવું મારા તરફથી નથી પણ ખોદાની તરફથી છે.

૮૮૨ બોખારીમાં મિકદામ બીન મઅદી કરબ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કોઇ શખ્સ પોતાના હાથની કમાઇથી ખાય એથી સારૂં કદી કોઈએ ખાધું નથી. અને બેશક દાઊદ નબી (અલે) પોતાના હાથની કમાઇથી ખાતા હતા.

**ફાયદો** ખોરાક જેટલી કમાઇ ધંધો કરવો ફરજ છે. અને હાથે કમાવું ઘણુંજ હલાલ અને સુથરૂં છે. હજરત દાઊદ (અલે) એક રાત્રે તપાસ કરવા નીકળ્યા. હજરત જીબરઇલ (અલે) આદમીની સુરતમાં તેમની આગળ આવ્યા. હજરત દાઊદે (અલે) પૂછ્યું કે દાઊદ કેવો માણુસ છે? તેવણે કહ્યું, સારો માણુસ છે પણ તેમની એક ટેવ સારી નથી કે મુલકની આમદનીમાંથી ખાય છે. અને સારો માણુસ તે છે કે જે પોતાના હાથની કમાઇથી ખાય. હજરત દાઊદે (અલે) અલ્લાહ પાસે માંગણી કરી કે ઇલાહી મને કોઇ ધંધો શીખવ. ખોદાએ તેમને બખ્તર બનાવવું

‡ આ હદીસમાં ઓકલના માણસો કહેવાયા છે. અને બીજી હદીસમાં ઓરેનાના લોક કહ્યા છે તો ઓરેના પણ ઓકલમાંથી છે. ગ્રા. મો.

શીખવ્યું. ફરી હજરત દાઊદ (અલે) તે કમાઈથી પોતાનો ખરચ કરતા હતા.

૮૮૩ મુસલિમમાં મુસતવરેદ ફેહરી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કોઇ શખ્સ પોતાની કલેમાની આંગળી સમુદ્રમાં નાંખે ફરી તે જુએ કે તે કેટલું પાણી લગાડશે તે પ્રમાણે દુન્યા આખેરતના મુકાબલામાં છે.

**ફાયદો** એટલે દુન્યા આખેરતના મુકાબલામાં ઘણીજ થોડી અને હલકી છે. જેવી રીત સમુદ્રના મુકાબલામાં એક ટીપું "ચે નિસ્બત ખાકરા બા આલમે પાક."

૮૮૪ બોખારીમાં અબદુલ્લાહ બીન અબ્બાસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આ દિવસોમાં (એટલે જીલહજના દસ દિવસમાં) નેકી કરવા કરતાં બીજા કોઈ દિવસોમાં નેકી કરવી શ્રેષ્ઠ નથી. સહાબાએ કહ્યું અને શું ખોદાના માર્ગમાં જેહાદ કરવું પણ નથી? હજરત (સલ) ફરમાવ્યું કે અલ્લાહના માર્ગનો જેહાદ પણ નથી. પણ જે પુરૂષ પોતાના માલ જાન ફિદા કરતો નીકળ્યો હોય અને કંઇ લઇને પાછો ફર્યો ન હોય (એટલે શહીદ થયા હોય તેનો જેહાદ અફજલ છે.)

**ફાયદો** આથી જણાયું કે જીલહજના દસ દિવસના બરાબર કોઈ દિવસોની નેકી અફજલ નથી.

૮૮૫ બોખારીમાં આએશા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે હું પઢેલો નથી." હજરતે આ વાત તે ફિરસ્તાને કહી હતી કે જેણે હજરત (સલ) પાસે હેરા પર્વતની ખો (ગાર)માં આવીને કહ્યું કે તું પઢ. હજરતે (સલ) ફરમાવ્યું કે ફરી તેણે મને પકડીને દબાવ્યો તે એટલા સુધી કે મારામાં શકિત નહીં રહી. ફરી તેણે મને છોડયો ને કહ્યું કે પઢ. મેં કહ્યું કે હું પઢવા જાણતો નથી. ફરી તેણે પકડીને બીજી વાર દબાવ્યો તે એટલાં સુધી કે મારી શકિત નહીં રહી. ફરી તેણે મને છોડયો ને કહ્યું કે પઢ. મેં કહ્યું કે હું પઢવા જાણતો નથી. ફરી તેણે મને પકડીને ત્રીજીવાર દબાવ્યો તે એટલાં સુધી કે મારી શકિત નહીં રહી. ફરી તેણે મને છોડીને કહ્યું કે **ઇકરઅ બિસ્મિ રબ્બિકલ્લઝી ખલક — ખલકલ ઇનસાન મિન અલક — ઇકરઅ વરબ્બુકલ અકરમુલ્લઝી અલ્લમ બિલ કલમે અલ્લમલ ઇનસાન મા લમ યઅલમ***

**ફાયદો** હજરત (સલ) જ્યારે ચાલીસ વર્ષના થયા અને પેગમ્બરીનો વખત પાસે આવ્યો તો હજરતે (સલ) ખુણામાં બેસવું પસંદ કર્યું. મક્કામાં એક હિરા નામનો પર્વત હતો તેની ખોમાં જીકર ફિકરમાં લાગેલા રહેતા અને ગેબની અવાજ સાંભળતા. ઝાડ પતથર હજરત (સલ)ને સલામ કરતાં. જે સ્વપ્નું જોતા તે ઠીક પડતું. છ મહિના એવી હાલતમાં વીત્યા, ફરી ઉપરની સુરાની પાંચ આયતો રેશમી કપડા પર લખાયેલી હજરત જીબરઈલ (અલે) લાવ્યા. હજરત (સલ) ને અક્ષર પીછાન નહોતી જેથી પઢી શકયા નહીં. હજરત જીબરઇલે (અલે) હજરત (સલ)ને દબાવ્યાં અને ઈલ્મે લદુન્ની આપ્યો.† ફરી હજરત (સલ) ઘેર પધાર્યા હજરત (સલ)નું દિલ ધરૂજતું હતું. હજરતે [સલ] ખદીજા [રદી]ને કહ્યું કે મને ઓઢાવો. જ્યારે હજરત (સલ) નચિન્ત થયા તો હજરત ખદીજા [રદી]ને આ સર્વ હાલ કહ્યો. અને કહ્યું કે મને મારી જાનનો ડર છે. હજરત ખદીજા [રદી]એ કહ્યું કે એમ થશે નહીં. આપ

* અર્થ—પઢ તારા પરવરદિગારનું નામ જેણે ઉત્પન્ન કરયું. માણસને ખૂનની ફુટકીથી ઉત્પન્ન કરયું. પઢ અને તારો પરવરદિગાર બુજરગ છે જેણે કલમની મારફતે ઈલમ આપ્યો. માણસને જે નહીં જાણતો હતો તે શીખવ્યું. ગુ. મો.

† કેટલાક લોકો કહે છે કે હજરત (સલ) ને ઈલમે લદુન્ની અપાયલો. એટલે હજરત (સલ) દરેક થનારી અને થયલી ચીજના જાણનાર છે કોઈ ચીજ આપના ઈલમથી બહાર નથી તેનો જવાબ કે બેશક અલ્લાહે હજરત (સલ) ને ઈલમે લદુન્ની ઈનાયત કરેલો પણ એથી દરેક ચીજના જાણનાર સમજવું ભૂલ છે. હજરત ખેદર (અલ) ને ઈલમે લદુન્ની અપાયલો જેનું બયાન સુરા કહફમાં છે છતાં મુસા (અલે) કેટલીક ચીજ જાણતા હતા જેને ખેદર જાણતા નહોતા જેથી તેમણે મુસાને કહ્યું "અને અલ્લાહે પોતાના ઈલમમાંથી તને શીખવ્યું છે તે પર હું જેને હું જાણતો નથી" વાંચો હદીસ નં. [illegible] ગુ. મો.

ખુશ રહો ખોદા આપને કદી બરબાદ કરશે નહીં. આપ સાચુ બોલનાર છો સગાંઓ સાથે ભલાઈ કરનાર છો. ગરીબોને આપો છો અશક્તનું કામ કરી દો છો. ફરી હજરત ખદીજા (રદી) હજરત (સલ) ને વરકા બીન નોફલની પાસે લઇ ગયાં. કારણ કે તે શખ્સ ઇન્જીલનો જાણકાર તથા વૃધ્ધ હતો. ને આંખે આંધળો થયો હતો. તેણે હજરત (સલ) થી આ સઘળી હકીકત સાંભળીને કહ્યું કે આ ફિરસ્તો નામુસ છે હજરત મુસા [અલે] ઉપર ઉતર્યો હતો એટલે હજરત જીબરઇલ.) જ્યારે તારી કોમ તને દેશ નીકાલ કરશે ત્યારે હું યુવાન હોત હું જીવતો રહત. હજરતે [સલ] ફરમાવ્યું કે શું મારી કોમ મને કાઢશે વરકાએ કહ્યું કે હા, સર્વ પેગમ્બરોનો એવોજ હાલ છે. એ પછી ત્રણ વર્ષ સુધી વહી નહીં ઉતરી ફરી સુર. મુદસ્સેર ઉતરીને કુરઆન ઉતરવું ચાલુ થયું.

૮૮૬ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે આ આયત કે જે સર્વ બાબતોને લાગુ છે તે સિવાય એ બાબતમાં મારા ઉપર કોઈ આયત ઉતરી નથી. [તે આયત આ છે] "ફરી જે કોઈ જરા સરખું સારૂં કામ કરશે તે તેને જોશે. અને જે કોઇ જરા બરાબર બુરૂં કામ કરશે તે તેને જોશે." ગધેડાં વિષે પૂછ થઈ ત્યારે હજરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** લોકોએ હજરત (સલ)ને પૂછ્યુ કે ગધેડાંમાં જકાત આપવાની છે કે નહી? ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. એટલે જો કે એમાં જકાત વાજેબ નથી. પણ જો કોઇ ખોદાના માર્ગમાં આપશે તો અવસ્ય પુણ્ય થશે. કારણ કે જરા સરખી નેકીનો પુણ્ય અને જરાએ બદીનો પાપ આગળ આવશે હિદાયામાં લખેલું છે કે ગધેડાંમાં જકાત નથી. પણ વેપાર માટેની નીયતથી લીધેલાં ગધેડાંમાં જકાત વાજેબ છે.

૮૮૭ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું. અલ્લાહ આસમાનથી કોઈ બરકત ઉતારે છે તો કેટલાક લોકો નકારજ કરનાર થાય છે. અલ્લાહ વરસાદ વરસાવે છે તો તેઓ કહે છે કે ફલાણા ફલાણા તારાથી વરસ્યો.*

૮૮૮ બોખારીમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહે કોઇબી બીમારી મોકલી છે તો તેને માટે ઔષધ પણ મોકલી છે.

**ફાયદો** હજરત સોલેમાન (અલે)ને અલ્લાહ તઆલા એ દવાઓના ગુણોનો ઇલહામ કર્યો હતો હકીમું ઘણું ખરૂં તેમનાથી જણાયું. આથી જણાયું કે હકીમી (નિબ્બ) શીખવી દુરસ્ત છે. ખોદાને શીફા આપનાર જાણીને દવા ઇલાજ કરવો તવક્કોલને વિરૂદ્ધ નથી. એજ માટે હજરતે (સલ) ઘણીવાર ઇલાજ કર્યો છે.

૮૮૯ બોખારીમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહે કોઇ પેગમ્બરને મોકલ્યો અને કોઇને ખલીફા બનાવ્યો તો તેની સાથે બે સાથીઓ તો થાયજ છે. એક સાથી તેને સારા કામની આજ્ઞા કરે અને તે વિશે તેને ઉત્તેજન (તરગીબ) આપે છે. અને એક સાથી તેને બુરા કામનો હુકમ કરે છે તથા તેને તે વિષે ઉસકેરે છે. અલ્લાહ જેને બચાવે તેજ બચેલો છે.

**ફાયદો** પેગમ્બર તથા ખલીફાની સાથે પણ ફિરસ્તો તથા શૈતાન હોય છે. પણ પેગમ્બર માસુમ છે માટે અલ્લાહ તઆલા શૈતાનને દબેલો રાખે છે. પેગમ્બર પર તેનો કાબુ ચાલતો નથી જેમકે હજરતે (સલ) ફરમાવ્યું કે શૈતાન મારે તાબે થયો છે બુરા કામનો મને વસવસો નાખતો નથી. મતલબ કે પેગમ્બર સિવાય કોઇ માસુમ નથી. અગર જો ઇમામ કે વલી હોય, શૈતાનથી નિર્ડર થઈ શકતા નથી. સુંનીઓનો આજ અકીદો છે

૮૯૦ બોખારીમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કોઇ પેગમ્બર એવો નહીં આવ્યો કે જેણે બકરાં ચરાવ્યાં ન હોય. સહાબીયોએ કહ્યું કે શું આપે પણ (બકરાં ચરાવેલાં). હજરતે (સલ) ફરમાવ્યું કે હા,

---

* જેમ કેટલાક હિન્દુ વરસાદ વરસાવનુ રોહિણીનું કહે છે તેમ હજરત (સલ) ના વખતમાં "નવબ" તારાને કહેતા હતા. ગુ. મો.

મક્કાવાળાઓનાં બકરાં કેટલાક કીરાટને બદલે ચરાવતો હતો.

**ફાયદો** બકરાં ચરાવવામાં આ હિકમત છે કે પેગમ્બર રેવડ ચરાવવા શીખે કે જેથી આદમીઓની સરદારી કરી શકે. કીરાટ પાંચ જવ બરાબર સોનાનો થાય છે.

૮૯૧ મુસલિમમાં **હેશામ** બીન આમેર અનસારી (રદી થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આદમ [અલે]ની પેદાએશથી તે કેયામત સુધી દજ્જાલથી મોટું કાંઈ નથી.

**ફાયદો** એટલે સર્વ ફસાદીઓ અને ગુમરાહ કરનારાઓમાં દજ્જલ સર્વથી વધેલો છે. જહાનમાં એની બરાબર કોઇ બલા નથી.

૮૯૨ બોખારી તથા મુસલિમમાં ઓસામા બીન ઝેદ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મારા પછી કાંઈ ફિતનો વધારે નુકસાનકારક મરદો ઉપર ઓરતો કરતાં મેં છોડયો નથી.

**ફાયદો** એટલે પુરૂષો વિષે સ્રીઓના બરાબર કોઇ બલા કે ફિતનો નથી. કારણ કે તેઓથી નજર લડાવવી વ્યભિચારની અને તેઓની તાબેદારી દીનમાં નુકસાની નાખે છે. મતલબ કે ઘણા ફસાદો સ્રીઓને લીધે થાય છે. માટે હજરત (સલ)ને ઘણી ચિન્તા હતી

૮૯૩ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે વગર જરૂરતે (લોકોથી) સવાલ કરવો તે આદમી સાથે એવી રીતે લાગેલો રહે છે કે તે અલ્લાહની એવી હાલતમાં મુલાકાત કરશે કે તેના મોં પર એક બોટી રહેશે નહીં.

**ફાયદો** લોકોથી સવાલ કરનાર કેયામતમાં ઘણો જલીલ થશે.

૮૯૪ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મુસલમાન મરદને લાએક નથી કે વગર વસીયત કરે તેની ત્રણ રાતો જાય.

**ફાયદો** એટલે જેના ઉપર લોકોનું કરજ હોય અથવા કોઇની અમાનત હોય તેના પર લાજેમ છે કે પોતાની પાસે તેની વસીયત લખી રાખે કે જેથી તેના પછી તેના વારેસ તે પર અમલ કરે. કેમકે માણસને પોતાનું મોત જણાયલું નથી. આ વખતે વસીયતનામું લખી રાખવું વાજેબ છે.† પણ જો કોઇનું લેણુદેણુ ન હોય તો વસીયત કરવી વાજેબ નથી. મુસ્તહબ છે.

૮૯૫ બોખારી તથા મુસલિમમાં મિસૅવર બીન મખરમા તથા મરવાન બીન હકમ [રદી]થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે કસવા [ઊંટડી] થાકી નથી અને થાકવાની તેની ટેવ નથી પણ હાથીના રોકનારે [એટલે ખોદાએ] તેને રોકી છે. તેની કસમ કે જેના કબજામાં મારો જાન છે તેઓ (મક્કાવાળા) મારાથી કોઇ એવું કામ માંગતા હોય કે જેમાં અલ્લાહના અહકામનું માન હોય તો હું તે તેઓને આપીશજ [એટલે તે વાત હું કબુલજ કરીશ.]

**ફાયદો** સન ૭ માં હજરત [સલ] એહરામ બાંધીને મદીનાથી મક્કા ઉમરો કરવા ચાલ્યા. માર્ગમાં હજરત [સલ]ની ઊંટડી બેસી ગઇ. સહાબીઓએ કહ્યું કે ઊંટડી થાકી ગઇ છે ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી તો ઊંટડી ઉઠી ગઇ. ફરી હજરત (સલ) સુલેહ કરીને પાછા ફર્યા. જેનું વિસ્તાર બીજા અધ્યાયમાં વર્ણાયું છે.*

૮૯૬ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે અમે તો કંઈ વસ્તુ જોઇ નથી અને ખચીત આ ઘોડાને તો સમુદ્ર (પાણીનો રેલો) જોયો છે." એટલે અબુ તલહાનો ઘોડો કે જેને મનદુબ કહે છે.

**ફાયદો** એકવાર મદીનામાં રાતના મોટો ગભરાટ ફેલાયો. હજરત સલ) અબુ તલહાનો ઘોડો માંગી સ્વાર થઇ એકલા સર્વથી આગળ નીકળી ગયા સહાબા પાછલ ઘણાં દૂર હતા. જ્યારે જણાયું કે કંઇ નથી તો હજરત (સલ) ત્યાંથી પાછા ફર્યા ફરી આ હદીસ ફરમાવી. આ ઘોડો ઘણી ધીમી ચાલનો પ્રખ્યાત હતો. હજરત (સલ)ની બરકતથી ઘણો દોડતો થયો. જેમકે હજરતે સલ) તેની તારીફ કરી. આ હદીસથી હજરત [સલ]

† જે માણસ દફતર રાખતો હોય તેને વસીયત નામું લખી રાખવું વાજેબ નથી. અને પોતાના માલમાંથી કંઈ આપવાની વસીયત કરવી વારેસ ગની હોય તો મુસ્તહબ છે નહીં તો મુબાહ છે. ગુ. મો.

* વાંચો હદીસ ના. ૪૫૨ ગુ. મો.

ની પૂરતી બહાદુરી જણાઈ. કેમકે દેહશતના વખતમાં રાતના એકલા આગળ વધવું પૂરી શોજાઅતની દલીલ છે.

૮૯૭ બોખારી તથા મુસલિમમાં અબુ સઈદ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આદમી સબર (ધીરજ)થી વધારે બેહતર [રીજક] અપાયલો નથી.

**ફાયદો** એટલે સબર અને કેનાઅત [સંતોષ]ના બરાબર કોઈ રોજી નથી. કારણ કે જો સંતોષ (તૃપ્ત) ન હોય તો કેટલો પણ માલ હોય લોભ જતો નથી.

**શેઅર.**

એ કેનાઅત તવંગરમ ગરદાં
કે વરાએ તો હેચ નેઅમત નેસ્ત †

૮૯૮ બોખારી તથા મુસલિમમાં ઝૈદ બીન સાબેત (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારી સાથે તમારૂં કામ હમેશા રહ્યું [એટલે તરાવીહ માટે ભેગું થવાનું] તે એટલાં સુધી કે મેં ધાર્યું કે તે તમારા પર ફરજ થશે. તો તમો નમાઝને ઘરમાં પઢાવીને લાજેમ જાણો. કેમકે ખચીત આદમીની નમાઝ ફરજ સિવાય તેના ઘરમાં પઢવી બેહતર છે [એટલે ફરઝ નમાઝ મસજીદમાં અફજલ છે.]

**ફાયદો** હજરતે [સલ] એક વર્ષ રમજાનમાં મસજીદની અંદર ઇબાદત તથા એતેકાફને માટે ચટાઇની કોઠડી બનાવી, રાતના તેમાં હજરતે તરાવીહની નમાઝ પઢી. સહાબા પણ સાથ થયા. એક રાત્રે મસજીદમાં ઘણા લોકો ભેગા થયા હજરતે [સલ] તે રાત્રે નમાઝ નહી પઢિ. સહાબા સમજ્યા કે હજરત [સલ] સુઇ રહ્યા છે. કેટલાક સહાબા ખંખારવા લાગ્યા કે હજરત [સલ] જાગે અને નમાઝ પઢાવે. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે હું ડરૂં છું કે તરાવીહની નમાઝ કેથે ફરજ થાય નહીં. ફરી જો તમારાથી નહીં બની શકશે તો ગુનેહગાર થશો. તમારા ઘરમાં જઇને પઢો. હજરત ઓમર ફારૂકે (રદી) પોતાની ખિલાફતમાં તરાવીહની નમાઝ મસજીદમાં જારી કરી, કારણ કે નમાઝની ખુબી હજરત (સલ)ના કર્યાથી સિધ્ધ થઇ, માત્ર ફરજ થવાના ડરથી હજરતે (ઉમ્મત ઉપર રહમ ખાઇને) બંધ પાડી હતી. હજરત (સલ) પછી વહી બંધ થઇ એટલે ફરજ થવાનો ડર રહ્યો નહીં. શીઆ જે કહે છે કે તરાવીહ ઓમર [રદી]ની કાઢેલી છે તો આ હદીસથી જણાયું કે તે ખોટું છે.

૮૯૯ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જીબરઇલ (અલે) હમેશ મને પડોસી વિષે આજ્ઞા કર્યા કરે છે. તે એટલાં સુધી કે મેં ધાર્યું કે તે તેને વારેસોમાં દાખલ કરશે, +

**ફાયદો** એટલે પડોસી સાથે ભલાઈ કરવાની એટલી તાકીદ કરી કે હું સમજ્યો કે એક હમસાયો (પડોસી) બીજા હમસાયાનો વારેસ થશે. આ હદીસમાં પડોસીના હકની તાકીદ છે.

૯૦૦ મુસલિમમાં અબુ દરદા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે સુર્યોદય થાય છે તો તેના બે કીનારા સાથે બે ફિરસ્તા હોયજ છે. તેઓ કહે છે કે ઓ અલ્લાહ ખરચ કરનાર માટે તેનો બદલો જલદી આપ, અને રોકી રાખનાર (બખીલ) માટે હલાકી જલદી આપ.

**ફાયદો** આજ કારણ છે કે સખીનો હાથ ખાલી રહેતો નથી અને બખીલનું કોઇ પણ રીતે નુકસાન થાય છે.

૯૦૧ બોખારી તથા મુસલિમમાં અબુ સઈદ [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો કર્યા કરો તો તમારા પર કંઇ દોશ નથી." એટલે અજલને.

**ફાયદો** કેટલાક સહાબાએ પૂછ્યું કે અમો ચાહતા નથી કે લોંડીયોથી [અમારી] ઓલાદ થાય. જો હુકમ હોય તો વીર્ય નીકળવાને વખતે

---

† અર્થ—એ સંતોષ તું મને તવંગર કર. કારણ કે તારા સિવાય કોઈ નેઅમત (ધન) નથી. ગુ. મો.

+ પડોસી જો મુસલમાન હોય અને ખેશી હોય તો તેના ત્રણ હક છે અને જો તે ખેશી ન હોય તો બે હક છે. અને જો તે મુસલમાન ન હોય તો એક હક છે. એક હદીસમાં છે કે જો તેં પડોસીના કુતરાને માર્યું તો તેં તેને દુઃખ આપ્યું. ગુ. મો.

અમો તેઓથી જૂદા થઇએ (અજલ કરીએ) ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી.

૯૦૨ મુસલિમમાં અનસ (રદી)થી રિવાયત છે કે હજરતે સલ ફરમાવ્યુ કે કોઇભી ચીજમાં નરમી આવે છે તો તે તેને સણગારેજ છે. અને જે વસ્તુમાં સખ્તાઇ આવે છે તો તે તેને એબદારજ કરે છે,

**ફાયદો** એટલે નરમી દરેક ચીજને સમારે છે. અને સખતી બગાડે છે. નરમીથી દુશમન દોસ્ત બને છે પણ સખતી તથા બદ મીજાજીથી દોસ્ત દુશમન બન છે.

૯૦૩ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખોદા એવો નથી કે તને તેના ઉપર જીત આપે" અથવા આવી રીતે ફરમાવ્યું "મારા ઉપર જીત આપે." આ હજરતે (સલ) ઝેરદાર બકરીવાળીને કહ્યું.

**ફાયદો** ખૈબરમાં એક યહુદેણ સ્ત્રીએ બકરીમાં ઝેર નાંખીને હજરત (સલ)ની દઅવત કરી. હજરતે [સલ] તથા બીજા સહાબાએ ખાવા શરૂ કર્યું ફરી હાથ ખેચી લીધો અને સહાબાને મના કરીને ફરમાવ્યું કે એમાં ઝેર છે ફરી તે સ્ત્રીને બુલાવી. તે સ્ત્રીએ ઝેર નાંખવાનો ઇકરાર કર્યો. ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. હજરત (સલ)ને આ ઝેરની હમેશા તકલીફ થતી હતી. જેમકે એજ દુઃખથી હજરત (સલ)નો ઇનતેકાલ પણ થયો હતો.

*૯૦૪ બોખારી તથા મુસલિમમાં કઅબ બીન ઉજરા (રદી)થી રિવાયત છે. કે હજરતે (સલ) ફરમાવ્યું કે હું ધારતો નહોતો કે તને એવી તકલીફ પોહોંચી હશે. એક રિવાયતમાં છે કે મને જણાયું નહોતું કે તને એની તકલીફ થશે. શું તને એક બકરી મળતી નથી ? મેં કહ્યું કે નહીં હજરતે [સલ] ફરમાવ્યું કે ત્રણ દિવસના રોજા રાખ અથવા છ મિસકીનોને ખવરાવ. દરેક મિસકીનને અડધો સાઅ ઘંઉ, અને તારૂં માથું બોડાવ." આ હજરતે કઅબ બીન ઉજરાને ફરમાવ્યું,

**ફાયદો** કઅબ બીન ઉજરા એહરામ બાંધીને રાંધતા હતા. અને માથાની જૂ તેમના મોં પર ચાલતી હતી. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે આ ઉજરને લીધે એહરામવાળાને કફારો દઇને માથું બોડાવવું દુરસ્ત છે, અથવા જુબહ કરે. પણ જો શકતી ન હોય તો ત્રણ રોજા રાખે અથવા છ ગરીબોને ખાણું ખવરાવે. દરેકને દોઢ શેર ને અડધી છટાક ઘઉં જેટલું.

૯૦૫ બોખારીમાં સહલ બીન સઅદ રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મને આજે સ્ત્રીઓની જરૂરત નથી ગરજ નથી." એક સ્ત્રીએ પોતાને હજરત (સલ) આગળ કરી [નિકાહમાં આપવા તૈયાર થઇ] તેને હજરતે આ ફરમાવ્યું.

**ફાયદો** ખોદાનો હુકમ હતો કે વગર ધણીની જે કોઈ સ્ત્રી પોતાની જાત પેગમ્બર [સલ]ને બખશે વગર મોહોરે તે સ્ત્રી હજરત (સલ) પર હલાલ હતી. એક વેળા એક સ્ત્રીએ કહ્યું કે એ રસુલુ-લ્લાહ મેં પોતાની જાત હજરતને બખશી ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. એટલે બાયડીની મને જરૂર નથી. હિન્દુસ્થાનમાં ખ્રિસ્તીઓ આ વખતમાં મુસલમાનોને તાનો કરે છે કે તમારા પેગમ્બરની નવ બીબીયો હતી એટલુંજ નહીં પણ તમામ જહાનની સ્ત્રીઓ પોતા માટે હલાલ કરી હતી. અને જુઓ તો પેગમ્બરોને સ્ત્રીઓની ખાહેશ હોતી નથી. તેનો જવાબ આ છે કે જો સ્ત્રીઓની નફરત કરવી તેથી અણગમો થવો આદમી માટે સારૂં ખુબીનું કામ હોત તો જહાનના સઘળા નપુસક હીજડા પેગમ્બર થતે. એટલુંજ નહીં પણ માણસની નિશાની દુન્યામાં નહીં રહેતે. કારણ કે પ્રથમ નિકાહનો રવયો હજરત આદમ (અલે)થી જારી થયો. એટલુંજ નહીં પણ ઇનજીલમાં હેબરીઓનું પત્ર ૧૩;૪માં તેઓને પાઉલ આવી રીતે લખે છે કે "આખી દુન્યામાં નિકાહ કરવું માનીતું કામ તથા શ્રેષ્ઠ છે" અને મશહુર છે કે દાઊદ (અલે)ની નવવાણું બીબીયો હતી. અને તૌરાતમાં છે કે હજરત ઇબરાહીમ (અલે)ની ત્રણ સ્ત્રી હતી સારા, હાજરા, અને કતુરા, અને હજરત મુસા [અલે]ની બે બાયડી હતી. એક સફુરા અને બીજી હબશી સ્ત્રી (સીધણુ અને

હજરત યાકુબની ચાર સ્ત્રી હતી. બે બીબી અને બે લોંડી. તે જો સ્ત્રીઓ કરવી પેગમ્બરોને લાએક નહોત તો હજરત ઇબરાહીમ, યાકુબ, મુસા, અને દાઊદ (અલે) શા માટે કરત.* અને જો કે વગર ધણીવાળી સ્ત્રીઓ જે પોતાની ખુશીથી વગર મોહરે જાન બખશે તેઓને અલ્લાહે રસુલુલ્લાહ માટે હલાલ કરી હતી છતાં આ હદીસથી જણાયું કે કૂરી પણ કબૂલ કરતા નહોતા. તો સ્ત્રીઓ મળી આવવા છતાં તથા ખોદાનો હુકમ હોવા છતાં ના પાડવું એ તેમની પાકીજગી તથા સફાઇની દલીલ છે. મતલબ કે ખ્રિસ્તીઓની બીજી શંકાઓ પણ જે તેઓ દીને મોહમ્મદી ઉપર કરે છે તે એવીજ તરેહની નકામી છે જો થોડી પણ સમજવાળો આદમી હોય તો સારી રીતે તેઓને ઉત્તર આપી શકે છે તેને માટે વધુ ઇલમની જરૂર નથી.¶

૯૦૬ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ પોતાના સાચા દિલથી શાક્ષી આપશે કે અલ્લાહ સિવાય કોઇ પૂજ્ય નથી અને હજરત મોહમ્મદ તેના બંદા તથા રસુલ છે તેના પર અલ્લાહ દોજખ હરામ કરશે.†

**ફાયદો** એટલે સાચા ઇમાનદારને દોજખથી મુક્તિ છે.

૯૦૭ બોખારી તથા મુસલિમમાં અબુહોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે દરેક નબીને તેમના ઉપર જેટલા લોકો ઇમાન લાવ્યા હોય તેટલીજ નીશાનીયો (મોજેઝા) અપાયલી છે. અને મને તો જે અપાઇ છે તે (વહીજ) છે (એટલે કુરઆન) કે જે અલ્લાહે મારા તરફ વહી મોકલી છે. તો હું આશા રાખું છું કે કેયામતના દિવશે સર્વ પેગમ્બરો કરતાં મારાં તાબેદારો ઘણાં થશે.

**ફાયદો** એટલે દરેક પેગમ્બરને ખોદાએ તેટલા મોજેઝા આપ્યા કે જેટલાથી તેઓની સચ્ચાઇ તથા પેગમ્બરી સિદ્ધ થાય, અને લોક ઇમાન લાવે. પણ હજરત (સલ) નો મોજેઝો એટલે કુરઆન ખોદાનું કલામ એ સર્વ મોજેઝાથી નેરાલો અને અફ્જલ છે કેમકે એ મોજેઝો કેયામત સુધી બાકી છે. બીજા પેગમ્બરોના મોજેઝા રહ્યા નથી. અને જ્યારે કેયામત સુધી બાકી રહયો તો હમેશ હજરતના મોજેઝાનો દાખલો કાએમ રહયો. તો કેયામત સુધી દરેક વખતમાં લોકો મુસલમાન થતાં રહેશે માટે હજરતે (સલ) ફરમાવ્યું કે સર્વ પેગમ્બરોની ઉમ્મતોથી મોહમ્મદી લોક વધારે થશે. અને જો કે અમારા હજરત (સલ) થી હજારો મોજેઝા થયા પણ કેયામત સુધી રહેનાર મોજેઝો કુરઆનજ છે માટે હજરતે (સલ) માત્ર એનું વર્ણન કર્યું. અલ્લાહની આદત આવી રીતે ચાલુ છે કે જે વખતમાં જે હુનરની વધુ ચરચા હોય છે તો તેઓના પેગમ્બરને પણ તેજ રીતનો મોજેઝો વગર શીખે ઇનાયત થાય છે કે જેથી તેઓને વગર સન્દેહે પેગમ્બરની સચ્ચાઇ જણાય. જેમકે હજરત મુસા (અલે) ના વખતમાં જાદૂની ચરચા હતી તો તેમને તેવીજ તરેહનો મોજેઝો મળ્યો એટલે લાકડી સાપ થઇ જતી હતી અને હજરત ઇસા (અલે) ના ઘણા મોજેઝા બીમારોને સાજા કરવાના હતા કારણ કે તેમના વખતમાં તિબ્બ (ડાક્ટરી) ની ચરચા ઘણી હતી. અને અમારા હજરત (સલ) નાં વખતમાં અરબમાં ફસાહત અને બલાગતની ઘણી ચરચા હતી માટે હજરત (સલ) ને કુરઆન શરીફ મળ્યું અને હુકમ થયો કે જો તમને પેગમ્બરીમાં સન્દેહ હોય તો એક સૂરા બરાબર તમો કહો પણ કોઇથી બન્યું નહીં, સર્વ અરબના વકતા (ફોસહા) આજીજ થયા. જો બની શકતે તો જરૂર કહેતે સહેલું કામ છોડી પોતાનો જાન આપવો કેમ પસંદ કરતે. અને કુરઆન શરીફમાં (તેનો) ઇ-

* આ વિષયનો વધુ ખુલાસો મે મારા પુસ્તક તોહફતુલ હિન્દ ગુજરાતી પૃષ્ટ ૨૦૫-૬, ૨૪૨ તથા ઇજહારૂલ હક્ક ગુજરાતી ભાગ. ૨ પૃષ્ટ ૨૧૩-૨૬માં લખ્યો છે. ગુ. મો.

¶ ગુજરાતી જાણનાર જો સારી રીતે મારાં પુસ્તક તોહફતુલ હિન્દ તથા ઇજહારૂલ હક્કને વાંચશે તો આખી જગતના પાદ્રીઓને શરમિન્દા કરશે. ગુ. મો.

† જેણે રસુલુલ્લાહ [સલ] ના કહેવા ઉપર અમલ નહીં કર્યો તેણે સાચા દિલથી હજરતને માન્યા નથી. ગુ. મો.

બારતના મોજેઝો હોવાથી તેમાં ઇખતેલાફ [વધારો ઘટારો] થયો નથી. કારણ કે ઇસ્લામમાં ઘણા મઝહબ થયાં (જો બની શકતે તો) દરેક શખ્સ પોતાના મતની માફક બનાવી લે તે. પણ તૌરાત ઇનજીલ એવી નથી તેની ઇબારતમાં ચમત્કાર નથી માટે તેમાં વધારો ઘટારો તથા ફેરફાર થયો †

૯૦૮ બોખારીમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કોઇ મુસલમાન પુરૂષના ત્રણ બચ્ચાં એવાં મર્યાં હશે કે જેઓ જુવાનીએ પહોંચ્યાં ન હોય તો તેની તેઓ પર ઘણી મેહેર કરવાને લીધે તેને જંતનમાં અલ્લાહ દાખલજ કરશે.

**ફાયદો** એટલે બાપને છોકરાંની પૂર મોહબ્બત હોય છે અને જેટલી મોહબ્બત વધુ તેટલુંજ તેઓના મોતથી દુઃખ વધુ. ફરી જ્યારે બાપે એવી મોસીબતમાં સબર કર્યો તો તે જંનતને લાએક થયો.

૯૦૯ મુસલિમમાં મઅકેલ બીન યસાર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મુસલમાનોનો કોઇ પણ હાકેમ જે તેઓના કામોનો માલિક થયો હોય ને ફરી તેઓ માટે મહેનત નહીં કરે તેઓને માટે ખેરખાહી નહીં કરે તો તે તેઓની સાથે જંનતમાં દાખેલ થશેજ નહીં.

**ફાયદો** આથી જણાયું કે હાકેમ ઉપર ફરજ છે કે તે રઇયત માટે મેહનત તથા જાન તોડ કોશીશ કરે. તેઓ માટે જે લાભનું કામ હોય તે કરે. પણ જો હાકેમ પોનાની રઇયતથી અફલતમાં રહેશે અને પોતાની એશ આરામમાં પડશે તો તે જંનતથી અભાગ્યો રહેશે.

૯૧૦ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કોઇ પણ પુરૂષ મુસલમાન મરે ને તેના જનાઝા ઉપર એવા ચાલીસ પુરૂષો ઉભા રહે (એટલે જનાઝાની નમાઝ પઢે) કે તેઓ અલ્લાહ સાથે કોઇ વસ્તુને શરીક કરતા ન હોય તો અલ્લાહ તેઓની શફાઅત (તેને માટે) કબૂલજ કરશે.

**ફાયદો** આથી જણાયું કે ચાલીસ મુસલમાન મેળવહદેનું નમાઝ પઢવું તે મૈયતની બખ્શીસનું કારણ છે. અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) ઢુંઢી ઢુંઢીને ચાલીસ મુસલમાનોને જનાઝાની નમાઝ માટે ભેગા કરતા હતા આ હદીસ પ્રમાણે. અને હજરત આએશા (રદી) ની રિવાયતમાં સો મુસલમાનોનું બયાન છે. તો જ્યારે ચાલીસની શફાઅત કબૂલ થઇ તો સોની વધુ કબૂલ થશે. અને કોઇ એક હદીસમાં છે કે ત્રણ સફો કરે.

૯૧૧ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે કોઇ પણ ઊંટવાળો એવો નહીં હશે કે જેણે તેનું હકક અદા કર્યું ન હોય [એટલે તેની જકાત આપી ન હોય] પણ તે જે હતાં તેથી વધુ થઇને (એટલે ગણતરીમાં વધીને અથવા ડીલમાં વધીને) કેયામતને દિવસે આવશે અને તે માલિક તેઓ માટે ખુલ્લા મેદાનમાં બેઠો હશે તેને તેઓ પોતાના પગથી અને ખરીયોથી કચડી નાખશે. અને કોઇ ગાય બળ વાળો એવો નહીં હશે કે જેણે તેનું હકક અદા કર્યું ન હોય. પણ તે જે હતાં તેથી વધુ થઇને કેયામતને દીવસે આવશે અને તેનો માલિક સરખા મેદાનમાં બેઠો હશે તેને તેઓ પોતાના શિંગડા ભોંકશે. અને પોતાના પગથી કચડી નાખશે. અને કોઇ બકરાંવાળો ન હશે કે જેણે તેની જકાત આપી ન હોય પણ તે જેટલાં હતાં તેથી વધુ થઇને કેયામતને દીવસે આવશે અને તેનો માલિક સાફ મેદાનમાં બેઠો હશે અને તેઓ પોતાના શિંગડાથી ભોંકશે અને પગથી કચડી નાખશે. તેમાં કોઇ વગર શિંગડાનું કે શિંગડું ભાંગેળું નહીં હશે. અને કોઇ ચાંદી સોનાનો એવો માલિક નથી કે જેણે તેની જકાત ન આપી હોય પણ કેયામતને દિવસે તે માલ ગંજે અઝદહા થઇને આવશે ફરી જ્યારે તે મોં ખોલીને તેની પાસે આવશે તો તે તેનાથી નહાસશે તો ફીરશ્તો તેને પૂકારશે કે જે ખજાનો તેં છૂપાવ્યો હતો તે તું લે મને તેની પરવા નથી. ફરી જ્યારે માલિક જોશે કે તેથી નહાસવું બની શકતું નથી તો લાચારીએ પોતાનો હાથ તે અઝદહાના મોંમાં નાખશે તો તે ઊંટની તરેહ તેને ચાવશે.

**ફાયદો** એટલે જે જાનવરોની તથા માલની જકાત નહીં આપશે તે પર એવો અજાબ થશે.

† જેના સેકડો દાખલા ઈજહારૂલ હક્ક અધ્યાય પહેલા તથા બીજામાં છે. ગુ. મો.

અને અઝદહા ગંજે એટલા માટે થશે કે સાપ જ્યારે ઘણો પૂરાનો અને ઘણાં ઝેર વાળો થાય છે તો તેના માથાના વાળ ઝેરથી ખરી જાય છે.

૯૧૨ મુસલિમમાં અબુ હોરેરા [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કોઈ પણ સોના ચાંદીવાળો જે તેની જકાત નહીં આપતો હશે તો તેને માટે કેયામતને દિવસે તે અગ્નિમાં ગાળીને પતરૂં બનાવાશે ફરી તે જહંનમની અગ્નિમાં તાતવાશે ને તેનો ડામ તેની પાંસલી પર કપાલપર અને પીઠ પર દેવાશે. જ્યારે તે પતરાં ઠંડા થશે તો ફરી તાતવાશે. આ અજાબ તે દિવસમાં થશે કે જેનો અંદાજો પચાસ હજાર વર્ષનો છે. તે એટલાં સૂધી કે બંદાઓમાં ફેસલો થશે. ફરી તેને તેનો માર્ગ દેખાડાશે કાંતો જંનત તરફ કાંતો દોજખ તરફ.

**ફાયદો** આ બંને હદીસોમાં જકાત નહીં આપનાર માલદારોના અજાબનું વિસ્તારથી વર્ણન છે. હીંન્દુસ્થાનમાં જ્યા જ્યા નમાઝ રોઝાની કંઈક ચરચા છે પણ અફસોસ કે જકાત આપવાની ટેવ તદન છૂટી ગઈ છે. વર્ષ દિવસ પછી ચાલી સમો ભાગ કાઢતાં જાન નીકળે છે. અને જુઓ તો શાદી ગમી તથા નામ નીશાનના કામોમાં હજારો રૂપ્યા બરબાદ કરે છે. ગમે તેવો બખીલ કેમ ન હોય પણ કંઈ ન કંઈ આખર તેનું પણ ખરચ થાય છે* પણ જકાતને નામે તેનો જાન નીકળે છે. ઘણા ખરા માલદાર બખીલો (કંજુસ) ને જોયા છે કે તેઓએ કેવી મેહનત મશક્તથી માલ ભેગો કર્યો, પોતે ખાધો ન ખવરાવ્યો ન કોઈને ખોદાના માર્ગમાં આપ્યો પણ જ્યારે તે અભાગ્યા મરી ગયા તો તેમના છોકરાઓએ અને વારંસોએ તે માલને થોડાક દિવસમાં ઉડાવી નાખ્યો. તો વિચાર કરવો જોઈએ કે કેટલી મોટી નાદાની અને બેવકુફી છે કે પોતે તો હજાર તરેહની મેહનતથી દોલત ભેગી કરે અને બીજા તેને ઉડાવે અને ફરી પચાસ હજાર વર્ષનાં દિવસમાં આવા સખત દુઃખમાં સપડાય કે જેને ધ્યાનમાં લેતાં જાન નીકળે છે. માલદાર મુસલમાન ઉપર લાજેમ છે કે તે આ વાતોમાં ઉડાંણથી વિચાર કરે. અને મોતને હમેશ હાજર જાણી કેયામતની સખતીયોપર વિચાર કરી પોતાના માલીક (અલ્લાહ) નો હુકમ બજાવી લાવે. અને પોતાના માલની જકાત કહાડે. અને શૈતાનના વસવસાને માને નહીં કે જકાત આપવાથી માલ ઓછો થશે. કારણ કે અલ્લાહે જકાતવાળા માલમાં બરકત આપવાનો વાયદો કર્યો છે.

**શેર**

જકાતે માલ બદર કુન કે ફુજલએ રજ રા
ચુંબાગબાં દેરવદ બેશતર દેહદ અંગુર *

૯૧૩ મુસલિમમાં અબુદ દરદા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કોઈ પણ બંદો મુસલમાન પોતાના ભાઈ માટે પીઠ પાછળ દોઆ કરે છે તો ફિરશ્તો કહે છે કે તેટલું તને પણ (એટલે આ દોઆની બરાબર સવાબ તને પણ મળશે.)

**ફાયદો** આથી જણાયું કે મુસલમાન માટે પીઠ પાછળ દોઆ કરવી ખોદાને નજદીક એવી ઉમદા વાત છે કે દોઆ કરનાર માટે ફિરશ્તો દોઆ કરે છે. અને હદીસ શરીફમાં છે કે ગાએબ મુસલમાન માટે દોઆ મકબૂલ થાય છે. કારણ કે તે ખુશામત તથા રિયાથી દૂર છે.

૯૧૪ મુસલિમમાં ઉમ્મે હબીબા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કોઈ પણ બંદો મુસલમાન દર રોજ ફરજ સિવાય નફલ બાર રકઅત અલ્લાહ માટે નમાઝ (સુંનત) પઢશે તો અલ્લાહ તેને માટે જંનતમાં એક ઘર બાંધશે અથવા તેને માટે જંનતમાં ઘર બંધાશે.

**ફાયદો** આ બંને શબ્દોમાં રિવાયત કરનારને શકક છે પણ મતલબ બંનેની એક છે કંઈ ફરક નથી. આ હદીસમાં બાર રકઅત સુંનત મોઅક્કદાની ફજીલતનું વર્ણન છે. એટલે બે રકઅત ફજરની સુંનત, છ જોહરની, બે મગરેબની અને બે ઈશાની.

૯૧૫ બોખારી તથા મુસલિમમાં મઅકેલ બીન યસાર [રદી] થી રિવાયત છે કે હજરતે

---

* એટલુંજ નહીં પણ ઘણા બખીલો કાર વહેવારમાં ઘણા દોલા થાય છે. કહેતી છે કે "વાણીઓ વરઘોડે ઓઢો" ગુ. મો.

* અર્થ—માલની જગાત કાઢ કેમકે દ્રાક્ષના વેલાના વધારાને જ્યારે માળી છાંટે છે તો તે દ્રાક્ષ વધારે આપે છે. ગુ. મો.

(સલ) ફરમાવ્યું કે કોઈ બંદાને અલ્લાહે કોઇ રઇયતનો સંભાળનાર (હાકેમ) બનાવ્યો હોય અને તે રઇયતનો બદખાહ થઇને મરે તો અલ્લાહ તેના ઉપર જંનત હરામ કરે છે.

**ફાયદો** એટલે જાલેમ હાકેમ જંનતથી અભાગ્યો છે.

૯૧૬ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કોઇ પણ રીજમીટ અથવા તુકડી જેહાદ કરે ને ફરી તે લુટ મેળવી સલામત રહે તો તેઓના અજર (મજદુરી–સવાબ) નાં બે ત્રતીયાંશ જલદી મળ્યા છે. અને કોઇ રીજમીટ કે તુકડી વગર લુટ મેળવે જેહાદ કરે અને ખપી જાય (એટલે શહીદ થાય) તો તેઓની મજદુરી પૂરી થઇ.

**ફાયદો** એટલે જીવતા જેહાદ કરનારાઓને બે લાભ તુરત મળે છે. એક સલામતી અને બીજો લુટનો માલ. ત્રીજો હિસ્સો એટલે જંનત બાકી રહયો તે કેયામતમાં મળશે. અને શહીદોને તો દુન્યામાં કંઇ લાભ નથી માટે તેનો સઘળો સવાબ આખેરત ઉપર રહ્યો. હદીસથી જણાયું કે જીવતા ગાજી કરતાં શહીદ ઘણો અફજલ છે.

૯૧૭ બોખારી* તથા મુસલિમમાં અમર બીન અબસા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાંનો કોઈ પુરૂષ વોજૂ ના પાણીને પાસે રાખશે ફરી કોગળો કરશે નાકમાં પાણી લેશે અને નાક છણકશે તો તેની ચેહરાના મોંના અને નાકના ગુનાહ ખરે છે. ફરી જ્યારે તે પોતાના મોંને ધોએ છે ખોદાના હુકમ કર્યા પ્રમાણે તો તેના મોના ગુનાહ દાઢીના કીનારાથી પાણીને સાથે ખરે છે ફરી તે પોતાના હાથને કોણી સુધી ધોએ છે તો તેના હાથોના ગુનાહ પાણીની સાથે તેરવાથી નીકળે છે. ફરી તે પોતાના માથાનો મસહ કરે છે તો તેના માથાના ગુનાહ પાણીની સાથે વાળના કીનારાથી નીકળે છે. ફરી તે બંને પગને ઘુંટી સુધી ધોએ છે તો તેના પગના ગુનાહ તેના તેરવાથી પાણીની સાથે ખરે છે. ફરી જો ઉભો રહ્યો ને નમાઝ પઢી ફરી અલ્લાહની હમ્દ કરી તેની ખુબીઓ (સના) બયાન કરી અને તેની બુજુરગી બયાન કરી જેવી તેને લાએક હતી અને પોતાના દિલને અલ્લાહ માટે ખાલી કર્યું (એટલે હોજુર દિલથી વગર વિસવાસે નમાઝ પઢી) તો તેની માએ જણ્યો હોય તેવી હાલતમાં તે ગુનાહોથી ફરશે.

**ફાયદો** એટલે વોજૂ અને હોજૂર દિલથી નમાઝ પઢવાની આ તાસીર છે કે સર્વ નાહલા ગુનાહોથી આદમી પાક થાય છે. બાકી એનું બયાન પ્રથમ થયું છે.

૯૧૮ બોખારીમાં અદી બીન હાતેમ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાંના દરેકની સાથે તેનો પરવરદિગાર વાત કરશે તેના વચ્ચે અને ખોદા વચ્ચે કોઇ દુભાષિયો હશે નહીં (આમના સામની વગર કોઇની મારફતે ખોદાથી વાત કરશે) ફરી તે પોતાની જમણી બાજુએ જોશે તો પોતાના અમલોજ જોશે. અને તે પોતાની ડાબી બાજુએ જોશે તો પોતાની કરનીજ જોશે. ફરી તે પોતાને સામે જોશે નહીં. તો તમો અગ્નિથી બચો અગર જો અડધી ખજુર આપીને. અને જે માણસને ખજુર ન મળો તો તે મીઠી વાતથી (દોજખથી બચે).

**ફાયદો** એટલે એવો સખત વખત દરેક મુસલમાનને આગળ આવનાર છે કે વગર કોઇને વચ્ચે રાખી ખોદા વાત કરશે. અને જમણે ડાબે બુરાં ભલાં પોતાના અમલો હશે અને આગળ દોજખ ધકધકતી હશે. હજરતે (સલ) ને બારીક વખતના બચાવની તદબીર બતાવી. એટલે ખોદાના માર્ગમાં કંઇ આપવું અગર જો થોડું હોય. અને જો આપવાની કંઇ પણ શકિત ન હોય તો ભલી વાતથીજ મુસલમાનનું દિલખુશ કરે, આથી જણાયું કે દોજખથી બચાવવામાં ખેરાતની મોટી તાસીર છે.

૯૧૯ બોખારી તથા મુસલીમમાં અલી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાંનો કોઇ નથી કે જેનું ઠેકાણું જંનતનું

* શરહ મશારેકથી જણાય છે કે આ હદીસ ફકત મુસલિમની છે. ગુ. મો.

તથા જહન્નમનું લખાયું ન હોય. (એટલે જંનતી લોક તથા જહંનમી લોક ખોદાની નજદીક ઠરી ચુક્યાં છે) સહાબાએ કહ્યું કે શું અમો અમારા લખ્યા ઉપર ભરોસો નહીં કરીએ (એટલે તકદીરની આગળ અમલ કરવો નિર્લાભ છે જે કિસમતમાં હશે તે થશે) તો હજરતે (સલ) ફરમાવ્યું કે અમલ કરતા ચાલો. કારણ કે દરેક જે માટે ઉત્પન્ન થયો છે તેજ તેને સેહલું અને આસાન થાય છે પણ જે નેક બખતોમાંથી છે તે નેક બખતીના કામ તરફ જલદી ફરે છે. તે તરફ તૈયાર થાય છે) અને જે બદ બખતોમાંથી છે તે ઉલટથી બદ બખતીના કામો તરફ તૈયાર થાય છે. ફરી હજરતે (સલ) આયત પઢી (તેનો અર્થ) પણ જે કોઇએ ખેરાત કરી અને (ખોદાથી) ડરો અને બેહતર દીન (ઇસ્લામ) ને સાચવ્યું તે પર અમો સેહલું કરીએ છીએ નેકી કરવું. અને જેણે બખીલી કરી અને એ પરવા બન્યો અને બેહતર દીનને જૂઠવ્યું તે પર અમો સેહલો કરીએ છીએ સખત માર્ગ.

**ફાયદો** સહાબા આ સમજતા હતા કે તકદીરની આગળ કરની નિર્લાભ વસ્તુ છે હજરતે [સલ] ફરમાવ્યું કે તમો ખોટું સમજ્યા છો. અમલ કરવું એ તકદીરને વિરૂદ્ધ નથી. કારણ કે અલ્લાહે દુન્યામાં ચીજોને બનાવી અને એકને બીજી સાથે સંબંધ રાખ્યો અને પોતાની હિકમત પ્રમાણે કોઇ ચીજને કોઇનું કારણ ઠેરવ્યું. જેમકે આંખ જોવાનું કારણ છે અને ઝેહેર મોતનું કારણ છે. એવીજ રીતે સારૂં કામ જંનતનું કારણ છે અને બુરૂં કામ દોજખનું કારણ છે. તો જણાઈ આવ્યું કે કરની ને તકદીરને વિરૂદ્ધ નથી. અને જે રીતે રોજી રિજક તકદીરમાં લખાયલું છે અને કમાઇ કરવી તેનું કારણ છે અને કોઇ તેને તકદીર વિરૂધ્ધ જાણતું નથી. મતલબ કે મુસલમાનને તકદીરનું ઇમાન લાવવું વાજેબ છે અને તેમાં બહસ તકરાર કરવી હરામ છે. કારણ કે માણસમાંથી અકલવાળો છે તકદીરનો ભેદ સમજી શકતો નથી, ઘણાંઓ બેહકી જાય છે. કોઇએ અલી મુરતજા (રદી) થી તકદીરનો હાલ પૂછ્યો તેવણે ઉત્તર આપ્યો કે અંધારી રાતમાં સમુદ્રમાં નો પંથ. તેમજ તકદીરની હકીકત દરયાફ્ત કરવી માણસની શક્તી નથી.

૯૨૦ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાંના દરેકની સાથે એક તેનો સાથી જીન્નાતમાંથી અને એક સાથી ફિરસ્તામાંથી ઠેરવાયો છે. લોકોએ કહ્યું કે તમારી સાથે પણ ઠેરવાયો છે ઓ રસુલુલ્લાહ! હજરતે (સલ) ફરમાવ્યું કે મારી સાથે પણ છે. પણ ખોદાએ મારી તેના ઉપર મદદ કરી છે જેથી તે તાબેદાર થયો. (અથવા મુસલમાન થયો) તો તે સારાં કામો વગર બીજું કંઈ બતાવતો નથી.

**ફાયદો** આ હદીસથી જણાયું કે હજરત (સલ) નો હમજાત શૈતાન મુસલમાન થયો હતો. અને સુંનત જમાઅતનો આજ મજહબ છે કે પેગમ્બરો સિવાય બીજો કોઇ ગુનાહોથી માસુમ નથી.

૯૨૧ મુસલિમમાં ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યુ કે તમારામાંનો કોઇ વોજૂ કરે છે ફરીતે પુરી તોરથી વોજૂ કરે અથવા વોજુને પુરૂં કરે ફરી કહે **"અશહદો અલ્લાએ લાહ ઈલ્લ-લ્લાહો વહદહુ લાશરીક લહુ વ અશહદો અન્ન મોહમ્મદં અબ્દોહુ વ રસુલોહુ*** તો તેને માટે જંનતના આઠે દરવાજા ખુલી જશે જેમાંથી ચાહે દાખલ થાય.

**ફાયદો** આ હદીસમાં સારી રીતે પૂરા વોજૂ કરી ને પછી તોહીદ અને રેસાલતની શાક્ષી આપવાની તાસીર તથા ફજીલતનું બયાન છે.

૯૨૨ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાંની કોઇ સ્ત્રીએ ત્રણ બચ્ચાંઓને આગળ મોકલ્યાં હશે (એટલે જેના ત્રણ બચ્ચાં મરી ગયાં હશે) તો તેઓ તેણીને માટે દોજખથી આડ થશે (એટલે દોજખથી બચાવશે.

**ફાયદો** ઓરતોએ હજરત ને અરજ કરી કે ઓ રસુલુ-લ્લાહ પુરૂષો આપની સંગમાં હમેશ

---

* અર્થ—હું શાક્ષી આપું છું કે અલ્લાહ સિવાય કોઈ પૂજ્ય નથી તે એકલો છે તેનો કોઈ ભાગ્યો નથી અને હું શાક્ષી આપું છું કે મોહમ્મદ તેના બંદા છે તથા તેના રસુલ છે ગુ. મો.

હાજેર રહે છે અને દીન શીખે છે, તો અમારે માટે પણ કોઇ વખત ઠેરવો. હજરતે (સલ) તેઓ માટે પણ વખત નિમ્યો. અને ઓરતોને આ હદીસ ફરમાવી. ફરી એક સ્ત્રીએ કહ્યુ કે ઓ રસુલુલ્લાહ કોઇના બે બચ્ચાં મર્યાં હોય? હજરતે (સલ) ફરમાવ્યું કે તે પણ દોજખથી બચાવશે.

૯૨૩ મુસલિમમાં ઉમ્મે સલમાં (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કોઈ મુસલમાનને દુઃખ પુગે ને તે જે ખોદાએ હુકમ કરેલો તે કહે **ઇન્ના લિલ્લાહે વ ઇન્ના એલૈહે રાજેઊન અલ્લાહુમ્મ-અજોરની ફી મોસીબતી વખલોફ લી ખેરમ મિનહા** * તો અલ્લાહ પાછલથી તેથી સારો બદલો આપે છે.

**ફાયદો** જ્યારે કોઇ મુસલમાનને દુઃખ પોહોંચે તો "ઇન્ના લિલ્લાહે વ ઇન્ના એલૈહે રાજેઊન" કહેવું મુસ્તહબ છે. એક વાર દીવો ગુલ થયો હજરતે (સલ) ફરમાવ્યું "ઇન્ના લિલ્લાહે વ ઇન્ના એલૈહે રાજેઊન" સહાબીઓએ કહ્યું ઓ રસુલુ-લ્લાહ ચેરાગ બુજવામાં કયું મોટું દુઃખ છે કે આપે "ઇન્ના લિલ્લાહે" ઇત્ય કહ્યું? હજરતે [સલ] ફરમાવ્યું કે મુસલમાનને જેથી તકલીફ થાય તે દુઃખ છે. એટલે દરેક રંજ તકલીફમાં ઓછું હોય કે વધારે હોય "ઇન્ના લિલ્લાહે વ ઇન્ના" ઇત્ય-કહેવું જોઈએ.

૮૨૪ મુસલિમમાં ઉસમાન (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કોઇ પણ મુસલમાન તહારત કરે (પાકી મેળવે) ફરી અલ્લાહે જે તે પર ફરજ કરી છે તે તહારતને પૂરી કરે ને ફરી આ પાંચ નમાઝો પઢે તો તે નમાઝો દરમીયાનના ગુનાહોનો તે નમાઝો કફારો થશે. (એટલે નાહલા ગુનાહને મટાવશે.)

૯૨૫ બોખરી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કોઇ પણ મુસલમાનને બીમારીથી કે તે સિવાય બીજા કંઇથી દુઃખ મોસીબત પોહોંચે તો જેવી રીતે ઝાડ પાંદડાંને ખેરવે છે તેમ તેને લીધે અલ્લાહ તેના ગુનાહોને ખેરવે છે.

**ફાયદો** એટલે દરેક રંજ અને તકલીફથી મુસલમાનના ગુનાહ દૂર થાય છે. તે એવી શરતથી કે તે પર સબર કરે અને ખોદાનો શિકવો શીકાયત કરે નહીં.

૯૨૬ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યુ કે કોઇ પણ મુસલમાન કોઇ ઝાડ રોપશે તો તેથી જે ખવાશે તે તેને માટે ખેરાત છે જે તેમાંથી ચોરાશે તે તેને માટે ખેરાત છે અને જે કંઇ તેમાંનું કોઇ નુકસાન કરશે તે તેને માટે ખેરાત છે.

**ફાયદો** આ હદીસમાં ઝાડ રોપવાના સવાબનું બયાન છે. કે તેના ફળ વગેરે ચોરી થવામાં અને કોઈ તરેહ ઝાડના નુકસાન થવામાં ઝાડવાળાને ખેરાત કરવા તથા ખોદાના માર્ગમાં આપવા બરાબર સવાબ છે. આથી જણાયું કે ઝાડ રોપવું ફરી તે બગીચામાં હોય કે માર્ગ ઉપર હોય મુસ્તહબ છે. કેમકે તેનો સવાબ લાંબી મુદત સુધી બાકી રહે છે. અને જો મખલુકને લાભ કરવાની નૈયત હોય તો તે સર્વથી બેહતર છે.

૯૨૭ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કોઇ પણ મુસલમાનને કોઇ મુસીબત પોહોંચશે તો તેના બદલામાં અલ્લાહ તેના ગુનાહ દૂર કરે છે તે એટલાં સુધી કે કાંટો ઘોંચાયાથી પણ.

**ફાયદો** એટલે જો કે થોડી મુસીબત અને તકલીફ હોય કાંટો લાગવા જેવી તે પણ સવાબથી ખાલી નથી. **સુબહાન-લ્લાહ**! કેવી કરીમીની શાન છે નુકતા નવાજી એનુજ નામ છે.

૯૨૮ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કોઇ પણ ઘાયલને અલ્લાહના માર્ગમાં ઘા લાગે છે તો તે કયામતને દિવસે એવી હાલતમાં આવશે કે તેનો ઘા વહેતો હશે. તેનો રંગ તો લોહીનો હશે પણ તેની ખુશબો મુશક (કસતુરી) સરખી.

**ફાયદો** જખમથી ખૂન એટલા માટે વહેશે કે તેઓની બુજુરગી અને કમાલ સર્વ પર પ્રગટ થાય, કે આ લોકોએ અલ્લાહને માટે જાન આપ્યો અને ઘા ખાધા.

* અર્થ—બચીત અમેં અલ્લાહના છીએ અને બચીત અમો તેના તરફ ફરી જનાર છીએ. ઓ અલ્લાહ તું મારી મુસીબતનો સવાબ આપ. અને તેથી સારો બદલો મને આપ. ગુ. મો.

૬૨૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કોઇ પણ બાળક જન્મે છે તો જન્મતી વેળા શૈતાન તેને અડકે છે, ફરી તે બાળક શૈતાનના અડકાયાથી રોવા લાગે છે. પણ મરયમ તથા તેના છોકરા (ઇસા) ને શૈતાને અડકયા નથી.

**ફાયદો** હજરત મરયમ તથા હજરત ઇસા (અલે) ને શૈતાને એટલા માટે છેડયા નહીં કે મરયમ (અલે) ની માએ હજરત મરયમ તથા તેમની ઓલાદ માટે ખોદાથી દોઆ માંગી હતી કે શૈતાનનો તેમના પર કાબૂ નહીં થાય. તે દોઆ કુરઆન શરીફમાં વર્ણાયલી છે. અને જ્યારે હજરત ઇસા (અલે) જન્મયા તો જીબરઇલે પોતાના પર તેમના પર ફેરવ્યા હતા, એજ માટે તેમનો લકબ [અભિધાન] **મસીહ** છે એટલે હાથ ફેરવાયલો (અથવા મસળાયલો) અને એજ માટે શૈતાન તેમને અડકી શકયો નહીં. *

૬૩૦ મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કોઇ પણ મૈયત ઉપર મુસલમાનોમાંથી એક સોની સંખ્યા જનાઝાની નમાઝ પઢશે ને તેને માટે બખશીશની શફાઅત કરશે તો તેને માટે તેઓની શફાઅત કબૂલ થશે.

**ફાયદો** અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) ની રિવાયતમાં ચાલીસ ખાલિસ મુસલમાનની શફાઅતનું બયાન છે, અને આ હદીસમાં સોનું વર્ણન છે, તો મતલબ આ છે કે જો ખાલિસ મુસલમાન હોય તો ચાલીસનીજ દોઆ મકબૂલ છે.

૬૩૧ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કોઈ પેગમ્બર એવા નહીં થયા કે જેવણે પોતાની ઉમ્મત ને કાણા જૂઠાથી (એટલે દજ્જાલથી) ચેતવી નહીં હોય. તમો જાણી લો કે તે કાણો છે અને બચીત તમારો પરવરદિગાર બુજુરગીવાળો કાણો નથી. તેની બે આંખોની વચ્ચે લખાયલું—છે ક—ફ ર-(એટલે કુફરનો શબ્દ)

**ફાયદો** હજરતે (સલ) એક વાર ખુતબો પઢયો અને ફરમાવ્યું કે જો કે દરેક પેગમ્બરે પોતાની ઉમ્મતને દજ્જાલથી ચેતાવી છે પણ હું તમને કહું છું કે તે કાણો થશે અને તેના માથા પર કુફર લખેલું હશે. એટલે આવો સાફ પતો કોઇ પેગમ્બરે બતાવ્યો નથી. કે જેથી તેનું જૂઠ દરેક ઉપર પ્રગટ થાય. કેમકે તે ખોદાઈનો દાવો કરશે અને ને કાણો થશે. અને જુઓ નો નુકસાનવાળું થવું ખોદાની શાન નથી. અને બીજી નિશાની તેના કુફરની તેના માથા પર ખુદ શબ્દ કુફરનો હસ્તી ધરાવ છે જે મુસલમાનોને દેખાશે કાફેરોને દેખાશે નહીં

૬૩૨ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મારાથી આગળ કોઈ પણ પેગમ્બરને 'અલ્લાહે કોઇ ઉમ્મતમાં મોકલ્યા છે તો તેમને માટે તેમની ઉમ્મતથી હવારીયો (ચોખ્ખા જાન ફિદા કરનાર) તથા સહાબીયો થયા કર્યા છે જે તેઓની સુંનતને પકડે છે અને તેમના હુકમની તાબેદારી કરે છે- ફરી તેઓ પછી બચીત એવા નાલાએક નીકળે છે કે જે કહે છે પણ કરતા નથી અને કરે છે જેનો હુકમ તેમને થયો નથી. તો જે કોઈ તેઓથી હાથથી જેહાદ કરે તે મુમિન છે' અને જે કોઇ તેઓની સાથે જીભથી જેહાદ કરે તે મુમિન છે. અને જે કોઈ તેઓની સાથે પોતાના દિલથી લડે તે મુમિન છે. આ ત્રણ કામો સિવાય ફરી નો રાય ના દાણા બરાબર ઇમાન નથી.

**ફાયદો** એટલે હમેશથી આ દસ્તુર છે કે સર્વ પેગમ્બરોનું દીન અને સુંનતને તેમના મદદગાર તથા સહાબા થોડી મુદ્દત સુધી સારી રીતે જારી રાખે છે ફરી તે પછીના નાલાએક લોકો તેમના દીનને બરબાદ કરે છે અને પોતાના તરફથી બિદઅતો કહાડે છે. તો ઇમાનદારો પર વાજેબ છે કે તેને ઉખેડવામાં તથા દૂર કરવામાં કોશીશ કરે. સારી પદવી તો આ છે કે હાથથી મટાડે. જો નહીં થઈ શકે તો જબાનથી મના કરે અને નહીં તો તેઓને તથા તેઓની બિદઅતોને દિલથી બુરાં જાણે. પણ જો આ ત્રણે વાતોમાંની કોઇ એક વાત પણ નહીં કરે તેમાં જરાએ ઇમાન નથી. અને આ જે કેટલાક જાહેલોમાં મશહૂર છે કે

*આ હજરત ઈસા તથા તેમની માનો ખાસ્સો છે. બીજા પેગમ્બરો કે વલી માટે એની સાબેતી નથી ગુ. મો.

"મુસા બ દીને ખુદ—વ ઇસા બ દીને ખુદ" અમને શી જરૂર કે અમો કોઇને બુરૂં કહીએ. આ હદીસથી સાફ જણાયું કે આ વાત તદન ખોટી છે. એટલુંજ નહીં પણ ઇમાનની આજ નિશાની છે કે બિદઅત અને શરીઅત વિરૂદ્ધ કામોથી દુશમનાઇ રાખે અને જબાનથી તેની બુરાઇ બયાન કર્યા કરે. અને જેમાં એ વાત નથી તે મોહમ્મદી નથી. કારણ કે તેની નજદીક સુંનત અને બિદઅત, ઇસ્લામ અને કુફર બરાબર થયાં. ન તો તેને સુંનતની ખાહેશ અને ન બિદઅતનો અણગમો.

૯૩૩ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કોઇ પણ નબી મરે છે તો તેમને (જીન્દગી તથા મોત વિષે) અખત્યાર અપાય છે.

**ફાયદો** એટલે કોઇ પેગમ્બરને તેમની રજા વગર મોત આવતું નથી. પેગમ્બરો માટે ખોદા તરફથી આ માન તથા ઇજ્જત છે.

૯૩૪ બોખારીમાં અબુ સઇદ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કોઇ પણ રૂહ (જાન) જે ઉત્પન્ન થનાર છે તે કેયામત સુધી પેદા થશેજ.

**ફાયદો** એટલે રૂહ ખોદાની જાણમાં છે તે જરૂર આ જહાનમાં પેદા થશે કોઈ તેમાની રહી જાય એ અસંભવિત છે. અને આ જે કેટલાક કહે છે કે કેટલીક રૂહો દેહમાં નહીં આવશે તે આ હદીસથી જણાયું કે તે ખોટું પ્રખ્યાત થયું છે. આ હદીસ હજરતે (સલ) તે વેળા ફરમાવી હતી કે જ્યારે સહાબાએ અરજ કરી કે અમો ચાહતા નથી કે લોંડીઓથી ઓલાદ થાય. જો હુકમ હોય તો સમ્ભોગ કરીએ અને વીર્ય નીકળતી વેળા જૂદા થઈએ. (અજલ કરીએ) મતલબ હદીસની આ છે કે આ તમારો નકામો ખિયાલ છે. જે જીવ થનાર છે તે અવસ્ય થશે અને તમારી તદબીર કંઇ ચાલશે નહીં.

૯૩૫ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કોઇ જીવ મરી જાય અને તેને માટે અલ્લાહને ત્યાં બેહતરી હોય તેને સારૂં લાગતું નથી કે તે દુન્યાંમાં પાછો આવે અને દુન્યા તથા જે ચીજ તેનાં છે તે તેને મળે. (એટલે જેની બખ્શીશ થઇ તે પાછો દુન્યામાં આવવાની આશા કરતો નથી અગર જો તેને સાત અકલીમ દ્વિપ) નું રાજ્ય મળે) પણ શહીદ શહાદતનો ઉમદા મરતબો જોવાથી આશા કરે છે કે તે દુન્યામાં પાછો આવે અને કતલ થાય.

**ફાયદો** આ હદીસમાં શહાદતની ઉમદગીનું બ્યાન છે. એટલે શહીદની સર્વ મતલબો મળી ગઇ પણ ખોદાની નજદીક વધારે માન મેળવવા ફરી કતલ થવાની આશા હજુ હોય છે.

૯૩૬ મુસલિમમાં આએશા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અરફાના દિવસ સિવાય કોઇ દિવસ એવો નથી કે જેમાં અલ્લાહ ઘણાં બંદાઓને અગ્નિથી છુટકારો આપે. ખચિત તે દિવસે અલ્લાહ (ની રહમત) કરીબ થાય છે અને તે ફિરસ્તાઓ આગળ હજ્જ કરનારાથી ફખર કરે છે (મગરૂરી લે છે.) ફરી તે ફરમાવે છે આ લોકો શું ઇચ્છે છે.

**ફાયદો** જીલહજની નવમી તારીખનું નામ અરફો છે. તે દિવસે હજ્જ થાય છે. આ હદીસથી જણાયું કે અરફાંનો દિવસ સર્વ દિવસોથી શ્રેષ્ટ છે.

૯૩૭ મુસલિમમાં ઉમ્મે સલમા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે સદકો કરવાથી માલ ઘટતો નથી અને જે પુરૂષ જુલમને માફ કરશે તો તેથી અલ્લાહ તેની ઇજ્જત વધારશે.

**ફાયદો** એટલે જકાત આપવાથી માલ ઓછો થતો નથી. જાહેરમાં કમી થવો લાગે છે. પણ તેનો સવાબ ખોદાની નજદીક સિદ્ધ થાય છે. અને દુનયામાં માલની અંદર બરકત પણ થાય છે. અને જુલમ માફ કરવામાં દેખીતી રીતે જીલ્લત તથા લાચારી જણાય છે પણ ખોદાની નજીદીક ઇજ્જત વધે છે. એટલુંજ નહીં પણ લોકોમા પણ તેની ખુબી પ્રગત થાય છે. લોકો આવી રીતે કહે છે કે ફલાણો માણુસ કેવો ગમ ખાનાર અને નેક બખ્ત આદમી છે કે તેના ઉપર જુલમ સિતમ થયા છતાં તેણે દમ નહીં માર્યો બદલો નહીં લીધો પણ માફ કર્યો.

*૯૩૮ મુસલિમમાં મિકદાદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યુ કે આ બીજી વારનું દોહવું તો અલ્લાહ તરફની રહેમતજ છે. તો શું તેં મને ખબર કીધી નથી હું મારા સાથીઓને જગાડતે તેઓને આ રહમત માંથી ભાગ મળતે." આ હદીસ મિકદાદ (રદી) ને બીજી વાર ત્રણ બકરીઓ દોહતી વેળા ફરમાવી.

**ફાયદો** આ હદીસનો ખોલાસાવાર કિસ્સો મિકદાદ (રદી) થી આવી રીતે રિવાયત છે કે અમો ત્રણ આદમી હિજરત કરીને મદીનામાં આવ્યા. અને અમને ભૂખને લીધે ન આંખથી સુજતું હતું અને ન કાનથી સંભળાતું. અમો હજરત (સલ) ની પાસે આવ્યા અમને હજરત (સલ) ઘેર લઇ ગયા, અને ફરમાવ્યું કે આ ત્રણ બકરીઓનું દૂધ દોહો. એનું દૂધ આપણે પીયા કરીશું. તો અમો ત્રણે માણુસ તેનું દૂધ પીયા કરતાં હતાં અને હજરત (સલ)નો હિસ્સો રાખતા હતા. હજરત (સલ)ની આદત હતી કે રાતના આવતા અને અમને એવી રીતે આહિસ્તાથી સલામ કરતા કે જાગતા સાંભળે અને સૂતેલો જાગે નહીં. ફરી મસજીદમાં જઇને તહજજોદની નમાઝ પઢતા, નમાઝ પછી દૂધ પીતા. એક રાત્રે એવો બનાવ બન્યો કે હજરત (સલ) અનસારીઓને ઘેર પધાર્યા હતા. શૈતાને મારા દિલમાં આ ખ્યાલ નાખ્યો કે હજરત (સલ) જ્યાં ગયા છે ત્યાંથી ખાઇ પીને આવશે. લાવ હું હજરત (સલ) નો હિસ્સો પણ પીઊં. ફરી હું તે પી ગયો. ફરી મને પશ્ચા-તાપ થયો કે હું હજરતનો હિસ્સો શા માટે પી ગયો. કદાપી હજરત (સલ) ત્યાંથી ભૂખ્યા આવશે અને અહિંયા પોતાનો હિસ્સો નહીં જોશે. તો બદ દોઆ કરશે. જેથી મારાં દીન દુન્યા બંને બરબાદ થશે, મતલબ કે આ વિચારમાં મારી ઊંઘ ઉડી ગઇ. અને મારા બંને સાથીઓ સુતા હતા. ફરી હજરત [સલ] પધાર્યા અને દસ્તુર પરમાણે સલામ કરી અને મસજીદમાં ગયા. નમાઝ પઢીને દૂધ પીવા આવ્યા. ને વાસણ ખાલી જોયું ફરી આસમાન તરફ માથું ઉંચું કર્યું; હું સમજ્યો કે મને બદદોઆ કરશે. તો હજરતે આવી રીતે ફરમાવ્યું "ઓ અલ્લાહ જે મને રોજી આપે છે (ખવરાવે છે) તેને તું રોજી આપ અને જે મને પાય છે તેને તું પા." મેં જાણ્યું કે આ દોઆથી બકરીઓ મોટી થઇ હશે. ફરી હું જોઉં છું કે બકરીઓના આંચળ દૂધથી ભરાઇ ગયાં છે મેં તેને દોહયું અને હજરત [સલ] ની આગળ લઇ ગયો. હજરતે (સલ) ફરમાવ્યું કે શું તમો પોતાના હિસ્સા પી ચુકયા છો? મેં કહ્યું કે હા અમો પી ચુકયા છીએ. ફરી હજરતે પીધું અને બચેલું મને આપ્યું મેં પીધું જ્યારે મને જણાયું કે હજરત [સલ] સારી રીતે આસુદા થયા તો ઘણી ખુશીથી હું હાંસી પડયો. અને હજરત (સલ) ને આ તમામ કિસ્સો કહ્યો. ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી એટલે દૂધનું વધવું ખોદાની નેઅમત હતી. જો, તું પ્રથમથી કહેતે તો આપણે આ બંને આદમીઓને પણ આ રહમતી દૂધમાં બેગા કરતે. આ કિસ્સો મોઅજેજો છે તથા હજરત [સલ] ની દોઆની બરકત છે.

*૯૩૯ મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે ફરમાવ્યું કે અલ્લાહ પોતાના વાયદા વિરૂધ્ધ કરતો નથી ને ન તેના રસુલો [વાયદા વિરૂધ્ધ કરે છે] *

**ફાયદો** એક વાર હજરત જીબરઇલે હજરત (સલ) ને વાયદો કર્યો હતો કે અમો ફલાણે વખત તમારી પાસે આવીશું ફરી તે વખત વહી ગયો પણ હજરત જીબરઇલ (અલે) નહીં આવ્યા. ફરી હજરતે (સલ) જોયું કે ઘરમાં કુરકુર્યું છે તેને કઢાવ્યું. જ્યારે હજરત જીબરઇલ (અલે) આવ્યા ત્યારે આ હદીસ ફરમાવી. એટલે ખોદા તથા તેના રસુલ વાયદા વિરૂધ્ધ કરતા નથી. તમો પોતાના વાયદા ઉપર નહીં આવ્યા તેનું કારણ શું? ત્યારે હજરત જીબરઇલે (અલે) કહ્યું કે કુતરાએ અમારી રોકાણ કરી હતી. જે ઘરમાં કુતરૂં તથા તસવીર હોય ત્યાં રહમતના ફિરસ્તા જતા નથી.

૯૪૦ મુસલિમમાં અબુ સઇદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કોઇ પણ મુસલમાનને દરદ, મેહનત મશકત, બીમારી, ઇજા, અને ગમ પોહોંચે તે એટલાં સુધી કે તે કંઇ

* ના. ૩૩૧માં આ હદીસનું મજમુન આવી ગયું છે. આ બનાવ હજરત મેમુંનાના ઘરમાં બન્યો છે અને હજરત આએશા [રદી] હજરત મેમુંના [રદી] થી રિવાયત કરે છે. તો આ હદીસ મુરસલ થઈ શ્રા. મો.

ફિકરમાં પડે તો તેથી અલ્લાહ તેના ગુનાહોને દૂર કરે છે.

**ફાયદો** એટલે દરેક રંજ અને તકલીફથી ફરી તે થોડું હોય કે ઘણું હોય [તેથી] ઇમાનદાર ના ગુનાહ દુર થાય છે. તો રંજ તકલીફમાં સબર કરવો જરૂર છે. શીકાયત કરે નહીં. તેને પોતાના ગુનાહોની દવા સમજે. જો કડવી દવામાં શીફા હોય તો તેને દાના આદમી ખુશીથી પીએ છે.

૯૪૧ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારા સિવાય કોઇ જમીન વાળું ઇશાની નમાઝની ઇનતેજારી કરતું નથી.

**ફાયદો** એક રાત હજરતે (સલ) ઘણી વાર કરીને નમાઝ પઢી તે એટલાં સુધી કે કેટલાકો સુઇ ગયા હતા. ફરી આ હદીસ ફરમાવી. એટલે આ વખત સુધી પૃથ્વી પર તમારા સિવાય કોઇ નમાઝ પઢવાથી રહેલો નથી. એટલે સર્વ પઢી રહ્યા છે માત્ર તમો ઇનતેજારીમાં બેઠેલા છો, તો તમને એ કારણથી ઘણો સવાબ થયો એક ઇનતેજારી કરવાનો સવાબ બીજું ખાલી વખતમાં ઇબાદત કરવાનો સવાબ કે જેમાં તમારી સાથે કોઇ શરીક ની. આથી જણાયું કે ઇશાની નમાઝ વાર લગાડીને પઢવી અફજલ છે.

૯૪૨ બોખારી તથા મુસલિમમાં અબુ હોરૈરા (રદી) થી રિવાયત છે કે હજરતે[સલ] ફરમાવ્યું કે ઇબને જમીલ એટલા માટે અઉપકારી છે કે તે ફકીર હતો; ફરી અલ્લાહે તથા તેના રસુલે તેને માલદાર કર્યો. અને ખાલિદ તેના પર તો તમે જુલમ કરો છો. તેણે પોતાના બકતરો તથા પોતાના હથિયાર ખોદાના માર્ગમાં રોકયાં છે અને અબ્બાસ બીન અબ્દુલ મુત્તલેબ રસુલુલ્લાહના કાકા પર જકાત છે તથા તેટલી બીજી છે (એટલે બેવડી બે વર્ષની જકાત છે.)

**ફાયદો** જકાત વસુલ કરનાર આમેલે હજરત (સલ) આગળ રાવ કરી કે ઇબને જમીલ ખાલિદ તથા અબ્બાસ જકાત આપતા નથી. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. ઇબને જમીલને ઠપકો આપ્યો કે તે મુસલમાનીની બદોલત ગનીમતના માલથી માલદાર થયો ફરી પણ નાશુકરી કરે છે અને જકાત આપતો નથી. અને ખાલિદનો ઉજર હજરતે (સલ) બયાન કર્યો કે તેમણે પોતાનો માલ ખોદાના માર્ગમાં વકફ કર્યો છે. આ ઇબારતની બે મતલબ છે એક તો આ કે જે શખ્સ પોતાનો માલ નફલ ઇબાદતમાં ખુશીથી ખરચ કરે તે ફરજ નહીં અદા કરે એ બનવા યોગ્ય નથી. બીજી આ કે જેટલો માલ તેણે વકફ કર્યો તે પર જકાત વાજેબ નથી. અને અબ્બાસની બાબતમાં ફરમાવ્યું કે તેના ઉપર બે વર્ષની જકાત છે તેને અદા કરવી જોઈએ. કદાપી હજરત અબ્બાસથી તેમની તંગ દસ્તીને લીધે જકાત લીધી ન હશે. કારણ કે હાકેમ જો મસલેહત જુવે તો જકાતને મુલતવી રાખે એ દુરસ્ત છે. અને એક રિવાયતમાં આવી રીતે છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અબ્બાસની બે વર્ષની જકાત મારાપર છે. † આ ઇબારતની પણ બે મતલબ છે. એક તો આ કે કદાપી હજરતે (સલ) અબ્બાસથી કંઇ માલ કરજ લીધો હોય તેમાં જકાતને મજરે આપી હોય અથવા અબ્બાસ (રદી) બે વર્ષની જકાત પ્રથમ આપી હોય. અથવા હજરતે (સલ) પોતે જરૂરતને વખતે તેમનાથી આગળ માંગી લીધી હોય. કારણ કે જરૂરતને વખતે ઇમામને આગળથી જકાત લેવી દુરસ્ત છે. અને ઇમામ આજમ, શાફેઇ, તથા અહમદ (રહ) નો આજ મજહબ છે. અને ઇમામ માલિક (રહ)ની નજદીક જકાત આગલ લેવી કે દેવી દુરૂસ્ત નથી

† એટલે બે વર્ષની જકાત મે પ્રથમ લીધી છે. જેમકે નવવી (રહ) એ કહ્યું છે. ગુ, મો.

## ફસલ ૨ જી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાળે મા, ઇસ્તીફહામીયા છે.

૯૪૩ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે કેવા હાલ છે તે લોકોના જેઓએ આવું આવું કર્યું, પણ હું તો નમાઝ પઢું છું અને

અને સુઉં છું રોઝો રાખું છું. અને રોઝો નહીં પણ રાખું છું. અને હું ઓરતોથી મીલાપ કરૂં છું તો જે કોઇ મારી સુંનતથી (મારા માર્ગથી) મોં ફેરવે તે મારો નથી. હજરતે આ હદીસ ત્યારે કહી કે જ્યારે તેમણે સાંભળ્યું કે સહાબા માંથી કોઇએ કહ્યું કે હું સ્ત્રીથી મીલાપ નહીં કરીશ. કોઇએ કહ્યું કે હું માંસ નહીં ખાઇશ. અને કેઇએ કહ્યું કે હું બીછાનાપર નહીં સૂઇશ.

**ફાયદો** ઘણી ઇબાદત કરનાર ઝાહેદ ત્રણ‡ સહાબીયોએ હજરત [સલ] ની બીબીઓથી હજરત (સલ)ની ઇબાદતનો હાલ પૂછયો તેઓએ જેવો હતો તેવો બયાન કર્યો તે સહાબીઓએ હજરત (સલ) ની ઇબાદતને ઓછી જાણી અને કહ્યું કે અમો કયાં અને રસુલુ-લ્લાહ કયાં? ખોદાએ પેગમ્બર [સલ] ના આગળા પાછળા ગુનાહ માફ કર્યા છે. એટલે અમને અમારૂં અંજામ (ખાતેમો) જણાયો નથી તો અમને ઘણી ઇબાદત કરવી જોઇએ. તો એકે કહ્યું કે હું તો હમેશ આખી રાત રોજો રાખ્યા કરીશ કદી તોડીશ નહીં. ત્રીજાએ કહ્યું કે મેં ઓરતોનો મીલાપ તજ્યો કદી તેઓ પાસે જાઇશ નહીં. ફરી હજરત (સલ) પધર્યા. અને ફરમાવ્યું કે તમો આવી આવી રીતે કહો છો. ખોદાની કસમ હું તો તમારેથી વધારે ખોદાથી ડરૂં છું ફરી આ હદીસ ખુતબો પઢીને ફરમાવી. એટલે જો રાત દિવસ બરાબર ઇબાદત કરવી અને મોબાહ ચીજથી પરહેજ કરવી બેહતર હોત તો હું જરૂર તેને પસંદ કરત. કારણ કે મને ખોદાનો ખોફ તમારાથી વધારે છે. આ હદીસથી જણાયું કે ખોદા અને રસુલની નજદીક ઇબાદતમાં દરમીયાની ચાલ પસંદ છે. કારણ કે જે વધારે દોડે છે તે આખરે પડે પણ છે. ખોદાએ આ હુકમ કર્યો નથી કે બંદા રાત દિવસ બંદગીજ કર્યા કરે. અને આરામ લે નહીં. પણ ઇબાદતના વખતે ઠેરવ્યા છે, તેમાં હજારો હિકમતો છે. સમજુ મુસલમાનોને જરૂર છે કે પોતાના જાન પર ઘણી મુશકેલી નહીં નાખે ભકલ ઇબાદત ઉપર એવી કમર નહીં બાંધે કે ફરજ પણ ચટ થાય. અને એટલી સુસ્તી અને કાહેલી પણ સારી નથી કે ફરજ સિવાય સુંનત નફલને તદન ઉડાવી દે. મતલબ કે વચલો માર્ગ સ્વીકારે ન ઘણો વધારો અને ન ઘણો ઘટાડો.

‡ આ ત્રણ સહાબા તે અલી, ઉસમાન, અને અબ્દુલ્લાહ બીન રવાહા છે. શરહ મશારેક. ગુ. મો.

૬૪૪ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શો હાલ છે તે લોકોનો કે જે કામ હું કરૂં છું તેથી દૂર રહેવામાં તેઓ સફાઇ જાણે છે. ખોદાની કસમ હું તેઓ કરતાં અલ્લાહને વધારે જાણું છું અને તેઓ કરતાં હું તેનાથી વધારે ડરનાર છું. @

**ફાયદો** હજરતે પોતે કંઇ કામ કર્યું અને લોકોને તે કામ કરવાનો હુકમ આપ્યો તેને કેટલાક લોકોએ હલકુ જાણ્યું અને તેના કરવામાં ઢીલ કરી ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. આ હદીસ તથા આગળી હદીસ એક મજમુન (મતલબ) ની છે. આથી જણાયું કે જે ચીજની શરીઅતમાં ઇજાજત અને છુટી હોય તેને હલકી જાણવી અથવા તેને તકવા પરહેજગારી વિરૂદ્ધ જાણવી દુરૂસ્ત નથી

## શેઅર

બ સિદકો સફા કોશો વરઓ તોકા
વ લેકીન મયફજાય બર મુસ્તફા*

૬૪૫ મુસલિમમાં અબુ સઇદ (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જંનતની માટી શું છે?" હજરતે (સલ) ઇબ્ને સૈયાદને આ કહેલું. ફરી ઇબ્ને સૈયાદે કહ્યું કે ઓ અબુલ કાસેમ; જંનતની માટી સફેદ મેદો કસ્તુરી છે. હજરતે ફરમાવ્યું કે તેં સાચુ કહ્યું.

**ફાયદો** હજરત (સલ) ના વખતમાં મદીનામા યહુદીઓમાં એક શખ્સ ઇબ્ને સૈયાદ નામનો

@ જ્યારે સયદુલ મુરસલીન (સલ) ખોદાથી ઘણા ડરતા હોય તો વલીયોની શી મજાલ કે ખોદાથી નીડર થાય. જે શખ્સ કોઈ પણ વલીને ખોદાથી નીડર કહે તે હકીકતમાં તે બુજરૂગની નિંદા કરે છે. ખોદાથી બે ખોફ થવું, કુફર છે જે વલીયોને યોગ્ય નથી. ગુ. મો.

* અર્થ—સચ્ચાઈ, સફાઈ, પરહેજગારી, અને ઝોહદમાં કોશીશ કર પણ તે મુસતફા [સલ] થી નોવધાર ગુ. મો.

હતો. તે કાહેન હતો. ઘણી વાતો તે જીન્નોને પૂછીને લોકોને બતાવતો હતો. પ્રથમ પેગમ્બરી નો દાવો કરતો હતો. હજરત ઓમર (રદી) ની ખિલાફતમાં મુસલમાન થયો હતો ફરી તે ગુમ થયો. તેનો હાલ જણાયો નથી. કેટલાક સહાબા તેને દજ્જાલ જાણતા હતા. અને હજરત (સલ) ને ઠીક ઉત્તર આપવાનુ કારણ આ હતું કે તે તોરાત જાણતો હતો.

૯૪૬ બોખારી તથા મુસલિમમાં સહલ બીન સઅદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તું લુંગીને શું કરશે? જો તુ તેને પેહેરશે તો તેણી પર કંઇ રહેશે નહીં અને જો તે સ્ત્રી તેને પેહેરશે તો તારા પર કંઇ રહેશે નહીં." હજરતે આ વાત તે શખ્સને કહી હતી કે જેણે તે સ્ત્રીની માંગણી કરી કે જેણે પોતાની જાત હજરત (સલ) ને આપી ને હજરતે તેને કબૂલ કરી નહીં.

**ફાયદો** આનો કિસ્સો આવી ગયો છે કે એક સ્ત્રીએ કહ્યું કે ઓ હજરત (સલ) મેં પોતાનો જાન આપને બખશ્યો, હજરતે (સલ) કબૂલ નહીં કર્યું. ત્યારે એક સહાબીએ ઉભા થઇને કહ્યું કે ઓ હજરત (સલ) આપને એની હાજત નથી તો મારા નિકાહ તેનાથી કરો. હજરતે (સલ) ફરમાવ્યું કે કંઇ તારી પાસે છે કે તેથી તેની મોહર અદા કરે? તેણે કહ્યું કે મારી પાસે કંઇ નથી. હજરતે (સલ) ફરમાવ્યું કે જા લોઢાની અંગુઠી જેવી પણ ઢુંઢી લાવ. તેણે કહ્યું કે મને મળશે નહીં. પણ મારી આ લુંગી છે એનેજ હુ મહરમાં આપું છું. ત્યરે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે એક લુંગીમાં બે આદમીને કેવી રીતે ગુજારો થશે. આખર તે શખ્સ નાઉમેદ થઇને ઉઠયો. હજરતે (સલ) જોયુ કે તે શખ્સ ઘણોજ ગરીબ છે તેને બોલાવીને ફરમાવ્યું કે તને કુરઆન આવડે છે? તેણે કહ્યું કે હા, મને ફલાણી સૂરા યાદ છે. હજરતે (સલ) ફરમાવ્યું કે જા અમે તારા નિકાહ આ સ્ત્રી સાથે કર્યા, કુરઆન યાદ કરાવવાને બદલે. એટલે તું એને સૂરતો યાદ કરાવ એજ એની મહર છે. આ હદીસથી જણાયું કે કુરઆન શીખવવું તથા ઓછામાં ઓછો માલ પણ મહર થઇ શકે છે. ઇમામ શાફેઇ (રહ)નો એજ મજહબ છે. અને ઇમામ આજમ (રહ)ની નજદીક દસ દિરમથી ઓછી મહર થઇ શકતી નથી એમની દલીલ બીજી હદીસ છે. એમના મજહબમાં આ હદીસની આ મતલબ છે કે આ હુકમ શરૂ ઇસ્લામમાં હતો જ્યારે મુસલમાનોમાં તંગી હતી.

૯૪૭ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો વગર ઓલાદનો કોને કહો છો? રાવી કહે છે કે અમે કહ્યું કે જેને ઓલાદ ન હોય. (એટલે જેની ઓલાદ નહીં જીવે) હજરતે (સલ) ફરમાવ્યું કે તે વગર ઓલાદનો નથી પણ વગર ઓલાદનો (હકીકતમાં) તે પુરૂષ છે કે જેણે પોતાની ઓલાદથી કંઇ આગળ મોકલ્યું ન હોય (એટલે તેની રોબરૂ તેનું કોઇ બચ્ચું મર્યું ન હોય) હજરતે (સલ) ફરમાવ્યું કે તમો તમારામાં પેહેલવાન કોને કહો છો? અમે કહ્યું કે જેને કોઇ પછાડી શકે નહીં, હજરતે (સલ) ફરમાવ્યું એ કંઇ નહીં. પણ પેહેલવાન તે છે કે જે ગુસ્સાને વખતે પોતાના જીવને કાબૂમાં રાખે (એટલે હાથ નહીં વધારે ગાળો નહીં બકે) †

**ફાયદો** એટલે જો કે જાહેરમાં વગર ઓલાદનો અને પેહેલવાન તેનેજ કહે છે જે તમો કહો છો પણ ખોદાની નજદીક ખરૂં જોતાં વગર ઓલાદનો તથા પેહેલવાન તે છે કે જે હજરતે (સલ) ફરમાવ્યું. કારણ કે ઓલાદથી મતલબ આ છે કે મોસીબતને વખતે કામ આવે. તો જેની ઓલાદ મરી અને તેણે સબર કર્યો તો તે સબર કરવો કેયામતમાં તેને કામ આવશે. અને જો તે ઓલાદ નાની હશે તો તે પોતાના માબાપની શફાઅત પણ ખોદાથી કરશે. તો દરેક રીતે ઓલાદ કામ આવી. પણ જેની ઓલાદ નહીં મરી તેને એ લાભ નથી તો જાણે તે વગર ઓલાદનો રહ્યો. અગર જો જાહેરમાં ઓલાદ થઇ તો તેને શીકામ આવી. એવીજ રીતે પેહેલવાન હકીકતમાં તેછે કે જે ગુસ્સાને પોતા ઉપર નકામો ચઢવા દે નહીં અગર જો તે દેખીત રીતે કમજોર હોય.

૯૪૮ બોખારી તથા મુસલિમમાં કઅબ બીન માલિક (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ)

† આમાં આ વાતનો ઈશારો છે કે નફસને મારવો એજ ખરી બહાદુરી છે. ગુ. મો.

ફરમાવ્યું કે તને કોણે પાછળ નાખ્યો (જેહાદથી રોકયો) શું તેં સવારીને ખરીદી નહોતી" આ વાત તબુકથી આવતી વેળા હજરતે (સલ) કઅબને કહી હતી.

**ફાયદો** જંગે તબુકની જ્યારે હજરતે (સલ) તૈયારી કરી હતી ત્યારે કઅબ બીન માલિકે સાથે જવા માટે સ્વારી ખરીદી હતી પણ હજરત (સલ) સાથે જવાનો બનાવ તેમનાથી બન્યો નહીં. જ્યારે લડાઇથી પાછા ફર્યા ત્યારે ગુસ્સામાં આ હદીસ ફરમાવી. કઅબ (રદી) નો બાકી કિસ્સો આગળ આવશે.

૯૪૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરૈરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ સોમામા તારી પાસે શું છે?" હજરતે (સલ) આ વાત સોમામા બીન ઓસાલને તેના મુસલમાન થવા પેહેલાં કહી હતી.

**ફાયદો** હજરતે (સલ) એકવાર નજદના મલકમાં લશ્કર મોકળ્યું ત્યાં એક કોમનો સરદાર મળ્યો જેનું નામ સોમામા હતું તેને પકડી લાવી મસજીદના સ્તમ્ભ સાથે બાંધ્યો. જ્યારે હજરત (સલ) ત્યાં પધાર્યા ત્યારે આ હદીસ કહી. એટલે તું શી વિચારમાં અને કઇ તદબીરમાં છે સોમામાએ કહ્યું કે ખેરીયત છે. ઓ મોહમ્મદ ! જો તેં મને મારી નાખ્યો તો તેં પોતાના ખૂની દુશમનને માર્યો પણ જો તું એહસાન કરીને છોડશે તો ઉપકારી માણસને છોડયો. એટલે હું આ એહસાનનો ઉપકાર માન્ય કરીશ. અને જો કંઈ માલની લાલચ હોય તો તારો જીવ ચાહે તે માંગ. ફરી હજરત (સલ) ત્યાંથી હટી ગયા. બીજે દિવસે હજરતે પાછુ ફરમાવ્યું ઓ સોમામાં તું શી વિચારમાં છે. સોમામાએ તેજ ઉત્તર આપ્યો. ફરી હજરત (સલ) તેની પાસેથી હટી ગયા. ત્રીજે દિવસે ફરી હજરતે (સલ) તેવીજ રીતે પૂછ્યું. સોમામાએ તેવીજ રીતે જવાબ વાળ્યો. ફરી હજરતે (સલ) હુકમ કર્યો કે સોમામાને છોડી દો. જ્યારે સોમામા કેદથી છુટયો તો તે બાગમાં જઇને નહાયો. ફરી હજરત (સલ) ની સેવામાં મસજીદમાં આવ્યો અને સાચા દિલથી મસલમાન થયો. અને કલેમો પઢયો ને કહ્યું કે ઓ મોહમ્મદ જમીનની પીઠ ઉપર મારા માનવા પ્રમાણે તારાથી વધુ દુશમન કોઇ નહોતો પણ હવે તો તારી બરોબર કોઈ મારો પ્યારો નથી. અને તારૂં દીન મારી નજદીક સર્વ દીનોથી બુરૂં જણાતું હતું પણ હવે સર્વ દીનોથી મારી આગળ તારૂં દીન શ્રેષ્ઠ થયું. અને તારૂં શહેર સર્વ શેહરોથી મારી નજદીક બુરૂં હતું પણ હવે તે સર્વથી વહાલું થયું. ફરી કહ્યું કે ઓ હજરત (સલ) હું કુફરની હાલતમાં ઉમરાની નૈયત કરીને ચાલ્યો, આપના લશકરે મને પકડયો હવે મને શો હુકમ છે? હજરતે (સલ) તેને બશારત આપી અને ઉમરો અદા કરવા ફરમાવ્યું જ્યારે સોમામા મકકે ઉમરા માટે ગયો તો મકકાના કાફેરોએ કહ્યું ઓ સોમામા શું. તું બે દીન થયો છે? સોમામાએ કહ્યું પણ હું રસુલુલ્લાહ સાથે મુસલમાન થયો છું. તમારે આ યાદ રાખવું કે જ્યાં સુધી હજરત (સલ) હુકમ નહીં કરશે ઘઉંનો એક દાણો યમામા દેશનો તમને નહીં મળશે. યમામા સોમામાનો દેશ હતો. ત્યાંથી મકકામાં અનાજ આવતું હતું

૯૫૦ મસલિમમાં જાબેર [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કામ માટે મેં તને મોકલ્યો હતો તે તેં શું કર્યું. અને હું નમાઝ પઢતો હતો. એ સિવાય કોઇએ મને તારી સાથે વાત કરતાં રોકયો નહીં." આ વાત હજરતે જાબેર [રદી] ને કહી હતી. અને તેમને કોઇ કામ માટે મોકલ્યા હતા. ફરી તે આવ્યા અને હજરત (સલ) કિબલા સિવાય બીજી તરફ ઊંટ ઉપર નફલ નમાઝ પઢતા હતા. ફરી જાબેર (રદી) કાંઇ વાત કરી તો હજરતે (નમાઝમાંહોવાને લીધે) આવી રીતે જમીન તરફ ઇશારો કરયા. (એટલે હાથને જમીન તરફ લઈ જઇને ઈશારો કર્યો.)

**ફાયદો** આ હદીસથી જણાય છે કે સ્વારી પર નફલ નમાઝ પઢવી દુરૂસ્ત છે કિબલા તરફ મોં હોય અથવા ન હોય પણ સિજદાનો ઇશારો રોકૂથી વધારે નીચો કરવો જોઇએ. અને ફરજ નમાઝ સવારી પર દુરૂસ્ત નથી. સર્વ ઇમામોનો આજ મજહબ છે.

૯૫૧ બોખારી તથા મુસલિમમાં ઝેદ બીન ખાલિદ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું છે તારે માટે અને શું છે તેને

માટે (એટલે પારકુ ઊંટ ખોવાયલા સાથે તને શું કામ) તેને છોડ. કેમકે તેના સાથે તેના જોડા છે અને તેની મશક છે તે પાણી પર આવશે ઝાડને ખાશે. તે એટલાં સુધી કે તે તેના માલિકને મળશે.

**ફાયદો** કોઇએ હજરત (સલ) ને ખોવાયલા ભટકેલાં જાનવરોનો મસલો પૂછયો. હજરતે (સલ) દરેકનો મસલો બતાવ્યો. ફરી તેને ભટકેલા ઊંટનો મસલો પૂછયો કે તેને પકડીએ કે નહીં? ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે ઊંટને પકડવું નહીં જોઇએ. કારણ કે તેના નાશ થવાની બીહીક નથી. તેને પાસે જોડા છે એટલે તેના તળિયાં ચાલવા ફરવા માટે મજબુત છે. અને તેની સાથે મશક છે. એટલે તરસા રહેવાની તેને ટેવ છે દસ દસ—વીશ વીશ દિવસ સુધી વગર પાણીએ ઊંટ રહ્યું છે. મતલબ આ કે તેને પકડે નહીં ઇમામ માલીક [રહ] નો આજ મજહબ છે. અને ઇમામ આજમ [રહ] ની નજદીક જે જગ્યાએ હલાક થવાનો ડર હોય ત્યાં પકડવું દુરૂસ્ત છે.

૯૫૨ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તને શું થયું ઓ સાએબની મા કે તું ધ્રુજી રહી છે? રાવીને શક છે કે હજરતે સાએબની મા કહી અથવા મોસૈયબની મા કહી. તેણીએ કહયું કે મને બોખાર છે અલ્લાહ તેને બરકત નહીં આપો. હજરતે (સલ) ફરમાવ્યું કે તું તાવને ગાળ નો આપ કેમકે જેવી રીતે લોઢાની ભઠ્ઠી મેલને દૂર કરે છે તેવી રીતે તે બોખાર માણસના પાપોને ખોય છે.

**ફાયદો** એટલે જો કે દેખીત રીતે બોખાર થી તકલીફ થાય છે પણ જ્યારે તેને લીધે ગુનાહ દૂર થાય છે તો તેને બુરૂં કહેવું નહીં જોઇએ. કેમકે એ બે સબરીની નીશાની છે એવીજ રીતે દરેક બીમારીનો હાલ છે.

૯૫૩ મુસલિમમાં આએશા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તને શું થયું ઓ આએશા? શું તને રશક [ખાર] આવ્યો છે.

**ફાયદો** મુસલિમમાં હજરત આએશા [રદી] ની પૂરી રિવાયત આવી રીતે છે કે હજરત (સલ) એકવાર મારી વારીની રાત્રે બકીઅના કબરસ્થાનમાં મુરદાઓને દોઆ કરવા પધાર્યા. હું એમ સમજી કે કદાપી હજરત (સલ) કોઈ બીજી બીબી પાસે ગયા હશે. ઉઠીને જોવા લાગી જ્યારે હજરત (સલ) પધાર્યા તો મારો આ હાલ જોઇને આ હદીસ ફરમાવી ત્યારે મેં કહ્યું કે મારા જેવી પતીની પ્યારી આપ જેવા પાવિ દ ઉપર કેમ ખાર ન કરે.

૯૫૪ મુસલિમમાં જાબેર બીન સમોરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું થયું મને કે હું તમને ચંચલ ઘોડાના પૂછડાની જેમ હાથ ઉપડેલા જોઊં છું. (એટલે જેવી રીતે ચંચલ ઘોડાનું પૂછડું હલ્યા કરે છે ઠરતું નથી તેમ તમારા હાથ ઠરતા નથી) નમાઝમાં ઠરેલ રહ્યા કરો. (એટલે હલા ચીલા નો કરો ફરી હજરત (થોડીવાર પછી) અમારી પાસે આવ્યા અને અમને ટોલે બેઠેલા જોયા. તો કહ્યું કે શું છે મને કે તમને જૂદા જૂદા વીખરાયલા જોઊં છું. ફરી હજરત (સલ અમારી પાસે (થોડીવાર પછી) આવ્યા અને કહ્યું કે જેવી રીતે ફિરસ્તા ખોદાની નજદીક સફ બાંધે છે તેમ તમો કેમ સફ (લેન) બાંધતા નથી. તો અમોએ કહ્યું કે ઓ રસુલુ—લ્લાહ ફિરસ્તા કેવી રીતે સફ બાંધે છે અલ્લાહની નજદીક? હજરતે (સલ) ફરમાવ્યું કે તેઓ પેહેલી સફને પૂરી કરે છે. અને સફમાં બરાબર (વગર છેટો રાખે) ભરાય છે. (એટલે સફમા જોડાયલા ઉભા રહે છે સફની વચ્ચે કંઇ અનતર રાખતા નથી.)†

**ફાયદો** સોનને અબુ દાઉદમાં જાબેર [રદી] થી રિવાયત છે કે જ્યારે સહાબા હજરત (સલ) ની પાછળ નમાઝ પઢતા હતા તો ડાબે જમણે હાથ ઉપાડીને એક બીજાને સલામ કરતા હતા. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. અને સલામ માટે નમાઝમાં હાથ ઉપાડવાની મનાઈ કરી. આ હદીસથી જણાયું કે નમાઝની હરકતો સિવાય કોઇ રીતે નમાઝમાં હાલવું દુરૂસ્ત નથી. અને સફોનું પૂરૂં કરવું મુસ્તહબ છે. જ્યાં સુધી પેહેલી સફ નહીં ભરાઇ બીજી સફ નહીં જોઇએ. અને જ્યાં સુધી બીજી સફ નહીં ભરાય ત્રીજી

† આ હદીસથી જણાયું કે એકામત પેહેલાં સફ બાંધીને બેસવું મુસ્તહબ છે. ગુ. મો.

સફ નહીં જોઇએ. એવીજ રીતે બીજી સફોની સમ્ભાળ રાખવી જોઇએ.

૯૫૫ બોખારી તથા મુસલિમમાં સહલ બીન સઅદ (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે શું છે મને કે હું તમને જોઊં છું તમોએ તાલીયો ઘણી વગાડી. જે કોઇને કોઇ ચીજ નમાઝમાં જરૂરત જેવી જાહેર થાય (એટલે એવી જરૂરત કે જેમાં ઇમામને ચેતવણી કરવી પડે) તો જોઇએ કે તસબીહ પડે. [સુબ્હાન-લ્લાહ કહે] કારણ કે જ્યારે તેણે સુબ્હાન-લ્લાહ કહ્યું તો તેના તરફ ધ્યાંન અપાશે. અને તાલીયો પાડવી તો સ્ત્રીઓ માટેજ છે (એટલે ઇમામની ભુલ જો સ્ત્રીઓ જાણે તો સુબ્હાન-લ્લાહ નહીં કહે પણ હાથને બીજા હાથ સાથે ઠોકે. કારણ કે ઓરતોના અવાજથી ઘણા મરદોને બુરો ખિયાલ આવે છે.)

**ફાયદો** સહી બોખારીમાં રિવાયત છે કે એક કોમની સલાહ કરાવવા હજરત (સલ) ગયા હતા. નમાઝનો વખત આવ્યો લોકોએ અબુ બકર (રદી)ને ઇમામ બનાવીને નમાઝ શરૂ કરી એટલામાં હજરત (સલ) પધાર્યા. અને સહાબા નમાઝમાં હતા. તો હજરત [સલ] પણ નમાઝની નેયત કરીને ઉભા થયા. સહાબાએ તાલી મારી કે જેથી સિદ્દીક અકબર (રદી) ને હજરત (સલ)ના આવવાની ખબર પડે. અને સિદ્દીક (રદી) ની આ આદત હતી કે નમાઝમાં કોઇ તરફ જોતા નહોતા જ્યારે ઘણા લોકોએ તાલીયો પાડી તો સિદ્દીક (રદી) નજર કરી, જોયું કે સફમાં હજરત (સલ) ઉભા છે, હજરતે (સલ) સિદ્દીક ને ઇશારો કર્યો કે ત્યાંજ ઉભા રહો. અને ઇમામત કરતા રહો ફરી સિદ્દીક અકબરે બંને હાથ ઉઠાવીને ખોદાનો શુકર કર્યો કે હજરતે (સલ) મને ઇમામત કરવા ફરમાવ્યું. ફરી પાછલ હઠા અને સફમાં બરાબર મળી ગયા. અને હજરતે (સલ) આગળ વધીને ઇમામત કરી. ફરી જ્યારે હજરત (સલ) નમાઝ પઢી રહ્યા તો ફરમાવ્યુ, ઓ અબુબકર (રદી) મારો હુકમ છતાં તુ કેમ ત્યાં ઉભો રહયો નહીં. સિદ્દીક અકબરે [રદી] કહ્યું, અબુ કોહાફાના પુત્રને યોગ્ય નથી કે રસુલ-લ્લાહના આગળ ઇમામ બને. ફરી હજરતે (સલ) બીજા સહાબાને આ હદીસ ફરમાવી. આ હદીસથી સિદ્દીક અકબર (રદી)ની ઘણી ઉમદા ફજીલત સિદ્ધ થઇ કે હજરતે (સલ) તેમને પોતાની ઇમામત કરવાનો હુકમ આપ્યો. એટલુંજ નહીં પણ સિદ્દીક (રદી)ની પાછળ પ્રથમ નમાઝની નેયત પણ કરી હતી. **સુબ્હાન-લ્લાહ** આથી વધુ કર્યો કમાલ હશે કે જેને તમામ જહાનનો ઇમામ પોતાનો ઇમામ બનાવે.

૯૫૬ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસથી અને માત્ર બોખારીમાં જાબેર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કઇ ચીજે તને હજ્જ કરવાથી રોકી છે? અને અબ્દુલ્લાહ બીન અબ્બાસ [રદી]ની રિવાયતમાં છે કે "તને અમારી સાથે હજ્જ કરવાથી?" કોણે રોકી. તેણીએ કહ્યું કે ફલાણાના બાપે એટલે તેના ખાવિન્દે. તેણે બે ઊંટોમાંથી એક પર હજ કરી અને બીજું જમીનને પાણી પાય છે. હજરતે [સલ] ફરમાવ્યુ કે રમજાનમાં ઉમરો કરવો હજ્જની બરાબર છે અથવા મારી સાથે હજ્જ કરવા સરખો છે." આ વાત હજરતે ઉમ્મે સેનાનને કહી.

**ફાયદો** આ હદીસથી જણાયું કે રમજાનમાં ઉમરો કરવો ઘણોજ અફજલ છે.

## —: ફસલ ૩ જી :—

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાળે **મા** મોસુલ્લા છે.

૯૫૭ મુસલિમમાં અબુ જર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે ચીજ અલ્લાહે પોતાના ફિરસ્તા માટે અથવા પોતાના બંદાઓ માટે પસંદ કરી છે તે **સુબ્હાન-લ્લાહે વ બેહમ્દેહી** છે." જ્યારે હજરત (સલ) ને પૂછ્યું કે કયું કલામ અફજલ છે ત્યારે તેમણે આ ફરમાવ્યું. *

* એટલે તસબીહ અને હમ્દ કરવામાં આ અફજલ છે. અને તોહીદની જગ્યામાં લાએલાહ ઇલ્લ-લ્લાહ અફજલ છે. ગુ. મો.

## —: ફસલ ૪ થી :—

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાલે આ શરતીયા છે.

૯૫૮ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રેવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે ચીજ લુંગી (કે ઇજાર વગેરે ગુંટીથી નીચે હોય તે અગ્નિમાં છે (એટલે નીચે રાખનારની સજા દોજખ છે.)

૯૫૯ બોખારી તથા મુસલિમમાં રાફેઅ બીન ખદીજ (રદી) થી રિવાયત છે કે હજરતે સલ] ફરમાવ્યું કે દાંત અને નખ સિવાય જે ચીજ ખૂનને વહેતું કરે અને તે પર ખોદાનું નામ લેવાયુ હોય તો તે તમો ખાઓ. અને હવે હું તમને બયાન કરૂં છું દાંત તો હાડકી ‡ છે અને નખ તે હબશી કાફેરોની છરી છે. [એટલે તેઓ નખથી જુબહ કરે છે. મુસલમાનોને તેઓનો તરીકો કરવો મુનાસેબ નથી.]

**ફાયદો** એટલે જે ચીજ લોઢું, લાકડી, કે પત્થર હલાલ જાનવરનું ખૂન વહે એટલે ખૂનને કાઢે અને જુબહ કરતી વેળા ખોદાનું નામ તે પર લેવાય તો તે ગોશ હલાલ અને પવિત્ર છે. પણ દાંત અને નખથી હલાલ કરવું દુરૂસ્ત નથી. ઇમામ શાફેઇ (રહ)નો એજ મજહબ છે. અને ઇમામ આજમ [રહ]ની નજદીક જમેલા નખ તથા હાડકીથી હલાલ કરવું દુરૂસ્ત નથી. પણ ઉખડેલા નખ તથા હાડકીથી હલાલ કરવું દુરૂસ્ત છે.

૯૬૦ બોખારી તથા મુસલિમમાં ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આ માલમાંથી જે તારી પાસે આવે અને તું તને તાકતો ન હોય અને સવાલ કરતો ન હોય તો તું લે. પણ જે એવો ન હોય તો તેની પાછળ તારા જાનને નો નાખ.

**ફાયદો** મસાબીહમાં ઓમર ફારૂક (રદી) થી રિવાયત છે કે હજરત (સલ) મને માલ આપવા લાગ્યા. મેં કહ્યું કે જે મારેથી ઘણો મોહતાજ હોય તેને આપો. હજરતે (સલ) ફરમાવ્યું કે એને લે પોતાનું કામ ચલાવ તથા ખેરાત કર. ફરી આ હદીસ ફરમાવી. એટલે જે માલ વગર આશા કરે લાલચ કરે વગર માંગે મળે તે હલાલ છે. પણ જો જબાનથી જાહેરી સવાલ કર્યો અથવા દિલમાં તાકતો રહ્યો અથવા તેના તરફ દિલમાં ખ્યાલ કરી બાતેની સવાલ કર્યો તો તે ચોખ્ખુ હલાલ નથી. **નકેલ** છે કે ઇમામ અહમદ (રહ) એક શખ્સ પાસે બજારથી ઘંઉ ઉડાવી લાવ્યા. ઇમામ અહમદ (રહ) ના ફરજન્દ ઘરમાં બેસી રોટલી ખાતા હતા. તે શખ્સનું દીલ રોટલી તરફ લાગ્યું ઇમામ અહમદ (રહ)ના છોકરાએ તે સખ્સને રોટલી આપી. પણ તે બુજરૂગે કબૂલ કરી નહીં. જ્યારે તે પાછા ફર્યા તો તેમને બોલાવીને ઇમામ અહમદે (રહ) રોટલી આપી તો તેમણે કબૂલ કરી અને ચાલ્યા ગયા. છોકરાએ બાપને પૂછ્યું કે એનું શું કારણ છે? મેં રોટલી આપી તો કબૂલ નહીં કરી. અને તમે આપી તો કબૂલ કરી ઇમામ અહમદે (રહ) કહ્યું કે તે વખત તેમનું દિલ રોટલી તરફ લાગેલું હતું તો તેને તે છૂપો સવાલ સમજ્યા જેથી તે કબૂલ નહી કરી. પણ જ્યારે મેં આપી તો તેમને ઇચ્છા નહોતી તેથી નિરાશ થઇને ગયા હતા માટે તે લીધી. મતલબ કે જેવી રીતે જબાનથી જાહેરી સવાલ મના છે તેવોજ બાતેની સવાલ પણ દિલથી મના છે.

૯૬૧ બોખારી તથા મુસલિમમાં યઅલા બીન ઓમય્યા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે ચીજ તેં હજમાં કરી હતી તે તું ઉમરામાં પણ કર." એટલે જેવી રીતે હજમાં એહરામ બાંધતો હતો ખુશબો લગાડવાથી બચતો હતો તેમજ ઉમરામાં પણ.

**ફાયદો** મસાબીહમાં યઅલા (રદી) થી રિવાયત છે કે એક શખ્સે ખુસબો વાળો જબ્બો પેહેરેલો હતો. તેણે હજરત (સલ) ને પૂછ્યું કે

‡ હાડકીથી જેબહ કરવામાં તે નાપાક થશે અને તે હાડકી તો જીન્નો નો ખોરાક છે. ગુ. મો.

મેં ઉમરાનો એહરામ બાંધ્યો છે અને આ ઝબ્બો મેં પેહેર્યો છે એમાં શો હુકમ થાય છે? હજરતે (સલ) ફરમાવ્યું ખુશ્બોને ત્રણ વાર ધો. અને ઝબ્બો ઉતાર. ફરી આ હદીસ ફરમાવી.

૯૬૨ બોખારી તથા મુસલિમમાં અબુ સઇદ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કંઈ મારી પાસે માલ થશે તે હું તમારાથી છૂપાવી જમા કરીશ નહીં. અને જે કોઈ સવાલ કરવાથી (કે હરામ કામોથી) પોતાને બચાવશે, તો ખુદા તેને સાચો પરહેજગાર બનાવશે. અને જે દુન્યાથી બે પરવાઈની નૈયત કરશે તો ખોદા તેને દુન્યાના માલથી બે પરવા કરશે. અને જે કોઇ (મુસીબત બલામાં) પોતાને સબરવાળો બનાવશે તો અલ્લાહ તેને ખરો સબર કરનાર બનાવશે. અને સબર કરતાં સારી અને બેહતી બખ્શીશ કોઇને મળી નથી.

**ફાયદો** મસાબીહમાં રિવાયત છે કે કેટલાક અનસારી સહાબાએ હજરત [સલ]થી માલ માંગ્યો હજરતે (સલ) આપ્યો. ફરી માંગ્યો, ફરી આપ્યો. જ્યારે હજરત (સલ) પાસે કંઈ રહ્યું નહીં ત્યારે આ હદીસ ફરમાવી. આ હદીસ અખલાક સુધારવાની તથા દરવેશીની જડ [મુળ] છે. આથી જણાયું કે માણસની ટેવ બદલાવી સમ્ભવિત (મુમકેન) છે પ્રથમ બુરી ટેવને છોડવામાં મેહનત તથા તકલીફ છે પણ આખરે સારી ટેવનો સહાવરો થાય છે. જેથી ફરી મહેનત તકલીફ અને બનાવટ કરવાની કંઇ જરૂર રહેતી નથી. કેટલાકો કહે છે કે માણુસની બો બદલાતી નથી એ પેદાએશી વાત છે, પણુ આ હદીસથી જણાયું કે એ ખોટી વાત છે. જો ટેવનુ બદલાવું અસમ્ભવિત હોત તો પેગમ્બરોનું આવવું તથા તેમની શીખામણુ નિર્લાભ થાય છે. જાનવરોની ટેવ શીખવવાથી મેહનતથી સુધરે છે જેવી કે બાઝની કુતરાની તો ફરી માણુસની કેમ નહીં બદલાય? હા. અલબત આટલું છે કે વગર મેહનતે કંઇ થતું નથી. જે બુરી ટેવવાળો બુરી ટેવ બદલવાનો માર્ગ ચાહતો હોય તે એહયાઉલ ઓલુમ તથા કીમયાએ સઆદત વાંચે.

## ફસલ ૫ મી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાળે આ એસુલા તથા તેનો સિલો જરફ હોય છે.

૯૬૩ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે બંને ફુંકની વચ્ચે ચાલીસ છે.

**ફાયદો** એટલે કેયામતમાં બે વાર સુર ફુંકાશે પ્રથમ વખત સર્વ મરી જશે બીજીવારમાં જીવતાં થશે. અબુ હોરેરા [રદી]થી લોકોએ પૂછયું કે બંનેમાં ચાલીસ દિવસનો ફેર થશે કે ચાલીસ મહિનાનો કે ચાલીસ વર્ષનો? અબુ હોરેરા (રદી) એ કહ્યું કે ઠીક મને ખબર નથી* જેમ મે હજરત (સલ)થી સાંભળ્યુ તેવું તમને કહયું.

૯૬૪ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઝૈદ અનસારી [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મારા ઘર તથા મારા મિમ્બરની વચ્ચે જંનતની કીયારીઓમાંની એક કીયારી છે.

**ફાયદો** એક રિવાયતમાં ઘર[નો શબ્દ] છે. કોઇમાં હુજરો છે અને કોઇમાં કબર છે. પણુ સર્વ રિવાયતોની મતલબ એક છે હજરત આએશા [રદી]ના હુજરામાં હજરત (સલ) ઘણું રહેતા હતા. અને ત્યાંજ દફન થયા છે. હજરત (સલ) ની કબર અને મિમ્બરની વચ્ચે કેટલાક ગજનો છેટો છે. એટલે આટલી જગ્યા જનંતમાં મુકાશે. અને તે જગ્યાની ઇબાદત તથા દોઆ ઘણીજ મકબૂલ છે. તેની બરકતથી જંનત મળશે. મદીનામાં હમણાં આદત છે કે ત્યાં ઘણાં લોકો ખાસ કરીને નમાઝ પઢે છે અને દોઆ માંગે છે,

૯૬૫ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મદીનાની બે તરફની પત્થરેલી જમીન

* અલ્લામા નવવી કહે છે કે બીજી હદીસમાં એ ચાલીસથી મતલબ ચાલીસ વર્ષ આવ્યાં છે. ગુા. મો.

ની વચ્ચે હરમ છે. ‡ (એટલે એ જગ્યા શિકાર વગેરે હરામ છે.)

**ફાયદો** આ હદીસની મતલબ આ કિતાબમાં કંઇ વાર આવી છે. †

૯૬૬ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કાફેરના બે ખભા વચ્ચે દોડતા સવાર ના ત્રણ દહાડાની સેર કરવા જેટલું છે.

**ફાયદો** એટલે દોજખમાં કાફેરનું ઘણુંજ મોટું કદ થશે કે જેથી તેને અગ્નિ ઘણું દુઃખ આપે.

૯૬૭ મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મારી હોજનાં બે નાકાનો અંતર સનઆ અને મદીનાના અંતર જેટલો છે.*

**ફાયદો** સનઆ યમનમાં એક શેહેરનું નામ છે મદીનાથી ત્યાં સુધી કેટલાક મહિનાનો માર્ગ છે. મતલબ આ છે કે હોજે કોસર ઘણો મોટો છે.

## —: ફસલ ૬ ઠી :—

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાલે શબ્દ **યા** છે.

૯૬૮ મુસલિમમાં ઓબૈ બીન કઅબ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ અબુ મુનજેર! તું જાણે છે કે કયી આયત અલ્લાહની કિતાબની તારી પાસે મોટી છે? ઓબૈ બીન કઅબ કહે છે કે મેં કહ્યું તે "**અલ્લાહો લાએલાહ ઇલ્લા હોવલ હૈયુલ કૈયુમ** છે. (એટલે આયતુલ કુરસી મોટી આયત છે.) ઓબૈ બીન કઅબ કહે છે કે ફરી હજરતે [ખુશ થઇને] મારી છાતી ઠોકી. અને કહ્યું કે ઓ અબુ મુનજેર તને ઇલમ મુબારક થાઓ.

**ફાયદો** અબુ મુનજેર આ ઓબૈ બીન કઅબની કુનયત છે. તેવણ કુરઆનના મોટા હાફેજ તથા આલિમ હતા. હજરતે (સલ) તેમની અક્લની જાચ કરી. ફરી તેમના ઇલમ તથા સમજથી ખુશી થયા. અને બરકતની દોઆ આપી. આયતુલ કુરસી સર્વ આયતોથી એટલા માટે શ્રેષ્ઠ છે કે તેમાં માત્ર ખોદાની જાત અને સિફાતનું બયાન છે.

૯૬૯ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ અબુ બકર ખચીત દરેક કોમ માટે ઇદ છે અને આ અમારી ઇદ છે.

**ફાયદો** મસાબીહમાં હજરત આએશા [રદી] થી રિવાયત છે કે હજરત (સલ) કપડું ઓઢીને સુતા હતા. અને અનસારીઓની નાની નાની બે છોકરીઓ દફ વગાડીને બહાદુરીની કડીયો ગાતી હતી. એટલામાં સિદ્દીકે અકબર (રદી) આવ્યા તેવણે છોકરીઓને ધમકાવી અને કહ્યું કે પેગમ્બર ના ઘરમાં શૈતાની વાગાનું શું કામ? ત્યારે હજરતે (સલ)મેં ખોલીને આ હદીસ ફરમાવી. એટલે ઇદને દિવસે એવા રાગમા કંઇ દોશ નથી. કારણ કે પ્રથમ તો દફ વગાડવું હરામ નથી. બીજું ગાનારીઓ છોકરી છે જુવાન સ્ત્રીઓ નથી. જે શહવત સ્થાન હોય. ત્રીજું કોઇ મજમુન શરીઅત વિરૂધ્ધ નથી પણ બહાદુરી દીનમાં કામ આવનારી ચીજ છે. આ હદીસ ઉપરથી કેટલાક આલેમોનો આ મજહબ છે કે શાદી, ખતના, અને ઇદો જેવા ખુશીની હાલતોમાં વગર વાજીંત્રે માત્ર રાગ અથવા દફની સાથે દુરસ્ત છે. તે એવી શરતથી કે દીનના કામમાં કાંઇ અડચણ નહીં થાય. અને ગાનાર ખુબસુરત છોકરો કે પારકી સ્ત્રી ન હોય. અને રાગની મતલબ શરીઅત વિરૂધ્ધ નહોય. મતલબ કે રાગ સાંભળવાની આદત કદી દુરસ્ત નથી, પણ આ હદીસથી સાફ રીતે મનાંઇ જણાય છે. કેમકે હજરતે (સલ) ઇદનો ઉજર બયાન કર્યો તો જણાઇ આવ્યું કે શરીઅત વિરૂધ્ધ રાગ ન હોય તોએ રાગની આદત પાડવી દુરસ્ત નથી.

‡ હનફીયા મદીનામાં મક્કા જેવું હરમ ગણતા નથી, પણ શાફેઈ ગેર મોકલ્લેદો મક્કા જેવું હરમ ગણે છે. ગુ. મો.

† વાંચો હદીસ ના. ૪૨૭ તથા તેની નોટ ગુ. મો

* આ હદીસનુ બયાન હદીસ ના. ૩૧૬ માં થયું છે ગુ. મો.

૯૭૦ મુસલિમમાં આએજ બીન અમર (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે એ અબુબકર! કદાપી તેં તેઓને ગુસ્સે કર્યા હશે. પણ જો તેઓને તેં ગુસ્સે કર્યા છે તો અવશ્ય તેં તારા પરવરદિગારને ગુસ્સે કર્યા છે" એટલે સલમાન ફારસી સોહેબ રૂમી અને બિલાલ હબશીને. જેયારે કે તેઓએ અબુ સુફયાનને કહ્યું કે ખોદાની તલવારોએ દુશમનોની ગરદનથી પોતાની જગ્યા લીધી નથી. તો અબુબકરે [રદી] કહ્યું તમો કુરેશના વૃધ્ધ તથા તેઓના સરદારને આ વાત કહો છો.

**ફાયદો** અબુ સુફયાન કુફરની હાલતમાં હજરત (સલ) થી ઘણીવાર લડયો હતો માટે તેને ખોદાનો દુશમન કહ્યો. રિવાયત છે કે અબુ સુફયાન જ્યારે જાહેરમાં મુસલમાન થયો હતો અને હજુ ઇમાન દિલમાં ઠર્યું નહોતું કે એક દિવસ સલમાન સોહેબ અને બિલાલ (રદી) ની પાસેથી તેનું જવુ થયું. આ ત્રણે સહાબાએ ઇસ્લામના જોશમાં તે સખ્ત વાતો કહી. સિદ્દીક અકબરે (રદી) આવા વિચારથી કે કદાપી અબુ સુફયાન ગુસ્સામાં આવીને જાહેરી ઇસ્લામ પણ છોડી દે તેની ખાતેરદારીની વાત કહી. અને તેઓને તેવી સખ્ત વાત કહેવાની મનાઇ કરી. ફરી સિદ્દીક અકબર [રદી] હજરત (સલ) ની પાસે ગયા. અને આ કિસ્સો બયાન કર્યો, ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. તેઓનું સખત કહેવું જો કે ખોદાનેજ માટે ચોખ્ખું હતું તથા ઇસ્લામના જોશથી હતુ, માટે ખોદા અને રસુલને પસંદ થયું. જ્યારે સિદ્દીક અકબરે [રદી] હજરત (સલ) થી આ સાંભળ્યું તો તે ત્રણે સહાબા પાસે દરગુજર માટે જઇ કહ્યું. એ મારા ભાઇયો મેં તમને ગુસ્સે કર્યા છે એટલે માફ કરો. તેઓએ કહ્યું કંઇ ગુસ્સો નથી. એ ભાઇ! ખોદા તને બખ્શે. આ હદીસથી જણાયું કે નેક લોકોની ઇજ્જત રાખવી માન આપવું જરૂર છે. અને તેઓને નારાજ કરવા બુરૂં છે. કેમકે તેઓની નારાજીથી ખોદા નારાજ થાય છે.

૯૭૧ બોખારી તથા મુસલિમમાં અબુ બકર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એ અબુ બકર! જે બેની સાથે ત્રીજો અલ્લાહ છે તેને તું શું ધારે છે?

**ફાયદો** સિદ્દિક અકબર (રદી) થી રિવાયત છે કે હિજરતને વખતે કાફેરોના ડરથી હું તથા હજરત [સલ] પહાડની બોમાં સંતાયા. તો કાફેરો અમને ઢુંઢતા ઢુંઢતા તેજ બો પર વિશ્રામ કરીને અમારે માથે ઉભા થયા. જ્યારે મેં મુશરેકોના પગ જોયા તો મેં હજરત (સલ) ને કહ્યું કે એ રસુલુ-લ્લાહ તેઓમાંનો જો કોઇ પોતાના પગ પર નજર કરશે * તો અમને જોઇ લેશે. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે તું ગમ નો ખા † આપણો મદદગાર આપણી સાથે છે. તે આપણ બંને ને હલકા કરશે નહીં. આ હદીસથી હજરત (સલ) નો ખોદા પર પૂરતો ભરોસો કરવો, તથા સિદ્દીકની ઘણીજ ફજીલત કેટલીક રીતે સિદ્ધ થાય છે. પેહેલી આ કે હજરતે (સલ) પોતાની સાથે તથા સિદ્દીકની સાથે ખોદાને મેળવ્યો **સુબ્હાન-લ્લાહ** શું ઉમદા મરતબો છે તેનો કે જે અલ્લાહ અને રસુલની સાથે ગણતરીમાં આવે. બીજી આ કે એવા સખ્ત વખતમાં કે સઘળું જહાન હજરત (સલ) નું જાની દુશમન હતું, સિદ્દિકે હજરત (સલ) નો સાથ આપ્યો. અને પોતાનો જાન માલ તથા ખાનદાનની બરબાદી હજરત (સલ) ને લીધે માથે લીધી. એથી વધુ રીદા થવું શું હશે? ત્રીજી આ કે એવા સખ્ત વખતમાં કે જેમાં જાનનો ડર હોય એવા માણસોને સાથે લેવાનું ચલણ

* એટલે જો પગને પાસે નમીને ઝાંખશે તો અમને જોશે. ગ્રા. મો.

† હજરત અબુ બકર (રદી) નું ગમ ખાસું હજરત (સલ) માટે હતું. તેઓ કહેતા હતા કે હું મરાઈ જઈશ તો હું એકલો કતલ થઈશ. પણ જો આપ કતલ થશો તો ઉમ્મત હલાક થશે. રિવાયત છે કે જ્યારે અબુ બકર (રદી) હજરત [સલ] સાથે ગાર તરફ ચાલ્યા તો કદી હજરતને આગળ ચાલતા અને કદી પાછળ. હજરતે (સલ) ફરમાવ્યું કે કેમ શું છે? એ અબુ બકર! અબુ બકરે કહ્યું કે જ્યારે કાફેરોના ઢુંઢવાને યાદ કરૂં છું તો પાછળ ચાલું છું. અને આગળ તાકમાં બેઠા હોય એવું જ્યારે વિચારૂં છું તો આગળ ચાલું છું ગ્રા. મો.

છે કે જેની મોહબ્બત તથા ચોખ્ખી દોસ્તી ઉપર પૂરતો ભરોસો હોય. તો હજરત (સલ) નું સિદ્દી કને સાથે લેવું અને પોતાના ભેદની ખબર કરવી આ ખુલ્લી દલીલ છે કે હજરત [સલ] ની નજદીક સિદ્દીકે અકબર (રદી)થી વધુ કોઇ જાન ફિદા કરનાર ભરોસાદાર દોસ્ત (યારેગાર) નહોતો.

૯૭૨ બોખારી તથા મુસલિમમાં સહલ બીન સઅદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ અબુ બકર! (રદી) જ્યારે મેં તને ઇશારો કર્યો ત્યારે તને કોણે રોકયો લોકોને નમાઝ પઢવાથી.

**ફાયદો** આ હદીસનો પૂરો કિસ્સો આજ અધ્યાયમાં હમણાજ ગુજર્યો છે. † કે હજરતે (સલ) કેથે ગયા હતા અને સિદ્દીકે અકબર (રદી) લોકોને નમાઝ પઢાવતા હતા. જ્યારે હજરત (સલ) નમાઝ થતી હતી અને પધાર્યા તો સિદ્દીક (રદી) ને ઇશારો કર્યો કે ઇમામત કર્યા જાઓ. સિદ્દીક પાછા હડયા. હજરતે [સલ] નમાઝ પઢાવીને આ હદીસ ફરમાવી.

૯૭૩ બોખારી તથા મુસલિમમાં અબુ જર્ર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ અબુ જર્ર? તું જાણે છે આ સુર્ય (ડુબા પછી) ક્યાં જાય છે? મેં કહ્યું કે અલ્લાહ તથા તેના રસુલ વધારે જાણનાર છે. ફરી હજરતે (સલ) ફરમાવ્યું કે તે જઇને અરશની નીચે સિજ્દો કરે છે. ફરી તે (ઉગવાનો) હુકમ માંગે છે તો તેને હુકમ મળે છે. અને થોડા વખતમાં (એટલે કેયામતની નજદીક) તે સિજ્દો કરશે પણ કબૂલ થશે નહીં. અને હુકમ માંગશે પણ હુકમ મળશે નહીં. ફરી તેને કહેવાશે કે જ્યાંથી આવ્યો ત્યાં પાછો જા. ફરી પશ્ચિમથી નીકળશે. તો આજ મતલબ છે ખોદાના કહેવાની "અને સુર્યો પોતાના ઠરવાને ઠેકાણે જાય છે આ અંદાજે ઠેરવાયો છે ઇજ્જતવાળા દાના (અલ્લાહ) નો.

**ફાયદો** આ હદીસથી જણાયું કે સુર્ય નો હાલ ઘડીયાળ સરખો છે કે એક રાત દિવસ ચાલીને રહી જાય છે કેવગર કુંચી દીધે બીજે દિવસે ચાલતી નથી- એવીજ રીત સુર્ય દરરોજ વગર ખોદાને હુકમે ઉગતો નથી. જ્યારે તે હકીમે મુતલક (અલ્લાહ) નો ઠેરવેલો હિસાબ પૂરો થશે તો આ જહાનની કળા બગડશે. ઉલટી ચાલ ચાલીને આ સર્વ કારખાનું તોડ ફોડ થઇ જશે. એનુંજ નામ કેયામત છે.

૯૭૪ બોખારી તથા મુસલિમમાં અબુ જર્ર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ અબુ જર્ર! જ્યારે તું સેરવો રાંધે તો તેમાં પાણીને વધાર. અને પડોસીઓની ખબરગીરી કર. (એટલે તેમનાથી મલીને વેહેંચીને ખાયા કર)

**ફાયદો** આ હદીસમાં પડોસીના હક્ક તથા સંતોષની શીખામણ છે. અને એકલા ખાવાની બુરાઇ છે.

૯૭૫ બોખારીમાં અબુ જર્ર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ અબુ જર્ર! તું આ બાબતને છૂપાવ અને તારે દેશ જા. જ્યારે અમારી જીતની તને ખબર પડે ત્યારે તુ આવ.

**ફાયદો** અબુ જર્ર (રદી) થી રિવાયત છે કે શરૂ ઇસ્લામમાં જ્યારે કાફેરોનો ગલબો હતો ત્યારે હું મકકામાં હજરત [સલ] ની પાસે ગયો. અને મુસલમાન થયો. અને મેં ઇસ્લામ જાહેર કરવાની ઇચ્છા કરી ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. અબુ જર્ર ઘણા તેજ મીજાજના હતા. માટે હજરતે [સલ] તેમનું મકકામાં રહેવું, ઇસ્લામ જાહેર કરવું મુનાસેબ નહી જોયું કે કદાપી જાનપર નોબત આવશે. આથી જણાયું કે જ્યાં જાનનો ડર હોય ત્યાં પોતાનું દીન છૂપાવવું દુરસ્ત છે. પણ એવી હાલતમાં દારે ઇસ્લામ તરફ હિજરત કરવી પણ ફરજ છે. માટે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે અમારી ચઢતી થાય ત્યારે અમારી પાસે આવશો.

૯૭૬ મુસલિમમાં અબુ જર્ર [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ અબુ જર્ર! ખચીત તું નિર્બળ છે અને આ હુકુમત ખોદાની અમાનત છે. જે કોઇ તેને હક્કની તોરપર લેશે અને જે તેના ઉપર ફરજ છે (એટલે અમાનતદારી તથા રઇયત પરવરી વગેરે] તે અદા કરશે તેના સિવાય બીજો કોઇ લેશે તો તે (તેને માટે) કેયામતને દિવસે ફસવાઇ અને પસતાવો છે." હજરતે આ વાત અબુ જર્રને કહી હતી.

† વાંચો હદીસ ના. ૯૫૫ ગુ. બો.

જ્યારે અબુ જર્રે કહ્યું કે મને આમેલ કેમ નહીં કરતા ત્યારે.

**ફાયદો** આ હદીસથી જણાયું કે સરદાર ને જોઈએ કે કમજોર માણસ જેનાથી સારી રીતે મેહનત નહીં થઈ શકે તેને હુકુમત નહીં આપે. અને સિધ્ધ થયું કે દેશાવરથી જે માલ આવે છે તે ખોદાની અનામત છે. સરદારને લાએક નથી કે તે તેને પોતાનો માલ સમજી પોતાની ખાહેશ પ્રમાણે ખરચ કરે. પણ પોતાને ખોદાનો ખજાનચી સમજી ખોદા જેને અપાવે તેને આપે.

૯૭૭ મુસલિમમાં અબુ જર્ર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ અબુ જર્ર! હું તને નિર્બળ જોવું છું અને ખચીત જે ચીજ હું મારે માટે ચાહું છું. તે હું તારે માટે ચાહું છું તું બે માણસનો પણ હાકેમ નો થા. અને યતીમના માલનો મોતવલ્લી (કે કારીન્દો) નો થા.

**ફાયદો** આ હદીસથી જણાયું કે નિર્બળ કમ મેહનતી માણસના હકમાં આજ બેહતર છે કે કોઈ તરેહની હોકુમત અને સરદારી કબૂલ કરે નહીં. દુન્યાની થોડા દહાડાની જીન્દગીને માટે શું કામે પોતાની જાનને અજાબમાં નાખે. પણ જે મજબૂત મેહનતી માણસને વગર ખાહેશે સરદારી મળે અને તે અનામતદારી તથા ઇનસાફ કરે તો તેનો સવાબ અને મજ્જત પણ અગણીત છે. જેમકે બીજી હદીસમાં હજરતે (સલ) ફરમાવ્યું કે ખાલેદ હાકેમ કેયામતમાં અરશની છાંયાની નીચે થશે. કોઈ પણ રીતે હોકુમત ખટકાથી ખાલી નથી. એજ માટે પ્રથમના ઘણાં બુજરગોએ હોકુમત મળવા છતાં સ્વીકારેલી નહીં. જેમકે ઇમામ આજમે (રહ) અબ્બાસી બાદશાહની કેદ ભોગવી પણ સઘલી સલતનતની કજા (જજ-મણું) સ્વીકારી નહીં.

૯૭૮ મુસલિમમાં અબુ સઇદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ અબુ સઇદ! જે કોઇ રાજી થયો અલ્લાહની માલિકી પર, ઇસ્લામના દીન પર અને મોહમ્મદ (સલ)ની પેગમ્બરી પર તો તેને માટે જંનત સિધ્ધ થઇ ફરી હજરતે ફરમાવ્યું અને બીજી એ બાબત છે જેને લીધે બંદો સો દરજા જંનતમાં ઊંચે ચઢે છે, દરેક બે દરજામાં આસમાન જમીન જેટલો ફેર છે. અબુ સઇદે કહ્યું કે તે કયી છે? ઓ રસૂલુ-લ્લાહ! હજરતે (સલ) ફરમાવ્યું કે તે અલ્લાહના માર્ગમાં જેહાદ કરવી છે. અલ્લાહના માર્ગમાં જેહાદ કરવી છે અલ્લાહના માર્ગમાં જેહાદ કરવી છે.

**ફાયદો** એટલે બખ્શીશ માટે ઇમાન બસ છે. પણ પદવીઓની ચઢતી જેહાદ ઉપર અટકેલી છે.

*૯૭૯ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ અબુ અમર! સાબેતનો હાલ કેવો છે? શું તે માંદો થયો છે?" સાબેતથી મતલબ કૈસ બીન શમ્માસનો છોકરો, અને અબુ અમર તે સઅદ બીન મોઆજ છે. અને સાબેત પોતાને દોજખી કહેતા હતા. જ્યારે તેમના કહેવાની ખબર હજરત (સલ) ને થઈ તો હજરતે (સલ) ફરમાવ્યું તે તો જંનતી છે.

**ફાયદો** અનસ (રદી)થી રિવાયત છે કે જ્યારે આ આયત ઉતરી "**લા તરફઉ અસવાતકુમ ફવ્ક સોતિન નબીયે વલા તજહરૂ લહુ બિલ કોલે ક જહરે બઅદેકુમ લે બઅદીન અન તહબત આઅમાલોકુમ**"† અને સાબેત બીન કૈસ અનસારીઓના ખતીબ (લેકચરાર) હતા. તેમનો અવાજ ઘણોજ બોલંદ હતો. તેમણે હજરત [સલ] પાસે આવવું છોડી દીધું પોતાના ઘરમાં બેસી રહ્યા અને સમજ્યા કે હું દોજખી છું. કારણ કે મારો અવાજ ઘણોજ મોટો છે. એક દિવસે હજરતે (સલ) સઅદ બીન મોઆજ [રદી]ને પૂછ્યું સાબિત બીન કૈસ કેમ આવતો નથી શું માંદો છે? સઅદ બીન મોઆજે (રદી) કહ્યું તે મારો પાડોશી પણ તેની બીમારી મને જણાઇ નથી. ફરી સઅદ બીન મોઆજે સાબિત બીન કૈસનો હાલ દરયાફત કર્યો અને નહીં આવવાનું કારણ પૂછ્યું.

---

*અર્થ—તમારા અવાજને નબી (સલ) ના અવાજથી ઊંચા નહીં કરો. અને વાતમાં એક બીજા સાથે જેમ બકરો થાય છે તેમ રસુલુલ્લાહ સાથે બકારો નો કરો. કેમ તમારૂં કરેલું અકારત નહીં થાય, અને તમને ખબર પડે નહીં. ગુ. મો.

સાબેતે (રદી) કહ્યું તમો જાણો છો કે મારો અવાજ મોટો છે માટે હું દોજખી થયો. સઅદે (રદી) આ કિસ્સો હજરત [સલ] ને કહયો હજરતે (સલ) કહ્યું તે તો જનંતી છે. એટલે આયતની મતલબ સાબિતના સમજવા પ્રમાણે નથી પણ એ અદબીથી પેગમ્બર (સલ)ની આગળ શેર બકોર મનાઈ છે.* પણ જેનો પેદાએશી અવાજ મોટો હોય તે માફીમાં છે **સુબ્હાન--લ્લાહ** હજરત (સલ) ના સહાબા કેવા અદબવાળા તથા ડરનાર હતા.

૯૮૦ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ)† ફરમાવ્યું કે એ અબુ ઓમેર તારા નોગેર કહેતાં લાલે શું કર્યું (એટલે તારા લાલને શું થયું)

**ફાયદો** અબુ ઓમેર અનસ રદી)નો નાનો ભાઇ હતો. તેણે ચલ્લી પાલી હતી જેને હિંદી ભાષામાં લાલ કહે છે. તે લાલ મરી ગયું જેના ગમમાં છોકરો ઉદાસ બેઠો હતો. ત્યારે હજરતે (સલ) તે છોકરાને આ હદીસ ફરમાવી **સુબ્હાન--લ્લાહ** હજરતનો કેવો સ્વભાવ હતો કે નાંના નાના છોકરાઓના દિલને પણ ખુશ કરતા હતા.

૯૮૧ બોખારી તથા મુસલિમમાં અબુ મુસા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એ અબુ મુસા! (રદી) દાઊદની વાંસળી [બાંસરી]માંની વાંસળી તને અપાઇ છે.

**ફાયદો** અબુ મુસા ઘણા ઉમદા અવાજવાળા હતા. હજરતે (સલ) સફરમાં એક રાત્રે કુરઆન પઢતાં સાંભળ્યા. બીજે દિવસે આ હદીસ ફરમાવી. એટલે તારો અવાજ એવો દિલને ખેંચનાર છે કે તારૂં ગળું વાંસળી છે. અને તારા અવાજમાં દાઊદ [અલે]ના અવાજની અસર છે. અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરત દાઊદ [અલે] સિ-તેર લેહજાથી ઝબૂર પઢતા હતા. કદી એવી રીતે પઢતા કે ગમગીન આદમી ખુશ થતો અને જ્યારે ગમગીન અવાજથી પઢતા તો પાણી ના અને ખુશકીના જાનવર કોઇ હોશમાં નહીં રહેતાં. અને તવારીખમાં લખેલું છે કે જ્યારે હજરત દાઊદ (અલે) ઝબૂર પઢતા તો જંગલના હરણ હજરત (અલે)ને ઘેરી લેતાં અને વાઘ વરૂ પાસે આવતાં અને સમુદ્રનું વહેવું બંધ પડતું અને હવા ફુંકાતો બંધ પડતો. અને સર્વ બેહોશ થતાં અને ઘણાઓની રૂહ (જીવ) બદનથી નીકળી જતી. મતલબ કે સારો અવાજ એક નેઅમત ખોદા તરફ ની છે. તે એવી શરતથી કે શરીઅત વિરૂધ્ધ રાગોમાં તથા વાહીયાત ગઝલોમાં ખરચે નહીં પણ વગર બનાવટે [સીધી રીતે] કુરઆન પઢે તેમાં ઇબાદત અને લજ્જત બંને છે.

૯૮૨ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એ અબુ હોરૈરા તું મારા આ બંને જોડા લઈ જા. ફરી આ દીવારની પાછળ જે શખ્સની તું મુલાકાત કરે કે તે દિલના યકીનથી શાક્ષી આપતો હોય કે અલ્લાહ સિવાય કોઇ પૂજ્ય નથી તો તેને જંનતની બે શારતે [સુવાર્તા] આપ.

**ફાયદો** અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે સહાબા એકવાર હજરત (સલ)ને ઢુંઢતા ફરતા હતા. કોઇને ખબર નહોતી કે હજરત (સલ) ક્યાં છે. મેં જોયું કે એક અનસારીના બાગમાં છે હું તેમની સેવામાં હાજર થયો. ત્યારે હજરતે સલ) આ હદીસ ફરમાવી. ફરી અબુ હોરેરા (રદી) હજરત ના જોડા લઇને બેશારત આપવા ચાલ્યા. પ્રથમ ઓમર ફારૂક (રદી)ની મુલાકાત થઇ. પૂછ્યું ક્યાં જાઓ છો? અબુ હોરેરા (રદી)એ કિસ્સો બયાન કર્યો. ઓમર ફારૂકે (રદી) અબુ હોરેરા (રદી ને ધકકો માર્યો કે આ વાત લોકોને નો કહે. અબુ હોરેરા (રદી) એ ઓમર ફારૂક (રદી ની ફરીયાદ હજરત [સલ] ને જઇને કરી. હજરત (સલ) ઓમર ફારૂક [રદી]ને કહ્યું કે તેં અબુ હોરેરાને બેશારત આપવા માટે કેમ જવા નહીં દીધો? ઓમર ફારૂકે [રદી] કહ્યું કે એ રસૂલુ—લ્લાહ મારા માબાપ આપપર કુરબાન થાઓ

---

* હજરત (સલ) ની હદીસના મોકાબલામાં પોતાનું ડહાપણ ચલાવવું તે પણ હજરતના અવાજ પર પોતાનો અવાજ વધારવાના કાયદામાં છે. ગુ. મો.

† આ હદીસથી જણાયું કે મદીનાનું હરમ તે મક્કાના જેવું હરમ નથી. તેમાં શિકાર દુરૂસ્ત છે હનફીયાનો એજ મજહબ છે. અને બાળક જો કોઈ પરિન્દાને પાલે તો દુરૂસ્ત છે. પણ એવી શરતથી કે તેને દુઃખ દે નહીં. અને કોઈને બાળક ન હોય છતા ફલાણાના બાપ એવી કુનયત પાડવી દુરૂસ્ત છે. જેમકે આ હદીસમાં અબા ઓમેરની કુનયત છે. ગુ. મો.

(વારી જાઓ) મારી નજદીક એ વાત મસલેહત નથી. હું ડરૂં છું કે લોક આ બેશારતથી કદાપી અમલ (કરની) કરવા છોડી દે. એ હજરત લોકોને રહેવા દો કે ઇબાદત કરે. આખર હજરતે (સલ) ઓમર ફારૂક (રદી)ની સલાહ પસંદ કરી. આથી જણાયું કે આમ લોકોને એવી વાત નહીં સંભળાવે કે જેથી તેઓના અકીદામાં તથા અમલમાં નુકશાની આવે. અને હજરતે (સલ) પોતાના જોડા એ માટે આપ્યાં હતા કે લોકો તેમની વાતને હજરતની નિશાની જોઈને સનદ જાણે. આથી જણાયુ કે ઓમર ફારૂક (રદી)ની ઇજ્જત તથા કદર હજરત (સલ)ની નજદીક ઘણી હતી જેથી તેમની સલાહ તથા મશવરો કબૂલ થતો હતો. આ હદીસમાં માત્ર તોહીદથી જન્નતની બેશારત છે, પેગમ્બરી અને કેયામતનું વર્ણન નહીં કર્યું. કારણ કે લાએલાહ ઇલ્લ-લ્લાહ કહેવું ઇસ્લામનો પત્તો છે. એટલે ઇમાન નજાતનું કારણ છે. અને ઇમાનમાં દીનના અકીદાઓની સર્વ જરૂરી વાતો દાખલ થઇ.

૯૮૩ બોખારીમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ અબુ હોરેરા! ગઈ રાત્રે તારા કેદીએ શું કર્યું.

**ફાયદો** બોખારીમાં પૂરી રિવાયત અબુ હોરેરા (રદી)થી આવી રીતે છે કે હજરતે મને સદકએ ફિતરપર વકીલ બનાવ્યો. હું તેની ચોકી આપતો હતો. એટલામાં એક શખ્સ આવ્યો અને ખોભા ભરી ભરીને અનાજ લેવા લાગ્યો. મે તેને પકડયો અને કહ્યું કે હું તને હજરત (સલ) પાસે લઇ જાઉં છું. તેણે કહ્યું કે હુ મોહતાજ છું છોકરાં છયાં રાખું છું. મેં તેને છોડી દીધો. સવારે જ્યારે હું હજરત (સલ) પાસે હાજર થયો ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી. મેં કહ્યું કે તેણે પોતાની મોહતાજી અને અયાલદારી બયાન કરી હતી. હજરતે (સલ) ફરમાવ્યું કે તે જૂઠો છે અને ફરી આવવાનો. હું તેને તાકતો રહ્યો. તે બીજી રાત્રે ફરી આવ્યો અને અનાજ ઉઠાવ્યો. મેં તેને પકડયો અને કહ્યું હું તને હજરત (સલ) પાસે પકડીને લઈ જઈશ. તેણે કહ્યું કે મને છોડી દે હું મોહતાજ બચડવાળ છું. મેં તેને છોડયો. સવારે હજરતે (સલ) પૂછયું કે તારા કેદીએ શું કર્યું? મેં અના૦ બયાન કર્યો. હજરતે (સલ) ફરમાવ્યું કે તે જૂઠો છે, અને ફરી આજ રાત્રે આવશે. તો હું તેને તાકતો રહ્યો. ત્રીજી રાત્રે પણ તે આવ્યો. અને અનાજ લીધો મેં તેને પકડયો અને કહ્યું કે હવે હું તને જરૂર હજરત [સલ]ની પાસે પકડી લઈ જઇશ. તેણે કહ્યું મને છોડી દે. હું તને તે બોલ શીખવીશ કે જેથી ખોદા તને ફાયદો આપશે. જ્યારે તું સુવા માટે બીછાણે જાય તો **આયતુલ કુરસી** પઢા કર ખોદાના તરફથી હમેશ તારે માટે એક ચોકીદાર નીમાશે. અબુ હોરેરા [રદી] કહે છે કે મે તેને છોડયો સવારે જ્યારે હજરત (સલ) ની સેવામાં હું હાજર થયો તો હજરતે (સલ) ફરમાવ્યું કે તારા રાત વાળા કેદીએ શું કર્યું? મેં કહ્યું કે તેણે પોતના માનવા પ્રમાણે ફાયદાની વાત બતાવી મેં તેને છોડયો. હજરતે સલ) ફરમાવ્યું કે કયી ચીજ તેણે બતાવી? મેં આયતુલ કુરસી પઢવાનો સર્વ હાલ બયાન કર્યો. હજરતે (સલ) ફરમાવ્યું કે જો કે તે ઘણો જૂઠો છે પણ આ વાતમાં તે તારાથી સાચુ બોલ્યો છે. તને ખબર છે? ત્રણ રાતથી તેં કોની સાથે વાત ચીત કરી છે? ઓ અબુ હોરેરા! મેં કહ્યું કે મને ખબર નથી. હજરતે [સલ] ફરમાવ્યું કે તે શૈતાન હતો.

૯૮૪ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ અબુ હોરેરા! આ તારો ગુલામ તારી પાસે આવ્યો છે.

**ફાયદો** અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે જ્યારે હું પોતાના મુલકથી મદીનામાં મુસલમાન થવા માટે આવ્યો તો માર્ગમાં મારો ગુલામ ખોવાયો. હું હજરત (સલ) પાસે આવીને મુસલમાન થયો. હજરતે ગુલામ આવવા પેહેલાં આ હદીસ ફરમાવી. ફરી ગુલામ પણ મુસલમાન થયો. આ હજરત (સલ) નો મોજેઝો છે.

*૯૮૫ બોખારી તથા મુસલિમમાં સલમા બીન અકવઅ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ અકવઅના દીકરા! તને કાબૂ મળ્યો છે માટે તું નરમી તથા આસાની કર. બચીત તે લોકોની પરોણાગત તે કોમમાં થતી હશે.

**ફાયદો** સહી બોખારીમાં સલમા બીન અકવઅ (રદી) થી રિવાયત છે કે મદીનાની પાસે કેટલાક ગાવ ઉપર હજરત (સલ) ની ઊંટડીઓ ચરતી હતી, અને ખબર મળી કે તે ઊંટડીઓને ગતફાનની કોમ પકડી લઈ જાય છે. તો મેં મદીનાના જંગલમાં ત્રણ વાર કિકિયારી પાડી કે લોકો દોડો. ફરી હું તેઓની પાછળ એકલો દોડયો તે એટલાં સુધી કે તેઓ મને મળ્યા અને મેં તીર મારવા શરૂ કર્યા. અને હું કહેતો જાતો હતો કે હું અકવઅનો દીકરો છું. અને આજ કમબખ્તોની મોતનો દહાડો છે. તો તેઓને પાણી પીવાની ફુરસત નહીં મળી અને મેં તેઓથી સર્વ ઊંટડીઓ છીણવી લીધી. અને તેને હાંકી હજરત (સલ) પાસે લઇ ચાલ્યો માર્ગમાં હજરત (સલ) મળ્યા કે સ્વારોને લઇ તેઓની પાછળ દોડી રહ્યા છે. તો મેં કહ્યું એ રસૂલુલ્લાહ તે લોકો હજુ તરસ્યા છે મેં તેઓને પાણી આપ્યું નથી. માટે તેઓ પાછળ વહેલા લશકર મોકલો. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે આપણી ચીજ મળી આવી અને તેઓ પર જીત થઇ હવે તેઓ પર નરમી કરવી જોઇએ. તેઓ પોતાની કોમમાં ખાતા પીતા હશે. આ હદીસથી જણાયું કે જ્યારે દુશમન પર જીત મળે તો દરગુજર કરવી અફજલ છે.

૯૮૬ મુસલિમમાં ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એ ખત્તાબના દીકરા ! જા, લોકોમાં પુકાર કર કે ખચીત ઇમાન વાળાઓ સિવાય કોઈ જંનતમાં જશે નહીં.

**ફાયદો** જંગે ખૈબરમાં એક મુનાફેક હજરત (સલ) ની સાથે થઇને લુટની લાલચે લડવા માટે ગયો. લોકોએ કહ્યું કે તે શહીદ છે. હજરતે (સલ) ફરમાવ્યું કે તે દોજખમાં છે. ફરી આ હદીસ ફરમાવી. આથી જણાયું કે ઇમાન વગર કોઈ બંદગી કામ આવતી નથી. ઇબાદતની જડ ઇમાન તથા ચોખ્ખી નૈયત છે.

૯૮૭ બોખારી તથા મુસલિમમાં ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એ ખત્તાબના દીકરા ! શું તું રાજી થતો નથી કે અમારે માટે આખેરત [નું આરામ] થાય અને કાફેરો માટે દુન્યા [નું આરામ] અને બીજી રિવાયતમાં આવી રીતે છે "એ ખત્તાબના દીકરા ! તે કાફેરો માટે સુથરાઇ (અને આરામની ચીજો) દુન્યાની જીન્દગીમાં જલદી અપાઇ છે."

**ફાયદો** મસાબીહમાં ઓમર ફારૂક (રદી) થી રિવાયત છે કે હજરત (સલ) ની પાસે એક વાર હું ગયો તો તેવણ સાદડી ઉપર સૂતેલા હતા કોઈ કપડું તે પર બીછાવેલું નહોતું જેથી સાદડીના છાપા તેમના ઉપર પડયા હતા. અને ચામડાનો તકયો હતો જેમાં ખજુરીનો ધાબો ભર્યો હતો. મેં કહ્યું કે એ રસૂલુલ્લાહ ઇરાન અને રૂમના કાફેરો ખોદાને ઓલખતા નથી અને ખોદાએ તેઓને ઘણો માલ દોલત અને એશ આરામ આપ્યો છે, આપ દોઆ કરો કે ખોદા આપ પર તથા આપના ઉમ્મતીયો પર રોજી બોહલી કરે. હજરતે (સલ) ફરમાવ્યું કે શું તું આ ખિયાલમાં છે? એ ઓમર ! ફરી આ હદીસ ફરમાવી. એટલે ઇમાનદારને યોગ્ય નથી કે આ ફાની દુન્યાની એશ આરામની ખાહેશ કરે. કારણ કે ઇમાનદારના આરામની જગ્યા જંનત છે. અને કાફેરોને ઘણી એશ અને આરામ દુન્યામાં એટલાં માટે થાય છે કે આખેરતમાં તેમનો કંઇ હિસ્સો નથી. એજ માટે ઘણાં બુજરગો દુન્યાની એશથી અલગ રહ્યા, કે કદાપી આખેરતમાં એ મજરે નહીં ગણાય.

૯૮૮ બોખારી તથા મુસલિમમાં સહલ બીન હોનેફ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એ ખત્તાબના દીકરા! ખચીત હું અલ્લાહનો રસુલ છું. અને અલ્લાહ કદી મને બરબાદ કરશે નહીં.

**ફાયદો** જંગે હોદેબીયામાં હજરતે (સલ) મસલેહત જાણીને કાફેરોથી જાહેરમાં દબેલી રીતે સુલહ કરી. જેમકે સુલહમાં આ પણ દાખેલ હતું કે જો કાફેરોનો આદમી મુસલમાન થઇને હજરત [સલ] પાસે આવે તો હજરત (સલ) તેને કાફેરોને હવાલે કરે. અને જો કોઇ મુસલમાન કાફેરો પાસે જાય તો કાફેરો તેને નહીં આપે. સહાબાને આથી ઘણું દુ:ખ થયું અને ઓમર ફારૂક (રદી) થી ઇસ્લામના જોશને લીધે થોભાયું નહીં તો કહ્યું કે એ હજરત (સલ) શું અમો સત્ય પર નથી? અને અમારા દુશમન કાફેરો

ખોદા પર નથી? અને અમારા કતલ થએલા જાંનતમાં છે અને તેઓના કતલ થએલા જહંનમમાં છે. હજરતે [સલ] ફરમાવ્યું કે હા, એમજ છે: ઓમર ફારૂકે (રદી) કહ્યું કે તો અમો શા માટે પોતાના દીનમાં એવી રીતની જીલ્લત સ્વીકારીએ? ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે હું ખોદાના હુકમથી કરૂં છું. ખોદા પોતાના પેગમ્બરને કદી હલાક કરશે નહીં. આઈ સુલેહ ડહાપણથી ખાલી નથી. જેમકે આ સુલેહથી મોટા મોટા ફાયદા થયા. અને ઇસ્લામની ઘણી ચઢતી થઇ, કે હજરતે મક્કાના કાફરોથી નચિન્ત થઇને ખૈબર ફતેહ કર્યું અને ઘણી ફોજ અને સામાન મેળવીને આખર મક્કા પણ ફતેહ કર્યું. આ હિકમત ખોદા તથા રસૂલ સિવાય કોઇની જાણમાં નહોતી એજ માટે ગમમાં હતા.

૯૮૯ મુસલિમમાં ઓમર (રદી).થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ ખત્તાબના દીકરા! તને શું ખબર છે? કદાપી અલ્લાહ આ બદરવાળા લોકો પર ખબરદાર થયો છે જેથી તેણે કહ્યુ "તમો જે ચાહો તે કરો મેં તમારા ગુનાહ માફ કર્યા છે."

**ફાયદો** આ હદીસનો કિસ્સો બયાન થયો છે * કે એક બદરવાળા સહાબીથી મોટી કસુર થઈ હતી. ઓમર ફારૂકે હજરત (સલ) ને કહ્યું કે ઓ હજરત જો હુકમ હોય તો હું તેને મારી નાંખું. ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી એટલે બદરવાળાઓના ઇમાનને ખોદાએ જાંચ્યુ છે: તેમના ગુનાહ પર પકડ નથી. તું શા માટે તેના કતલનો ઇરાદો કરે છે? આ હદીસથી બદરવાળા સહાબીની મોટી ફજીલત સિધ્ધ થઇ તો મુસલમાનોને લાએક નથી કે તેમને તાનો કરે. જેવી રીતે શીયા તાનો કરે છે. જેને ખોદા બખશે તેને બુરૂ કહેનાર જાણે ખોદાને સલાહ આપે છે કે તેને શા માટે બખ્શયો? તેનું આ દ્રષ્ટાંત છે કે "દાતા દે અને ભંડારીનું પેટ ફુટે,"

૯૯૦ મુસલિમમાં ઓસમા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યુ કે ઓ ઓસામા! તેના લાએલાહ ઇલ્લ-લ્લાહ કહેવા પછી તે તેને કતલ કર્યો?" એટલે તે પુરૂષને કે જે જોહેના કોમના લોકમાંથી ટોળાનો હતો. જ્યારે તેને ઘેરો તો તેણે લાએલાહ ઇલ્લ-લ્લાહ કહ્યું.

**ફાયદો** મસાબીહમાં ઓસામા બીન ઝેદ (રદી) થી રિવાયત છે કે હજરતે મને સરદાર બનાવીને જોહેના કોમને મારવા માટે મોકલ્યો હતો. તે કોમનો એક પુરૂષ મને મળ્યો. મેં ઇચ્છયું કે હું તેને ભાલાથી મારૂં. તેણે જુબાનથી લાએલાહ ઇલ્લ-લ્લાહ કહ્યું. મેં તેને ભાલાથી મારી નાંખ્યો. ફરી આ કિસ્સો મેં હજરત (સલ)ને કહ્યો, ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. મેં કહ્યું કે તેણે પોતાનો જાન બચાવવા માટે કલેમો પઢયો હતો. એટલે તે સાચો મુસલમાન નહોતો. તો હજરતે (સલ) ફરમાવ્યું કે શું તેં તેનું દિલ ચીરીને જોયું હતું? એટલે તને દિલનો હાલ શી ખબર? આથી જણાયું કે શરીઅતમાં જાહેર ઉપર હુકમ છે, દિલનો હાલ દરયાફ્ત કરવાનો હુકમ નથી. અને ઓસામા મુજતહેદ હતા અને મુજતહેદની ખતા માફ છે. એજ માટે હજરતે (સલ) તે પુરૂષના ખૂનનો દંડ અપાવ્યો નહીં. સુબ્હાન-લ્લાહ! હજરત [સલ] ના સહાબા એવા સાચા લોક હતા કે પોતાની ભૂલ પોતે બયાન કરતા છૂપાવતા નહોતા.

૯૯૧ મુસલિમમાં અનસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ અંજશા! આહિસ્તા આહિસ્તા ચાલ. અને કાચના શીશા લદાયલા ઊંટના જેમ ઊંટો હાંક.

**ફાયદો** અનસ (રદી)થી રિવાયત છે કે હજરત (સલ) કોઇ સફરમાં હતા. અને એક હબશી ગુલામ અંજશા નામનો હજરત (સલ) ની બીબીઓના ઊંટોને હાંકતો હતો, તે ગુલામનો અવાજ સારો હતો. તે કંઇ ગાતો હતો. અને દસ્તુર છે કે ઊંટ ગાયન સાંભળી જલદી જલદી ચાલવા લાગે છે. તો બીબીયોને સ્વારી ઉપર તકલીફ થતી હતી. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી અને તેને ગાવાથી તથા જલદી ચાલવાથી રોક્યો. અને ઓરતોનું બદન નાજુક થાય છે માટે તેને શીશાઓની ઉપમાં આપી *

* જુઓ હદીસ ના. ૪૫૮ ગ્રા. મો.

* વળી તેઓની બુદ્ધિ પોચી હોય છે તથા તેઓના દિલ નરમ હોય છે માટે તેઓની શીશીયોથી ઉપમા આપી. ગ્રા. મો.

અને કેટલાક આ હદીસની આ મતલબ બયાન કરે છે કે તે ગુલામ સારા અવાજથી ઇશકની શેઅર બોલતો હતો. હજરત (સલ) ડર્યા કે કદાપી ઓરતોના દિલોમાં એની કંઇ અસર થાય અને તેઓના દિલનો શીશો તુટી જાય, માટે મનાઇ કરી. આથી જણાયું કે ઓરતોને મરદનો રાગ સંભળાવવો વિશેષ કરીને તેના મજમુનમાં ઇશક નું પણ વર્ણન હોય એ દુરસ્ત નથી. કેમકે એ ફસાદનું કારણ છે.

૯૯૨ બોખારી તથા મુસલિમમાં † અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ઓ અનસ! અલ્લાહની કિતાબ કિસાસનો હુકમ કરે છે. અને બીજી રિવાયતમાં છે કે અલ્લાહ ની કિતાબમાં કિસાસ છે" આ હજરતે (સલ) અનસ બીન નદરને કહ્યું હતું.

**ફાયદો** બીજા અધ્યાયમાં આ હદીસનો કિસ્સો આવી ગયો છે † અનસ બીન નદરની બેહેને કોઇનો દાંત તોડયો હતો. અને હજરતે (સલ) બદલો લેવાનો હુકમ કર્યો હતો. અને અનસ બીન નદરે કસમ ખાધી હતી કે ઓ હજરત એનો દાંત તોડાશે નહીં. ફરી તેના વારસોએ દંડ સ્વીકાર્યો અને દાંત તોડયો નહીં.

*૯૯૩ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ બિલાલ! મોટા લાભની આશા વાળું કામ જે તારી નજદીક ઇસ્લામમાં કર્યું હોય તે મને બતાવ? (એટલે તારી નજદીક સર્વ અમલોથી વધુ લાભની આશા કયા કામમાં છે?) કારણ કે મેં તારા બંને જોડાની ખટખટાડ (જંનતમાં) સાંભળી છે. અને એક રિવાયતમાં છે કે તારા બંને જોડાની અવાજ મારી આગળ જંનતમાં સાંભળી. બિલાલે કહ્યું કે જ્યારે હું પૂરી રીતે પાકી કરું છું (વોજૂ કરું છુ) રાત દિવસની કોઇ ઘડીમાં તો તે પાકીથી જેટલી કંઇ નમાઝ અલ્લાહે મારી કિસમતમાં લખી તેટલી હું નમાઝ પઢું છું. એ સિવાય કોઇ વધું લાભ કારક કામ મારી નજદીક ઇસ્લામમાં મેં કર્યું નથી.

**ફાયદો** આ હદીસમાં તહીયતુલ વોજૂની નમાઝની ફઝીલત છે. હજરતે (સલ) એ માટે પૂછયું કે બિલાલ તેને હમેશ કર્યા કરે. અને બીજાઓને તેનો સવાબ સાંભળી તહીયતુલ મસ-જીદ પઢવાનો શોખ થાય.

૯૯૪ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ કઅબ બીન લોવૈની ઓલાદ! તમો તમારા જાનોને દોઝખથી છોડાવો. ઓ મુર્રા બીન કઅબની ઓલાદ! તમો તમારા જાનોને દોઝખથી છોડાવો. ઓ અબ્દે શમસની ઓલાદ! તમો તમારા જાનોને દોઝખથી છોડાવો. ઓ હાશેમની ઓલાદ! તમો તમારા જાનોને દોઝખથી છોડાઓ. ઓ અબ્દુલ મુત્તલેબની ઓલાદ! તમો તમારા જાનોને દોઝખથી છોડાવો. ઓ ફાતમા! તું તારા જીવને દોઝખથી છોડવ. કારણ કે હું અલ્લાહના અઝાબથી તમારા બચાવવાનો માલિક નથી, પણ આટલું કે તમારી સગાઇનું હકક છે તો તેને હું ભિંજવેળું તર તાજા રાખીશ. (એટલે સગાઇ નું હક અદા કરીશ,)

**ફાયદો** જ્યારે આ આયત ઉતરી **વઅન જેર અશારતકલ અકરબીન** એટલે ઓ મોહમ્મદ પોતાના સગાઓને (અલ્લાહના અઝાબથી) ડરાવ. તો હજરતે શરૂ ઇસ્લામમાં સર્વ કોરેશોને મક્કામાં ભેગા કર્યા અને આ હદીસ ફરમાવી. ઉપરથી નીચે સુધી સર્વ એક બાપની ઓલાદના જૂદા જૂદા ટોલાંનાં નામ લઇને અલ્લાહનો હુકમ સંભળાવ્યો. એટલે વગર ઇમાને અને નેક અમલ કરે મારી સગાઇપર ઘુમંટ (મગરૂરી) નોકરો. કેમકે વગર ઇમાને હું કોઇને દોઝખથી બચાવી નહીં શકીશ. હા, ગુનેહગાર મુસલમાનોના શફાઅત, તો તે ખોદાથી હુકમ મેળવવા બાદ જરૂર થશે. અને સગાઇનું હકક તે સારી રીતે અદા થશે.

૯૯૫ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ નજ્જારની ઓલાદ! આ વાડવાળા બાગ ની કીમત મારેથી કરો. તેઓએ કહ્યું કે અમો

† આ હદીસ મુસલિમમાં નથી માત્ર બોખારીમાં છે. અને એજ શબ્દોની હદીસ મુસલિમમાં છે. પણ તેમાં અનસને બદલે "ઓ ઉમ્મે રેબયેઅ" છે જેમકે શરહ મશારેકમાં છે. ગુ. મો.

*. વાંચો હદીસ ના. ૩૯૯ ગુ. મો.

ખોદાથી એની કીમત માંગીએ છીએ બીજા કોઇ પાસે નહીં. (એટલે અમો વગર કીમતે હજરત (સલ) ને ભેટ આપીએ છીએ અને ખોદાથી સવાબની આશા રાખીએ છીએ.)

**ફાયદો** જ્યારે હજરત (સલ) મદીનામાં પધાર્યા તો મસજીદ નહોતી. જ્યાં નમાઝનો વખત આવતો ત્યાં નમાઝ પઢી લેતા હતા. તો હાલમાં જ્યાં હજરત (સલ) ની મસજીદ છે ત્યાં અનસારોની માલેકીનો ખજુરનો બગીચો હતો. હજરતે ખરીદવાના ઇરાદાથી તેઓને આ હદીસ ફરમાવી. તે જાન ફિદા કરનારાઓએ વગર કીમતે ભેટ આપી. ત્યાં કાફેરોની કબરો હતી, હજરતે (સલ) તેઓનાં હાડકાં ખોદાવી મસજીદ બનાવી.

૯૯૬ મુસલિમમાં ઓબૈ બીન કઅબ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ મારા દીકરા! મને હુકમ થયો કે હું કુરઆનને એક હરફમાં પઢું [એટલે એક કિરાઅતમાં અથવા એક બોલીમાં) તો મેં પાછું તેના તરફ મોકલ્યું કે મારી ઉમ્મત ઉપર સેહેલું કર. તો ખોદાએ ફરી બીજીવાર હુકમ મોકલ્યો કે હું બે હરફમાં પઢું તો મેં તેના તરફ પાછું મોકલ્યું કે મારી ઉમ્મત ઉપર સેહેલું કર. ફરી તેણે મારા તરફ હુકમ મોકલ્યો કે હું તેને સાત હરફોમાં પઢું * ( એટલે અરબની સાત બોલ્યોમાં) અને હુકમ થયો કે દરેકવાર મેં પાછું ફેરવ્યું તેના બદલામાં તને સવાલ કરવાની ઇજાઝત છે કે તું માંગે. (એટલે ત્રણવાર તું કંઇ દોઆ કર કે તે કબૂલ થાય) તો મેં કહ્યું કે ઓ અલ્લાહ તું મારી ઉમ્મતને બખ્શ. ઓ અલ્લા તું મારી ઉમ્મતને બખ્શ (એટલે બે વાર સવાલ કરી ચુકયો.) અને ત્રીજા સવાલને તે દિવસને માટે પાછળ રાખ્યો છે કે જે દિવસે તમામ મખલુક ઇબરાહીમ (અલે) સુધ્ધાં મારા તરફ ઝુકશે.

**ફાયદો** ઓબૈ બીન કઅબ (રદી)થી રિવાયત છે કે એક શખ્સે કુરઆન બીજી કિરાઅતમાં પઢયું હું તે કિરાઅત જાણતો નહોતો. હું તેને હજરત (સલ) પાસે લાવ્યો. હજરતે (સલ) મારી અને તેની બન્ને કિરાઅતને ઠીક કહી. તો મારા દિલમાં તે વેળા એવો શક પડ્યો કે તેવો શક કુફરમાં પણ નહોતો. હજરત (સલ) સમજી ગયા. ફરી હજરતે (સલ) મારી છાતીપર એવો હાથ માર્યો કે હું ડરને મારે પસીનામાં ડુબી ગયો અને જાણે મેં ખોદાને જોયો. એડબે શક દૂર થયો. અને ખરી વાત સારી રીતે ખુલી ગઇ. ફરી હજરતે [સલ] આ હદીસ ફરમાવી. હજરત (સલ)ને પોતાની ઉમ્મત પર કેવી મેહેરબાની હતી કે અનેકવાર માંગણી કરીને સાત કિરાઅતની અથવા સાત બોલીયોની છુટી લીધી. કે જેથી ઉમ્મત ઉપર એક કિરાઅત કઠન નહીં પડે. અને ખોદાની રહમતનો ખિયાલ કરવો જોઇએ કે જ્યારે પોતાના હબીબને અપસની ઉમ્મતપર આટલો મેહેરબાન જોયો તો ઉમ્મત માટે ત્રણ સવાલ કરવાની પણ ઇજાઝત આપી. તો હજરતે (સલ) ઉમ્મતની બખ્શીશનો બે વાર સવાલ કર્યો અને ત્રીજો સવાલ કેયામત માટે રાખ્યો કે જ્યારે સઘળા પેગમ્બરો ડરનાર થશે અને કોઇને માટે કહી નહીં શકશે. જ્યારે અમારા હજરત (સલ) શફાઅત માટે તૈયાર થશે આ હદીસથી જણાયું કે પેગમ્બરો પણ હજરત (સલ) થી પોતા માટે કંઇ સર સિફારસ ઇચ્છશે. તે એટલાં સુધી કે ઇબરાહીમ (અલે) જેવા પેગમ્બર પણ હજરત મોહમ્મદ (સલ)નો છેડો પકડશે. આ હદીસથી અમારા હજરતની ફજીલત સર્વ પેગમ્બરો પર ખુલ્લી રીતે સિદ્ધ થઇ.

૯૯૭ મુસલિમમાં કબીસા બીન મોખારેક (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ અબ્દે મનાફની ઓલાદ! ખચીત હું તમને (અલ્લાહના અજાબથી) ડરાવનાર છું. મારી અને તમારી મિસાલતો એક પુરૂષના જેવી છે કે જેણે દુશમનને જોયો ફરી તે પોતાના લોકોને બચાવવા ચાલ્યો. ફરી તે ડરો કે રખેને દુશમન તેનાથી આગળ જઇ પોહોંચે તો તે પુકારવા લાગ્યો. અરે લોકો તમો ખબરદાર થાઓ. દુશમન આવી પુગ્યો છે.

**ફાયદો** જ્યારે કુરઆનમાં હુકમ થયો કે ઓ પેગમ્બર પોતાના સગાઓને ડરાવ (અલ્લાહના અજાબથી.) ત્યારે હજરતે સલ) પોતાના સરદાર એટલે અબ્દે મનાફની ઓલાદને આ હદીસ ફરમાવી. એટલે પૂરતી ખાતરી છે કે કાફેર

* સાત કિરાઅત વિષેનું વધુ બયાન હદીસ નાં, ૪૦૮ માં છે. ગ્રા. મો.

દોજખમાં પડશો તો મારૂં દિલ તમારા કુફર ઉપર બળે છે. હું ઘભરાઇ ઘભરાઇને તમને સમજાવું છું કે કુફર છોડો મુસલમાન થાઓ, તો અજા-બથી બચશો. જેમ તે આદમી ઘભરાઇને પોતાની કોમને જોએલા દુશમનથી ખબર કરે છે.

૯૯૮ મુસલિમમાં સોબાન (રદી) થી રિવા-યત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ સોબાન! તું આ કુરબાનીના ગોશને બનાવ. [એટલે રાંધ]

**ફાયદો** સોબાન (રદી) હજરત (સલ) ના ગુલામ હતા. તેમને માંસ રાંધવાનું ફરમાવ્યુ. સો-બાનથી રિવાયત છે કે તે માંસ મકકાથી મદીના સૂધી રહ્યું. આથી જણાયું કે ત્રણ દિવસથી વધુ પણ કુરબાનીનું માંસ રાખવું દુરસ્ત છે. પ્રથમ ત્રણ દિવસથી વધુ રાખવાની મનાઇ હતી.

૯૯૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફર-માવ્યું કે ઓ હસ્સાન! રસૂલુલ્લાહના તરફથી તું ઉત્તર આપ. ઓ અલ્લાહ તું જીબરઇલથી એની મદદ કર.

**ફાયદો** હસ્સાન સહાબી મોટા શાએર (કવી) હતા. કાફેરોએ હજરત (સલ) ની નિન્દા કરી ત્યારે હજરતે (સલ) હસ્સાનથી તેઓની નિન્દા કરાવી. અને હસ્સાન માટે દોઆ કરી કે જીબરઇલ તેમના સાથી થાય. આ હદીસથી જણાયું કે કાફેરોની નિન્દા કરવી તેમાં જો દીનનો લાભ સમાયો હોય તો દુરસ્ત છે. અને સિધ્ધ થયું કે રૂહુલ કોદસ એટલે જીબરઇલ [અલે] વાતમાં ફેજ પોહોંચાવવા-ના કામમાં છે.

૧૦૦૦ બોખારીમાં હકીમ બીન હેઝામ (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ઓ હકીમ! આ માલ હરયાલો અને મીઠો છે (એટલે ઘણો પ્યારો લાગે છે). તો જેણે એને જાનની સખાવતથી [એટલે વગર લાલચથી] લીધો તો તેમાં તેને બરકત અપાશે. પણ જેણે તેને જીવનો લાભ કરી લીધો તો તેને તેમાં બરકત નહીં અપાશે. અને તે એવા શખ્સના જેવો થશે કે ખાય છે પણ પેટ ભરાતું નથી. અને ઉંચો હાથ બેહતર છે નીચા હાથથી [એટલે આપનાર જે હાથ ઊંચો કરીને આપે છે તે શ્રેષ્ઠ છે માંગનારથી કે જે હાથ લમ્બાવી માંગે છે અને લે છે.]

**ફાયદો** હકીમ બીન હેઝામ (રદી) થી રિવાયત છે કે મે હજરત (સલ)થી થોડો માલ માંગ્યો હજરતે [સલ] આપ્યો. ફરી બીજી વાર માંગ્યો ફરી આપ્યો. ફરી ત્રીજી વાર માંગ્યો ફરી આપ્યો. ને આ હદીસ ફરમાવી. એટલે સખી અને સંતોષ વાળાના માલમાં ખોદા બરકત આપે છે. તે આ-સુદા રહે છે. અને લોભ વાળાના માલમાં બરકત નથી. એટલે ગમે તેટલું મળે પણ તેનુ પેટ ભરાય નહીં. જેમકે જૂઉલ કલબની બીમારીવાળો કેટલું પણ ખાય પણ તે ધરાતો નથી. હકીમ બીન હેઝા-મથી બોખારીમાં રિવાયત છે કે હજરતે (સલ) આ હદીસ મને ફરમાવી તો મેં કહ્યું કે જેણે આપને પેગમ્બર બનાવ્યા તેની કસમ કે હુ આખી ઉમર કોઇથી કંઇ માંગીશ નહીં. તો તેવીજ તરેહ હકીમે પોતાનો ભાગ પણ બૈતુલ માલથી કદી લીધો નહીં. સિદ્દીક અને ફારૂક [રદી] બોલાવીને આપતા પણ હકીમ લેતા નહોતા.

૧૦૦૧ બોખારી તથા મુસલિમમાં ઝોબેર બીન અવ્વામ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ ઝોબેર! તું વાડીને પાણી પા, ફરી પાણીને રોકી રાખ. તે એટલાં સૂધી કે ખેતરની પાલ સૂધી પાણી ચડે. [એટલે માથે માથ પાણી જાય.]

**ફાયદો** મસાબીહમાં રિવાયત છે કે ઝોબેર માં તથા એક અનસારીમાં ખેતી પાવામાં ઝઘડો થયો. હજરતે (સલ) ફરમાવ્યુ કે ઓ ઝોબેર તું પ્રથમ પાણી પા. કેમકે તારી જમીન પાણીથી પાસે છે. ફરી અનસારીને પાવા દે. તો અનસારીએ ગુસ્સામાં કહ્યું કે હજરત (સલ) પોતાની ફોઇના છોકરાની ખાતર સખે છે. હજરત (સલ) ને ગુસ્સો આવ્યો ફરી આ હદીસ ફરમાવી. પ્રથમ હુકમમાં બંનેની રિઆયત હતી. કે બંને બરાબર પાણી પાય. જ્યારે અનસારીએ ગુસ્સે કર્યો અને જે તેમી બા-બતમાં મરૂવવત કરી હતી તે નહીં સમજ્યો તો હજરતે [સલ] ઝોબેરને પૂરૂં હકક લેવાનું ફરમાવ્યું કારણ કે શરીઅતનો હુકમ છે કે જેની જમીન પાણીથી પાસે હોય પ્રથમ તે સારી રીતે પાય ફરી બીજો પાય.

૧૦૦૨ બોખારીમાં અબુ સઇદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ

સઅ્દ! બલકે આ લોકો તારા ફેસલો કરવા પર ઉતર્યા છે." આ હજરતે સઅ્દ બીન મોઆજ (રદી) ને બની કોરેજાની બાબતમાં ફરમાવ્યું.

**ફાયદો** બની કોરેજા મદીનાની પાસે યહુદી હતા. હજરત [સલ] મા અને તેઓમાં સુલાહ હતી. હિજરીને પાંચમે વર્ષે જ્યારે ખંદકની લડાઈ થઈ તો બની કોરેજાએ હજરતથી કરેલો કરાર તોડી કાફેરો ભેગા થયા. જ્યારે કાફેરો મક્કે પાછા ફર્યા તો હજરતે [સલ] બની કોરેજાની ગઢી પર પંદર દિવસ ઘેરો નાંખ્યો. તેઓએ લાચાર થઈને સંદેશો મોકલ્યો કે અમો ગઢીથી નીચે ઉતરીએ છીએ. અને ખાલી કરી આપીએ છીએ. અને સઅ્દ બીન મોઆજના ફેસલા ઉપર રાજી છીએ. જે અમારે માટે તે હુકમ કરે તે પર અમો તથા હજરત (સલ) અમલ કરે. યહુદી અને સઅ્દ પ્રથમ એક બીજા સાથે કસમ ખાઈ જોડાયલા હતા આપસમાં મદદગાર હતા. યહુદી સમજ્યા કે સઅ્દ અમારી રાખશે અમને બચાવશે. ફરી હજરતે (સલ) સઅ્દને મદીનાથી બોલાવ્યા ને આ હદીસ કહી. એટલે ઓ સઅ્દ તારા હુકમ પર ફેસલો અટકેલો છે જે તું હુકમ કરે તે અમલમાં આવે. સઅ્દે કહ્યું કે તેઓના લડનારા જુવાન કતલ થાય અને તેઓના છોકરા અને ઓરતો બાંદીયો બને. હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ સઅ્દ તેં ખોદાની મરજી માફક હુકમ કર્યો છે. ફરી ને લોકો કતલ થયા. એક રિવાયતમાં છે કે તેઓ નવસો હતા.

૧૦૦૩ બોખારી તથા મુસલિમમાં અલી તથા સઅ્દ બીન અબી વક્કાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ સઅ્દ! તીર માર. મારા મા બાપ તારાપર કુરબાન થાઓ.

**ફાયદો** સઅ્દ બીન અબી વક્કાસ મોટા તીર અન્દાજ હતા. જ્યારે ઓહોદની લડાઇમાં કાફેરોએ હલ્લો કરીને હજરત (સલ) પર ઘેરો નાંખ્યો ત્યારે હજરતે (સલ) સઅ્દને આ હદીસ ફરમાવી. હજરત [સલ] બીજાઓથી તીર લેતા અને સઅ્દને આપતા હતા. મસાબીહમાં અલી મુરતજા (રદી)થી રિવાયત છે કે સઅ્દ બીન અબી વક્કાસ સિવાય કોઇને માટે મેં હજરત (સલ)થી મા બાપ કુરબાન કરતા નહીં સાંભળ્યું. આ હદીસથી તેમની મોટી ફજીલત સિદ્ધ થઇ. સુબ્હાનલ્લાહ આદમીઓના તરેહ તરેહના હોવામાં શું રંગ બેરંગી કુદરત છે કે સઅ્દ બીન અબુ વક્કાસ તો એવા હજરત (સલ)ના જાન નેસાર કે જેમણે માટે હજરત (સલ) એવા ઉમદા શબ્દ બોલે. અને તેમનો દીકરો ઓમર બીન સઅ્દ એવા કમબખ્ત સખ્ત—દિલ કે હજરત [સલ]ના કલેજાના ટુકડા ઇમામ હુસેન (રદી)ને શહીદ કરે. વલીથી શૈતાન ઉત્પન્ન કરવું અને શૈતાનથી વલી પેદા કરવું એ તેનીજ કુદરત છે.

* ૧૦૦૪ મુસલિમમાં સલમા બીન અકવા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ સલમા! તારી ઢાલ જે મેં તને આપી હતી તે ક્યાં છે.

**ફાયદો** હજરતે (સલ) સલમાને એક ચામડાની ઢાલ આપી હતી. સલમાએ બીજા કોઇને આપી હતી. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. બીજા અધ્યાયમાં એનો કિસ્સો આવી ગયો છે *

૧૦૦૫ મુસલિમમાં સલમા બીન અકવા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ સલમા મને તે કેદી સ્ત્રી આપ. તારો બાપ ફજલે ઇલાહીથી ઘણો ખુશી હતો. (એટલે તું મોટા બાપનો દીકરો છે. તારી નજદીક એક ચીજ આપવી કંઇ મોટી વાત નથી.)

**ફાયદો** સલમાથી રિવાયત છે કે હજરતે [સલ] અબુબકર સિદ્દીક (રદી)ને સરદાર બનાવી એક કોમ સાથે લડવાને મોકલ્યા. કેટલાક કાફેરો મરાયા અને કેટલાક કેદ થયા. તેમાંની એક સ્ત્રી મને મળી. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. આખર મેં તે સ્ત્રી હજરત સલને આપી. હજરતે તે સ્ત્રી મક્કાના કાફેરોને આપી બે મુસલમાન કેદીને છોડવ્યા.

૧૦૦૬ બોખારીમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ રદીથી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ અબ્બાસ! મોગીસની બરીરાને મોહબ્બત કરવાથી અને બરીરાને મોગીસ પસંદ નહીં હોવાથી શું તને આશ્ચર્ય નથી થતું!

**ફાયદો** બરીરા (રદી) લોંડી હતી અને તેનો

---

* વાંચો હદીસ ના. ૪૮૧. ગ્રા. મો.

પતી મોગીસ નામનો હબશી ગુલામ હતો. જ્યારે હજરત આએશા (રદી)એ બરીરાને ખરીદી આજાદ કરી તો હજરતે બરીરાને અખત્યાર આપ્યો કે જોઇએ તે ગુલામના નિકાહમાં રહે જોઇએ તેને છોડે. બરીરાએ તેને પસંદ કર્યો નહીં. તો મોગીસ તેની પાછળ મદીનાની ગલીયોમાં રોતો ફરતો હતો, પણ તે તેને કબૂલ કરતી નહોતી. ત્યારે હજરતે [સલ] તેની મોહબ્બત તથા તેણીની નફરત (અણગમો) જોઇને હજરત અબ્બાસ (રદી) ને આ હદીસ ફરમાવી. ફરી હજરતે [સલ] બરીરા [રદી]ને કહ્યું કે તું પોતાના પતીથી ફરી મીલાપ કર. તેણીએ કહ્યું શું શરીઅતનો હુકમ આપ મને ફરમાવો છો? હજરતે (સલ) ફરમાવ્યું કે નહીં. પણ હું તેની સિફારશ કરૂં છું. તેણીએ કહ્યું કે મને તો તેની કંઈ ગરજ નથી.* ઇમામ આજમ તથા ઇમામ શાફેઇ (રહ)નો આજ મત છે કે જો લોંડી આજાદ થાય અને તેનો પતી ગુલામ હોય તો તેણીને અખત્યાર છે. જોઇએ નિકાહ દુરસ્ત રાખે જોઈએ તોડી નાંખે. પણ જો તેણીનો ખાવિન્દ આજાદ હોય તો ઇમામ આજમ [રહ]ની નજદીક અખત્યાર છે. અને ઇમામ માલિક તથા શાફેઇ (રહ)ની નજદીક અખત્યાર નથી.

૧૦૦૭ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ઓ અબ્દુલ્લાહ તારી લુંગી ઊંચી કર. અબ્દુલ્લાહે કહ્યું કે મેં ઊંચી કરી. ફરી હજરતે (સલ) કહ્યું કે વધુ ઊંચી કર તો મેં વધુ ઊંચી કરી.

**ફાયદો** કોઇએ અબ્દુ-લ્લાહ બીન ઓમર (રદી)ને પૂછ્યુ કે લુંગી ક્યાં સુધી ઊંચી રાખવી જોઇએ? તેવણે કહ્યું કે અડધી પીન્ડલી સુધી.–હજરતે ધુંટીના ઉપર સુધી રાખવી દુરૂસ્ત છે. પણ અડધી પીન્ડલી સુધી રાખવી મુસતહબ છે.

૧૦૦૮ બોખારી તથા મુસલિમમાં અબુ મુસા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ અબ્દુલ્લાહ શું જંનતના ખજાનાઓમાંનો એક ખજાનો તને હું નહીં શીખવું! તે **લા હવલ વલા કુવવત ઇલ્લા બિલ્લાહ છે."** આ હજરતે (સલ) અબુ મુસા (રદી)ને ફરમાવ્યું.

**ફાયદો** અબુ મુસાનું નામ અબ્દુલ્લાહ બીન કૈસ છે. તેમનાથી રિવાયત છે કે અમે હજરત (સલ)ની સાથે સફરમાં હતા. સહાબા પુકારીને અલ્લાહો અકબર કહેતા હતા. હજરતે [સલ] ફરમાવ્યું કે આહિસ્તા કહો તમો બહેરા તથા છૂપાની યાદ કરતા નથી કે પુકારવાની તથા બુંમ પાડવાની જરૂર પડે ખોદા પાસે તથા સાંભળતો છે. અને હું હજરત (સલ)ની પાછળ લા હવલ વલા કુવવત ઇલ્લા બિલ્લાહ પઢયા કરતો હતો. ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી. એટલે જંનત માં તેનો એટલો ઘણો સવાબ છે જેવો કાફેરની નજદીક દુન્યાનો ખજાનો ઉમદા ચીજ છે.

૧૦૦૯ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ અબ્દુલ્લાહ! તું ફલાણા જેવો નોથા કે તે રાતના ઉઠતો હતો (એટલે તહજજુદની નમાઝ પઢતો હતો) ફરી તેણે રાતનું ઉઠવું તજ્યું" આ હજરતે (સલ) અબ્દુલ્લાહ બીન ઓમરને કહ્યું.

**ફાયદો** આ હદીસથી જણાયું કે જ્યારે નફલ ઇબાદત શુરૂ કરે ફરી તે નમાઝ હોય કે રોઝો હોય કે કંઇ વજીફો હોય, તો તેને હમેશ નીભાવે. કદી કરવું કદી છોડવું મકરૂહ છે. કારણ કે એવી ઇબાદતની અસર દિલમાં સારી રીતે જમતી નથી.

૧૦૧૦ બોખારીમાં અદી બીન હાતેમ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલે) ફરમાવ્યું કે ઓ અદી! શું તેં હીરા જોયું છે? મેં કહ્યું કે નહીં જોયું પણ તેની મને ખબર છે. હજરતે (સલ) ફરમાવ્યું કે જો તારી જીન્દગી લાંબી થશે. તો તું જોશે કે એકલી સ્ત્રી ઊંટડી ઉપર સ્વાર થઇને (હજને માટે) હીરાથી ચાલશે તે એટલાં સુધી કે કાબાનો તવાફ કરશે. અલ્લાહ સિવાય તેને કોઇનો ડર રહેશે નહીં. અને જો તારી જીન્દગી લાંબી થશે તો (તું જોશે કે) જરૂર કિસરાના ખજાના ખોલાશે. મેં કહ્યું કે કિસરા હોરમોજના? હજરતે (સલ) ફરમાવ્યું કે કિસરા હોરમોજના. અને જો તારી ઉમર લાંબી થશે તો તું જરૂર જોશે કે એક પુરૂષ

* આથી જણાય છે કે હજરત બારીરા (રદી) દીનના કાયદા સારી રીતે જાણતાં હતાં જેથી હજરત (સલ)ની સિફારશ તથા શરીઅતના હુકમનો ભેદ સમજયાં. ગુ. મો.

મુઠ્ઠી ભરી સોનું કે ચાંદી લઇને કોઇ તેને કબૂલ કરે તે ઢુંઢવા નીકળશે, પણુ તેને એક એવો મળશે નહીં કે તે તેને કબૂલ કરે. અને જરૂર તમારામાંનો કોઈ અલ્લાહની મુલાકાત કરશે જે દિવસે તેની મુલાકાત થશે (એટલે કયામતને દિવસે) અને તેની વચ્ચે અને અલ્લાહની વચ્ચે કોઇ દુભાષિયો હશે નહીં કે તે ભાષાંતર કરે (એટલે વગર વાસતે વાત થશે) ફરી તેને અલ્લાહ ફરમાવશે કે શું મેં રસુલ ને તારા તરફ નહીં મોકલ્યો કે જે તને મારો હુકમ પોહોંચાવે? તો તે કહેશે કે હા કેમ નહીં. (તારા પેગમ્બરે તારો હુકમ પોહોંચાવ્યો.) ફરી અલ્લાહ કહેશે કે શું મેં તને માલ તથા ઓલાદ નથી આપી અને તારાપર મેં ફજલ નહીં કર્યું ? તો તે કહેશે કે કેમ નહીં. (તેં સર્વ આપ્યાં) ફરી તે પોતાને જમણે જોશે તો જહંનમ સિવાય કંઇ જોશે નહીં અને ડાબે જોશે તો જહંનમ સિવાય કંઈ જોશે નહીં.

**ફાયદો** હીરા કુફાની પાસે એક શહેર હતું તેનું નામ હીરતુન નોઅમાન છે. મક્કા અને તેને વચ્ચે કેટલાક મહિનાનો માર્ગ છે. અસાબીહ માં અદી બીન હાતેમ [રદી]થી રિવાયત છે કે હું હજરત [સલ]ની પાસે હતો. એક મરદે કંગાલીયત અને મોહતાજીની રાવ (શિકાયત) કરી. અને બીજાએ લુટારાની ફરયાદ કરી. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. અદી કહે છે કે મેં પોતાની આંખે જોયુ કે એક સ્ત્રી ઊંટ પર સ્વાર થઇને હીરાથી કાબા જતી હતી. અને જ્યારે ઉમર ફારૂક (રદી) ના વખતમાં ઇરાન ફતેહ થયું તો પણ હું મોજુદ હતો. અને જે તમારામાનો જીવતો રહેશે તે ત્રીજી વાત પણુ જોશે. એટલે કોઇ મોહતાજ નહીં રહેશે કે જે સદકો લ્યે. કેટલાક કહે છે કે ઓમર બીન અબ્દુલ અજીજની ખિલાફતમાં એ વાત પણુ થઈ ચુકી. અને કેટલાક કહે છે કે હજરત ઇમામ મહદી (રદી)ના વખતમાં એ વાત થશે. આ હદીસ હમારા હજરત (સલ)ની પેંગમ્બરીની દલીલ તથા મોઅજેઝો છે કે હજરતે આગમચેતી કરી, ફરી તેજ તરેહ બન્યું આ હદીસનું બાકીનું મજમુન કંઈ વાર આવી ગયું છે.

૧૦૧૧ મુસલિમમાં સઅદ બીન અબુ વક્કાસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ અલી! જે પદવીએ હારૂન મુસા (અલે)ની નજદીક હતા. તેજ પ્રમાણે તું મારી નજદીક છે. પણુ એટલું કે મારા પછી કોઇ પેગમ્બર નથી.

**ફાયદો** હિજરીને નવમે વર્ષે હજરત (સલ) તબૂકની લડાઇએ ચાલ્યા. અને અલી મુરતજા (રદી)ને મદીનામાં ખલીફા કર્યા. મોનાફેકોએ કહ્યું કે અલી મુરતજા (રદી) હજરત (સલ) ઉપર ભારી (બોજ) છે. આ વાતથી અલી મુરતજા (રદી)ને રંજ થયો. તૈયાર થઇને હજરત (સલ) ને જઇ મળ્યા અને મોનાફેકોનો તાનો બયાન કર્યો. અને કહ્યું કે ઓ હજરત (સલ) શું આપ મને સ્ત્રીઓ અને બાળકો ઉપર ખલીફા કરો છો? ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે એમાં કંઇ મરતબો જતો નથી. જુઓ મુસા (અલે) જ્યારે કોહેતુરપર ગયા હતા તો પોતાના મોટાભાઇ હારૂન પેગમ્બર (અલે) ને પોતાના ઘર બાર તથા બની ઇસરાઇલ ઉપર ખલીફા કરીને ગયા હતા. તો જેવી હારૂન (અલ) ની ઇજ્જત મુસા (અલે) આગળ હતી તેવી તારી ઇજ્જત મારી આગળ છે. હા, આટલી વાત હારૂન [અલે]માં જરૂર વધેલી હતી કે તે પેગમ્બર પણ હતા. અને તમો પેગમ્બર નથી. કારણ કે હું ખાતેમુન નબીયીન છું. મારા પછી કોઇનું પેગમ્બર થવું અસંભવિત છે. આ હદીસથી હજરત અલી મુરતજાની મોટી ફજીલત સિધ્ધ થઇ. અને મુરતજાની પદવી સંપુરણ પ્રગત થઇ. અને શીઆ જે કહે છે કે આ હદીસથી અલી મુરતજા (રદી) ની ખિલાફતની સત્યતા સિધ્ધ થાય છે, એટલે હજરત (સલ) પછી અલી મુરતજા (રદી) સિવાય કોઈ ખિલાફત ના લાએક નથી, તો તે તદન બેતુકી વાત છે. કારણુ કે હજરત હારૂન (અલે) હજરત મુસા (અલે) ની આગળ મરણ પામ્યા હતા. હજરત મુસા (અલે)ના ખલિફા હજરત યુશા (અલે) થયા હતા. જો હારૂન (અલે) જીવતે અને હજરત મુસા (અલે) પછી ખલિફા થતે તો પૂરો દ્રષ્ટાંત થતે. આ હદીસથી જણાયું કે હદીસમાં દરેક તરેહની ખિલાફત લેવાયલી નથી. એટલે જંગે તબૂકથી ફરતાં સુધીની ખિલાફત છે હમેશની નથી. જેમકે હારૂન (અલે) ની ખિલાફત પણ જ્યાં સુધી હજરત મુસા તુર પર્વતથી પધાર્યા નહીં ત્યાં સુધી હતી. હા, આટલું આ હદીસથી જરૂર છે કે હજરત

અલી (રદી)માં ખિલાફતની લાયકાત સારી રીતે સિદ્ધ થાય છે. પણ એમાં તેમના સિવાય બીજા ખલીફાનો નકાર પણ નથી. સિદ્દીક તથા ફારૂકે આઝમ [રદી] ની ફઝીલતોની હદીસો પણ અગણીત છે (તેમાની કેટલીક) હદીસો આ કિતાબમાં પણ વર્ણાઇ છે અને વર્ણાશે. પોતાની ખાહેશ પ્રમાણે એક હદીસને પકડી લેવી અને બીજી હદીસોને તજી દેવી જહાલત છે અથવા હઠ ધર્મિ છે.

૧૦૧૨ મુસલિમમાં * ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ ઓમર ! શું તને ગરમીના વખતની આયત જે સૂરાનિસાની આખરમાં છે તે બસ નથી ?" ઓમર ફારૂકે (રદી) જ્યારે કલાલા વિષે ઘણી પૂછ કરી ત્યારે આ તેમને કહી.

**ફાયદો** **કલાલા** તે પુરૂષ કે સ્ત્રી છે કે જેનો બાપ અને દીકરો ન હોય સૂરા નિસાની આખર આયત આ છે **યસ તફતુનક કોલિલાહો યુફ તીકુમ ફીલ કલાલા** એટલે ઓ પેગમ્બર તને કલાલાના વારસાનો હુકમ પૂછે છે, તું કહે કે જો પુરૂષ મરે અને તેને છોકરો ન હોય † અને બેહેન હોય તો તે અડધો માલ લ્યે. અને જો બે બેહેન હોય કે વધારે હોય તો બે ત્રતીયાંશ લ્યે. અને જો ભાઇ બેહેન હોય તો પુરૂષનો હિસ્સો સ્ત્રીથી બેવડો છે. આ આયત ગરમીની મોસમમાં ઉતરી હતી. જેથી એનું આયતુસ સૈફ [ગરમીની આયત] નામ આપ્યું.

૧૦૧૩ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે ઓ ઓમર ! શું તું જાણતો નથી કે એક પુરૂષનો કાકો તથા તેનો બાપ એક ઝાડની બે ડાળીઓ છે.

**ફાયદો** એટલે બાપ અને કાકો માન અને ઈજ્જતમાં બરાબર છે. કેમકે એક ઝાડની બે ડાળી યોની જેમ એક દાદાથી બન્ને પેદા થયા છે. ઓમર ફારૂક (રદી) જકાતની તહસીલના આમેલ હતા હજરત અબ્બાસના જકાત નહીં આપવાની ફિરયાદ હજરત (સલ) ને કરી. ત્યારે હજરતે (સલ) ઓમર ફારૂક (રદી ને આ હદીસ ફરમાવી.

૧૦૧૪ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ ફલાણા ! તું કેમ તારી નમાઝને સારી રીતે પઢતો નથી. નમાઝ પઢનાર જ્યારે નમાઝ પઢે છે તો તે પોતાના લાભ માટેજ નમાઝ પઢે છે. ખચીત જેવી રીતે હું આગળ જોવું છું તેમ હું પાછળથી પણ જોવું છું.

**ફાયદો** એક શખ્સ હજરત [સલ] ની પાછલ સફમાં નમાઝ પઢતો હતો. અને અહીં તહીં જોતો હતો. જ્યારે હજરત (સલ) નમાઝ પઢી ચુકયા તો ફરીને આ હદીસ ફરમાવી. એટલે નમાઝ અદબની સાથે હજૂર દિલથી થવી જોઇએ. અહીં તહીં જોવું પોતાના માલિકની રોબરૂ ઘણી બે અદબી છે. અને જેવી રીતે હજરત (સલ) આગળથી જોતા તેમ પીઠ પાછલથી પણ જોતા એ મોઅજેઝો છે.

૧૦૧૫ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લા હબીન અબુ ઓફા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ ફલાણા ઉતર અને મારે માટે સત્તુ ઘોલ. તેણે કહ્યું કે ઓ રસુલુ-લ્લાહ ખચીત આપના ઉપર તો દહાડો છે. (એટલે આપ રોજદાર છો અને દિવસ હજું બાકી છે) હજરતે (સલ) ફરમાવ્યું કે ઉતર અમારે માટે સત્તુ ઘોલ. રાવીએ કહ્યું કે તે ઉતર્યો અને સત્તુ ઘોલ્યું, અને હજરત [સલ] ની પાસે લાવ્યો તો આપે પીધું. ફરી હાથથી ઇશારો કર્યો કે જ્યારે આ જગ્યા (પશ્ચિમ) સુર્યાસ્ત થાય અને આ જગ્યા (પૂર્વ) થી રાત આવે [એટલે પૂર્વ તરફ કાળક પ્રગટ થાય] તો રોજદારના રોજા ખોલવાનો વખત આવ્યો.

**ફાયદો** રાવીથી રિવાયત છે કે અમો રમજાનમાં હજરત [સલ]ની સાથે સફરમાં હતા. જ્યારે સૂર્યાસ્ત થયો ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી. આ હદીસથી જણાયું કે હજરત (સલ પ્રથમ વખતમાં ઘણી જલદી રોજો ખોલતા હતા કે

---

* તેહકીકવાળા કહે છે કે આ હદીસ બોખારી કે મુસલિમ બેમાંથી કોઈમાં નથી પણ મોઅત્તા ઈમામ માલિકમાં છે. અને તે પણ ઓમર (રદી)થી રવાયત નથી પણ ઝેદ બીન અસલમની રિવાયત છે. ગ્રા. મો.

† બાપનું બયાન અત્રે કરવામાં આવ્યું નથી કારણ કે શરૂ સૂરામાં બાપનું બયાન થયું છે. ગ્રા. મો.

કેટલાકોને શુબહ થતો કે કદાપી દહાડો રહ્યો હશે. અને સિદ્ધ થયું કે જ્યારે સુર્યાસ્ત થાય અને પૂર્વ તરફ કાળીક ચઢે એજ વખત રોજો ખોલવાનો છે.

૧૦૧૬ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન સર જેસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ ફલાણા! બે નમાઝમાંથી તારી કઇ નમાઝ તેં ગણી? એકલા પઢી તે અથવા અમારે સાથે પઢી તે." હજરતે આ તે પુરૂષને કહ્યું કે જે મસજીદમાં આવ્યો અને નબી (સલ) હજરતની નમાઝમાં હતા. ફરી તેણે મસજીદના ખુણામાં બે રકઅત નમાઝ પઢી ને ફરી હજરત (સલ) ની સાથે થયો.

**ફાયદો** એટલે જમાઅત થતી હોય તો સુંનત પઢવી નહીં જોઇએ. ઘણાં ઇમામોનો આજ મજહબ છે. અને ઇમામ આજમ (રહ) ની નજદીક જો એમ ધારે કે સુંનત પઢી પછી જમાઅતમાં ભેગો થશે તો મસજીદથી બહાર સફથી દૂર સુંનત પઢે. પણ જો એમ જાણે કે એક રકઅત પણ નહીં મળશે તો જમાઅતમાં ભેગો થાય અને સુંનત પઢે નહીં.

૧૦૧૭ મુસલિમમાં ઓમર [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ ફલાણા ના દીકરા ફલાણા! અને ઓ ફલાણાના દીકરા ફલાણા! જે કંઇ અલ્લાહે અને તેના રસૂલે તમને વાયદો કર્યો હતો તે શું સત્યતાથી તમને મળ્યો? અલ્લાહે જે મને વાયદો કર્યો હતો તે તો મને ખરેખરો મળ્યો. હજરત ઓમરે [રદી] કહ્યું કે ઓ રસૂલુલ્લાહ [સલ] વગર જીવના દેહથી કેવી રીતે આપ વાતો કરો છો? તો હજરતે (સલ) ફરમાવ્યું કે જે હું કહું છું તેને તેઓ કરતાં તમો વધુ સાંભળનાર નથી (એટલે તમો અને તેઓ મારી વાત સાંભળવામાં બરાબર છો) પણ આટલું કે તેઓ મારી વાતનો કંઈ પણ ઉત્તર આપવા શકિત રાખતા નથી.

**ફાયદો** જ્યારે જંગે બદરમાં અબુ જહલ ઉતબા, ઓકબા વગેરે કોરેશના કાફેરો મરાયા તો હજરતે (સલ) તેઓના ધડ એક કુવામાં નંખાવ્યાં. ફરી તેપર ઉભા રહીને આ હદીસ ફરમાવી. એટલે ખોદા અને રસૂલે જે તમારા કતલ તથા અજાબનો અને મારી ફતેહનો વાયદો કર્યો હતો તે સાચો થયો. કેટલાક કહે છે કે આ હદીસથી સિધ્ધ થયું કે મુડદાં સાંભળે છે અને મોતથી આત્માનો નાશ નથી. અને કબ્રસ્તાનમાં મુડદાંઓને સલામ કરવી તે તેમના સાંભળવાની દલીલ છે. બીજી હદીસમાં સિધ્ધ થયું છે કે જ્યારે મુરદાને દફન કરીને લોકો પાછા ફરે છે તો તે મુરદું લોકોના જોડાની અવાજ સાંભળે છે. અને કેટલાક કહે છે કે મુરદાં સાંભળતાં નથી. તે કાફેરોએ સાંભળ્યું એ હજરત (સલ)નો મોજેઝો હતો. જેવી રીતે હજરત (સલ) ના હાથમાં ઠીકરીઓએ તસબીહ કરેલી. આ હદીસમાં તે કાફેરો સિવાય બીજા મુડદાંઓના સાંભળવાનું વર્ણન નથી. સહી બોખારીમાં કતાદા (રદી)થી રિવાયત છે કે ખોદાએ તે વેળા તે કાફેરોને જીવતા કર્યા હતા. કે હજરત (સલ)ની વાત સાંભળી દુઃખી થાય. અને એવીજ રીતે હજરતે આએશા (રદી)થી પણ રિવાયત છે.* વલ્લાહો આલમ.

---

* વળી કુરઆન શરીફથી પણ એ વાતની પુષ્ટિ મળે છે. અલ્લાહ તઆલા ફરમાવે છે "અને તું કબરોમાં પડેલાને સંભળાવનાર નથી. તું તો ડર ની ખબર કરનાર છે." સૂરા ફાતેર ૩૫;૨૨;૨૩ વળી ખોદા કહે છે. "અને તું મુરદાને તથા બેહરાઓને નોતરૂં સંભળાવી સકતો નથી. જ્યારે તેઓ પીઠ દઈને ફરે." સૂરા નમલ ૨૭;૮૦ આ આયતોમાં ખુલ્લી રીતે મુરદાંનું નહીં સાંભળવું બયાન થયું છે. વળી હનફી મજહબની માતબર કીતાબોથી પણ એવીજ રીતે સિદ્ધ થાય છે જેના હવાલા અતરે લખી જણાવું છું. કીતાબ કારી શરહ વારી ના કીતાબુલ અમાનમા છે "વાતથી મતલબ સમજાવવું છે અને એ સાંભળવાથી થાએ છે પણ એ મરવા પછી બની શકતું નથી" ઈત્યા. અને ફતહુલ કદીરમાં છે. "અને મતલબ તેથી (વાતથી) સમજાવવું છે. પણ મોત તેની વિરૂદ્ધ છે કેમકે તે (મુરદું) સાંભળતું નથી તો તે સમજે નહીં" ઈત્યા. અને ફતહુલ કદીરના કીતાબુલ જનાએઝમાં પણ એમજ છે. અને એની શરહ કંજમાં કીતાબુલ એેમાનમાં છે "વાત કરવી સમજાવવા માટે છે. અને મૈયતમાં એ બનતુ નથી." ઈત્યા. અને મુસતખલસ શરહ કંજમાં છે "મતલબ વાત થી સમજાવવું છે અને એ મૈયતમાં થતું નથી." ઈત્યા. અને કીફાયા શરહ હીદાયામાં છે "વાત કરવાથી મતલબ સમજાવવું છે. અને એ સાંભળવાથી થાએ છે અને એ (સાંભળવુ) મરવા પછી થતું નથી." અને બહ

૧૦૧૮ મુસલિમમાં કબીસા બીન મોખારેક (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ કબીસા! સવાલ કરવો ત્રણમાના એક સિવાય કોઇને હલાલ નથી. એક તો તે શખ્સ કે જેણે બીજાનો બોજ પોતા ઉપર નાંખ્યો હોય તો તેને સવાલ કરવો હલાલ છે. તે એટલાં સુધી કે તેટલો માલ મળે ફરી અટકે. બીજો તે શખ્સ કે જેને આફત આવી પોહોંચી હોય ને તેથી તેનો માલ નાશ પામ્યો હોય તો તેને સવાલ કરવો હલાલ છે. તે એટલાં સુધી કે પોતાની જીન્દગીના ગુજારા જેટલું મેળવે. અથવા આવી રીતે કહ્યું કે જાન બચાવવા જેટલું મેળવે, ત્રીજો તે શખ્સ કે જેને ફાકો હોય (ભુખમરો હોય) તે એટલાં સુધી કે તેની જાતના ત્રણ અકલવાળા ઉભા થઇને સાક્ષી આપે કે ફલાણો ફાકો ખેંચે છે તો તેને સવાલ કરવો હલાલ છે કે જીન્દગીના ગુજારા જેટલું મેળવે. અથવા આવી રીતે કહ્યું કે જાન બચાવવા જેટલું મેળવે. આ ત્રણ સિવાય.

ફત-રાએક જીલ્દ ૪ પૃ. ૩૯૪ માં છે" મતલબ વાતથી સમજાવવું છે અને મોત તેને વિરૂદ્ધ છે." અને શામી (રદદુલ મોહતાર) જીલ્દ ૩ પૃ. ૨૦૧ માં પણ એજ પ્રમાણે છે. એ વગર હનફી મજહબની ઘણી કીતાબો માં છે. જો કોઈ એમ કહે કે ઉપલી ઈબારતો સર્વ કીતાબુલ ઐમાનમાં છે અને કોઈ માણસ કસમ ખાએ કે હું ફલાણાથી વાત નહીં કરીશ ને તે ફલાણો મરી ગયો તે પછી તેની આગળ જઈ વાત કરે તો તેના કસમ તુટતા નથી તેનું કરણ કે મરેલા આગળ કોઈ બોલે તો મહાવરામાં (ઉરફમાં) તે તેની સાથે વાત કરનારો ગણાતો નથી તેથી તેના કસમ નહી તુટતા. એથી મુરદાનું સાંભળવું કેમ ના પડાએ. તો તેનો જવાબ કે કસમ નહીં તુટવાના અનેક કારણો થાએ છે. તેમાંથી એક ઉરફ પણ છે. પણ મજકુર ઈબારતોમાં તો બીજું કારણ ખુલ્લી રીતે કહેવાયું છે કે વાત કરવાથી મતલબ સમજાવવું છે. અને મુરદાં સાંભળતાં નથી એટલે સમજાવે કેમ? તો તે બધાઓએ મુરદાંનુ નહી સાંભળવું કબૂલ કીધું છે. અને હદીસોથી જાહેરમાં મુરદાંનું સાંભળવું સિદ્ધ થાય છે તેની મતલબ ઉપલાં પુંસ્તકોમાં બયાન થઈ છે, અને તેથી આધાર લેનારનો ઉત્તમ પણ તે કિતાબોમાં છે. ગ્રા. મો.

ઓ કબીસા સવાલ કરવો હરામ છે. સવાલ કરનારો હરામ ખાય છે." સહી મુસલિમમાં આવી રીતે **હત્તા-યકુમ**ની રિવાયત છે. પણ ખરૂં **યકુલ** છે. અબુ દાઊદમાં લામથી રિવાયત થઇ છે.

**ફાયદો** બીજાનો બોજ પોતા ઉપર નાંખવો આવી રીતે કે બે આદમીમાં માલને લીધે ઝઘડો થયો કરજની બાબત અથવા ખૂનની દીયત (માલ) બાબત અથવા કોઇ દંડની બાબત અને ત્રીજો માણસ તે બેમાં સલાહ કરાવે અને તેટલો માલ પોતાને માથે લ્યે તો તેને સવાલ કરવો દુરૂસ્ત છે. અરબમાં આવી રીતની જીમ્મેદારીનો ઘણો રિવાજ હતો. અને આફતથી માલ બરબાદ થવો જેમ આગમાં બળવો અથવા ડુબવો અથવા લુટાવો. અને આ જે ફાકા માટે ત્રણ માણસની ગવાહી ફરમાવી એ એહતેયાત તથા ઇસ્તેહબાબની રૂએ છે. કોઈ પણ આલેમની નજદીક આ શરત નથી કે વગર સાક્ષીએ ફાકા વાળાને સવાલ કરવો દુરૂસ્ત નથી. આ હદીસથી જણાયું કે મુળ સવાલ હરામ છે પણ આ ત્રણ જરૂરતોમાં દુરૂસ્ત છે એ સિવાય કોઇ રીતે દુરૂસ્ત નથી. મસાબીહમાં કબીસા (રદી)થી રિવાયત છે કે હું માલનો જામીન થયો અને હજરત (સલ)થી મેં સવાલ કર્યો, હજરતે (સલ) મને ફરમાવ્યું કે તું થોભ. જકાતનો માલ જ્યારે આવશે તો હું તને આપીશ. ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી.

૧૦૧૯ બોખારીમાં જાબેર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ મોઆજ! શું તું ફિતનામાં નાંખનાર છે? ત્રણ વાર કહ્યું. **વશ્શમસે વ દોહાહા અને સબ્બેહિસમ રબ્બેકલ આલા** અને એના જેટલી સુરા પઢા કર." ઇશાની નમાઝમાં મોઆજે (રદી) સુરા બકર પઢેલી ત્યારે તેમને હજરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** મસાબીહમાં જાબેર (રદી)થી રિવાયત છે કે મોઆજ (રદી)ની દસ્તુર હતી કે ઇશાની નમાઝ હજરત [સલ] સાથે પઢતા ફરી પોતાની કોમમાં જઇને ઇમામત કરતા. એક વાર મોઆજે ઇશામાં સુરા બકર શરૂ કરી તો એક પુરૂષે જમાઅત છોડીને એકલાં નમાઝ પઢી, અને ઘેર ગયો.

મોઆજે તે શખ્સને મોનાફેક કહ્યો.* તે શખ્સ હજરત (સલ) પાસે ગયો અને કહ્યું કે ઓ રસૂલુ-લ્લાહ અમો ખેતીવાળા મેહનતી લોકો છીએ. એટલે અમો દહાડાની મેહનતથી થાકીએ છીએ. રાતના અમને એટલી બધી શકિત રહેતી નથી કે મોટી મોટી રકઅતો પઢીએ. મોઆજે રાતના સૂરા બકર પઢી, હું પોતાની નમાઝ પઢીને ચાલી ગયો તો મોઆજે (રદી) મને મોનાફેક કહ્યો. ત્યારે હજરતે (સલ) મોઆજને આ હદીસ ફરમાવી. એટલે શું તું લોકોમાં ફિતનો નાંખવા ચાહે છે? મોટી કિરાઅતથી જમાઅત છોડવી દેશે. આથી જણાયું કે ઇમામને પોતાના લોકોનો ખ્યાલ રાખવો વાજેબ છે તેઓની મરજી વગર લાંબી કીરાઅત દુરસ્ત નથી. ઇમામ નફલની નૈયત કરે અને મુકતદી ફરજની નૈયત કરે, એ શાફેઇ મજહબમાં દુરસ્ત છે. જેમકે આ હદીસથી જણાયું કે મોઆજ હજરત [સલ] ની સાથે ફરજ પઢતા હતા, અને પોતાની કોમને નફલની નૈયતથી પઢાવતા હતા. અને હનફી મજહબમાં નફલવાળાની પાછળ ફરજવાળાની નમાઝ દુરસ્ત નથી. એમના મત પ્રમાણે મોઆજ (રદી હજરત (સલ)ની સાથે નફલની નૈયતથી પઢતા હશે અને પોતાની કોમની સાથે ફરજની નૈયતથી.

૧૦૨૦ બોખારી તથા મુસલિમમાં મોઆજ બીન જબલ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યુ કે ઓ મોઆજ બીન જબલ! શું તું જાણે છે કે અલ્લાહનું હકક બંદાઓ ઉપર શું છે? મોઆજ કહે છે કે મેં કહ્યું કે અલ્લાહ તથા તેના રસૂલ સારી રીતે જાણનાર છે. હજરતે (સલ) ફરમાવ્યું, તો ખચીત અલ્લાહનું હક્ક બંદાઓ ઉપર આ છે કે તેઓ તેની બંદગી કરે અને તેની સાથે કોઇને શરીક કરે નહીં. ઓ મોઆજ બીન જબલ! શું તું જાણે છે કે બંદાઓનું હક્ક અલ્લાહ ઉપર શુ છે. જ્યારે તેઓ આ કરે [એટલે વગર શરીક કરે ઇબાદત કરે]? મેં કહ્યું કે અલ્લાહ તથા તેના રસૂલ વધારે જાણનાર છે. હજરતે (સલ) ફરમાવ્યું તે એ કે તેઓને અજાબ નહીં કરે.

**ફાયદો** ખોદાનું હક્ક બંદાઓ ઉપર વાજેબ છે. અને બંદાઓનુ હક્ક ખોદા ઉપર કંઇ નથી. પણ તેના ફજલ અને કરમની રાહે અલબત સર્વ તરેહની આશા છે.

૧૦૨૧ બોખારી તથા મુસલિમમાં મોગીરા બીન શોઅબા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ઓ મોગીરા! વોજુનું વાસણ ઉપાડ.

**ફાયદો** મોગીરાથી રિવાયત છે કે હું હજરત (સલ) સાથે સફરમાં હતો. જ્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી તો હું વોજુનું વાસણ હજરત (સલ)ની સાથે લઇ ચાલ્યો. પ્રથમ હજરત (સલ) જાજરૂથી ફરાગત થયા. શામી ઝબ્બો હજરતે પેહેરેલો હતો તેની બાંય તંગ હતી તેમાંથી હાથ કાઢીને વોજુ કર્યું અને હું પાણી નાંખતો હતો. ફરી હજરતે (સલ) મોજા પર મસહ કર્યો આ હદીસથી જણાયું કે ખીજમતગારથી વોજુ કરાવવુ દરસ્ત છે.

૧૦૨૨ બોખારી તથા મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ ખંદક વાળાઓ! જાબેરે તમારે માટે ખાણું તૈયાર કર્યું છે તમો જલદી ચાલો.

**ફાયદો** આનો પૂરો કિસ્સો ત્રીજા બાબમાં આવી ગયો છે† કે થોડું માંસ અને ત્રણ સેર જવના આટાથી હજરત [સલ]ની બરકતથી હજાર આદમીએ ખંડકની લડાઇના દિવસોમાં ખાધું.

૧૦૨૩ મુસલિમમાં અબુ સઇદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ મદીનાવાળાઓ! કુરબાનીના માંસને ત્રણ દિવસથી વધારે નો ખાઓ. અબુ સઇદે (રદી) કહ્યું કે લોકોએ રસૂલુ-લ્લાહ (સલ) આગળ ફરયાદ કરી કે અમારા બાળ બચ્ચાં છે ભાઇબંધ છે તથા ચાકરો છે (એટલે ત્રણ દિવસથી વધું હુકમ હોય તો ઘણા દિવસ સૂધી અમારૂં કામ ચાલે )તો હજરતે [સલ] ફરમાવ્યું કે ખાઓ અને ખવરાવો. અને રોકી રાખો અથવા રહેવા દો.

**ફાયદો** કુરબાનીનું ગોશ ત્રણ દિવસથી વધુ

---

* "જ્માત્ર જમાઅત છોડવાને લીધે મોઆજે (રદી) મોનાફેક કહ્યો." જો" આ વખતમાં જમાઅત હતે તો મસજીદમાં નમાઝ થતી વેળા મસજીદ પાસે બેસી રહેનારને કાફેર જ કહેતે ગ્રાં. મો.

† વાંચો હદીસ ના. ૬૨૯ ગ્રા. મો.

રાખવું દુરૂસ્ત છે. પ્રથમનો હુકમ મનસુખ થયો.

૧૦૨૪ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઝૈદ બીન આસેમ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ અનસાર લોકો! શું તમને મેં ગુમરાહ નહીં જોયા? ફરી મારે લીધે અલ્લાહે તમને દીનનો માર્ગ બતાવ્યો. અને તમો ફુટ ફાટમાં હતા. તો અલ્લાહે મારે લીધે તમને મેળવી આપ્યા [અને મોહબ્બત આપી] અને કંગાળ હતા તો અલ્લાહે મારે લીધે તમને ગની બનાવ્યા.(માલદાર કર્યા)

**ફાયદો** જંગે હોનેનમાં જ્યારે ફતેહ થઇ અને માલ હાથ લાગ્યો તો હજરતે [સલ] નવા મુસલમાનોને ઘણો માલ આપ્યો અને અનસારીઓને નહીં આપ્યો, તો યુવાન અનસારીઓએ કહ્યું કે હજરત (સલ) અમને આપતા નથી અને જેઓના ખૂન અમારી તલવારથી ટપકે છે (એટલે જે અમારી તલવારના જોરથી મુસલમાન થયા છે) તેઓને આપે છે. હજરતે (સલ) તેઓને એક તમ્બુમાં ભેગા કર્યા અને આ હદીસ ફરમાવી. ફરી અનસારી રાજી થયા અને રડવા લાગ્યા. અનસારમાં બે ટોલાં હતાં ઓસ અને ખઝરજ. કુફ્રના વખતમાં એઓમાં આસપાસમાં ઘણી દુશમનાઇ હતી. ખૂના મરકી થઇ ચુકી હતી. જ્યારે હજરત (સલ) પાસે બંને ટોળાં મુસલમાન થયાં તો આપસમાં સારી રીતે દોસ્ત થયાં. આ એહસાન હજરતે (સલ) જણાવ્યું.

૧૦૨૫ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ અનસારના લોકો! તમે કહ્યું કે આ પુરૂષને (એટલે પેગમ્બરને) પોતાના શેહેરની ખાહેશ થઇ છે. અનસારીઓએ કહ્યું કે ખચીત આ વાત થઇ છે. હજરતે (સલ) ફરમાવ્યુ કે કદી નહીં થશે.@ ખચીત હું ખોદાનો બંદો અને તેનો રસૂલ છું. મેં અલ્લાહની તરફ અને તમારી તરફ હિજરત કરી છે મારી જીન્દગી તમારી જી દગી સાથે છે. અને મારૂં મોત તમારા મોતની સાથે છે.

**ફાયદો** મસાબીહમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે જ્યારે મકકા ફતેહ થયુ તો હજરતે (સલ) ફરમાવ્યું કે જે અબુ સુફયાનના ઘરમાં ગયું તેને અમન છે. અને જેણે હથિયાર મેલ્યા તેને અમન છે. ત્યારે અનસારે કહ્યું કે હજરત (સલ) ને પોતાના જાન ભાયોની ઉલફત થઇ. અને પોતાના દેશની રગબત થઇ હજરત (સલ) ને વહીથી આ હાલ જણાયો ત્યારે આ હદીસ ફરમાવી.

૧૦૨૬ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઊદ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ જુવાનઆઓ તમારામાંનો જે કોઇ નિકાહ કરવાની શકિત રાખે તે નિકાહ કરે. કેમકે એ આંખને વધારે રોકનાર છે અને શરમગાહને વધારે સમ્ભાળ કરનાર છે (એટલે નિકાહને લીધે આદમી હરામકારી તથા પરાઈ સ્ત્રીને ઘોરવાથી બચે છે) અને જે કોઈ એની શકિત નહીં રાખતો હોય તે પોતે પોતાના ઉપર રોજો રાખવો જરૂર જાણે. કારણ કે એ તેના વિષે ખસ્સી કરવા સરખો છે.

**ફાયદો** એટલે જેવી રીતે ખસ્સી કરવાથી શહવત જતી રહે છે તેવી રીતે રોજો રાખવાથી જતી રહે છે. આથી જણાયું કે જેને બાયડીના ખાણું કપડાં આપવાની શકિત હોય તેને માટે નિકાહ કરવા મુસ્તહબ છે કે હરામ કારી તથા નજર લડાવવાથી બચે. અને જો શકિત ન હોય તો રોજો રાખવો શરૂ કરે. કેમકે અશકિતથી આપોઆપ શહવત દૂર થશે.

*૧૦૨૭ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ મુસલમાન લોકો! કોણ એવો શખ્સ છે કે જે મારો ઉજર જાણીને તે મરદથી બદલો લ્યે કે જેની ઈજા મારી અહલે બેત (એટલે મારી બીબી) ને પોહોંચી છે. તો ખોદાની કસમ મેં મારી અહલમાં ભલાઈ વગર કાંઇ જાણ્યું નથી. અને ખચીત તેઓએ એક પુરૂષનું નામ લીધું તેમાં ભલાઇ (નેકી) વગર મેં કંઇ જાણ્યું નથી. અને તે મારા સાથ વગર (એકલો) કદી મારી બીબી પાસે જતો નહોતો.

**ફાયદો** આ હદીસ ઘણી લાંબી હદીસંગ

---

@ "કદી નહીં થશે ના અર્થ નવવી (રહ) લખે છે. એટલે ગેબની ખબર આપવાથી તમારે ફિતનામાં પડવું નહીં જેવી રીતે ખ્રાસ્તીઓ ઈસા (અલે)ની કોમ ફીતનામાં પડી. હું તો ખોદાનો બંદો છું અને તેનો રસૂલ છું ગ્રા. મો.

તુકડો છે. જ્યારે અબ્દુલ્લાહ બીન ઓબૈ મોનાફેકોના સરદારે હજરત આએશા (રદી) ને સફવાન બીન મોઅત્તલ સાથે એબ લગાડી. બોખારી વગેરેનો મુખતસર કિસ્સો હજરત આએશા (રદી) થી આવી રીતે રિવાયત છે કે હિજરીને પાંચમે વર્ષે હજરત (સલ) જંગે બની મુસતલેકમાં પધાર્યા. હું હજરત [સલ] ની સાથે હતી. જ્યારે હજરત (સલ) ફતેહ કરીને મદીનાની પાસે પુગ્યા તો ચાલવાની ખબર થઇ. હું જાજરૂ માટે લશકરની બહાર ગઇ ફરી ફરાગત થઇને ઠેકાણાં પર આવી. અયાં જણાયું કે ગલાનો હાર પડી ગયો. હું તે જગ્યા ઢુંઢવા માટે ગઇ. ત્યાં ઢુંઢતા વાર લાગી. જેઓ મારો કજાવો કસવા માટે નીમાયા હતા તેઓએ મારો કજાવો ઊંટ પર લાદીને લશકરની સાથે રવાના થયા. સ્ત્રીઓ તે વખતમાં ઓછા ખોરાકની તથા ઘણીજ પાતળી હતી જેથી કજાવો કસનારાઓને મારા હોવા કે ન હોવાની કંઇ ખબર પડી નહીં. જ્યારે મને હાર મળ્યો ત્યારે પોતાના ઠેકાણા પર આવી. જોવું છું કે લશકર ચાલી ગયું છે. હું ત્યાં આવા ખ્યાલથી બેઠી કે આખર જ્યારે તેઓને મારો હાલ જણાશે તો જરૂર મને લેવાને આવશે. સફવાન બીન મોઅત્તલ લશકર પાછળ રહ્યા કરતો હતો કે થાકા હારા ને સાથે લાવે. તેણે મને સુતી જોઇ તો ઓળખી. કારણ કે પરદો કરવાના પેહેલાં તેણે મને જોઇ હતી. તેણે અફસોસ તથા આશ્ચર્યથી **ઇન્ના લિલ્લાહે વ ઇન્ના ઇલૈહે રાજેઊન** પઢ્યું અને કહ્યું આ તો પેગમ્બરની બીબી છે. હું જાગી પડી. આ સિવાય બીજી કોઇ વાત મેં તેની સાંભળી નથી. તેણે પોતાનું ઊંટ બેસાડ્યું હું તે પર સ્વાર થઇ. તો ઊંટની નાથ પકડીને ચાલવા લાગ્યો. જોહોરના વખત લશકરમાં પોહોચી. તો તોહમત આપનારાઓએ મારા પર તોહમત મુક્યું. અને આ તોહમતનો આગેવાન અબ્દુલ્લાહ બીન સલૂલ થયો. હું મદીનામાં આવીને બીમાર થઇ. અને એક મહિનો બીમાર રહી. અને મને એ તોહમતની કંઇ પણ ખબર નહોતી. હા, આટલી મને ફિકર પડી હતી કે જેવી મારી બીમારીમાં હજરત (સલ) મેહેરબાની કરતા હતા તેવી મેહેરબાની આ વખત નહોતી. ઘરમાં આવી માત્ર આટલું પૂછતા હતા કે આ ઓરતનો કેવો હાલ છે. આ વખત સુધી ઘરમાં જાજરૂ નહોતું. હું મિસતહની માની સાથે શેહેર બહાર જાજરૂએ ગઇ. તેનો પગ ચાદરમાં આવ્યાથી તે પડી ગઇ. તેણે પોતાના છોકરા એટલે મિસતહને બદદોઆ કરી મે તેને કહ્યું તું શા માટે તેને બદદોઆ કરે છે. તે તો બદરી (બદરની લડાઇવાળો) સહાબી છે ત્યારે તેણે મને આ તોહમતની ખબર કરી કે મિસતહ પણ તોહમત આપનારાઓમાં ભેગો છે. આ સાંભળતાં મારી બીમારી આ ગમને લીધે બેવડી થઇ. હું હજરત (સલ) થી છૂટી લઇને પોતાના મા બાપને ઘેર આવી, કે આ ખબરની તપાસ કરૂં. મેં પોતાની માને કહ્યું કે ઓ મા! આ શી વાત છે જેની ચરચા લોકોમાં છે? મારી માંએ કહ્યું કે ઓ દીકરી નો ઘભરા. જે બાયડી પોતાના પતીની પ્યારી હોય છે તેને એવીજ રીતે ઘણા લોકો તોહમત આપે છે. મેં કહયું **સુબ્હાન-લ્લાહ** મારે માટે લોકો આવી વાતો કરે છે! તે રાત્રે આખી રાત મને ઊંઘ નહીં આવી. અને આંસુ વહેતાં રહ્યાં, ફરી હજરતે [સલ] અલી બીન અબુ તાલેબ અને ઓસામા બીન ઝૈદને બુલાવ્યા. અને મને છોડી દેવા માટે સલાહ મશવરો પૂછ્યો. કારણ કે આટલી મુદ્દત જીબરઇલ (અલ)નું આવવું તથા વહી ઊતરવી તદન બંધ પડવાં હતાં. ઓસામાએ મારી સફાઇ બયાન કરી અને કહ્યું, ઓ રસૂલુ-લ્લાહ! તે આપની બીબી છે. મને પાક દામની અને બેહતરી સિવાય કંઇ ખીયાલમાં આવતું નથી. અને અલી બીન અબુ તાલેબે (રદી) કહ્યું કે ખોદાએ હજરત (સલ) ઉપર કંઈ તંગી કરી નથી, તેણીના સિવાય બીજી ઘણી સ્ત્રી છે.† પણ બરીરા લોંડીને પૂછો તે આપને સાચે સાચું બતાવશે. હજરતે (સલ) તેણીને બોલાવી અને ફરમાવ્યું કે ઓ બરીરા તેં આએશાથી કદી એવી વાત જોઇ છે જેથી તને તેણીની પાકદામનીમાં શક પડે? બરીરાએ કહ્યું ઓ રસૂલુ-લ્લાહ! કસમ છે તે ખોદાની કે જેણે આપને સાચા પેગમ્બર કર્યા છે મેં કદી તેણીના પાકદામનીમાં કંઇ ફરક જોયો નથી. હા, આટલી વાત

† આમાં હજરત અલી [રદી]એ તલાક આપવાનો ઇશારો કર્યો. ગુ. મો.

જરૂર છે કે આએશા કમ ઉમરની છોકરી છે બકરી ખમીર ખાય જાય છે અને તે સુતેલી રહે છે. એટલે ઓછી ઉમરને લીધે ઘરનો બંદોબસ્ત કરતી નથી. ફરી હજરત (સલ) મસજીદમાં પધાર્યા અને મિન્બર ઉપર આ હદીસ ફરમાવી એટલે એ મુસલમાનો! કોઇ આ મુનાફેકથી એટલે અબ્દુલ્લાહ બીન સલૂલથી મારો બદલો લ્યે કે તેણે નાહક્ક મારા ઘરના લોકોને તોહમત દીધું, અને મને તપાસ કરતાં કોઇ એબની વાત જણાઈ નહીં. ત્યારે સઅદ બીન મોઆજ એોસ ટોલા ના સરદાર હતા તેણે કહ્યું, એ રસુલુલ્લાહ હું આપનો બદલો લેવા તૈયાર છું. જો તોહમત મુકનાર અમારી કોમ એટલે ઓસનો છે તો હું તેની ગરદન મારૂં. અને જો બીજી કોમથી હોય એટલે ખઝરજથી તો જેવો હુકમ હોય તેમ કરીએ. તો ખઝરજના સરદાર સઅદ બીન ઓબાદાએ પોતાની કોમની કુમ્મક કરીને કહ્યું એ મોઆજ! તું વધારે વાત કરે છે. અમારી કોમવાળાપર તારી કંઇ શકિત નથી અને પોતાની કોમની તું પણ કુમ્મક કરશે; ફરી સઅદ બીન મોઆજના કાકા ભાઈ ઓસેદ બીન હોઝેરે કહ્યું એ સઅદ બીન ઓબાદા તું વધારે વાત કરે છે. ખોદાની કસમ અમો તોહમત મુકનારને કતલ કરીશું. શું તું મુનાફેક છે જે મોનાફેકોનો પક્ષ કરે છે? મતલબ કે ખૂના મરકી થવાને લગભગ હતા કે હજરતે (સલ) સર્વને ઠંડા પાડયા. હજરત આએશા (રદી)થી રિવાયત છે કે હું બેસીને રડતી હતી એવામાં હજરત (સલ) પધાર્યા અને મારી પાસે બેઠા અને ફરમાવ્યું એ આએશા! તારા વિષે મેં આવી આવી વાત સાંભળી છે. જો તું બે ગેનાહ છે તો હવે તારી પાકદામની ખોદા બયાન કરશે પણ જો તેં ગુનોહ કર્યો છે તો તોબા કર. કારણ કે જ્યારે બંદાએ તોબા કરી તો ખોદા ગુનોહ માફ કરે છે. જ્યારે હજરત (સલ) વાત કહી રહ્યા તો મારા આંસુ તદન બંધ પડયાં. મેં હજરત (સલ)ને કહ્યું મારી જાણમાં છે કે આપને આ વાતની ખબર પોહોંચી છે. અને આપના દિલમાં જમી ગઇ છે. તો જો હું એમ કહું કે હું આ એબથી પવિત્ર છું તો આપ યકીન શેના કરશો. અને જો નહીં કરેલા ગુનાહનો હું ઇકરાર કરૂં તો આપ તેને સાચો જાણશો. હવે મારે અને હજરત (સલ વચ્ચે હજરત યાકુબ (અલે)ની મીસાલ વગર કંઇ બની શકતી નથી (યાકુબે કહ્યું હતું) "હવે સબર બેહતર છે. અને તમારી ગુફતગો પર ખોદાની મદદ દરકાર છે" હજરત (સલ) મારી પાસેથી ઉઠયા નહોતા કે વહી ઉતરવાની નિશાનીઓ તેમના પર પ્રગટ થઇ. અને સૂરે નુરમાં ખોદાએ મારી પાકદામની તથા તોહમત મુકનારની બુરાઈ બયાન કરી. ફરી હજરતે [સલ] ખુશ થઇને ફરમાવ્યું એ આએશા! તને બશારત છે ખોદાએ તારી પવિત્રાઇ બયાન કરી. મારા મા બાપે કહ્યું એ આએશા! ઉઠ હજરતની તાઝીમ અને સ્તુતી કર. તે વખત હું ઘણી ગુસ્સામાં હતી. મે કહ્યું કે હું નહીં ઉઠીશ અને ન હજરતની સ્તુતી કરીશ. હું મારા ખોદાની સ્તુતી કરીશ અને તેનો આભાર માનીશ. જેણે મારી બે ગુનાહી પ્રગટ કરી. હજરત આએશા (રદી) થી રિવાયત છે કે મને ખાત્રી હતી કે અલ્લાહ મારા બે ગુનાહ થવાને આખર જાહેર કરશે. પણ આ જણાયું નહોતું કે મારી બાબતમાં કુરઆન ઉતરશે જે કેયામત સુધી પઢાશે. આ હદીસથી ઘણા લાભ પ્રગટ થયા. પ્રથમ આ કે જે બે ગુનાહોને એબ લગાડશે તે છેવટે પોતે ફજીહત થાય છે. અને પવિત્રોની પવિત્રાઇ વધુ સિધ્ધ થાય છે. બીજો આ કે જેણે હજરત આએશા રદી) ને બુરૂં કહ્યું તેણે ખચીત હજરત (સલ) ને દુઃખ આપ્યું અને તે મોનાફેકોમાં તે પણ દાખલ થયો. ત્રીજો આ કે ઇલમ ગેબ ખોદા સિવાય કોઇને નથી. મહિના સુધી એની ફિકર તથા દુઃખ હજરતને રહ્યાં પણ વગર ખોદાને બતાવે હજરતને હકીકત હાલ જણાયો નહીં.

૧૦૨૮ બોખારી તથા મુસલિમમાં અબુ સઇદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એ ઓરતોની જમાઅત! તમો સદકો કરો. કેમકે દોજખવાળાઓમાં ઓરતો ઘણી મને દેખાઇ છે (એટલે દોજખમાં મેં મરદો કરતાં ઓરતોને ઘણી જોઈ.)

**ફાયદો** હજરત (સલ) ઇદના જ્યારે ઇદ

ગાહથી પાછા ફર્યા તો ઓરતોના ટોલા પાસે ગયા ફરી આ હદીસ ફરમાવી. ઓરતોએ પૂછ્યું ઓ હજરત (સલ) એનું શું કારણ છે કે ઓરતો મરદો કરતાં વધારે દોજખમાં છે. હજરતે [સલ] ફરમાવ્યું કે તેઓ ઘણી લાન તાન કરે છે. અને પોતાના ખાવિન્દનું હકક માનતી નથી. એટલે અ-ઉપકારી થાય છે. આ હદીસથી જણાયું કે ખેરાત કરવી દોજખથી બચાવે છે.

૧૦૨૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ યહુદી લોકો ! મુસલમાન થાઓ તો બચેલા રહો (એટલે કતલથી જીઝયાથી અને દોજખથી)

**ફાયદો** હજરતે આ મદીનાના યહુદીઓને ફરમાવેલું જ્યારે તેઓને કાઢવાનો ઇરાદો કર્યો ત્યારે.

૧૦૩૦ બોખારીમાં આએશા * (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ યહુદી લોકો ! તમને અફસોસ છે અલ્લાહથી ડરો. અલ્લાહની કસમ કે જેના સિવાય કોઇ પુંજ્ય નથી. બે શક તમો જાણો છો કે ખચીત હું ખોદાનો સાચો રસૂલ છું. અને ખચીત હું તમારે માટે ખરૂં દીન લાવ્યો છું. માટે તમે મુસલમાન થાઓ" અબ્દુલ્લાહ બીન સલામના ઇમાન લાવવા પછી મદીનામાં આવતાં શરૂમાં હજરતે (સલ) કહ્યું હતું.

**ફાયદો** તૌરાતમાં હજરત (સલ) ની નિશાનીયો વર્ણાયલી હતી. યહુદીઓ સારી રીતે જાણતા હતા. કે આખર જમાનાના પેગમ્બર ફલાણે વખત ફલાણા શેહેરમાં ફલાણી જાતમાં પેદા થશે અને મક્કા તજી મદીનામાં આવશે. † એજ માટે ઘણા યહુદીઓ શવ દેશ શામને છોડી મદીનામાં આવી રહ્યા હતા કે અમો હજરત (સલ) ના ભેગા થઇએ. અને જ્યારે કાફેરોથી લડતા તો આવી રીતે દોઆ કરતા "ઓ અલ્લાહ આખર જમાનાના પેગમ્બરની બરકતથી તું અમને ફતેહ આપ." માટે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો મારી પેગમ્બરી સારી રીતે જાણો છો. ફરી જ્યારે હજરત મદીનામાં પધાર્યા તો તે કમ બખ્તોએ અદેખાઇને લીધે અદાવત શરૂ કરી. જેવી રીતે હજરત ઇસા (અલે) ને નહીં માન્યા હતા. તેમ અમારા હજરત (સલ) ને પણ નહીં માન્યા હાં, જે તેઓમાં દીનદાર ખોદાથી ડરનાર હતા જેવા કે અબ્દુલ્લાહ બીન સલામ કે તેઓમાં મોટા વિદ્વાન અને સરદાર હતા. તેઓ વગર વિઘ્નએ ઇમાન લાવ્યા.

૧૦૩૧ મુસલિમમાં મોગીરા બીન શોઅબા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ દીકરા તને દજ્જાલથી કોણુ ગમ્માં નાખે છે? ખચીત તે તને નુકશાની પોહોંચવશે નહીં." આ હજરતે મોગીરાને કહેલી. આ હદીસ બોખારીમાં પણ છે. પણ શબ્દ એ બોનૈયા તેમાં નથી.

**ફાયદો** મોગીરાથી રિવાયત છે કે હું હજરત (સલ) થી દજ્જાલનો હાલ ઘણી વાર પૂછતો હતો. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. મેં કહ્યું કે લોકો કહે છે કે તેની સાથે રોટલીનો પર્વત અને પાણીની નેહેર થશે. હજરતે ફરમાવ્યું કે ખોદાની નજદીક આ સર્વ સેહલું છે.

૧૦૩૨ બોખારી તથા મુસલિમમાં ઓસામા બીન ઝેદ (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ઓ સઅદ ! અબુ હોબાબે જે કહ્યું તે તેં સાંભળ્યું નથી? તેણે આવી આવી રીતે કહ્યું." આ હજરતે (સલ) સઅદ બીન ઓબાદાને ફરમાવ્યુ જ્યારે તેમની બીમાર પુરસીએ ગયા ત્યારે. અને અબુ હોબાબ તે અબદુલ્લાહ બીન ઓબૈ છે.

**ફાયદો** હજરત (સલ) એક વાર સઅદ બીન ઓબાદાની બીમાર પુરસીએ ગયા. માર્ગમાં એક મજલીસમાં મુસલમાન અને કાફેર ભેગા બેઠા હતા. એક વખત સુધી અબ્દુલ્લાહ બીન ઓબૈ જાહેરમાં પણ ઇસ્લામ લાવ્યો નહોતો. સ્વારીની ટાંપથી ધુળ ઉડી તેણે નાક બંદ કરી ને કહ્યું ધુળ કેમ ઉડાવો છો. હજરતે (સલ) સલામ કરી અને ઉભા રહીને વઅજ કહી. કુ

* શરહ મશારેકમાં છે કે આ હદીસ આએશાથી નહીં, પણ અનસ (રદી) થી રિવાયત થઈ છે. ગ્રા. મો.

† આ તૌરાતની બશારતો ઘણા વિસ્તારથી મેં ઈઝહારુલ હક અધ્યાય છઠ્ઠામાં લખી છે. ગ્રા. મો.

રઆન પઢયું. અબ્દુલ્લાહ બીન ઓમૈએ કહ્યું કે વાત તો સારી કરો છો. પણ અમને તકલીફ નો આપો. પોતાને ઘેર બેસી વઅજ નસીહત કર્યા કરો જે તમારે પાસે આવે તેને સમજાવો. અબ્દુલ્લાહ બીન રવાહા સહાબી ત્યાં હતા. તેવણે કહ્યું ઓ રસૂલુ-લ્લાહ! આપ સુખેથી જે ચાહો તે ફરમાવો. જો એ સાંભળતો નથી તો અમો તો કુરઆન પર કુરબાન છીએ. ફરી કાફેરો અને મુસલમાનોમાં ઘણી લડાઇ થઇ તલવાર ચાલવાને લગભગ હતી કે હજરતે [સલ] સર્વને ઠંડા કર્યા. ફરી સઅદ બીન ઓબાદાને ઘેર જઇને આ હદીસ ફરમાવી. સઅદે કહ્યું કે તે અદેખાઇને લીધે એમ કરે છે કારણ કે હજરત (સલ) ના પધાર્યા પેહેલાં અયાંના લોકોએ ઇચ્છયું હતું કે તેના માથા પર સરદારી અને બાદશાહીનો મુગટ મુકે. હવે જ્યારે આપ સત્ય ધર્મ લાવ્યા છો અને તેની રીયાસતમાં નુકશાની આવી છે માટે તે એવી વાતો કરે છે. આ હદીસથી જણાયું કે રીયાસતનો અહંકાર માણસને દીનદારીથી ઘણું દુર રાખે છે.

૧૦૩૩ મુસલિમમાં અબ્બાસ બીન અબ્દુલ મો-તલેબ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ અબ્બાસ ઝાડવાળાઓને પુકાર." આ હજરતે (સલ) હોનેનના દિવસે ફરમાવી.

**ફાયદો** હજરત અબ્બાસ (રદી)થી રિવાયત છે કે જંગે હોનેનના દિવસે મેં તથા અબુ સુફયાન બીન હારેસે એક ઘડી પણ હજરત (સલ)નો સંગ છોડયો નહોતો. જ્યારે મુકાબલો થયો તો કાફેરોએ ચૌતરફથી તીર માર્યા. મુસલમાનોના પગ ઉખડી ગયા. અને હજરત સફેદ ખચ્ચર પર સ્વાર થઇ કાફેરો પર હિમલો કરતા હતા. હું લગામ ખેંચતો હતો કે હજરત (સલ) જલદી નહીં કરે અને અબુ સુફયાને રીકાબ પકડી હતી. ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. એટલે જે લોકોએ ઝાડની નીચે જંગે હોદેબીયામાં જાન આપવાની બેઅત કરી છે તેઓને પુકાર. હજરત અબ્બાસનો અવાજ મોટો હતો હજરતનો અવાજ સાંભળતાજ સર્વ સહાબા લબ્બૈક લબ્બૈક કહેતા એવા ઝુકયા જેવી કે ગાયો પોતાનાં બચ્ચાંઓ તરફ ઝુકે છે. ફરી સારી રીતે લડયા. અને હજરતે (સલ) કાંકરીઓ કાફેરો પર મારી લડાઇ ફતેહ થઇ. હોનેનની લડાઇ ફતેહ મક્કા પછી સને આઠ હિજરીમાં થઇ છે.

૧૦૩૪ બોખારી તથા મુસલિમમાં મૌસૈયબ બીન હજન (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ કાકા તું **લાએલાહ ઇલ્લ-લ્લાહ** કહે. તું આ કાલેમાને કહે કે હું એથી તારે માટે ખોદાની નજદીક ઝઘડીશ (એટલે તારા ઇસ્લામની સાક્ષી આપી તને બખ્શાવીશ) હજરતે આ અબુ તાલેબને તેની વફાત વખતે ફરમાવેલી.

**ફાયદો** અબુ તાલેબની વફાતના વખતે અબુ જહલ તથા અબ્દુલ્લાહ બીન ઓમૈયા મોજુદ હતા. જ્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી તો તે કમબખ્તોએ કહ્યું, ઓ અબુ તાલેબ ! શું તું અબ્દુલ મુત્તલેબનું દીન છોડે છે? હજરત [સલ] વારંવાર કલેમો પઢવાનું કહેતા હતા. અને તે શૈતાનો તેવીજ રીતે બેહકાવતા હતા. આખર અબુ તાલેબે કહ્યું "આ શખ્સ અબ્દુલ મુત્તલેબના દીન પર મરે છે." અને કલેમો નહીં કહ્યો.*

૧૦૩૫ બોખારી તથા મુસલિમમાં અબુ મુસા (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ઓ લોકો ! નરમી કરો તમારી જાનો પર (એટલે શોર બકાર ન કરો.) ખચીત તમો બેહરાને કે છુપેલાને પુકારતા નથી. તમો તો સાંભળનાર નજદીકવાળાને પુકારો છો કે જે તમારી સાથે રહે છે." હજરતે આ સફરમાં કહી હતી. અને લોકો પુકારી પુકારીને તકબીર કહેતા હતા..

* આથી સાફ જણાયું કે અબુ તાલેબ કુફર પર મર્યો. અને એજ સુન્નત જમાઅતનો અકીદો છે. પણ અફસોસ કે મક્કામાં કેટલાક વર્ષ થયાં ખુત બામાં એને મુસલમાન ગણી સહાબાનું માન આપી તે પર રદીય લ્લાહો અન્હો કહેવાય છે. અને ત્યાંના શેખુલ ઈસ્લામે એક રીસાલો પણ એના ઈસ્લામની સાબિતીમાં લખ્યો છે. અફસોસ. મક્કાના આલેમોનીજ વાત પર ભરોસો રાખનારને આ વાત વિચારવાની છે. ગુ. મો.

**ફાયદો** આ હદીસથી જાહેર થયું કે જીક્રમાં ઘણો શોર કરવો દુરૂસ્ત નથી. કારણ કે ઘણો શોર કરવામાં પોતાની ઇંદ્રિયો (હવાસ) પણ ઠીક રહેતી નથી. અને બીજાઓની પણ.

૧૦૩૬ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ લોકો બચીત અલ્લાહ પાક છે અને પાકનેજ કબૂલ કરે છે. અને બચીત અલ્લાહે જે હુકમ પેગમ્બરોને ફરમાવ્યો તે ઇમાનવાળાઓને ફરમાવ્યો. (કુરઆનમાં) તેણે કહ્યું છે "ઓ પેગમ્બરો તમો પાક રોજી [હલાલ માલ] ખાઓ. અને ભલાં કામ કરો. બચીત હું તમારા કામને જાણનાર છું." અને કહ્યું "ઓ ઇમાનવાળાઓ ખાઓ પાક ખોરાક (હલાલ માલ) જે મેં તમને આપ્યો." ફરી હજરતે એક પુરૂષનો હાલ બયાન કર્યો કે તે લાંબી સફર કરે છે વીખરાયલાં વાળ માટી વાળો આસમાન તરફ પોતાના હાથ લમ્બાવે છે, અને કહે છે કે ઓ મારા પરવરદિગાર! ઓ મારા પરવરદિગાર! અને જુવો તો તેનું ખાણુ હરામ છે તેનું પાણી હરામ છે અને હરામથી પલેલો. ફરી કયાંથી એવા શખ્સની દોઆ કબૂલ થાય?

**ફાયદો** પવિત્ર માલ તે છે કે જેમાં કોઇનો દાવો કે ઝઘડો ન હોય. અને શરીઅતમાં દુરૂસ્ત હોય. ચોરીનો માલ કે લુચ્ચાઇનો માલ પાક નથી. કારણ તેમાં માલિકનો દાવો મોજુદ છે. અને ખરચી (વ્યભિચારની મજદુરી) નો માલ લાંચ અને વ્યાજ એમાં જો કે જાહેરમાં કંઇ દાવો નથી, પણ એવો માલ લેવો શરીઅતમાં દુરૂસ્ત નથી તો નાપાક થયો. આથી જણાયું કે હરામ માલથી ખેરાત કરવી નિર્લાભ છે. કેમકે ખોદા તેને કબૂલ કરતો નથી. અલ્લાહ પાક છે તે નાપાકને કેવી રીતે કબૂલ કરે? અને હલાલની ઢુંઢુ કરવામાં પેગમ્બરોને અને મુસલમાનોને એક સરખો હુકમ છે. એમાં તે લોકોનું રદ છે કે જેઓ કહે છે:કે "ઓ સાહેબ અમે અને પેગમ્બરો સરખા નથી કે તેઓની તરેહ હલાલ માલની ઢુંઢમાં તકલીફ અને મેહનત ઉઠાવીએ." ફરી હજરતે [સલ] ફરમાવ્યું કે જો કે ચિન્તાતુર અને મોસાફેર દુ:ખીની દોઆ કબૂલ થાય છે પણ જ્યારે તેનું ખાણું પાણી અને ગોસ્ત પોસ્ત હરામ માલનાં થયાં તો દોઆ કબૂલ થવાની કોઇ સુરત નથી. ફરી તે હજની સફરમાં હોય કે જેહાદમાં હોય. આ હદીસથી સાફ જણાયું કે મુસલમાન માટે સર્વ ઇબાદતોથી હલાલ રોજી ઢુંઢવી શ્રેષ્ઠ છે. એ વગર ન ઇબાદતમાં કંઇ મજા છે અને ન દોઆ કબૂલ થવાની કંઇ આશા. અને આ જે કેટલાક અંજાણ કહે છે કે હલાલ માલ દુન્યામાં કોને મળે છે તેની તલાશ બે ફાયદા છે, તો એ ગલત વાત છે, કારણ કે મેહનત મજદુરી કરવી ખેતી કરવી શરીઅત પ્રમાણે વેપાર કરવો નોકરી કરવી એવી શરતથી કે તેમાં શરીઅત વિરૂદ્ધ કામ નહીં કરવું પડે, અથવા વગર ખાહેશે ખોદાના માર્ગમાં કોઇ શખ્સ તેને કંઇ આપે આ સર્વ દુરૂસ્ત છે આ રીતે જે માલ મેળવે તે હલાલ અને પવિત્ર છે. મતલબ કે જે ઇમાનદારને કેયામતમાં ખોદાને મોં દેખાડવાની ખાતરી છે તેની નજદીક હલાલ રોજી ઢુંઢવી સર્વથી આગળ છે. અને હરામ ખાનાર ખોદાને ભૂલનારથી વાત નથી.

૧૦૩૭ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ લોકો! પેગમ્બરીની ખુશ ખબરીઓમાંથી ઠીક સ્વપ્નું કે જે મુસલમાન જુએ છે અથવા તેને માટે કોઇને દેખાડવામાં આવે છે તે સિવાઇ કંઇ રહ્યું નથી. તમો જાણો કે રોકુઅમાં કે સિજદામાં કુરઆન પઢવાની મને મનાઇ થઇ છે. તો રોકુઅ તેમાં પરવરદિગારની અજમત (મહીમા) કરો (એટલે સુબ્હાન રબ્બીયલ અજીમ કહો) અને સિજદો (તેમાં) દોઆ કરવામાં કોશીશ કરો. કેમકે તમારી દોઆ (સિજદામાં) કબૂલ થવાને લાએક છે.

**ફાયદો** આ હદીસ હજરતે વફાતની કરીબ કોહડીનો પરદો ઉઠાવીને ફરમાવી. એટલે જે ઇલમે ગેબ પેગમ્બરોની મારફતે તમને મળતો હતો તેનો દરવાજો બંધ થયો. કેમકે મારી વફાત થાય છે, મારા પછી કોઇ પેગમ્બર નથી. પણ આલમે ગેબથી નોબુવતની જાતીથી ઇલમ હાસલ કરવાનો માર્ગ ઠીક ખાબ રહ્યો છે કેયામત સુધી. ફરીને મુસલમાન -પોતે જુએ અથવા તેને માટે કોઇ બીજો જુવે. ફરી રોકુઅ અને સિજદામાં કુરઆન પઢવાની મનાઇ કરી, અને સિજદાને દોઆ કબુલ થવાનું ઠીકાણું બતાવ્યું. કારણ કે માટી

પર માથું મુકવું આજેજી કરવાનો છેલ્લો દરજ્જો છે, જેમાં અલ્લાહની રહમત જોશ મારેજ મારે.

૧૦૩૮ મુસલિમમાં અબુ સઇદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એ લોકો ! ખચીત મારા અખત્યારમાં અલ્લાહના હલાલ કરેલાને હરામ કરવાનું નથી.* પણ લસણ એક બુટી છે જેની બદબોને હું પસંદ કરતો નથી" જ્યારે હજરતે (સલ) ફરમાવ્યું કે જેણે લસણ ખાધું હોય તે અમારી મસજીદમાં નહીં આવે અને લોકોએ કહ્યું કે શું લસણ હરામ થયું હરામ થયુ, ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. એટલે હરામ હલાલ ઠેરવવું ખોદાના હુકમ વગર મારા અખત્યારમાં નથી. એ ખોદાની શાન છે. અવ લસણનું હરામ પણું શરીઅતમાં નથી. પણ તબીઅત મકરૂહ જાણે છે.

૧૦૩૯ મુસલિમમાં અનસ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એ લોકો ! ખચીત હું તમારો ઇમામ છું માટે તમો મારાથી આગળ રોકુઅમાં સિજદામાં ઉભા રહેવામાં અને સલામ ફેરવામાં નો જાઓ. ખચીત હું તમને મારી આગળથી અને પાછળથી જોવું છું. ફરી હજરતે (સલ) ફરમાવ્યું કે તેની કસમ કે જેના હાથમાં મોહમ્મદનો જાન છે જે મેં જોયું તે જો તમો જુવો તો જરૂર તમો થોડું હસો અને ઘણું રડો. સહાબાએ કહ્યું એ રસૂલુ-લ્લાહ આપે શું જોયું ? હજરતે (સલ) ફરમાવ્યું કે મેં જંનત અને દોજખ જોઇ છે.

**ફાયદો** આથી જણાયું કે મુક્તદીને ઇમામની તાબેદારી કરવી વાજેબ છે રોકુઅ, સિજદો, કેયામ, અને કાએદામાં ઇમામથી આગળ જવું હરામ છે. જ્યારે પ્રથમ ઇમામ રોકુઅ સિજદો કરે ફરી મુકતદી કરે. ફરી હસવાની બુરાઇ બયાન કરી, કે તેનું કારણ ગફલત છે. અને રોવાની ખુબી બયાન કરી કે તેનું કારણ હુશયારી તથા ઇલ્મ છે.

૧૦૪૦ બોખારીમાં અબ્દુ-લ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એ લોકો ! તમો ધીરજ અને શાન્તિને લાજેમ સમજો. કેમકે દોડવા દોડાવવામાં કંઈ નેકી નથી" આ હજરતે [સલ] અરફાને દિવસે ફરમાવ્યું.

**ફાયદો** અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરત [સલ] જ્યારે અરફાતથી ચાલ્યા તો પાછળ ઘણો શોર બૂમાટો સાંભળ્યો કે લોકો ઊંટોને મારે છે દોડાવતાં આવે છે ત્યારે આ હદીસ ફરમાવી.

૧૦૪૧ મુસલિમમાં અલી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે લોકો તમો હદો (સજા) ને તમારા ગુલામો ઉપર જારી કરો.

**ફાયદો** એટલે જો તમારા ગુલામ ગુનાહ કરે તો તેઓને સજા કરો. જેમકે દસ દિરહમ અથવા વધારેની ચોરી કરે તો હાથ કાપો. અથવા વ્યભિચાર (જીના) કરે તો પચાસ કોરડા મારો. ઇમામ શાફેઈ [રહ] ની નજદીક માલિક સજા આપવાનો અખત્યાર રાખે છે. અને ઇમામ આજમ (રહ) ની નજદીક હાકેમનો હુકમ મેળવવા પછી. હાકેમનો હુકમ મેળવા વગર સજા આપવાનો અખત્યાર નથી.

* ૧૦૪૨ મુસલિમમાં અબુ સઈદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એ લોકો ! ખચીત અલ્લાહ શરાબ વિષે ઇશારો કરે છે પણ કદાપી તેના વિષે કંઇ હુકમ ઉતારશે. [એટલે ખુલ્લી રીતે હરામ કરશે] માટે જે શખ્સની પાસે તેમાંનું કંઇ હોય તો વેચી નાખે અથવા તેનો લાભ લ્યે.

**ફાયદો** જ્યારે કુરઆનમાં આ મજમુનની આયતો ઉતરી કે નીશામાં નમાઝ નો પઢો. અને શરાબમાં લોકોને લાભ પણ છે અને ગુનાહ પણ છે. તો લોકો શરાબ પીતા હતા. અને નમાઝને વખતે છોડતા હતા. હજરત (સલ) આ ઢપથી સમજ્યા કે હવે શરાબ હરામ થવી જોઇએ, ત્યારે આ હદીસ ફરમાવી. અબુ સઇદ (રદી) થી રિવાયત છે કે હજરત (સલ)ના ફરમાવ્યાને થોડા દિ-

* લસણ વિષેનું બયાન હદીસ ના. ૪૪માં થયું છે. આ હદીસથી સાફ જણાય છે કે હરામને હલાલ કરવાનો કે હલાલને હરામ કરવાનો અખત્યાર પેગમ્બર (સલ) ને નથી. ખોદા તરફથી જે હરામ કે હલાલ હજરતને જણાતુ. તેજ બયાન કરતા. જેઓ એમ કહે છે કે હજરત પોતે હરામ હલાલ કરતા તેઓને પૂરતો અખત્યાર છે ચાહે તે પ્રમાણે હુકમ કરે તેઓને આ હદીસ ઉપર ધ્યાન આપવાનું છે. ગ્રા. મો.

વસ ગુજરા પછી કુરઆન શરીફમાં સાફ રીતે શરાબની હુરમત બ્યાન થઇ. હજરતે (સલ) ફરમાવ્યું કે હવે જેની પાસે શરાબ હોય તે નહીં પીએ નહીં વેચે. ઢોલી દે. તો તેજ દિવસે હુકમ સાંભળતાંજ સહાબાએ વાસણ તોડયાં અને દારૂ વહેયું તે એટલાં સૂધી કે મદીનામાં કીચડ થયો.

૧૦૪૩ મુસલિમમાં સબરા બીન મઅબદ જોહેની (રદી) થીરિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ લોકો! ખચીત મેં તમને ઓરતોથી મોતાઅ કરવાનો હુકમ આપ્યો હતો. અને ખચીત અલ્લાહે તેને કેયામત સૂધી હરામ કર્યો છે. જે શખ્સ પાસે તે ઓરતોમાંથી કોઈ હોય તો તેને છોડી દે. અને જે તમે તેઓને કઇ આપ્યું હોય (મોહર અથવા ખરચી) તે કંઇ પણ પાછું લ્યે નહીં.

**ફાયદો** આ હદીસથી જણાયું કે મોતા કરવો ખોદાના હુકમથી કેયામત સૂધી હરામ થયો. જેવી રીતે દારૂ પ્રથમ હલાલ હતું અને ફરી હરામ થયુ. એ વિષે કેટલીક બહસ પ્રથમ બાબ માં આવી ગઇ છે. †

૧૦૪૪ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ લોકો! તમો હજ્જના મસલા શીખો. કેમકે હું જાણતો નથી કદાપી હું આ વર્ષ પછી હજ્જ નહીં કરીશ.

**ફાયદો** આ હજરતે (સલ) હજ્જતુલ વિદાઅમાં ફરમાવેલી. ફરી હજરત (સલ) ને હજ્જ કરવાનો જોગ નહીં બન્યો તેજ વર્ષ વફાત થઇ. એજ માટે તેને હજ્જતુલ વિદાઅ કહે છે. આ હદીસથી જણાયું કે હજરત (સલ) નું કહેવું તેમ કરવું આધાર લેવા લાએક છે.

૧૦૪૫ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યુ કે ઓ લોકો! ખચીત અલ્લાહે તમારા ઉપર હજ્જ ફરજ કરી છે, માટે તમો હજ્જ કરો.

**ફાયદો** આ હદીસ હજ્જને ફરજ થવાની દલીલોમાંની એક દલીલ છે.

૧૦૪૬ બોખારીમાં અબુ ઓમામા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ આદમના દીકરા! હાજતથી વધારે માલને ખરચ કરવો તને બેહતર છે અને તેને રોકી રાખવો તારે માટે બુરૂં છે. અને ઘરવાળાઓના કુત જેટલુ રાખવા પર કંઇ ઠપકો નથી.

**ફાયદો** આ હદીસથી જણાયું કે જકાત (સવાય વધારે માલને અલ્લાહના માર્ગમાં આપવો મુસ્તહબ છે કે આખેરતમાં સંગ્રહ રહે. અને માલ રાખવામાં બુરાઈ છે કે તેના પર હિસાબ આપવાનો અને બીજાઓને લાભ. પણ પોતાના ઘર બાર જેટલો ખરચ રાખવામાં કંઇ ઠપકો નથી તેમ તવક્કોલ (ખોદાપર ભરોસો) ને પણ વિરૂદ્ધ નથી. હજરત (સલ) પોતાની બીબીયોને વર્ષ ભરનો ખરચ આપતા હતા.

૧૦૪૭ મુસલિમમાં જાબેર [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ બની સલમાના લોકો! તમારા ઘરોમાં તમો રહો. તમારા પગલાં લખાય છે. તમારા ઘરમાં રહો. તમારા પગલાં લખાય છે.

**ફાયદો** બની સલમા અનસારીઓની એક કોમ હતી તેમના ઘરો હજરત [સલ]ની મસજીદથી દૂર હતાં. તે લોકોએ વિચાર્યું કે મસજીદની પાસે આવીને વસે, ત્યારે હજરતે (સલ) આ હદીસ બે વાર ફરમાવી. એટલે મસજીદ દૂર હોવાથી તમને આવતાં જતાં તકલીફ છે પણ આ કેટલો મોટો સવાબ છે કે દરેક ડગલાની ગણત્રીએ એક નેકી તમારે માટે લખાશે. અને ગુનોહ માફ થશે. આથી જણાયું કે જેનું ઘર મસજીદથી દૂર હોય તે આ આવા જવાની તકલીફને ગનીમત જાણે

૧૦૪૮ બોખારી તથા મુસલિમમાં ઉમ્મે સલમા (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ઓ અબુ ઓમૈયાની દીકરી! અસર પછી બે રકઅત પઢવા બાબત તેં પૂછયું તેનો હાલ આ છે કે મારી પાસે અબ્દુલ કૈસના લોકો પોતાની કોમ તરફથી ઇસ્લામનું પેગામ લાવ્યા. તો તેઓએ મને જોહોર પછીની બે રકઅત પઢવાથી રોકયો. તો આ બે રકઅત તે છે.

**ફાયદો** મસાબીહમાં કોરેબ (રદી)થી રિવાયત છે કે મને અબ્દુલ્લાહ બીન અબ્બાસ વગેરે કેટલાક સહાબીઓએ હજરત આએશા (રદી) પાસે મોકલ્યો કે અસર પછી બે રકઅત પઢવી સુંનત છે કે નહીં? હજરત આએશા (રદી)એ મને હજ

† વાંચો હદીસ નાઃ ૧૫૪ ગ્રા. મો.

રત ઉમ્મે સલમા [રદી]ને પાસે મોકલ્યો. હજરત ઉમ્મે સલમા [રદી]એ કહ્યું કે અસર પછી સુંનત પઢવાને મનાઇ કરતાં મે હજરત [સલ]થી સાંભળ્યું છે. તે પછી એક દિવસે અસર પછી બે રકઅત પઢતાં મે હજરતને જોયા, તો મેં અબુ ઓમૈયાની છોકરીને હજરત (સલ) પાસે મોકલી. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. આથી જણાયું કે તે રકઅતો જોહરની કજા હતી. ઇમામ શાફેઇ (રહ)નો આજ મજહબ છે કે જો જોહરની સુંનત કજા થાય તો અસર પછી પઢે. ઇમામ આજમ [રેહ]ની નજદીક અસર પછી સુંનત કજા કરવી હજરત (સલ)નો ખાસ્સો હતો હવે દુરૂસ્ત નથી. કારણ કે સુંનતની કજા ફરજ વગર દુરૂસ્ત નથી.

૧૦૪૯ બોખારીમાં અનસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ ઉમ્મે હારેસા ! ખચીત વાત તો આ છે કે જંનતમાં કેટલીક જંનતો છે અને તારો દીકરો ફિરદોસે આલા (ઉંચી જંનત)માં પોહોંચ્યો.

**ફાયદો** હારેસા (રદી) બદરમાં શહીદ થયા હતા. તેમની માએ હજરત (સલ) પાસે આવીને કહ્યું કે ઓ રસૂલુલ્લાહ જો હારેસા જંનતમાં હોય તો હું તેના ગમમાં સબર કરૂં પણ જો જંનત સિવાય બીજે કેથે હોય તો મેહનત કરીને હું રડું. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે આ નો સમજ કે જંનત એકજ છે ? પણ જંનતમાં કંઇ જંનતો એકથી એક ચઢત છે. અને તારો છોકરો ફિરદોસ બરીંમાં છે. જે સર્વથી ઉમદા તથા ઉંચી છે.

૧૦૫૦ બોખારીમાં ઉમ્મે ખાલેદ બીનતે સઇદ બીન આસથી અથવા ખાલેદ બીન સઇદની છોકરીથી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ ઉમ્મે ખાલેદ ! આ (કાળી સુસીની ચાદર) સારી છે. ઓ ઉમ્મે ખાલેદ આ (કાળી સુસીની ચાદર) સારી છે. એક રિવાયતમાં બંને જગ્યા સંનાની જગ્યા સન્નહ છે (આ બંને શબ્દોના અર્થ સારી છે.

**ફાયદો** ઉમ્મે ખાલેદ (રદી)થી રિવાયત છે કે એક વાર હજરત (સલ)ની પાસે કંઇ તરેહનાં કપડાં આવ્યાં તેમાં એક ઉન્ની ધારી વાળી કાળી ચાદર હતી. હજરતે (સલ) ફરમાવ્યું કે આ હું કોને આપું ? સહાબા ચુપ હતા. અને હું ઓછી ઉમરની છોકરી હતી. હજરતે મને બુલાવીને તે ચાદર આપી અને આ હદીસ ફરમાવી. આ હદીસથી જણાયું કે નાહલાં બચ્ચાંઓને કોઈ ચીજ આપી તેની તારીફ કરવી કે બાળક ખૂશ થાય એ મુસ્તહબ છે.

૧૦૫૧ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ ઉમ્મે સલમા ! આએશા વિષે તું મને દુઃખનો આપ. ખોદાની કસમ તેના સિવાય તમારામાંથી કોઇના ગોદડામાં મારા ઉપર વહી ઉતરી નથી.

**ફાયદો** આ હદીસનું વિસ્તારથી બયાન આવી ગયું છે * કે સહાબાની આદત હતી કે હજરત આએશા (રદી)ની વારીને દિવસે હજરત માટે હદયે મોકલતા હતા કે જેથી હજરત (સલ) ખુશ થાય. હજરત (સલ)ની બીબીયોએ હજરત ઉમ્મે સલમા [રદી]ના મારફતે હજરતથી ફરયાદ કરી કે સહાબા સર્વ બીબીયોને ઘેર હદયો મોકલ્યા કરે આએશાની કાંઇ ખોસુસીયત નથી. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે આએશા (રદી)ની બુજરૂગી માત્ર મારી મોહબ્બતથીજ નથી પણ તેમાં એવો દીની કમાલ છે તેમના સિવાય બીજી કોઇ બીબી પાસે મને વહી આવી નથી. તેથી જણાયું કે ખોદાની નજદીક તે સર્વ બીબીયોથી શ્રેષ્ઠ છે. તો હજરત ઉમ્મે સલમા [રદી] એ કહ્યું કે ઓ રસૂલુલ્લાહ હું આપને દુઃખ પુગાવવાથી તોબા કરૂં છું.

*૧૦૫૨ મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યુ કે ઓ ઉમ્મે સોલેમ ! શું તું જાણતી નથી કે મારી શરત મારા પરવરદિગારથી આ છે. ખચીત મેં મારા પરવરદિગારથી શરત કરીને મેં કહ્યું છે કે હું તો બશર [માણસ]જ છું જેમ માણસ ખુશી થાય છે તેમ હું ખુશી થાઉં છું. અને જેમ માણસ ગુસ્સે થાય છે તેમ હું ગુસ્સે થાઉં છું. તો મારી ઉમ્મતમાંથી જે કોઇપર હું કોઇ રીતની બંદદોઆ કરૂં (શ્રાપ આપુ) કે જેનો તે લાએક નથી

* વાંચો હદીસ ના. ૪૭૧ નો ફાયદો ગ્રા. બો.

તો તે બદદોઆને તેને માટે (તેના ગુનાહોની) પાકી સફાઇ અને નજદીકનું કારણ કરશે, કે કેયામતને દિવસે તે બદદોઆને લીધે તેને તારી નજદીકી મળે.

**ફાયદો** અનસ (રદી)થી રિવાયત છે કે મારી મા ઉમ્મે સોલેમ (રદી)ની પાસે એક યતીમ છોકરી હતી તેને એક દિવસે હજરતે (સલ) જોઇને ફરમાવ્યું અરે તું તો મોટી થઇ હવે તને વધવું ભાગ્ય નહીં થાઓ. તે છોકરીએ રડીને ઉમ્મે સોલેમને કહ્યું કે હજરતે [સલ] મને બદદોઆ કરી. ઉમ્મે સોલેમે કહ્યું ઓ રસૂલુ–લ્લાહ! આપે શું મારી યતીમ છોકરીને બદદોઆ કરી છે? હજરતે ફરમાવ્યું કે બદદોઆ કેવી? ઉમ્મે સોલેમે કહ્યું કે તે છોકરી રડે છે અને કહે છે કે હજરતે મને આવી રીતે બદદોઆ કરી કે તારી ઉમર નહીં વધો. તો હજરત (સલ) હસવા લાગ્યા ફરી આ હદીસ ફરમાવી. એટલે તુ તો ઘભરા વગર કસુર વાળાને મારી બદદોઆ લાગતી નથી. એટલુંજ નહીં પણ તેને બદલે ખોદાની નજદીક તેને માટે બરકત અને બેહતરી થાય છે. હજરત (સલ) ની આ બદદોઆ એવી હતી જેવી કોઇવાર મા-બાપ પોતાના છોકરાને ઠપકો આપતાં કહે છે ઓ કમ બખ્ત! ઓ બે નસીબ! (મુવા) પણ દિલથી તેનુ. બુરૂં ચાહતા નથી. જો કે હજરત [સલ] નકામો ગુસ્સો કરવાથી બચેલા હતા પણ હજરતે પોતાની ઉમ્મત પર કેવી મેહેર હતી કે આગળથી બંદોબસ્ત કરી પોતાની બદદોઆની તાસીર નહીં થવા માટે ખોદાથી શરત કરી કે કદાપી અવિચારે કોઇને માટે કદી બદદોઆ નીકળે તો અસર નહીં થાય. પણ તેનુ ઉલટુ બેહતરી થાય.

## શેઅર

અપની ઉમ્મત પે જો શફકતથી શહે આલમકો
એસી શફકત કિસી મા–બાપ મેં દેખી ન સુની.
અબ તો ઉમ્મતકે હે લાજેમ કે જબ ઐસા હો રસૂલ
રાહ ઉસકી ચલેં બિદઅત કી કરે બેખ કની.

૧૦૫૩ મુસલિમમાં અનસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ). ફરમાવ્યું ઓ ઉમ્મે સાલેમ! ખચીત (કાફેરોના શરને) ખોદા બસ થયો અને તેણે એહસાન કર્યું" આ હજરતે (સલ) હોનેનની લડાઇને દિવસે ફરમાવ્યું.

**ફાયદો** હજરતે (સલ) ઉમ્મે સોલેમને જમૈયો (ખંજર) બાંધેલી જોઇ પૂછયું કે તેં આ શા માટે બાંધ્યો? ઉમ્મે સોલેમે કહ્યું ઓ રસૂલુ-લ્લાહ મેં આ વિચારથી બાંધ્યો કે જો કોઇ કાફેર મારી પાસે થશે તો તેનું પેટ ફાડીશ. તો હજરતે (સલ) હસીને આ હદીસ ફરમાવી. એટલે ખોદાના કરમથી ફતેહ થઇ. તારા જમૈયાની હવે કંઇ ગરજ નથી.

૧૦૫૪ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ ઉમ્મે સોલૈમ! આ તું શું કરી રહી છે?" જ્યારે હજરતે ઉમ્મે સોલેમને જોઈ કે તે આપનો પસીનો ભેગો કરે છે ત્યારે આ કહ્યું.

**ફાયદો** અનસ (રદી) થી રિવાયત છે કે હજરત (સલ) ઘણાં દિવસ મારા ઘરમાં આવી સુતા હતા. એક દિવસે હજરતનાં બદનથી પરસેવો ઘણો નીકળ્યો. મારી મા એટલે ઉમ્મે સોલૈમ હજરતનો પરસેવો લુછી લુછીને અતરની શીશીમાં ભરવા લાગી. હજરત (સલ) જાગી પડયા. અને આ હદીસ ફરમાવી. એટલે તું શા માટે લુછે છે; ઉમ્મે સોલેમે કહ્યું ઓ રસૂલુ-લ્લાહ (સલ) આ મારી અત્તરની શીશી છે તેમાં હું આપનો પરસેવો ભરૂં છું. કેમકે હજરત (સલ)નો પરસેવો અત્તરથી પણ વધારે ખુશબો વાળો છે. અને બીજી રિવાયતમાં ઉમ્મે સોલેમે એવો જવાબ આપ્યો કે મારા છોકરાઓની બરકત માટે હજરત (સલ) નો પરસેવો ભેગો કરૂં છું. હજરતે ફરમાવ્યું તું ઠીક સમજી.

૧૦૫૫ મુસલિમમાં અનસ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ ફલાણાની મા! તું જે કયી ગલીમાં જવા તારો જીવ ચાહે છે કે હું તારૂં કામ કરી દઊં." આ હજરતે (સલ) એક ઓરતને કહ્યું હતું કે જેણીની અકલમાં કંઇ નુકશાની હતી. (એટલે ગાંડી હતી.) તેણીએ કહ્યું ઓ રસૂલુ-લ્લાહ મારૂં તમારેથી કંઈ કામ છે.

**ફાયદો** એક સ્ત્રી દીવાની હતી. હજરત પાસે આવી કે હજરત (સલ) મારૂં ફલાણું કામ કરી દો. હજરત પોતાના નેક સ્વભાવથી તેણીનુ પણ દિલ તોડતા નહોતા અને તેનું કામ કરી આપતા.

* ૧૦૫૬ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ બરીરા! શું તેં આએશા (રદી) થી એવું કંઇ જોયું છે કે જે તને શકમાં નાંખે?" આ હજરતે તે વેળા ફરમાવ્યું કે જ્યારે તોહમત આપનારાઓએ હજરત આએશા (રદી) વિષે કંઇ કહ્યું.

**ફાયદો** તોહમતનો કિસ્સો આજ અધ્યાયમાં વિસ્તારથી આવી ગયો (ના. ૧૦૨૭મી હદીસ).

૧૦૫૭ બોખારી તથા મુસલિમમાં હજરત આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ દીકરી! શું જે હું ચાહું છું તે તું ચાહતી નથી?" આ હજરતે ફાતેમા [રદી] ને કહેલું જ્યારે તેણીને નબી સાહેબ (સલ)ની બીબી ઓએ તેમના તરફ મોકલેલાં, આએશા (રદી)ની બાબતમાં તેઓ અદલ ચાહતી હતી.

**ફાયદો** બીજા અધ્યાયમાં એનો કિસ્સો વિસ્તારથી આવી ગયો છે. (ના. ૪૭૧ ની હદીસ)

※ ૧૦૫૮ બોખારી તથા મુસલિમમાં આએશા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું ઓ આએશા! શું તેં જાણ્યું કે જે વિષે મેં અલ્લાહથી હુકમ માંગ્યો તે વિષે તેણે મને હુકમ કર્યો (એટલે મારી દોઆ કબૂલ કરી અને જાદુનો હાલ બતાવ્યો] મારી પાસે બે પુરૂષો આવ્યા ફરી એક તેમાંનો મારા માથા પાસે બેઠો અને બીજો મારા પગની પાસે. ફરી માથાવાળાએ પગ વાળાને કહ્યુ અથવા પગ વાળાએ માથાવાળાને કહ્યું આ પુરૂષને (એટલે હજરતને) શી બીમારી છે? તેણે જવાબમાં કહ્યું કે એના પર જાદુની અસર છે. તેણે કહ્યું કોણે એને જાદુ કર્યું? બીજાએ કહ્યુ કે લબીદ બીન અઅસમે. તેણે કહ્યું કયી ચીજમાં જાદુ કર્યું છે? બીજાએ કહ્યું કાંસકીમાં તથા કાંસકી હોળવતાં પડેલાં વાળમાં તથા ખજુરીના ફૂલના ગીલાફમાં. તેણે કહ્યું કે તે કયાં રાખ્યું છે? બીજાએ કહ્યું કે જી અરવાનના કૂવ.માં.

**ફાયદો** મસાબીહમાં હજરત આએશા (રદી) થી રિવાયત છે કે એક વાર હજરત પર નજર બંધીનું જાદુ થયું. જેથી નહીં કરેલું કામ હજરત (સલ) જાણતા હતા કે મેં કર્યું. અને બોખારીમાં આવી રિવાયત છે કે હજરત (સલ) બીબીઓથી સોહબત કરી શકતા નહોતા. એક દિવસ હજરત મારી પાસે હતા. પોતાના સાજા થવાની દોઆ ખોદાથી ફરી ફરી આ હદીસ ફરમાવી. ફરી કેટલાક સહાબા સાથે હજરત (સલ) તે કૂવા પર પધાર્યા. તે ચીજોના કાઢતાંજ હજરતને સેહહત થઈ. મેં કહ્યું ઓ હજરત! તે જાદુગર યહુદીને શીક્ષા કરો. અને દેશ—નીકાળ કરો. હજરતે (સલ) ફરમાવ્યું કે ખોદાએ મને તો શીફા બખશી. હું શા માટે લોકોમાં ફિતનો ઉઠાવું અને ધુમ પુકાર કરાવું. હજરત પર જાદુની અસર થવામાં આ ડહાપણ છે કે કાફેર હજરતના મોઅજેઝા જોઇને હજરતને જાદુગર કહેતા હતા. અને આ વાત પ્રખીયાત છે કે જાદુગર પર જાદુની અસર થતી નથી. તો જ્યારે જાદુની અસર થઈ તો તેમના મત્ત પ્રમાણે પણ હજરત (સલ) ને જાદુગર કહેવું દુરૂસ્ત નથી.

૧૦૫૯ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ આએશા! કેયામતને દિવસે એક બીજા તરફ જુવે એથી તે મામલો ઘણો સખત છે (એટલે જોવાની ફુરસદ કયાં થશે.

**ફાયદો** મસાબીહમાં હજરત આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે કેયામતના લોકો ખુલ્લે બદન તથા ખુલ્લે પગે ઉઠશે. મેં કહ્યું ઓ રસૂલુ-લ્લાહ! ઓરત મરદ એક બીજાને જોશે. ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. એટલે સર્વ પોત પોતાની મુસીબતમાં સપડાશે હોશ કયાં ઠીકાણે રહે શે કે કોઇ કોઇને જુવે.

૧૦૬૦ મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ઓ આએશાં! તું બુરૂ બોલનાર નો થા.

**ફાયદો** આનો કિસ્સો આવી ગયો ※ કે યહુદીઓએ જબાન દબાવીને હજરત (સલ) ને બદદોઆ કરી. હજરત આએશા (રદી) એ તેઓને તેવી રીતનો ઉત્તર આપ્યો અને વધીને લઅનત કરી, ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. એટલે જેટલું કહ્યું તેથી વધુ કેમ કહ્યુ.?

૧૦૬૧ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ)

※ વાંચો હદીસ ના. ૨૭૫ ગ્રા. ધ્રો.

ફરમાવ્યું કે ઓ આએશા! જે ખાણું મેં ખયબરમાં ખાધું હતું તેની તકલીફ હમેશા હું જોવું છું. તો આ તે વખત છે કે તે ઝેહેરથી મારા જાનની નેસ તુટતી મને જણાય છે.

**ફાયદો** હજરત આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે મોતની બીમારીમાં આ હદીસ ફરમાવી. એટલે તે ઝેરના અસરથી હવે મારી મોત છે.

* ૧૦૬૨ બોખારીમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ આએશા! હું નહીં ધારતો કે ફલાણો અને ફલાણો જે દીન પર અમે છીએ તેને જાણતા હોય." ¶ એટલે બે મુનાફેક પુરૂષો.

**ફાયદો** હજરત આએશા (રદી) થી રિવાયત છે કે હું બે શખ્સનું વર્ણન કરતી હતી, એટલામાં હજરત (સલ) પધાર્યા. ફરી તે બને વિષે આ હદીસ ફરમાવી. એટલે નિફાકની નિશાનીયો તેઓથી પ્રગટ થાય છે ઘણું ખરૂં તેઓ ઇસ્લામની હકીકતથી ખબરદાર નથી. હજરતે "હું ધારૂં છું" કહ્યું ખાતરીથી નહીં કહ્યું કારણ કે દિલનો હાલ ખોદાજ સારી રીતે જાણે છે

૧૦૬૩ બોખારીમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ આએશા! તમારી સાથે ખેલ નથી. કારણ કે અનસારીઓને ખેલ સારો લાગે છે.

**ફાયદો** હજરત આએશા (રદી) થી રિવાયત છે કે મેં એક ઓરતની એક અનસારીથી શાદી કરી, ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. ડફ વગાડવાને તથા શેઅર ગાવાને હજરતે ખેલ કહ્યાં, આથી જણાયું કે નિકાહમાં ડફ વગાડવો અને ગાવું હલાલ છે. પણ એવી શરતથી કે ડફમાં ઝાંજન હોય અને રાગનું મજમુન શરીઅત વિરૂધ્ધ ન હોય.

* ૧૦૬૪ મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ આએશા! તને શું થયું કે હાંફથી દમ લેતી છે? હજરત આએશાએ (રદી) કહ્યું કે શા માટે. (એટલે હું શા માટે બતાવું!) હજરતે ફરમાવ્યું કે તું જરૂર ખબર કર નહીંતો જાહેર બાતેનનો જાણનાર ખબરદાર મને ખબર કરશે. મે કહ્યું કે મારા મા બાપ તમારા પર કુરબાન થાઓ. ફરી મેં તેમને ખબર કરી. હજરતે [સલ] ફરમાવ્યું કે જે હું મારી આગળ કાળું કાળું જોતો હતો તે તુંજ હતી? મેં કહ્યું કે હા, ફરી હજરતે (મેહેરબાની રૂએ) મારી છાતીમાં એક ધકકો દીધો કે મને દરદ થયું. ફરી કહ્યું શું તું એમ ધારે છે કે અલ્લાહ તથા તેના રસુલ તારા પર જુલમ કરે? (એટલે શું તારી વારીને દિવસે બીજી બીબી પાસે જઇશ?) હજરત આએશા (રદી) એ કહ્યું જ્યારે કંઇ લોક છૂપાવશે તો અલ્લાહ તેને જાણશે. હજરતે [સલ] ફરમાવ્યું કે હા, તેમણે કહ્યું કે જ્યારે તેં મને જોયો ત્યારે મારી પાસે જીબરઇલ (એલે) આવ્યા ને મને પુકાર્યો. ફરી તારાથી પોશીદા રાખ્યું અને તેને મેં જવાબ વાળ્યો ને મે પણ તારાથી પોશીદા રાખ્યું. અને જ્યારે મેં કપડાં ઉતાર્યાં હોય ત્યારે જીબરઇલ કદી આવ્યા નથી. ફરી મે ધાર્યું કે તું ઉંગે છે તને જગાડવું મને ગમુ નહીં. અને હું ડરો કે (જગાડવાથી) તું ધભરાશે. ફરી જીબરઇલે કહ્યું કે તારો પરવરદિગાર તને હુકમ કરે છે કે બકીઅ (નામના કબરસ્તાન)માં આવ ને તે મુરદાં માટે મારી માંગ.

**ફાયદો** હજરત આએશા (રદી) થી રિવાયત છે કે મારી વારીની રાત્રે હજરત [સલ] મારી પાસે તશરીફ લાવ્યા, અને એટલું સુતા કે હજરતે ધાર્યું કે હું ઉંગી ગઇ. ફરી હજરત ઉઠા અને આહિસ્તા પોતાની ચાદર લીધી આહિસ્તા જોડા પહેર્યો અને આહિસ્તા દરવાજો ખોલ્યો. મને એવો ખાર આવ્યો કે કદાપી હજરત (સલ) બીજી બીબી પાસે જાય છે. તો હું પણ મારી કુડતી પેહેરી ઓઢની ઓઢી હજરતની પાછલ ચાલી. હજરત કબરસ્તાનમાં ગયા અને ઘણી વાર ત્યાં ઉભા રહ્યા. ફરી હજરતે ત્રણ વાર હાથ ઉપાડીને દોઆ કરી તે પછી ત્યાંથી તેવણ પાછા ફર્યા તો હું પણ પાછી ફરી. હજરત જલદી ચાલ્યા હું પણ જલદી ચાલીને જલદીથી આવીને સૂઈ ગઇ. જ્યારે હજરત (સલ) આવ્યા ત્યારે આ હદીસ ફરમાવી. બકીઅ મદીનાના કબરસ્તાનનું નામ છે. જે હજરતના મકાનથી

---

¶ આ હદીસથી જણાય છે કે કોઈ શખ્સની એબ બયાન કરવામાં સારો લાભ સમાયો હોય તો બયાન કરવું દુરસ્ત છે. તે ગીબતમાં દાખલ નથી. ગ્રા. મો.

ધણું પાસે છે. કેટલાક કદમનો ફાસલો છે. આ હદીસથી જણાયું કે કબરસ્તાનમાં જવું અને મરેલાં માટે દોઆ કરવી સુંનત છે.

* ૧૦૬૫ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ આએશા! કયી ચીજ મને નડર કરે છે કે તેમાં અજાબ હોય. એક કોમને વાયુથી અજાબ થયલો. જે કોમને અજાબ થઇલો તેઓએ અલ્લાહના અજાબને જોયો તો કહ્યું કે "આ વાદળી અમને પાણી વરસાવનારી છે" આ વાત હજરતે (સલ) હજરત આએશા (રદી) ને કહી. જ્યારે તેણીએ કહ્યું કે ઓ રસૂલુ–લ્લાહ લોકો જ્યારે વાદળી જુએ છે તો હું તેઓને જોવું છું કે ખુશ થાય છે એવી આશાથી કે તેમાં વરસાદ હોય પ ણ હું તમને જોવું છું કે જ્યારે તમો તેને જુવો છો તો આપના ચેહરા પર કરાહીયત અને ધભરાટ જણાય છે.

**ફાયદો** હજરત આએશા (રદી)થી રિવાયત છે કે મેં કદી હજરતને એવી રીતે હસતા નહીં જોયા કે સારી રીતે હજરતનું મોં ખુલે, જરા મુસ કરાતા હતા. અને જ્યારે કે આંધી કે વાદળી આવતી તો ધભરાતા અને દોઆએ ખેર કરતા. ખોફથી કદી બેસતા કદી ઉઠતા. વરસાદ નહીં વરસ તો ત્યાં સુધી એવો હાલ રહેતો. તો મેં તેનું કાર ણ પૂછ્યું ત્યારે આ હદીસ ફરમાવી. એટલે નડર થવાની કયી જગ્યા છે? આખર આદની કોમ એવી જ રીતે હવાથી બરબાદ થઈ. પ્રખીયાત વાત છે કે "નજદીકારાં બેશ બોવદ હેરાની†"ની આ હદીસથી સારી રીતે મતલબ ખુલી કે બંદગી આનુંજ નામ છે કે બંદો પોતાના માલિકથી જરા જરા વાતમાં કાંપતો (લરજતો) રહે.

*૧૦૬૬ મુસલિમમાં આએશા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ આ એશા! આ કૂતરૂં કયારે આ જગ્યા ઘુસ્યુ.

**ફાયદો** આનો કિસ્સો આવી ગયો * કે હજ રત જીબરઇલે (અલે) હજરત (સલ) પાસે આવવા નો વાયદો કર્યો હતો. પણ હજરતના ઘરમાં કુતરું ઘુસી ગયું હતું જેથી તેમના આવવામાં દેર થઇ હતી. જ્યારે હજરતને તે હાલ જણાયો ત્યારે આ હદીસ ફરમાવી.

૧૦૬૭ મુસલિમમાં અબુ હોરૈરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યુ કે ઓ આ એશા! મને કપડું આપ. અને એક રિવાયતમાં છે કે "જાનમાઝ આપ" હજરત આએશા (રદી) એ કહ્યું કે હું હૈજ વાળી છું તો હજરતે (સલ) ફર- માવ્યું કે ખચીત તારૂં હૈજ તારા હાથમાં નથી.

**ફાયદો** એટલે હૈજ વાળી ઓરતને કોઇ ચીજ અડકવી દુરૂસ્ત છે કારણ કે તેના હાથમાં તો નજાસત લાગેલી નથી.

૧૦૬૮ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ આએશા! ખોદાની કસમ તે કૂવાનું પાણી જાણે મેંદીનું નીતરાસ અને તે ખજુરાનું ઝાડ જાણે શૈતાનોનાં માથાં" એટલે જીઅરવાન કૂવાના.

**ફાયદો** હજરત પર જાદુ કરવાનો કિસ્સો હમણાંજ ગુજર્યો. તે કૂવાની વહશત ડરાવની સુરત અને વેરાનીનો હાલ હજરતે બયાન કર્યો.

૧૦૬૯ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ આએશા આ જીબરઇલ (અલે) તને સલામ કરે છે.

**ફાયદો** પૂરો કિસ્સો હજરત આએશા (રદી) થી આવી રીતે રિવાયત થયો છે કે મે કહ્યું વ અલૈહિસ સલામ વ રહમતુલ્લાહ. એટલે જીબર ઇલને સલામ તથા ખોદાની રહમત. ઓ રસૂલુ- લ્લાહ! જે આપ જુઓ છો તે હું જોતી નથી. આ હદીસથી હજરત આએશાની મોટી બુજોરગી સિધ્ધ થઇ. અને જણાયું કે એકના તરફથી બીજા ને સલામ પુગાડવું મુસ્તહબ છે. અને સલામનો જવાબ વધારીને આપવો અફજલ છે. જેમકે આએ શા (રદી) એ વરહમતુલ્લાનો શબ્દ વધાર્યો.

૧૦૭૦ મુસલિમમાં આએશા (રદી) થી રી વાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ આ એશ છરી આપ.

---

† અર્થ—ખોદાના માનીતાઓને વધુ ડર રહે છે" હજરત (સલ) તો હમેશ ખોદાથી ડરતા રહે અને લોકો વલીયોને ખોદાનો મુકાબલો કરનાર નિડર બતાવે. અફસોસ. ગુ. મો.

* વાંચો ના. ૯૩૯ ની હદીસ ગુ. મો.

**ફાયદો** આએશ એ આએશાનું ટુંક છે. મસાબીહમાં રિવાયત છે કે શિંગડાવાળા કાળા ઘેટાને હજરતે (સલ) કુરબાની માટે મંગાવ્યો અને મારી પાસે છરી માંગી. ફરી ફરમાવ્યું કે પત્થરથી છરી તેજ કર ફરી હજરતે છરીને પકડી અને ઘેટાને પછાડી બિસ્મિલ્લાહ કહીને જુબ્હ કર્યો. ફરી ફરમાવ્યું કે એ અલ્લાહ મોહમ્મદથી મોહમ્મદના ઘરવાળાથી અને મોહમ્મદની ઉમ્મતથી કબૂલ કર.

૧૦૭૧ મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એ ફાતેમા મોહમ્મદની છોકરી ! એ સફીયા અબ્દુલ મુત્તલેબની છોકરી, ! એ અબ્દુલ મુત્તલેબની ઓલાદ ! હું માલિક નથી તમારા લાભબો ખોદાથી કોઇ ચીજનો, મારા માલથી જે ચાહો તે તમો માંગો.

**ફાયદો** જ્યારે આયત ઉતરી કે એ પેગમ્બર તું તારા પાસેની સગાઇવાળાઓને (ખોદાના અજાબથી) ડરાવ. ત્યારે હજરતે પોતાની દીકરી ફોઇ અને દાદાની ઓલાદને આ હદીસ ફરમાવી. એટલે દુન્યામાં મને પોતાનો માલ આપવાનો અખીત્યાર છે. આખેરતનો હું માલિક કે મુખત્યાર નથી. વગર ઇમાને તથા સારા કામો કરે મારી સગાઇપર ન ફૂલો.

૧૦૭૨ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એ ઇમાનવાળી ઓરતો તમામમાંની કોઇ પોતાની પડોસણ (ના તોહફા હદયા) ને હલકા નહીં જાણે અગર જો બકરીની બળેલી પાયા નો હોય. ઉકલેશીએ એવી રીતે રિવાયત કરી છે અને બીજી રિવાયત આવી રીતે છે "એ મુસલમાન ઓરતો કોઇ પડોસણ પોતાની પડોસણ(ના હદયા તોહફા)ને હલકી જાણે નહીં અગર જો બકરીની ખરી અથવા ખરી વચ્ચેના ગોશનો હોય,

**ફાયદો** એટલે પડોશીયોમાં આપ:સમા મોહબ્બત ઉલફત રાખવી જોઇએ, તો આપસમાં ભેટ આપી લેવાથી મોહબ્બત વધે છે. થોડા ઘણાનુ ધ્યાન કે વિચાર નહીં કરવો જોઇએ. ઓરતોને વિશેશ કરીને એટલાં માટે ફરમાવ્યું કે તેમનાથી બરદાશત થતું નથી થોડી ચીજને હલકા જાણીને પાછી ફેરવે છે અને તેને ફજેત કરે છે. તો મોહબ્બત કયાં ? ઊલટી દુશમનાઇ પેદા કરી

# અધ્યાય છ ઠ્ઠો.

આ અધ્યાયમાં કેટલીક તરેહની હદીસો છે.

## ફસલ પેહેલી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાલે **લૈસ** છે.

૧૦૭૩ બોખારીમાં *આએશા [રદી]થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જે કોઇનો હિસાબ થયો તે હલાકજ થયો.

**ફાયદો** કેયામતમાં બે તરેહનો હિસાબ થશે. એક તો આ કે માત્ર નામએ આમાલ દેખાડાશે તેમાં કાંઇ પૂછપાછ થશે નહીં. આ ઇમાનદારો નો હિસાબ છે. અને બીજી તરેહ આ કે તેમાં દરેક વાતમાં ઝઘડો થશે. આ કાફેરોનો હિસાબછે કે તેનુ પરિણામ અગ્નિ છે.

૧૦૭૪ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે કુશતીમાં પછાડે તે પેહેલવાન નથી. પેહેલવાન તો તેજ છે કે ગુસ્સાની વખતે પોતાના જીવપર કાબુ રાખે [એટલે ગુસ્સો હોવા છતાં એવું કંઇ કામ નહીં કરે કે છેવટમાં પસ્તાવો કરે,)

૧૦૭૫ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ગનીપણું [બે પરવાઇ, ગેના] દુન્યાના અસબાબના વધારાથી નથી. પણ ગનીપણું તો નફસની બેપરવાઇથીજ છે. †

**ફાયદો** એટલે ગની અને તવંગર (તાલેવાન) તેનું નામ નથી કે જેની પાસે દુન્યાની દોલત અને અસબાબ વધારે હોય, કારણ કે જેટલો અસબાબ વધું હોય તેટલી ગરજ વધુ હશે. **મિસરા** 'આનાં કે ગની તરન્દ મોહતાજ તરન્દ' * તો ખરૂં જોતા ગની અને બેપરવા સંતોષવાળો છે કે જેનું દિલ ગની છે. કારણ કે જ્યારે દિલથી દુન્યાની મોહબ્બત ગઇ તો કંઇ ગરજ રહી નહીં. કેમકે "તવંગરી બદિલસ્ત ન બ માલ"

૧૦૭૬ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે મિસકીન તે નથી કે જેને એક બે ખજુર અને એક કે બે કોળિયા (ની લાલચ) ઘર ઘર ફેરવે. પણ ખરૂં જોતાં મિસકીન તે છે કે જે હરામ તથા સવાલ કરવાથી રોકાયલો રહે છે. જો તમો ચાહો તો એની મતલબ કુરઆનમાં પઢો કે આપવાને લાએક તે લોક છે કે ગરજ હોવા છતાં લોકોથી વલગીને સવાલ કરતા નથી કે લ્યા વગર પીછો છોડે નહીં.

**ફાયદો** આ હદીસથી જણાયું કે જે મોહતાજ લોક સવાલ કરતા નથી તેઓને આપવામાં ફેરી ફરનાર ફકીરો કરતાં ઘણો સવાબ છે. અને તેઓનું હકક એઓના કરતાં શ્રેષ્ઠ છે. કારણ કે તેઓએ માંગવાને પોતાનો ધંધો કરવ્યો છે જો એક જગ્યાથી નહીં મળશે તો બીજી જગ્યાથી માંગી લાવશે. અને તે બાપડા એ જુબાન છે ફરી તે દુન્યાની ગેરતથી હોય અથવા ખોદાપર ભરોસો અને સંતોષથી હોય.

૧૦૭૭ બોખારીમાં અબ્દુલ્લાહ બીન અમર (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે એહસાનને બદલે એહસાન કરવાથી સગાઓથી સોલુક [ભલાઇ] કરનાર નથી. પણ સોલુક કરનાર

---

*તોહફાવાળા કહે છે કે આ હદીસ બોખારી તથા મુસલિમ બંનેમાં છે આ હદીસનું વધુ બયાન હદીસ ના. ૧૮૨ માં છે ગુા. મો.

† જીવના ગની થવાની મતલબ તીબી (રહ) એ ઈલમ તથા અમલમાં પ્રવીણતા મેળવવું લખ્યું છે. કારણ આંત્માની ખુબી એનાથીજ છે. ગુા. મો.

* અર્થ—જેઓ કે તાલેવાન ઘણા તેઓ ગરજવાન પણ ઘણા. ગુા. મો.

તો તે શખ્સ છે કે જ્યારે તેનાથી સગાઇ તોડવામાં આવે (સગાઇનું હક્ક નહીં અદા કરે) અને તે જોડે.

**ફાયદો** એટલે જે પોતાના સગાઓના જુલમ સિતમના મુકાબલામાં તેઓથી એહસાન કરે તેણે સગાઇનું હકક અદા કર્યું. અને ભાઇની સાથે એહસાનને બદલે એહસાન કરવું. દીનમાં કંઇ ઉમદા વાત નથી કાફેર પણ એવું તો કરે છે.

૧૦૭૮ બોખારી તથા મુસલિમમાં અસમા બીનતે ઓમેસ [રદી]થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તે (ઓમર) મારી પાસે તમારા કરતાં વધુ હકદાર નથી. તેને અને તેના સાથી ઓને એક હિજરતનો સવાબ છે અને તમને એ વહાણવાળાઓ બે હિજરત છે" એટલે ઓમર ફારૂકે (રદી) અસમાને જ્યારે તે હબશથી હિજરત કરીને આવી તો કહ્યું અમે તમારા થી પ્રથમ હિજરત કરી માટે અમો તમારાં કરતાં રસૂલુલ્લાહથી વધુ હકકદાર છીએ (તેના જવાબમાં હજરતે ફરમાવ્યું.)

**ફાયદો** શરૂ ઇસ્લામમાં જાફર તૈયારે (રદી) કેટલાક સહાબા સાથે મકકાથી હબશનાં મુલકમાં હિજરત કરી ફરી જ્યારે હજરત તથા બીજા સહાબા મદીનામાં હિજરત કરીને આવ્યા અને ખૈબર ફતેહ થયું તો જાફર તૈયાર (રદી) વગેરે હબશથી મદીનામાં હિજરત કરીને આવ્યાં, ત્યારે ઓમર ફારૂકે અસમાને કે જે તે વખત સુધી જાફરના નિકાહમાં હતી અને હબશથી આવી હતી. કહ્યું કે એ અસમા અમો જાફરથી વધુ હક્કદાર છીએ કેમકે અમો હિજરતમાં આગળ પડયા અને તમો પાછળ રહ્યા. અસમાએ કહ્યું એ ઓમર અમે દૂર દેશમાં ગયા હતા. અમને દરેક તરેહની તકલીફ થઇ. અને તમો પાસેના દેશમાં આવ્યા. જ્યાં ખાવા પીવાનું કશુ દુઃખ નથી. ફરી અસમાએ આ વાત ચીત હજરત (સલ)ને કહી ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. આથી જણાયું કે ખોદાના માર્ગમાં જેટલી તકલીફ વધુ તેટલો દરજો વધુ. હબશે હિજરત કરનારાઓને વહાણવાળા એટલા માટે ફરમાવ્યા કે હબશે જવું આવવું વહાણુથી થયું હતું.

૧૦૭૯ બોખારી તથા મુસલિમમાં ઉસમાન‡ (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જે શખ્સ એની વચ્ચે સુલેહ કરાવવા માટે ભલી વાત કહે અથવા પોતાના તરફથી કંઇ જોડે તે જૂઠો નથી.

**ફાયદો** એટલે જો કે જૂઠ બોલવું હરામ છે પણ મેલાપની નૈયતથી દુરૂસ્ત છે. કેમકે "દરોગ મસલેહત આમેજ બેહ અજરાસ્તી ફિતના અંગેજ"†

૧૦૮૦ બોખારીમાં સઅબ બીન જસ્સામાં [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અમારી તરફથી તને પાછું ફેરવવાનું નથી પણ અમો તો એહરામવાળા છીએ.

**ફાયદો** આનો કિસ્સો આવી ગયો * કે હજરત (સલ) એહરામ બાંધી હજ્જ કરવા જતા હતા, માર્ગમાં સઅબે જંગલી ગધેડાનો શિકાર કર્યો હતો હજરતને સોગાત આપી. હજરતે [સલ] નહીં લીધી. સઅબનું દિલ નાદલું થયું ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. એટલે જો અમોએ એહરામ બાંધ્યું નહોત તો તારી સોગાત સ્વીકારત.

૧૦૮૧ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે દુષ્ટકાળ તે નથી કે નહીં વરસે પણ દુષ્ટકાળ તે છે કે વરસે અને વરસે પણ જમીન કંઇ ઉગવે નહીં. ‡

**ફાયદો** એટલે ભારી દુષ્ટકાળ તે છે કે વરસાદ વરસે અને જમીનથી કંઇ નહીં ઉગે. કેમકે એમાં તદન ઉમ્મેદ તુટે છે અને ખોદાનો ગજબ સફ રીતે ખુલે છે.

૧૦૮૨ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મુસલમાન ઉપર તેના ગુલામમાં તથા ઘોડામાં જકાત નથી.

**ફાયદો** એટલે ખીજમતના ગુલામ તથા ઘોડાપર જકાત નથી. પણ જો ગુલામ કે ઘોડા વેપારના હોય તો તેમાં જકાત છે.

---

‡ તોહફાવાળા કહે છે કે આ હદીસ હજરત ઉસમાન (રદી) થી રિવાયત નથી પણ ઉમ્મે કુલસૂમ બીનતે ઉકબા (રદી) થી રિવાયત થઈ છે. ગ્રા. મો.

† અર્થ—ફસાદ મચાવનાર સાચ કરતાં મસલેહત મળેલુ જૂઠ સારૂં છે. ગ્રા. મો.

* વાંચો નં. ૪૫૩ ની હદીસ. ગ્રા. મો.

‡ કેમકે એમાં પૂરતી આશા બાદ નિરાશ થવું છે. તથા સાધનના જાહેર થવા બાદ તેનું કપાયજવું ઘણું કઠણ થાય છે. ગ્રા. મો.

૧૦૮૩ મુસલિમમાં જાબેર* (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે પાંચ ઉકીયાથી ઓછી ચાંદીમાં જકાત નથી. અને પાંચ ઊંટોથી ઓછામાં જકાત નથી. અને પાંચ વસકથી ઓછા ખજુરમાં જકાત નથી.

**ફાયદો** એક ઉકીયો ચાલીસ દિરહમનો થાય છે તો પાંચ ઉકીયાના બસોદિરહમ થાય છે જે તોલાના હિસાબથી સાડી બાવન તોલાં થાય છે. અને વસક સાઠ સાઅનો થાય છે. જેના આસરે (હિન્દુસ્તાની) પાંચ મણ થાય છે. આ હદીસમાં નિસાબનું બયાન છે કે એથી ઓછામાં જકાત નથી. ઇમામ શાફેઇ અબુ યુસોફ અને મોહમ્મદ [રહ] ની નજદીક અનાજ મેવો જ્યાં સુધી પાંચ મણ નહી થાય તેમાં જકાત નથી. અને આજ હદીસ તેમની દલીલ છે. પણ ઇમામ આજમ (રહ) ની નજદીક અનાજ મેવામાં કંઇ હદ ઠેરવાયલી નથી. થોડા ઘણાં સર્વમાં જકાત છે. એટલે દશમો ભાગ.

૧૦૮૪ બોખારી તથા મુસલિમમાં આએશા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એમ નથી પણ ઇમાનવાળાને જ્યારે અલ્લાહની રહમતની તથા તેની રજામંદીની તથા તેની જંનતની બશારત અપાય છે (એટલે મરતી વેળા) તો તે અલ્લાહની મુલાકાત ચાહે છે અને અલ્લાહ તેની મુલાકાત ચાહે છે. અને કાફિરને જ્યારે અલ્લાહના અજાબની તથા તેના ગુસ્સાની ખબર અપાય છે તો તે અલ્લાહની મુલાકાતને (એટલે મોતને) ના પસંદ કરે છે અને અલ્લાહ તેની મુલાકાત ના પસંદ કરે છે" આ હજરતે (સલ) હજરત આએશા (રદી)ને ફરમાવ્યું જ્યારે તેણીએ કહ્યું કે અમારામાંનો દરેક મોતને ના પસંદ કરે છે.

**ફાયદો** એટલે જીન્દગીમાં મોતને બુરૂ જાણવું માતબર નથી મરતી વેળાની ગણતરી છે કે ઇમાન વાળો અલ્લાહની રહમતની બશારતની ખોશીમાં મરે છે અને કાફેર અજાબના ડરમાં ઘભરાય છે અને મોતને બુરૂં જાણે છે. @

* શરહ મશારેકમાં છે કે આ હદીસ જાબેરથી નહીં પણ અબુ સઈદ ખુદરી (રદી)થી રિવાયત થઈ છે. ગુ. મો.

@ આ હદીસનું કેટલુંક બયાન હદીસ ના ૧૦ મા છે. ગુ. મો.

૧૦૮૫ મુસલિમમાં ફાતેમા બીનતે કૈસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તારે માટે તેના ઉપર ખરચો વાજેબ નથી" આ હજરતે તેણીને ફરમાવ્યું જ્યારે તેણીના ખાવિન્દ અબુ અમર બીન હફસે તલાક બાએન આપેલી.

**ફાયદો** તલાક બે કિસમની છે રજઈ અને બાએન. તલાક રજઈમાં મુદતની અંદર સ્ત્રીનો ખરચ ખાવિન્દ ઉપર સર્વ ઓલમાની નજદીક વાજેબ છે. પણ તલાક બાએનમાં મુદત અંદર ખરચ આપવો ઇમામ શાફેઇ (રહ)ની નજદીક આ હદીસ પ્રમાણે વાજેબ નથી અને જો હમલ હોય તો વાજેબ છે. અને ઇમામ આજમ (રહ)ની નજદીક તલાક બાએનમાં પણ ખાવિન્દ પર ખરચો વાજેબ છે. ફરી હમલ હોય અથવા ન હોય. અને આ હદીસ ઇમામ આજમના મજહબ વિરૂધ્ધ નથી કારણ કે ફાતેમાનો ખાવિન્દ સફરમાં હતો તેણે પોતાના વકીલની મારફતે જવ મોકલ્યા હતા ફાતેમાએ જવ નહીં લીધા અને તેની ફરીયાદ હજરત (સલ)ને કરી ત્યારે હજરતે ફરમાવ્યું કે વકીલપર તારો ખરચ વાજેબ નથી કે તું તકરાર કરે છે. એની એ મતલબ નથી કે ખાવિન્દપર વાજેબ નથી.

* ૧૦૮૬ બોખારી તથા મુસલિમમાં જાબેર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે સફરમાં રોજો રાખવો કંઇ નેક કામ નથી.

**ફાયદો** હજરત (સલ) સફરમાં હતા. એક શખ્સને જોયો કે બેહોશીમાં પડો છે અને લોકોએ તેપર છાયા કરી છે. હજરતે પૂજ્યું કે એને શું થયું? લોકોએ કહ્યું કે આ રોજદાર છે ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે જ્યારે આવી તકલીફ હોય તો સફરમાં રોજો રાખવો જ જોઇએ એમ જરૂર નથી. સર્વ ઓલમાનો આજ મજહબ છે કે સફરમાં રોજો રાખવો નહી. રાખવો બંને બરાબર છે. પણ જો શકિત હોય અને કાંઇ તરેહનું નુકશાન ન હોય તા રોજો રાખવોજ અફજલ છે.

૧૦૮૭ બોખારી તથા મુસલિમમાં અબુ મુસા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું જે શખ્સ (દુઃખમાં) વાળ મૂડાવે અને કપડાં ફાડે અને મોં ચવરે (ખણે) અને પુકારીને

રડે તે અમારામાંથી નથી.

**ફાયદો** કુફરની ચાલ હતી કે જ્યારે કોઇ મરી જતો તો તેના ગમમાં આ કામો કરતા. જેવી રીતે હિંદુઓમાં વાળ બોડાવવાની ચાલ છે. માટે હજરતે મનાઇ કરી. આ હદીસથી જણાય છે કે મોસીબતમાં અથવા મોહર્રમમાં જેવી રીતે આમ લોકોની ટેવ છે પીટવાની બુમ પાડીને રડવાની એ હરામ છે. અને એવા લોક હજરત (સલ)ના તરીકાપર નથી. કારણ કે મોસીબતમાં સબર કરવો વાજેબ છે અને એવી રીતનાં કામ સબર વિરૂધ્ધ છે.

૧૦૮૮ બોખારી તથા મુસલિમમાં અનસ [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મક્કા અને મદીના સિવાય કોઇ પણ એવું શહેર નથી કે જેને દજ્જાલ પગ નીચે નહીં લાવશે (એટલે મક્કા તથા મદીના સિવાય દરેક જગ્યા તેનો અમલ દાખલ થશે) મદીનાની ભાગ ભોની કોઈ ભાગળ એવી નથી જેપર ફિરશતા કતાર (લેન) બાંધીને રખેવાળી કરતા ન હોય. ફરી તે દજ્જાલ ખારવાળી જમીનમાં ઉતરશે. ફરી ત્રણવાર મદીના પોતાના લોકોની સાથે કાંપશે (થરથરશે, જેથી દરેક કાફેર અને મોનાફેક દજ્જાલ ની તરફ નીકળસે.@

૧૦૮૯ બોખારી તથા મુસલિમમાં અબુ જર્ર (રદી,થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કોઇ પણ પુરૂષ જાણી બુજીને પોતાનો બાપ છોડીને બીજા(ના બાપ થવા)નો દાવો કરે તો તેણે કુફર કર્યો, (જો તેણે હલાલ જાણીને કર્યો હશે તો—નહી તો તેણે કુફરાને નેઅમત કર્યું અઉપકારી થયો.) અને જે શખ્સ એક ચીજ તેની ન હોય ને તેની મિલકીઅતનો દાવો કરે તો તે અમારામાં થી નથી અને તેને જોઇએ કે તે પોતાનું ઠેકાણું દોજખમાં કરે. * અને જે કોઇ બીજા પુરૂષને કાફેર કહે અથવા ખોદાનો દુશમન કહે અને તે તેવો ન હોય તો તે કહેવું એની તરફ ફરે છે" મુસલિમે આવી રીતે રિવાયત કરી છે. અને બોખારીએ આવી રીતે રિવાયત કરી છે "કોઇ પુરૂષ બીજા પુરૂષને ફાસેક થવાનું કે કુફરનું તોહમત આપે અને તે શખ્સ એવો ન હોય તો તે એના તરફ ઉલટું આવે છે.

**ફાયદો** આથી જણાયું કે પોતાનો નસબ છુપાવી બીજો નસબ જાહેર કરવો, અને પારકાની ચીજ પોતાની કહેવી, અને મુસલમાનને કાફેર અથવા નેકને બદ કહેવું એવો કબીરો ગુનોહ છે કે જેમાં કુફરનો ડર છે. પણ જો કોઇ ખુલ્લી કુફરની વાત જોઇ કોઇ કોઇને કાફેર કહે તો દુરૂસ્ત છે. તો પણ એહતેયાત (સમ્ભાળ) બેહતર છે કદાપી આપણાપર ઉલટુ નહીં આવે.

૧૦૯૦ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે (દુઃખમાં) મોંપર તમાચા મારે ગલુ ફાડે અને કુફરમાં બોલાતા બોલ બોલે તે અમારા માર્ગથી નથી. અને બીજી રિવાયતમાં શબ્દ અવ અવ છે (એટલે જો આ ત્રણ કામો માંથી એક પણ કરે તે અમારા માર્ગ પર નથી.

**ફાયદો** કુફરનો બોલ એટલે વાવૈલા—વા મોસીબતા કહેવું અથવા આવી રીતે કહેવું હાય આ શું ગજબ થયો. આ શું જુલમ અને દુઃખ અમારાપર આવ્યાં અથવા મૈયતની મોટાઇ બયાન કરીને પુકા રીને રડવું ચીલ્લાવું. સુંનત આ છે કે મુસીબતમાં સબર કરે અને **ઇન્ના લિલ્લાહે વ ઇન્ના ઇલૈહે રાજેઊન** પડે. આ કુફરની રસમો નહીં કરે. ફરી તે પોતાની મુસીબત હોય અથવા ઇમામની કે પેગમ્બરની હોય. પણ દિલથી ગમ કરવો અને આંખથી

---

@ આ હદીસથી જણાય છે કે દજ્જાલના વખત માં મદીનામાં કાફેર અને મોનાફેક પણ વસશે. ગુ. મો.

* કેટલાક લોકો આલિમ નહીં હોવા છતાં માત્ર વખાજ કહેવા ઉપરથી આલિમ થવાનો ડોળ ઘાલે છે. કેટલાકો ઈલમમાં ફાજેલ નહીં હોવા છતાં ફાજેલપણાનો દાવો કરે છે. અને આલિમો ઉપર સરદારી બોગવવાના ઈરાદાથી શમસુલ ઓલોમાની ખોટી રીતે પદવી ધારણ કરે છે. કેટલાકોને મસ્અલા નહીં આવે અને કોઈ પૂછે તો કહે કે હું કિતાબ જોઇને કહીશ અને કોઇને પૂછી એવો ડોળ ઘાલે છે કે જાણે તેણે એ મસલાની શોધ કરી. કેટલાકોને લિયાકત નહીં હોવા છતાં વગર ખિલાફતે અને વગર ઈજાઝતે પીરી મુરીદી કરવા લાગી લોકોથી બેઅત લે છે. આ લોકોએ આ હદીસ ઉપર ધ્યાન આપવું જોઇએ. કારણ કે એવા શખ્સ માટે આ હદીસમાં જહંનમનું ઠેકાણું કહેવાયું છે. એવી સખત સજાનું કારણ કમાઈ છે. ગુ. મો.

આંસું કાઢવાં મના નથી.

૧૦૯૧ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઈ કુરઆન સમઝયા પછી દુન્યાથી તથા શેઅર સુખનથી બેપરવા નહીં થાય તે અમારામાંથી નથી. અથવા એની મતલબ આ છે. જે કુરઆનને સારા અવાજથી નહીં પઢે અને મદ વગેરેની સમ્ભાળ નહી રાખે તે અમારા માર્ગ પર નથી.

**ફાયદો** અરબની દસ્તુર હતી કે જલસાઓ તથા સેર–સફરમાં કવીતા બોલ્યા કરતા હતા. તો ફર માવ્યું કે કુરઆન છતાં કોઈ કલામની કઇ પણ ગરજ નથી. કેમકે એવી ફસાહત અને બલાગત માણસથી અસંભવિત છે. અને જો કુરઆનની મતલબ સમજે તો દુન્યાનો લોભ તદન મટી જાય. કોઈ કિતાબમાં એવી નસીહત તથા સમજુતી નથી તો કુરઆન છતાં જે શખ્સ શેઅર કવીતામાં દિલ લગાડશે અથવા દુન્યાથી તેનું દિલ ઠંડુ નહીં પડશે તો તે ખરૂં જોતાં હજરત (સલ)ના માર્ગથી અભાગ્યો રહ્યો. અને બીજી મતલબ એ હદીસની આ છે કે સારા અવાજથી કુરઆન પઢવું સુનંત છે. એવી શરતથી કે અક્ષરનો વધારો ઘટારો નહીં થાય. અને રાગ રાગણીનો દખલ નહી આવે. કેમકે એથી કુરઆનના માન તથા બુજુરગીમાં ફેર પડે છે.

૧૦૯૨ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઊદ [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કોઇ પણ જીવ કતલ થાય છે તો તે કતલનો એક હિસ્સો આદમ (અલે)ના પેહેલા દીકરા (એટલે કાબીલ) પર થાય છે કેમકે તેણે કતલ કરવાની વિધિ કાઢી. અને બીજી રિવાયતમાં છે કેમકે કતલ કરવાની વિધિ કાઢનારનો તે પ્રથમ છે.

**ફાયદો** હજરત આદમ (અલે)ના દીકરા કાબીલે પોતાના ભાઈ હાબીલને નાહકક મારી નાંખ્યો હતો. ખૂન રેજીની ચાલ પ્રથમ તેનાથી નીકળી તો કેયામત સુધી જહાનમાં જેટલાં ખૂન થશે સર્વનો ગુનોહ તેનાપર જરૂર થશે. એવીજ રીતે જે શખ્સ શરીઅત વિરૂધ્ધ બુરી રસમ કાઢશે તેના કરનાર બરાબર તેની ગરદનપર પણ વબાલ પડશે.

૧૦૯૩ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જેમ તમો ધારો છો તેમ નથી. પણ તે તો લુકમાનના કહેવા પ્રમાણેજ છે. (તેણે કહ્યું) "ઓ મારા દીકરા તું ખોદાનો શરીક નોકર [શિર્ક નોકર] કેમકે શિર્ક બચીત મોટો જુલમ છે" આ હજરતે ત્યારે ફરમાવ્યું કે જ્યારે આ આયત ઉતરી "જે લોકો ઇમાન લાવ્યા અને પોતાના ઇમાન સાથે જુલમને નહીં ભેળ્યો" ને સહાબાને આ વાત ભારી પડી ને તેઓએ કહ્યું કે અમારામાંથી કોણે જુલમ નહી કર્યો છે!

**ફાયદો** બેજા કામનું નામ જુલમ છે. કુફર પણ બેજા કામ છે તો સહાબા જુલમના અર્થ આમ સમજી ગયા. માટે તેઓ ધભરાયા કે માણસ જો કુફર અને ગુનાહ કબીરાથી બચી શકે છે તો પણ દરેક નાહલા ગુનાહથી તો બચી નહીં શકતો. [જેથી તેઓએ કહ્યું કે "અમારામાંથી કોણે જુલમ નહીં કર્યો] હજરતે (સલ) ફરમાવ્યું કે તે આયતમાં જુલમથી મતલબ શિર્ક છે ગુનોહ નથી કે તમો ધભરાવો છો. આથી જણાયું કે કુરઆન અને હદીસમાં કેટલીક જગ્યા શબ્દો તો આમ હોય છે અને તેના અર્થ ખાસ હોય છે. પણ તે ખાસ થવાની દલીલ તથા સંબંધ પણ હોય તો.

## ફસલ બીજી



આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાળે **નેઅમ અને બેઅસ** છે.

૧૦૯૪ મુસલિમમાં જાબેર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે સરકો સારૂં લાવણુ (શાક) છે.

**ફાયદો** મસાબીહમાં રિવાયત છે કે હજરતે (સલ) એક વાર ઘરમાં રોટલાની સાથે શાક માંગ્યું. લોકોએ કહ્યું કે બીજું કંઇ નથી માત્ર સરકો હાજર છે. હજરતે તે માંગ્યો. ફરી હજરત તેને ખાતા હતા અને ફરમાવતા હતા "સરકો સારૂં લા-

વણુ છે" સરકાની તારીફ બે કારણથી ફરમાવી. પ્રથમ આ કે સરકો ઓછા ખરચની ચીજ છે. તેને માટે ઘણા સામાનની જરૂર નથી. એક વાર બનાવ્યો મુદત સુધી કામ આવે છે. તો સંતોષવાળા માટે આ ઘણી ઉમદા ચીજ છે. બીજું આ કે બલગમના સબબથી ઘણી બીમારી થાય છે અને સરકો બલગમને કાપી દૂર કરે છે.

૧૦૯૫ બોખારી તથા મુસલિમમાં હફ્સા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અબ્દુલ્લાહ સારો માણસ છે જો તે તહજ્જોદની નમાઝ પણ પઢતો હોય.

**ફાયદો** અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે મેં સ્વપ્નામાં જોયું કે મને બે ફિરસ્તા દોજખમાં પકડી લઇ જાય છે. મેં દોજખને જોઇ કહ્યું ખોદાની પનાહ. ત્યારે ત્રીજા ફિરસ્તાએ કહ્યું તું તો ડર—આ સ્વપ્નું મે મારી બેહેન હફ્સાને કહ્યું. હફ્સા (રદી)એ હજરત (સલ) ને કહ્યું. ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. રિવાયત છે કે તે રાતથી અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) ઘણું ઓછું સૂતા હતા. આથી જણાયું કે તહજ્જોદની નમાઝને દોજખથી બચાવવામાં ઘણી તાસીર છે.

૧૦૯૬ બોખારીમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે દુધાર ઊંટડી ખેરાત કરવામાં શું ઉમદા સદકો છે. અને દુધાર બકરી ખેરાત કરવામાં કેવી ખૂબીનો સદકો છે. સવારમાં એક વાસણ ભરે અને સાંજે બીજું વાસણ ભરે

**ફાયદો** દુધાર ઊંટડી અને બકરીના ખેરાત કરવાને એટલાં માટે પસંદ કર્યું કે દર રોજ તેનો લાભ મળે છે, તો સવાબ પણ તેનો દર રોજ મળે છે.

૧૦૯૭ મુસલિમમાં અબુ હોરેરા (રદી થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું ઉમદા વાત છે દરેક ગુલામ માટે, અને એક રિવાયતમાં છે શું ઉમદા વાત છે ગુલામ માટે કે અલ્લાહની એબાદત તથા માલિકની ખીજમત સારી રીતે કરી ને મરી જાય, તેને માટે શું ઉમદા વાત છે.

**ફાયદો** એબાદત કરનાર તથા મીયાનો તાબેદાર ગુલામની તારીફ એટલાં માટે કરી કે તેણે બે માલિકોને રાજી રાખ્યા. ખરેખરા માલિકને પણ અને મજાઝી માલિકને પણ.

૧૦૯૮ મુસલિમમાં અદી બીન હાતેમ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે બુરો ખતીબ (ભાષણ કરનાર)તું છે. તું કહે અને જે કોઇ અલ્લાહની તથા તેના રસૂલની નાફરમાની કરે. (તે ગુમરાહ થયો)" આ હજરતે (સલ) તે પુરૂષને કહ્યું કે જેણે હજરત (સલ) ની આગળ ખુતબો પઢ્યો તેમાં કહ્યું "જે કોઇ અલ્લાહની અને તેના રસૂલની તાબેદારી કરે તેણે માર્ગ મેળવ્યો અને જેણે બંનેની †નાફરમાની કરી તે ગુમરાહ થયો."

**ફાયદો** તે ખતીબને બુરો ખતીબ એટલાં માટે ફરમાવ્યો કે તેણે ખોદા અને રસૂલને એક શબ્દ માં મેળવ્યા હતા [અને કહ્યું "બંનેની નાફરમાની] કરી તેને અદબ શીખવ્યો કે જૂદા જૂદા કહે [અલ્લાહની તથા તેના રસૂલની]

૧૦૯૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે બુરૂં ખાણું તે વલીમાનું ખાણું છે જેમાં તવંગરોને નોતરાય અને ફકીરો નજાય. અને જે દાવત કબૂલ નહીં કરે તો તેણે અલ્લાહની તથા તેના રસૂલની નાફરમાની કરી.

**ફાયદો** ઘણી ખરી ટેવ આ છે કે શાદીના ખાણા [વલીમા]માં ભાઇ બંદ તથા માલદારો સિવાય ગરીબોને પૂછતા નથી માટે તેને બૂરૂં ફરમાવ્યું. તો જણાય આવ્યું કે જો ગરીબોને પણ નોતરશો તો બુરાઈ પણ મટી જશે. અને દાવત નહીં કબૂલ કરવાની બુરાઇ એટલાં માટે ફરમાવી કે ખોદા અને રસૂલની મરજી આ છે કે મુસલમાનો આપસમાં મોહબ્બત અને મિલાપથી રહે. અને દાવત કરવી તથા દાવતને કબૂલ રાખવી મોહબ્બત

† વિચારવાનું છે કે રસૂલુલ્લાહ (સલ) નામિઝાજ મોબારકમાં કેટલી એહતેયાત હતી કે જ્યાં શિર્કની બો જણાતી તેથી પણ મનાઈ કરતા. અને લોકો ખુલ્લી રીતે શિર્કના શબ્દો બોલતાં શરમાતા નથી. કોઈ કહે છે કે અલ્લાહ રસૂલનો હવાલો. કોઈ કહે છે કે અલ્લાહ પંજતન તારી મદદ કરે. કોઈ કહે છે કે અલ્લાહ રસૂલ આબાદ રાખે. જુઓ તો અલ્લાહજ સાંભળનાર છે તેજ આબાદ રાખનાર છે તેનાજ હવાલામાં સોંપવાનું છે. અને તેનાથીજ મદદ માંગવાની છે. ગ્રા. મો.

વધવાના કારણો છે. તો જેણે દાવત કબૂલ નહીં ફરી તેણે મોહબ્બત તોડી. તો તેણે ખોદા તથા તેના રસુલની મરજી છોડી.

૧૧૦૦ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે બુરી વાત છે દરેક મુસલમાનને કે તે કહે કે ફલાણી ફલાણી આયત હું ભૂલ્યો, પણ તે ભૂલાવાયો છે. અને તમો કુરઆનને યાદ કરતા રહો. કેમકે તે દોરડીથી પગ બંધાયલા ઊંટને છુટી નહાસવા કરતાં પુરૂષોના સીનાથી ઘણું જલદી નહાસે છે.

**ફાયદો** ઊંટ જ્યાં દોરડીથી છુટયું કે નહાસ્યું એવીજ તરેહ જ્યારે કુરઆનના હાફેજે થોડા દિવસ ગફલત કરી અને દોર કરવો છોડયો કે તે ભૂલી જાય છે. કારણ કે કુરઆનમાં મોતશાબેહ [મળતી આયત] ઘણી છે. જરા સરખી ગફલત કર્યાથી કાબુમાંથી જતું રહે છે. માટે હજરતે [સલ] તાકીદ ફરમાવી છે કે હમેશ તેનો દોર અને તકરાર કર્યા કરે, કે જેથી આવી ઉમદા નેઅમત જે ઘણી મેહનત મશક્કતથી હાથ લાગી છે તે મફતમાં બરબાદ થાય નહીં. કુરઆન ભૂલવું મોટો ગુનોહ છે એને આસાન વાત જાણે નહીં. અને આજે ફરમાવ્યું કે એમ કહે નહીં કે હું કુરઆનને ભૂલ્યો. કારણ કે કુરઆનનુ ભૂલવું ગુનોહ છે માટે એવી તરેહ નહીં કહે. કેમકે એમાં બે પરવાઈ જણાય છે અને શરીઅત વિરૂદ્ધ વાત પર બહાદુરી કરવી (જુરઅત) સિદ્ધ થાય છે.

## ફસલ ૩ જી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાળે **ઐન** તથા **ઐનમા** છે.

૧૧૦૧ બોખારી તથા મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે હું ચાલતો હતો એવી હાલતમાં મેં આસમાનથી અવાજ સાંભળ્યો તો મેં મારૂં માથુ ઉંચકયું તો જે ફિરશતો મારી પાસે હેરામાં આવ્યો હતો તે આસમાન જમીનની વચ્ચે કુરસી ઉપર બેઠો છે. તો હું તેનાથી ડરીને કાંપવા લાગ્યો. ફરી હું ઘર આવ્યો ને કહ્યું કે મને કામલ ઓઢાવો કામલ ઓઢાવો. તો લોકોએ મને કામલ ઓઢાવી. ફરી આ આયતો ઉતરી "ઓ ચિંગોડા ઓઢનાર ઉઠ ને (લોકોને ખોદાના અજાબથી) ડરાવ અને તારા પરવરદિગારની મોટાઈ કર (એટલે અલ્લાહો અકબર કહે.) અને તારાં કપડાંને પવિત્ર કર અને પલીદી (એટલે બુત પરસ્તી) છોડ. (એટલે બુત પરસ્તીથી લોકોને મનાઈ કર"

**ફાયદો** પ્રથમ ઇકરાની સુરા ઉતરી ફરી લગભગ ત્રણ વર્ષ સુધી વહી નહીં આવી. ફરી **યા ઐયોહલ મુદ્દસ્સેર** ની સુરા ઉતરી. ત્યારે હજરતે કાફેરોનો મુકાબલો અને વાત ચીત શરૂ કરી.

૧૧૦૨ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એવી હાલતમાં કે હું સુતો હતો કે જમીનનાં ખજાના મારી આગળ થયા. ફરી મારા હાથમાં સોનાના બે કંગણ નખાયાં, જે મને ભારી પડયાં અને મને ગમમાં નાંખ્યો. ફરી મને વહી થઇ કે તું તેઓને ફુંક માર. મે તેઓ પર ફુંક મારી તો તે જતાં રહ્યાં. મેં તેઓની તાબીર [મતલબ] બે જૂઠાની કરી કે જે બેની વચ્ચે હું છું (૧) સનઆવાળો અને (૨) યમામા વાળો.

**ફાયદો** સનઆ યમનમાં એક શેહેર છે. હજરતના વખતમાં ત્યાં એક શખ્સ જાહેર થયો હતો. એટલે અબુલ અંસવદ અનસી તે પેગમ્બરીનો દાવો કરતો હતો. અને હજરત (સલ) ની પેગમ્બરીનો નકાર પણ કરતો નહોતો. તો તે હજરતની સામે ફેરોઝ દેલમીને હાથે મરાયો હતો. અને યમામા અરબનો એક ઇલાકો છે. ત્યાં મોસૈલમા કજ્જાબ હજરત (સલ) ની પેગમ્બરીમાં ભાગ થવાનો દાવો કરતો હતો. તો તે સિદ્દીક અકબર (રદી) ની ખીલાફતમાં વહશીને હાથે માર્યો ગયો. હજરત (સલ) ને ખ્વાબમાં અલ્લાહે ઇસ્લામની ફતેહ દેખાડી. માત્ર આ બે જૂઠાઓની ફિકર હતી. તો ખોદાએ

તેઓને પણ બરબાદ કર્યા. આથી જણાયું કે પુરૂષ જો ખ્વાબમાં હાથમાં કંગણ જુએ તો તેની તાબીર તંગદસ્તી અને ચિન્તા છે. ખ્વાબની તાબીર જાણનારાઓએ લખ્યું છે કે જો ખ્વાબમાં મરદ ઓરતનું ઘરેણું પહેરેલું જુએ તો તે બુરૂં છે. પણ હાંસડી ગળામાં જોવી સારી ચાકરી મળવાની નિશાની છે. અને પગમાં ગજરો (કે કલ્લાં) જોવાં કેદ થવાની નિશાની છે. વલ્લાહો આલમ.

૧૧૦૩ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યુ કે એવી હાલતમાં કે હું ઊંઘમાં હતો મારી પાસે દૂધનો એક પ્યાલો લવાયો. ફરી મેં તેથી પીધું તે એટલાં સુધી કે મારૂં ટસ થવું મારા નખથી નીકળતું જોવું છું. (એટલે હું સારી રીતે ધરાયો). ફરી મારૂં બચેલું મેં ઓમર બીન ખત્તાબ (રદી) ને આપ્યું. લોકોએ કહ્યું કે આપે એની શી મતલબ લીધી છે? હજરતે (સલ) કહ્યું કે ઇલમ (તથા સમજ).

ફાયદો આ હદીસથી તાબીરવાળાઓએ કહ્યું છે કે જે કોઇ દૂધ ખાતાં પીતાં ખ્વાબમાં જુએ તેને ઇલમ મળશે. કારણ કે જેવી રીતે દૂધ દેહની જીંદગીનું કારણ છે વિશેષ કરી બાળપણમાં તેવી રીતે ઇલમ આત્માની જીંદગીનું કારણ છે. આ હદીસથી ઘણીજ ઉમદા ફજીલત હજરત ઓમર ફારૂક (રદી) ની સિધ્ધ થઇ કે તેવણ નોબુવતના ઇલમના મોટા ભેદ જાણનાર હતા. એજ કારણથી તેમની ખિલાફતમાં સઘળા મુલકોમાં ઇસ્લામ પ્રગટ થયું. અને દરેક શેહેરમાં દીનના ઇલમની ઘણી ચરચા થઇ.

* ૧૧૦૪ બોખારીમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એવી હાલતમાં કે હું ઊંઘમાં હતો એક ટોળું સામે આવ્યું તે એટલાં સુધી કે મેં તેઓને ઓળખ્યું. તેઓની અને મારી વચ્ચેથી એક પુરૂષ નીકળ્યો ને કહ્યુ આવો. મેં કહ્યું કયાં (એઓને લઇ જશો)? તેણે કહ્યું ખોદાની કસમ અગ્નિમાં. મેં કહ્યુ તેઓનો શો હાલ છે? (એટલે તેઓએ શી કસુર કરી.?) તેણે કહ્યું તેઓ તારા પછી તેઓના વાંસા તરફ પાછા ફર્યા. (એટલે ઇસ્લામ છોડી મુરતદ થયા હતાં.) ફરી એક ટોળું સામે આવ્યું તે એટલાં સુધી કે મેં તેઓને પેહેચાન્યું મારી તથા તેઓની વચ્ચે એક પુરૂષ નીકળ્યો તે કહ્યું આવો. મેં કહ્યું કે કયાં (તેઓને લઇ જાય છે)? તેણે કહ્યું કે ખોદાની કસમ અગ્નિમાં. મેં કહ્યું કે તેઓનો શો હાલ છે? તેણે કહ્યુ કે તેઓ પોતાના વાંસા તરફ પાછા ફર્યા. હું નહીં ધારતો કે તેઓમાંનો કોઇ છૂટે. પણ ભટકા છૂટેલાં વગરવાલી વારેસનાં ઊંટોની જેમ થોડા બચે છે.

ફાયદો એટલે તે લોકોમાંથી મુકિત પામનારા બોહો થોડાં છે જેઓએ મુરતદ થયા પછી તોબા કરી. હજરત [સલ] ની વફાત પછી અરબના કેટલાંક હજાર નવા મુસલમાનો મુરતદ થયા હતા. જકાવનો નકાર કરતા હતા. સિદીકે અકબરે (રદી) પોતાની ખિલાફતમાં તેઓને કતલ કર્યા. તેજ લોકોનું પરિણામ ખોદાએ હજરત (સલ) ને સ્વપ્નામાં બતાવ્યું. કેટલાક બદ મજહબ આ હદીસની મતલબ દુશમનાઇથી આવી રીતે ઉલટી બયાન કરે છે કે તે મુરતદોની મતલબ મઆજલ્લાહ હજરતના સહાબા છે તો તે તદન સત્ય વાતને ઢાંપવી છે. તેઓનો આજ દ્રષ્ટાંત છે કે કોઇએ કોઇ ભૂકાને પૂછ્યું કે બેને બે કેટલાં થાય છે? તેણે કહ્યું કે ચાર રોટલી. હજરત (સલ) ના સહાબાની બુજોરગી કુરઆન તથા હદીસમાં સાબદી રીતે તથા વિસ્તારથી હજારો જગ્યા ખુલ્લી રીતે પ્રગટ છે. આ ખોટી ધારના તેઓ વિષે કોઇ દીનદાર અકલવાળો કરશે નહીં. કારણ કે સહાબા તો મુરતદોના કતલ કરનાર છે. આ તો હમત તો તેઓ તરફ કોઇ રીતે લાગુ પડી શકતું નથી. ખોદાની માર તે કાળા દિલોપર કે જેઓ જાણી બુજીને સત્ય વાત છુપાવે છે.

૧૧૦૫ બોખારી તથા મુસલિમમાં અબુ સઇદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એવી હાલતમાં કે હું ઊંઘમાં હતો લોકોને જોઊં છું કે મારી આગળ કરવામાં આવે છે. અને તેઓ પર કુડતા છે. તેમાંનો કોઇ કુડતો છાતી સુધી પોહોંચ્યો છે. અને કોઇ તેથી નીચે છે. અને ઓમર બીન ખત્તાબ મારી આગળ લાવવામાં આવ્યા અને તેમા પર એક કુડતો છે કે જેને તે ઘસડી રહ્યો છે (એટલે ઘણોજ લાંબો હતો). સહાબાએ કહ્યુ આપે એની શી મતલબ

લીધી. ઓ રસુલુલ્લાહ ! હજરતે કહ્યું કે દીનની.

**ફાયદો** દીન અને કુડતામાં આ મલતા પણું છે કે જેવી રીતે કુડતો બદનને ઢાંકે છે સરદી ગરમીથી બચાવે છે તેમ દીન પણ રૂહ તથા દિલની સમ્ભાળ કરે છે. અને કુફ્ર તથા ગુનાહથી બચાવે છે. આ હદીસથી સિદ્ધ થયું કે ઓમર ફારૂક (રદી) નું દીન ઘણુંજ સંપૂરણુ હતું અને હદથી વધેલું હતું

૧૧૦૬ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે એવી હાલતમાં કે હું ઊંઘમાં હતો હું મને એક કૂવા ઉપર જોવું છું કે જે પર ડોલ છે. ફરી ખોદાએ જેટલું ચાહ્યું તેટલું પાણી મેં ખેચ્યું. ફરી તેને ઇબન અબી કોહાફાએ (એટલે સિદ્દીકે અકબરે) લીધી. ફરી તેણે એક કે બે ડોલ કાઢી પણ તેના કાઢવામાં ધીમા પડું (કે સુસ્તી) હતું. અલ્લાહ તેને માફ કરશે ફરી તે ડોલ કોસ બની. ફરી તેને ઓમર બીન ખત્તાબે લીધો. તો મેં તો માણસોમાં એવો જોર વાળો દીઠો નથી કે જે ઓમરની જેમ ખેંચતો હોય. તે એટલાં સુધી કે લોકોએ પોતાના ઊંટોને ટસ કરી (પીયાસ તદન બુઝાવી) અલાહેદા બેસડાવ્યાં

**ફાયદો** અરબમાં ઊંટો ઘણાં હતાં. અને દસ્તુર છે કે પાણી પાતી વેળા ઊંટોને કૂવા ઉપર લાવે છે ફરી સર્વને સારી રીતે પાઇને અલાહેદા જગ્યા ઉપર બેસાડે છે. તો ડોલ ખેંચવાની મતલબ દીનની સરદારી છે. આ હદીસમાં દીનની ચઢતી અને સિદ્દીક અકબર તથા ફારૂક (રદી) ના ખિલાફતનો ઇશારો છે. એટલે હજરતે (સલ) પછી સિદ્દીક [રદી] ખિલાફત થશે અને એક બે ડોલ આહિસ્તાથી કાઢશે એટલે ખિલાફતની મુદત ઓછી થશે. તેમના વખતમાં ઇસ્લામ જહાનમાં સારી રીતે નહીં ફેલાશે. જેમકે સિદ્દીક (રદી) કુલ બે વર્ષ ખલિફા રહ્યા. એ મુદતમાં મોસૈલેમા કજજાબ તથા મુરતદોને મારી અરબનું ઇસ્લામ મજબુત કરી શામનો કંઇક દેશ ફતેહ કર્યો હતો, ને તેમનો ઇનતેકાલ થયો. ફરી ઓમર ફારૂક (રદી) ખલીફા થયા. દસ વર્ષ ખલીફા રહ્યા તેમના વખતમાં જહાનમાં સારી રીતે ઇસ્લામ પ્રગટ થયું. શામનો મુલક મિસર, ઇરાન, એરાક, અને રૂમનો મોટો ભાગ ફતેહ થયાં. અને ચાર હજાર મોટાં મોટાં શહેરો પ્રગણાઓ સહીત ફતેહ થયાં. અને ચાર હજાર જુમઆ મસજીદો તૈયાર થઇ. અને ચાર હજાર મન્દિરો તોડાઇ. અને અગણીત ખજાના મુસલમાનોમાં વેહેંચાયા. લોક આસુદા હાલતના તવંગર થયા. હજરત (સલ) પછી જે થવાનુ હતું તે ખોદાએ હજરત [સલ] ને ખ્વાબમાં દેખાડયું.

* ૧૧૦૭ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એવી હાલતમાં કે હું ઊંઘમાં હતો હું મને જંનતમાં જોવું છું. તો એક સ્ત્રી મેહેલની એક તરફ વોજૂ કરે છે. ફરી મેં કહ્યું કે આ કોનો મેહેલ છે ? ફિરસ્તાએ કહ્યું કે ઓમરનો. તો મને ઓમરની ગેરત યાદ આવી ને ફરી હું પીઠ દઇને પાછો ફર્યો. (એટલે મરદને તેની ઓરત પાસે અજનબી મરદના જવાથી ગેરત અને જોશ આવે છે માટે હું તે ઓરત પાસે નહીં ગયો.) *

**ફાયદો** બોખારીમાં પૂરી રિવાયત આવી રીતે છે કે ઓમર ફારૂકે (રદી) જ્યારે હજરત (સલ) થી આ સાંભળ્યું તો રડવા લાગ્યા અને અરજ કરી કે ઓ હજરત ! શું આપ પરજ મને ગેરત આવતે. એટલે એ વાત મારાથી બનવા જોગ નથી. આ હદીસમાં ઓમર ફારૂક (રદી) ને જંનતની બશારત છે. અને તે વોજૂ કરનારી સ્ત્રી હૂર હતી.

૧૧૦૮ બોખારીમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એવી હાલતમાં કે હજરત ઐયુબ નાગા થઇને ગોસલ કરતા હતા તેમના ઉપર સોનાના તીડનું એક ટોલું

* એને મલતી રિવાયત મિશ્કાત જીલ્દ ૫ પૃષ્ઠ ૫૩૪માં હજરત મોઆજથી છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે હું જંનતમાં દાખલ થયો તો ત્યાં અચાનક એક સોનાના મેહેલ નજર આવ્યો. તો મેં કહ્યું કે આ મેહેલ કોને માટે છે ? તેઓએ કહ્યું કે એક જુવાન કોરેશી માટે. તો મેં ધાર્યું કે તે હું જ છું. મેં કહ્યું કે તે કોણ છે ? તેઓએ કહ્યું કે ઓમર બીન ખત્તાબ. તો જો હું તારી ગેરતને નહીં યાદ કરતે તો હું તેમાં દાખલ થાત. ગુ. મો.

આવ્યું તો ઐયુબ પોતાના કપડામાં ખોબાથી ભરવા લાગ્યા. ફરી તેમના પરવરદિગારે કહ્યું ઓ ઐયુબ! શું તને મેં માલદાર તથા જે ચીજ જુએ છે તેથી બે પરવા નથી કર્યો. (એટલે) તું મોહતાજ નથી. શા માટે એને ભેગા કરે છે) હજરત ઐયુબે કહ્યું કેમ નથી કર્યો! તારી ઇજજતની કસમ મને માલનીતો પરવા નથી, પણ તારી બરકત [અને ઇનાયતની] તો પરવા છે.

**ફાયદો** એટલે આ માલનું લેવું ગરીબાઇને લીધે નથી પણ તારી બખ્શીશ સમજીને લઊં છું. કેમકે ગુલામ માલિકની ઇનાયત કરેલી ચીજથી કોઇ હાલતમાં બે પરવા થઇ શકતો નથી. કેમકે તેની ખુશી માલિકની મેહેરબાની પર છે, માલ પર નથી. આ હદીસથી જણાયું કે નાગા ગોસલ કરવું દુરસ્ત છે. અને માલદારને જો વગર લાલચે અને વગર તલાશ કરે માલ મળે તો તેને ખોદાની ઇનાયત સમજીને લેવો એ તવક્કોલ વિરૂદ્ધ નથી.

૧૧૦૯ મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એવી હાલતમાં કે એક પુરૂષ જમીનના કોઇ જંગલમાં હતો કે તેણે વાદળામાં એક અવાજ સાંભળ્યો કે ફલાણાના બાગને પા. ફરી તે વાદળી હઠી ગઇ, ને પોતાનું પાણી એક પત્થરેલી જમીનમાં રેડયું. તો ત્યાંના નાલાઓમાંનું એક નાલું તે સઘળા પાણીથી કાંઠે કાંઠે ભરાઇ ગયું. ફરી તે પુરૂષ વરસતા પાણીની પાછળ ગયો તો એકા એક એક પુરૂષ પોતના બાગમાં ઉભો છે. પોતાના પાવડાથી પાણીને અહીં તહીં કરે છે. એણે (તે બાગવાળાને) કહ્યું ઓ ખોદાના બંદા તારૂં શું નામ છે? તેણે તે નામ કહ્યું જે એણે વાદળીમાં સાંભળ્યુ હતું. ફરી તે બાગવાળાએ કહ્યું ઓ ખોદાના બંદા તુ શા માટે મારૂં નામ પૂછે છે! તેણે કહ્યું કે જે વાદળીનું આ પાણી છે તેમાં મેં એક અવાજ સાંભળ્યો કે કોઇ તારૂં નામ લઇને કહે છે કે ફલાણાના બાગને પા. ફરી તે પુરૂષે કહયું કે તું (ખોદાના આ એહસાનના બદલામાં) કેવી રીતે કરશે! બાગ વાળીએ કહ્યું કે જ્યારે તેં આ કહયું તો હું એથી જે પાકશે તેને જોઇશ. ફરી તેમાંનો ત્રીજો ભાગ સદકો કરીશ. અને હું તથા મારા ઘરવાળા ત્રીજો ભાગ ખાઇશ અને ત્રીજો ભાગ પાછો એમાં લગાડીશ.

**ફાયદો** આ હદીસથી જણાયું કે આવકમાંથી ત્રતીઅંશ માલ ખોદાના માર્ગમાં ખરચ કરવો મુસ્તહબ છે. અને જણાયું કે ફિરશતા ખોદાના હુકમ પ્રમાણે વરસાવે છે. અને તે હુકમ નામ નિશાનને સાથે થાય છે કે ફલાણો મુલક ફલાણી જગ્યા અને ફલાણા બાગ કે ખેતરમાં વરસાવો. એવીજ રીતે દુન્યાના સર્વ કામ હુકમ પ્રમાણે ફિરસ્તા કરે છે. તો મુસલમાનને લાજેમ છે કે જે નેઅમત તેને મળે ફરી તે જાનની હોય કે માલની હોય તો પોતાના રબ્બની શુકર ગુજારી કરે (તેનો ઉપકાર માને) તેને ભોગ જોગે બનેલુ સમજે નહીં. પણ પોતાને માટે ખોદાની દેણ સમજે.

* ૧૧૧૦ બોખારી તથા મુસલિમમાં માલિક બીન સઅસઆ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એવી હાલતમાં કે હું હતીમમાં સૂતેલો હતો. અને કદી હજરતે કહ્યું છે હિજર† માં સૂતેલો હતો કે મારી પાસે કોઈ આવનાર આવ્યો. ફરી તેણે ફાડયું. રાવી કહે છે કે મેં હજરત (સલ)થી સાભળ્યું કે કહેતા હતા કે તેણે અહીંથી અહીં સુધી (એટલે સીનાની નીચેથી તે દુંટી સુધી) ચીર્યું. ફરી મારા દિલને કાઢયું. ફરી મારી પાસે સોનાનું તશત (લગન) લવાયું જે ઇમાનથી ભરેલું હતું. ફરી મારૂં દિલ ધોવાયું ફરી તેજ જગ્યા પાછું મુકાયું. ફરી મારી આગળ એક જાનવર સ્વારીનું લવાયું કે જે ખચ્ચરથી નાનું અને ગધેડાથી મોટું ઉજળું હતું [એટલે બોરાક]. તે પોતાના ડગલાને મદે નજર ઉપર મુકતું હતું. ફરી હું તેપર સ્વાર કરાયો ‡

* બેતુલ્લાહ પાસે એક વધારાનો તુકડો છે જે કોઈ વખતમાં બેતુલ્લાહમાં હતો તેનું નામ હતીમ તથા હિજર છે. ગ્રા. મો.

† ઈબને હજર અસકલાની (રહ) કહે છે કે ઈબને હિબ્બાની સહીહમાં અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી) થી રિવાયત છે કે બોરાક પર હજરત (સલ) ની પાછળ જીબરઈલ પણ સ્વાર થયા હતા. અને હારેસની મુસનદમાં રિવાયત છે કે બોરાક પર હજરત [સલ] આગળ બેઠા અને પછવાડે જીબરઈલ [અલૈ] બેઠા. વાંચો સીરતે મોહમ્મદીયા. પૃષ્ટ ૧૩૦ ગ્રા. મો.

ફરી મને જીબરઈલ લઈ ચાલ્યા તે એટલાં સુધી કે પેહેલે આસમાને આવ્યા. જીબરઈલે દરવાજો ખોલાવવા માંગયો. ચોકીદાર ફીરસ્તાએ કહ્યુ કે આ કોણ છે ? કહયું કે હું જીબરઈલ છું. તેણે કહયું અને તારી સાથે કોણ છે ? જીબરઈલે કહ્યું કે મોહમ્મદ છે. તેણે કહયું કે શું તે તેડાયલો છે. જીબરઈલે કહયું કે હા, તેણે કહયું ભલે પધાર્યા. સારો આવનારો આવ્યો. ફરી દરવાજો ખોલાયો. ફરી જ્યારે હું દાખલ થયો તો જોવું છું કે આદમ ત્યાં છે. જીબરઈલે [અલે] કહયુ કે આ તારો બાપ આદમ છે. ફરી મેં તેમને સલામ કરી. તેવણે મને સલામનો જવાબ વાળી ને કહયું શું મજેનો દીકરો અને શું મજેનો પેગમ્બર પધાર્યો. ફરી મને જીબરઈલે ચઢાવ્યો તે બીજે આસમાને આવ્યો. ફરી તેણે દરવાજો ખોલાવ્યો ચોકીદારે કહયું કોણ છે? જીબરઈલે કહયું હું જીબરાઈલ છું. તેણે કહ્યું અને તારી સાથે કોણ છે ? કહ્યું કે મોહમ્મદ. ચોકીદારે કહ્યું શું તેડું થયું છે ? જીબરઈલે કહ્યું કે હા, તેણે કહ્યું. ભલે પધાર્યા સારો આવનારો આવ્યો. ફરી દરવાજો ખોલાયો. જ્યારે હું દાખલ થયો તો જોવું છું કે યહયા તથા ઈસા (અલે) બંને માસી માસીના છે. જીબરઈલે કહ્યું કે આ યહયા છે અને આ ઈસા, તું બનેને સલામ કર. ફરી મેં સલામ કરી. તે બંનેએ સલામનો જવાબ વાળ્યો. ફરી કહ્યું શું નેક ભાઈ અને નેક નબી પધાર્યો. ફરી મને ત્રીજે આસમાને ચઢાવ્યો. ફરી તેણે દરવાજો ખોલાવ્યા તો કહેવાયું કે આ કોણ છે ? જીબરઈલે કહ્યું કે હું જીબરઈલ છું. કહયું અને તારી સાથે કોણ છે ? જીબરઈલે કહ્યું મોહમ્મદ. કહયું કે શું તે તેડાયો છે ? જીબરઈલે કહયું હા, કહયું કે ભલે પધાર્યા સારો આવનાર આવ્યો. ફરી દરવાજો ખોલાયો. જયારે હું દાખલ થયો તો જોવું છું કે ત્યાં યુસોફ (અલે) છે. જીબરઈલે કહ્યું કે આ યુસોફ છે. તેને સલામ કર મેં તેને સલામ કરી તેણે મને જવાબ વાળ્યો ને કહયું નેક ભાઈ અને નેક નબી પધાર્યા. ફરી મને ચઢાવ્યો તે એટલાં સુધી કે ચોથે આસમાને પોહોંચ્યો. ફરી જીબરઈલે દરવાજો ખોલાવ્યો. ચોકીદારે કહ્યું કે આ કોણ છે? જીબરઈલે કહ્યું કે હું જીબરઈલ છું. તેણે કહયું અને તારી સાથે કોણ છે ? કહયું મોહમ્મદ. તેણે કહયું શું તે તેડાયો છે ? જીબરઈલે કહયું કે હા, તેણે કહયું ભલે પધાર્યા સારો આવનાર આવ્યો. ફરી દરવાજો ખોલાયો. જ્યારે હું દાખલ થયો તો જોવું છું કે ઈદરીસ (અલે) છે. જીબરઈલે કહયું આ ઈદરીસ છે તું એને સલામ કર. ફરી તેને સલામ કરી તેણે મને જવાબ વાળ્યો. ફરી કહયું નેક ભાઈ અને નેક નબી પધાર્યા. ફરી મને ચઢાવ્યો તે એટલાં સુધી કે પાંચમે આસમાને પોહોંચ્યો. ફરી તેણે દરવાજો ખોલાવ્યો ચોકીદારે કહયું આ કોણ છે ? જીબરઈલે કહયું હું જીબરઈલ છું તેણે કહયું અને તારી સાથે કોણ છે? જીબરઈલે કહયું મોહમદ. તેણે કહયું શું તેને તેડું થયું છે ? કહયું કે હા, તેણે કહયું ભલે પધાર્યા સારો આવનાર આવ્યો. ફરી જ્યારે હું દાખલ થયો તો જોવું છું કે હારૂન (અલે) છે. જીબરઈલે કહયું આ હારૂન છે તેને સલામ કર. ફરી મેં તેને સલામ કરી. તેણે જવાબ વાળ્યો ને કહયું નેક ભાઈ તથા નેક નબી પધાર્યા. ફરી મને ચઢાવ્યો તે એટલાં સુધી કે છઠે આસમાને પોહોંચ્યો ફરી જીબરઈલે દરવાજો ખોલાવ્યો. ચોકીદારે કહયું આ કોણ છે ? જીબરઈલે કહયું હું જીબરઈલ છું. તેણે કહયું અને તારી સાથે કોણ છે? જીબરઈલે કહયું મોહમ્મદ. તેણે કહયું શું તે તેડાયો છે? જીબરઈલે કહયું હા, તેણે કહયું ભલે પધાર્યા. સારો આવનાર આવ્યો. ફરી જ્યારે દાખલ થયો તો જોવું છું કે મુસા (અલે) છે. જીબરઈલે કહ્યું આ મુસા છે તેને સલામ કર. મેં તેને સલામ કરી. તેણે જવાબ વાળ્યો. ફરી કહ્યુ નેક ભાઈ તથા નેક પેગમ્બર પધાર્યા. ફરી જ્યારે હું ત્યાંથી આગળ વધ્યો તો મુસા રડયા. તેમને કહેવાયું કે શા માટે રડો છો. મુસા (અલે)એ કહ્યું હું એટલાં માટે રડું છું કે આ ગુલામ (છોકરો) મારી પાછળ આવ્યો તેની ઉમ્મતના લોકો મારી ઉમ્મતના લોકો કરતાં ઘણાં જંનતમાં જશે. ફરી મને સાતમે આસમાને ચઢાવ્યો. ફરી જીબરઈલે દરવાજો ખોલાવ્યો. ચોકીદારે કહ્યું આ કોણ છે? જીબરઈલે કહ્યુ હું જીબરઈલ છું, તેણે કહ્યું અને તારી સાથે કોણ છે? જીબરઈલે કહ્યું મોહમ્મદ. તેણે કહ્યું શું તે બોલાવાયો છે? જીબરઈલે કહ્યું હા, તેણે કહ્યું ભલે પધાર્યા સારો આવનાર આવ્યો. ફરી જ્યારે હું દાખલ

થયો તો જોવું છું કે ઇબરાહીમ છે. જીબરઇલે કહ્યું આ તારો બાપ ઇબ્રાહીમ (અલે) છે, તું તેને સલામ કર. ફરી મે તેને સલામ કરી ને તેણે મને સલામનો જવાબ વાળ્યો. ફરી કહ્યું નેક દીકરો અને નેક નબી પધાર્યા છે. ફરી હું સિદરતુલ મુન તહા [નામના બોરડીનો ઝાડ] તરફ પોહોંચાડાયો. તો જોવું છું કે તેના બોર હજર [ગામ]ના માટલાં જેટલાં છે. અને તેનાં પાંદડાં હાથીનાં કાન શરખાં છે. જીબરઇલે [અલે] કહ્યું આ સિદરતુલ મુનતહા છે. અને જોવું છું કે ચાર નેહેરો છે બે નેહેરો જાહેરની અને બે નેહેરો બાતેનની. ફરી મેં કહ્યું એ જીબરઇલ આ શું છે? તેણે કહ્યું બે બાતેનની તે નેહેરો જનતમાં છે. અને બે જાહેરની તે નીલ અને ફોરાત છે. ફરી મને બૈતુલ-મામૂર દેખાણું (એટલે ફિરશતાનો કાબા જે હમેશ ફિરશતાઓથી ભરેલો રહે છે) ફરી મારી પાસે એક વાસણ શરાબનું અને એક વાસણ દૂધનું અને એક વાસણ મધનું લવાયું. તો મેં દૂધને લીધું. જીબરઇલે કહ્યું આ પેદાએશી ઇસ્લામ છે તું અને તારી ઉમ્મત તેનાપર છે. ફરી મારાપર દરરોજની પચાસ નમાઝ ફરજ થઈ. ફરી હું પાછો ફર્યો તો મારું ગુજરવું મુસા પ.સે થયું. મુસાએ કહ્યું શી ચીજનો તને હુકમ થયો? મેં કહ્યું કે દરરોજ પચાસ નમાઝનો. મુસાએ કહ્યું ખચીત તારી ઉમ્મત દરરોજ પચાસ નમાઝની શકિત નહીં રાખશે. અને ખચીત ખોદાની કસમ મેં તારાથી પેહેલાં લોકોને અજમાવ્યા છે અને ઇસ્રાઇલ ઉપર મેં ઘણો ઇલાજ કર્યો છે. માટે તું તારા પરવરદિગાર પાસે પાછો જા અને તારી ઉમ્મત માટે આસાની માંગ. ફરી હું પાછો ફર્યો તો મારાથી દસ ઘટાડી. ફરી હું મુસા તરફ આવ્યો તો તેણે તેમજ કહયું. ફરી હું પાછો ફર્યો તો મારાથી દસ ઘટાડી. ફરી હું મુસા તરફ આવ્યો તો તેણે તેમજ કહયું. ફરી હું પાછો ફર્યો તો મારાથી દસ ઓછી કરી. ફરી હું મુસા તરફ આવ્યો તો તેણે કહયું ફરી હું પાછો ફર્યો અને દરરોજ દશ નમાઝનો હુકમ થયો હતો. મુસા તરફ આવ્યો તો તેણે તેમજ કહયું તો હું પાછો ફર્યો તો દરરોજ પાંચ નમાઝ નો હુકમ થયો. ફરી હું મુસા પાસે આવ્યો તો તેણે કહયું તને શો હુકમ થયો છે? તો મેં કહયું દરરોજ પાંચ નમાઝનો મને હુકમ થયો છે. મુસા [અલે]એ કહયું ખચીત તારી ઉમ્મત દરરોજ પાંચ નમાઝની શકિત નહીં રાખશે અને ખચીત તારાથી પેહેલાં મેં લોકોની પરીક્ષા કરી છે. અને ઇસ્રાઇલપર મેં ઘણી મેહેનત લીધી છે. તું પાછો જા અને તારી ઉમ્મત માટે હલકું થવાની માંગણી કર. હજરતે (સલ) ફરમાવ્યું કે હું મારા પરવરદિગારથી માંગતો ગયો તે એટલાં સુધી કે હું શરમાયો (એટલે હવે અરજ કરી શકતો નથી) પણ હવે તો હું રાજી થાઉં છું. અને માનીલું છું. ફરી જ્યારે હું આગળ વધ્યો તો કોઇ પુકારનારે પુકાર્યો કે મેં મારા ફરજને ચાલુ કર્યું અને મારા બંદાઓથી હલકું કર્યું." કર્તા કહે છે કે મેઅરાજની હદીસ બોખારી તથા મુસલિમ બંનેમાં છે. પણ એ વિષે મેં બોખારીના શબ્દોની તાબેદારી કરી છે.

**ફાયદો** હતીમ અને હિજર તે જગ્યાનું નામ છે કે જ્યારે હજરત ઇબરાહીમે (અલે) કાબા બનાવ્યું હતું તો તે કાબામાં દાખલ હતી. જ્યારે કોરેશે હજરત (સલ.ની નોબુવવત પેહેલાં કાબા બનાવ્યું તો તે કેટલાક ગજની જગ્યાને કાબાથી ઉત્તર તરફ અલાહેદા કરી. કાબાના પાણીનો માર્ગ એજ તરફ છે. આ હદીસથી જણાયું કે હજરત (સલ) મેઅરાજ વેળા હતીમમાં હતા. અને બોખારી તથા મુસલિમની બીજી રિવાયતમાં આવી રીતે છે કે તે વેળા હજરત (સલ) પોતાના ઘરમાં હતા. તો મતલબ આ છે કે પ્રથમ હજરત (સલ) ઘરમાં હતા. ફરી જીબરઇલ (અલે) હજરતને હતીમમાં લઈ ગયા ફરી ત્યાંથી મેઅરાજે ગયા. તો કદી હજરતે (સલ) ઘરનું વર્ણન કર્યું. અને કદી હતીમનું બંને ઠીક છે. અને એક રિવાયતમાં ઉમ્મેહાનીનું ઘર વર્ણાયું છે. ઉમ્મેહાની હજરત અલી [રદી]ની બેહેનનું નામ છે. હજરતનું અને તેણીનું ઘર મળેલું જાણે એકજ ઘર હતું. અને હજર અરબમાં એક જગ્યા છે ત્યાંના માટલાં મોટાં મોટાં થતાં હતાં. અને હજરત (સલ)નો સીનો બે વાર ચીરાઇને સાફ થયો. એકવાર બાળપણમાં કે જેથી ખેલ કુદની ઇચ્છા નહીં થાય. બીજીવાર મેઅરાજ વખતે કે જેથી જુવાનીનો હવસ જોર નહીં પકડે. અને દિલમાં એવી પૂરતી સફાઇ થાય કે અલ્લાહની યાદની લીયાકત ઊંચા દરજાની

મળે. અને હજરત મુસા (અલે)નું રડવું મઆ-જલ્લાહ [ખોદાની પનાહ] અદેખાઇને લીધે નહોતું. કારણ કે પેગમ્બર લોક અદેખાઇ વગેરેથી પવિત્ર હોય છે. પણ તેમને પોતાની ઉમ્મત ઉપર અફસોસ આવ્યો કે હું મુદત સૂધી તેઓને સમજાવતો રહ્યો ઘણા મોઅજેઝા દેખાડયા પણ થોડા લોક ઇમાન લાવ્યા તો જંનતમાં પણ થોડા જશે, અને મોહમ્મદ (સલ)ની થોડી ઉમરમાં અગણીત લોક ઇમાન લાવ્યા અને કિયામત સૂધી લાવતા રહેશે તો જનતમાં મારી ઉમ્મતથી ઘણા દાખલ થશે. અને જો મઆજલ્લાહ અદેખાઈ હોત તો વારેવાર હજરત [સલ]ને કહી પચાસ નમાઝને પાંચ સૂધી શા માટે ઓછી કરાવતે? અને હજરત મુસા (અલે)એ હજરત [સલ]ને છોકરો હલકાઇથી કહ્યો નથી. પણ મોટી ઉમરવાળા જુવાનને છોકરો કહે છે. એટલુંજ નહી પણ એથી હજરત [સલ]ની જાણે તારીફ કરી કે ઓછી ઉમર હોવા છતાં આવી મોટી પદવી મેળવી કે સર્વ પેગમ્બરોથી શ્રેષ્ઠ થયા. અને આ જે ફરમાવ્યું કે નીલ તથા ફોરાત સિદરતુલ–મુનતહાને નીચેથી નીકળી છે તેની મતલબ આ છે કે જો તે આલમના પાણીને આ આલમના પાણીથી ઉપમા (તશબીહ) આપીએ તો નીલ અને ફોરાત તે નેહેરોના નમુના છે. અથવા નીલ અને ફોરાતને તેજ નેહેરોથી મદદ મળતી હશે અગર જો અમને જણાતી નથી. વલ્લાહો આલમ. અને સહી મુસલિમની રિવાયતમાં આવી રીતે છે કે પ્રથમ હજરત (સલ) મકકાથી મસજીદે અકસા એટલે બૈતુલ મોકદ્દસમાં ગયા. ત્યાં બે રકઅત નમાઝ પઢીને આસમાનપર ચઢયા. અને બૈતુલ–મઅમુર જે સાતમાં આસમાનપર છે તેમાં સિત્તેર હજાર ફિરશતા બંદગી માટે જાય છે ફરી બીજીવાર કદી તેઓ પાછા નહીં આવતા. અને બૈતુલ–મઅમુર જો કે સાતમાં આસમાનપર છે પણ દરેક આસમાનપર તેની સિધમાં તેવુંજ ઇબાદતખાનું છે. અને કાબા પણ તેનેજ નીચે છે. એમ ધારો કે જો ત્યાંથી પત્થર પડે તો કાબાના ધાબાપર પડે. સહી મુસલિમમાં રિવાયત છે કે હજરત [સલ] પાંચ વખતની નમાઝ પર રાજી થયા તો હુકમ થયો કે એક નમાઝનો સવાબ દસ નમાઝના સવાબ બરાબર મળશે તો પાંચની પચાસ થઇ. તો ઉમ્મતપર આસાની પણ થઇ અને ખોદાની ઠેરવેલી ગણતરી વિરૂદ્ધ પણ નહીં થયું. મેઅરાજ મકકામાં હિજરતથી એક વર્ષ પ્રથમ થઈ. અને આમા ઇખતેલાફ (મત ફેર) છે કે મેઅરાજ દેહથી થઇ અથવા આત્માથી થઈ. ઊંઘતાં થઇ અથવા જાગતાં થઇ. અહલે સુંનતનો સહી મજહબ આજ છે કે જાગતામાં આત્મા તથા દેહ બંનેથી થઇ. જેમકે સહી હદીસોથી આજ સિદ્ધ થાય છે. અને જો સ્વપ્નામાં મેઅરાજ થઇ હતે તો ઉમદા ખૂબી તથા મોઅજેઝામાં દાખલ થતે નહીં. અને કુફફારે કોરેશ વધારે ઇનકાર પણ કરતે નહીં. અને બૈતુલ મોકદ્દસની હજરત (સલ)થી સર્વ નિશાનીઓ પૂછતે નહી. અને હજરત આએશા (રદી)થી રિવાયત છે કે હજરત (સલ)ની રૂહને મેઅરાજ થઇ. દેહ મકકામાં રહયું. તો ખત્તાબીએ (રહ) કહયું કે હજરત (સલ)ને બે મેઅરાજ થઈ. એક મેઅરાજ રૂહની ને બીજી મેઅરાજ જીસમની. અને આ વાતમાં ઇખતેલાફ છે કે મેઅરાજમાં હજરતે [સલ] ખોદાને જોયો હતો અથવા નહીં. હજરત આએશા, અબુહોરેરા અને અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી)થી મશહુર રિવાયત આવી રીતે છે કે નહીં જોયો. અને ઘણા મોહદ્દેસો, મોતકલ્લેમીન અને ફોકહાઓનો આજ મજહબ છે. અને અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી)થી એક રિવાયત આવી રીતે છે કે આંખે જોયો. અને અતા [રદી]થી રિવાયત છે કે દિલથી જોયો. વલ્લાહો આલમ. મક્કાથી બૈતુલ મોકદ્દસ જવાનો જે નકાર કરે તે કાફિર છે. કારણ કે કુરઆનમાં એનું સાફ બ્યાન છે. અને બૈતુલ મોકદ્દસથી આસમાને ચઢવાનો નકાર કરે તો બિદઅતી છે.

૧૧૧૧ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એવી હાલતમાં કે ત્રણ પુરૂષો જતા હતા તેઓને વરસાદ લાગ્યો જેથી તેઓએ એક પહાડની ખીણમાં પનાહ લીધી ફરી તે પહાડનો એક પત્થર પહાડની ખીણમાં મોંપર પડ્યો જેથી તેઓ ઢંકાઇ ગયા. તો એકે બીજાને કહયું કે ખોદાને માટે કોઈ નેક કામ કર્યું હોય

તેને જુઓ, ફરી તેને વસીલે અલ્લાહથી દોઆ કરો. કદાપી અલ્લાહ તમારાથી એને ખોલશે. ફરી તેઓમાંના એકે કહયું ઓ અલ્લાહ! ખચીત મારાં બે મા-બાપ વૃદ્ધ મોટી ઉમરનાં હતાં. અને મારી સ્ત્રી તથા નાહલાં બાળકો હતાં. હું તેઓ માટે ભેડ બકરી ચરાવતો હતો. ફરી જ્યારે હું સાંઝના ચરાવી લાવતો તો દોહીને પ્રથમ મા-બાપથી શરૂ કરતો. બાળકો કરતાં પ્રથમ તેઓને પાતો. એક દિવસે મને ઝાડે દૂર નાંખ્યો (એટલે ચારો ઘણે દૂર મલ્યો) જેથી સાંઝ સુધી હું આવ્યો નહીં. ફરી મેં તે બંનેને જોયાં કે ઊંગમાં છે. જેમ હું દોહતો હતો તેમ મેં દોહયું અને દૂધ લાવ્યો ને તેઓને માથે ઊભો થઇ રહયો, હું તે બંનેને ઊંઘથી જગાડું એ મને ખરાબ લાગતું હતું, અને બાળકોને એઓથી પ્રથમ પાઉં એ મને ગમતું નહોતું. અને બાળકો (ભૂખને લીધે) મારા પગની પાસે રડતાં ટટલતાં હતાં પણ મારો હાલ અને તેઓનો હાલ એજ પ્રમાણે રહયો. તે એટલાં સુધી કે સવાર થઇ. તો ઓ અલ્લાહ! જો તું જાણે છે કે આ મેં તારી ખુશી મેળવવા કર્યું છે તો અમારે માટે આ ખીણુ ખોલ. કે અમો ત્યાંથી આસમાનને જોઇએ. ફરી અલ્લાહે તેને થોડો ખોલ્યો ને એઓએ આસમાન જોયું અને બાજાએ કહયું ઓ અલ્લાહ! ખચીત એક મારા કાકની દીકરી હતી. પુરૂષો સ્ત્રીઓપર જે પ્રેમ રાખે છે તેથી ઘણો પ્રેમ હું તેણીપર રાખતો હતો (એટલે હું પૂરતી રીતે તેનો મોહિત હતો.) મેં તેનાથી તેની માંગણી કરી (એટલે હરામ કારી ચાહી) તો તેણે નકાર કર્યો. તે એટલાં સુધી કે હું તેને સો ગેની આપું (એટલે સો ગીની એ રાજી થઈ.) તો મે મેહનત મશકકત કરીને સોં ગીની ભેગી કરી ને તેણી પાસે તે લાવ્યો. ફરી જ્યારે હું તેના બન્ને પગોની વચ્ચે પડયો (સોહબત કરવા લાગ્યો.) તો તેણીએ કહયું ઓ ખોદાના બંદા! તું અલ્લાહથી ડર. અને મોહર (છાપ)નુ જે હકક છે તે સિવાય તું તેને નો તોડ. (એટલે નિકાહ શરઇ વગર બાકેરાપણું નો તોડ) તો હું તેણીથી ઉઠી ગયો. તો જો (ઓ અલ્લાહ) તું જાણે છે કે આ મેં તારી રજામંદી ચાહવા માંટે કર્યું છે તો અમારે માટે આ ખીણુ ખોલ. તો અલ્લાહે તેને તેઓ માટે ખોલી. અને ત્રીજા એ કહયું ઓ અલ્લાહ! ખચીત મેં એકને એક ફરક ચોખાને બદલે નોકર રાખ્યો. ફરી જ્યારે તેણે પોતાનું કામ પૂરૂં કર્યું તો કહયું મને મારૂં હકક આપ. મેં તેનું હકક તેની આગળ કર્યું તો તેને તજી તેનાથી મોં ફેરવ્યું. ફરી હું તેને રોપતો રહયો તે એટલાં સુધી કે મેં તેથી ગાયો અને તેના ચરાવનાર ભેગાં કર્યાં. ફરી તેણે આવીને કહયું અલ્લાહથી ડર અને મારા હકક વિષે મારા પર જુલમ નોકર. મેં કહયું પેલી ગાયો અને તેના ચરાવનાર તરફ જા. ને લે. તો તેણે કહયું અલ્લાહથી ડર અને હસી નોકર મે કહયું ખચીત હું તારી હસી કરતો નથી (એટલે ખરેખરો તારોજ માલ છે) તે ગાયો તથા તેના ચરાવનાર તું લે. ત્યારે તે તેને લઇને ચાલી ગયો. તો જો તું જાણે છે કે આ મેં તારી રજામન્દી ઢુંઢવા માટે કર્યું છે તો જેટલું તે બાકી રહ્યું છે તે ખોલ. તો અલ્લાહે તે બાકી પત્થર પણ ખોલ્યો.

**ફાયદો** આ હદીસમાં ઘણા કામના લાભ છે પ્રથમ આ કે સખ્ત મુસીબત અને મોટી બલામાં જ્યારે કઇ તદબીર નહીં થઇ શકે તો પોતાની નિર્મળ કરની [ખાલેસ અમલ]નો વસીલો લ્યે. અલ્લાહ તઆલા તેને છોડવશે. બીજો આ કે મા-બાપનું હકક પોતાના જાન બીબી બચ્ચાંના હકકથી મોકદ્દમ (શ્રેષ્ઠ) છે. અને તેમ કરવું ઉમદા નેકી છે. ત્રીજો આ કે શકિત મળ્યા પછી ગુનાહથી બચવું અને માત્ર ખોદાનાજ ખોફથી શહવત (કામ શકિત) દબાવવી, અને મન ઇચ્છા (ખાહેશે નફસાની)ને મટાડવી મોટી કમાલની વાત છે. અને તે ખોદાને ઘણીજ પસંદ છે. ચોથો આ કે હકકવાળાનું હકક અદા કરવું અલ્લાહની રજામંદી (પ્રસન્નતા)નું સારૂં સાધન છે. પાંચમો આ કે જે કોઇ માલિકની વગર રજાએ તેનો અનાજ રોપે તો તે ઉગેલાંનો માલિક પણ તેજ માલિક છે.

૧૧૧૨ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એવી હાલતમાં કે એક પુરૂષે એક ગાય ઉપર બોજો લાદીને હાંકી, તો પોતે ગાયે તેની તરફ જોઇને કહયું ખચીત હું એને માટે ઉત્પન

થઇ નથી. પણ હું તો ખેતી માટે ઉત્પન્ન થઇ છું;* લોકોએ (આશ્ચર્યથી) કહ્યું સુબ્હાનલ્લાહ ગાય પણ વાત કરે છે! તો રસૂલુ-લ્લાહે કહ્યું ખચીત હું તો એને સાચું જાણું છું. અને અબુબકર તથા ઓમર (રદી) પણ સાચું જાણે છે. અને એવી હાલતમાં કે ભરવાડ પોતાની બકરીઓમાં હતો કે તે પર એક વરૂએ હલ્લો કરી તેમાંની એક બકરી પકડી. તો તે ભરવાડ તેની ઢુંઢમાં રહ્યો. તે એટલાં સુધી કે તેનાથી તે બકરી છોડાવી લીધી. ત્યારે વરૂએ તેની તરફ જોઇને તેને કહ્યું સબઅને દિવસે કોણ તેને બચાવશે જે દિવસે મારા સિવાય કોઇ તેનો ચરાવનાર ન હશે. લોકોએ (આશ્ચર્યથી) કહ્યું સુબ્હાન-લ્લાહ વરૂ પણ વાત કરે છે! તો રસૂલુ-લ્લાહે [સલ] કહ્યું ખચીત હું તો એને માનું છું અને અબુબકર તથા ઓમર (રદી) પણ માને છે. અને જુઓ તો તે બંને ત્યાં નહોતા.

**ફાયદો** આ વાકય (અને જુઓ તો તે બંને એટલે અબુ બકર તથા ઓમર ત્યાં નહોતા) રિવાયત કરનાર તરફથી છે. એટલે જ્યારે હજરતે (સલ); આ હદીસ ફરમાવી હતી ત્યારે અબુ બકર તથા ઓમર (રદી) તે મજલિસમાં નહોતા, અથવા આ વાકય હજરત (સલ)નો છે. એટલે ગાય તથા વરૂના વાત કરતી વેળા જોકે તે બંને શખ્સ (અબુ બકર તથા ઓમર) નહોતા પણ તેમને એની ખાતરી છે. એટલે ગાય તથા વરૂને વાત કરવાની શકિત આપવી ખોદાની કુદરત આગળ કંઇ આશ્ચર્ય નથી. આ હદીસથી સિદ્દીક તથા ફારૂકની મોટી ફજીલત ઇમાનની સિધ્ધ થઇ, કે હજરતે (સલ) પોતાના ઇલ્મની સાથે તેઓના ઇલ્મને મેળવ્યો. તે પછી હાજર રહેલા સહાબીઓએ કહ્યું કે જેનું ઇમાન હજરત લાવ્યા તેનું ઇમાન અમો પણ લાવ્યા.

૧૧૧૩ ઓખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એવી હાલતમાં કે એક પુરૂષ માર્ગે ચાલતો હતો. તેણે માર્ગ ઉપર કાંટાનીસૂલ જોઇ તેને દૂર કરી તો અલ્લાહે તેની કદરદાની કરી ને તેને બખ્શયો.

**ફાયદો** આથી જણાયું કે ખોદાના બંદાઓને રાહત પોહોંચાવવી ખોદાને ઘણું જ પસંદ છે. અને સિધ્ધ થયું કે જરા સરખું પણ નેક કામ જો ચોખ્ખી નૈયતથી હોય તો કદી મગફેરત (બખશીશ)નું કારણ છે.

૧૧૧૪ ઓખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એવી હાલતમાં કે એક પુરૂષ સારાં કપડાં પેહેરી કાંસકી કરી પોતાના બદનની સજાવટ જોઇ ફુલીને ચાલતો હતો કે એકાએક અલ્લાહે તેને જમીનમાં ધસાવ્યો તો તે કિયામત સુધી ધસતો જાય છે.

**ફાયદો** જો કે સારાં પોશાક પેહેરવાં વાળમાં કાંસકી ફેરવવી દુરસ્ત છે, એટલુંજ નહીં પણ સુનત છે, પણ આ હદીસથી જણાયું કે જ્યારે માણસને પોતાના સણગારથી ઘુમન્ડ આવ્યો મોટાઇ કરી તો જરૂર તે અલ્લાહના ગજબમાં સપડાયો. ફરી કાં તો દુન્યામાં જેમકે આ શખ્સને થયું. અને કાંતો આખેરતમાં. એજ માટે ઘણા પરહેજગારોએ સારાં કપડાં નહીં પેહેર્યાં. અને પોતાની ઓલાદને પણ એ આદત પડવા નહીં દીધી. કારણ કે હવે તેવો વખત નથી કે માણસ સારાં કપડાં પેહેરે વાળમાં કાંસકી ફેરવે ને ફરી પોતાની બગલમાં નહીં ઝાંખે (મોટાઇ નહીં આવે)? આગળી હદીસથી જણાયું કે તે શખ્સ માત્ર વાટનો કાંટો હટાડવાથી બખશાયો, અને આ શખ્સ માત્ર અહંકાર કરવાથી અને મગરૂરીથી ચાલવાથી જમીનમાં ધસાવાયો. તો આ હદીસોથી એક ઉમદા ફાયદો હાથ લાગ્યો કે નેક કામ અગર જો થોડું હોય તેના સવાબથી નિરાશ થવું નજ જોઇએ અને બુરૂં કામ અગર જો હલકું જણાતું હોય પણ તેના વબાલથી નડર નહીંજ થવું જોઇએ.

* આથી જણાય છે કે જેમ બળદથી ખેતીનુ કામ લેવાય છે તેમ ગાયથી લેવું જોઇએ. જેટલાં કામ કરનાર જનાવર છે તેના નર માદા બને કામમાં આવે છે. જેમ ઘોડા ઘોડી ઊંટ ઊંટડી હાથી હાથણ તો ફરી ગાય કેમ કામમાં નહીં લેવાય? ગુ મો.

## ફસલ ચોથી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાળે લાનત નો શબ્દ છે.

૧૧૧૫ બોખારી* તથા મુસલિમમાં જાબેર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે "અલ્લાહ લાનત કરે તેના પર કે જેણે આને ડામ્યો." આ કે એક ગધેડાને હજરતે જોયું કે તેના મોં પર ડમાયો છે ત્યારે આ ફરમાવ્યું.

**ફાયદો** જાનવરના મોં પર ડામવું હરામ છે. મોં સિવાય બદનમાં બીજી જગ્યા ઓમા રીને સીધે ડામવું દુરસ્ત છે, સર્વ આલમાની નજદીક.

૧૧૧૬ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ લાનત કરે ચોર પર કે એક ઈંડું ચોરે છે જેથી તેનો હાથ કપાય છે. અને દોરડી ચોરે છે જેથી તેનો હાથ કપાય છે.

**ફાયદો** ચોરના હાથ કાપવામાં નિસાબ (ખાસ રકમ) શરત છે. ઇમામ આઝમ (રહ)ની નજદીક દસ દિરમ ચોરીનો નીસાબ છે † અને ઇમામ શાફેઇ (રહ) ની નજદીક ચતુર્થાંશ દિનાર એટલે એક ચારશી એક રતી સોના બરાબર છે. તો આ હદીસની મતલબ લોઢાનું ‡ કે ચાંદીનું ઈંડું છે કે જેની કીમત દસ દિરહમ થાય. અને દોરડીથી મતલબ તે કે જેની કીમત દસ દિરહમ થાય જેમકે વહાણની દોરડી ઘણી કીમતની થાય છે. અથવા આ મતલબ છે કે જ્યારે માણસને ઈંડાની કે દોરડીની ચોરીની આદત પડશે તો કદી કીમતી ચીજ પણ ચોરશે. તો જરૂર તેનો હાથ પણ કપાશે. અથવા આ હુકમ શરૂ ઇસ્લામમાં હતો હવે મનસૂખ છે.

૧૧૧૭ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ લાનત કરે વાળમા વાળ જોડનારી પર અને જોડાવનારી પર. અને છુંદણું પાડનારી પર તથા છુંદણું પડાવનારી પર.

**ફાયદો** વાળમાં વાળ જોડવાં અને બદનમાં છુંદણા પાડવાં હરામ છે. કારણ કે એમાં અલ્લાહની ખલકતમાં ફેરફાર કરવું છે. તથા બનાવટ ને ધોકો પણ છે કે માણસ એથી ધોકો ખાય છે.

૧૧૧૮ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ લાનત કરે યહુદી તથા ખ્રિસ્તીઓ પર કે તેઓએ પોતાના પેગમ્બરોની કબરોને મસજીદો (સિજદાની જગ્યા) બનાવી.

**ફાયદો** બોખારી તથા મુસલિમમાં રિવાયત છે કે હજરતે મોતની બીમારીમાં આ હદીસ ફરમાવી. હજરત (સલ) ડર્યા કે કદાપી મારી ઉમ્મત પણ કેથે યહુદી અને ખ્રીસ્તીઓની તરફ મારી કબરને મસજીદ નહીં ઠેરવે. અને જુનદબ (રદી)થી રિવાયત છે કે હજરત (સલ) ના ઇનતેકાલથી પાંચ દિવસ પ્રથમ મેં હજરત (સલ) થી સાંભળ્યું કે તેવણ ફરમાવતા હતા કે આગળી ઉમ્મતોએ પોતાના પેગમ્બરો અને વલીઓની કબરોને સિજદાની જગ્યા ઠેરવી, તમો ચેતેલા રહો કબરોને સિજદાની જગ્યા નહીં બનાવવી. હું તમને મનાઇ કરી દું છું. યહુદીયો અને ખ્રીસ્તીઓ પેગમ્બરો અને સારા લોકોની કબરો પર મસજીદો બનાવી ઇબાદત કરતા હતા. અને કબરો તરફ સિજદો કરતા હતા, તે ચોખ્ખું શિર્ક હતું માટે હજરતે (સલ) તાકીદથી મનાઇ કરી. આથી જણાયું કે જે વાત મસજીદ અને કાબા સાથે ખાસ હોય તે કબર પર નહીં જોઇએ. ફરી તે પેગમ્બરની કબર હોય કે વલીઓની એજ માટે કબરોની સિજદો કરવો તથા તેની આસપાસ

* શરહ મશારેકમાં આ હદીસ માત્ર મુસલિમની રિવાયત લખી છે. ગુ. મો.

† એટલે ઇમામ આઝમ (રહ) ની નજદીક દસ દિરમથી ઓછાની ચોરીમાં હાથ કપાતો નથી. ગુ. મો.

‡ લોઢાનું ઇંડુ એટલે ખોદ જે લડાઈમાં માથાપર પહેરવામાં આવે છે. ગુ. મો.

પ્રદક્ષિણા (ફેરા) ફરવા દુરસ્ત નથી. કારણ કે તવાફ કાબાની સાથે ખાસ છે. અને એજ માટે કબરસ્તાનમાં નમાઝ પઢવી મનાઇ છે. હિંદુસ્તાનમાં વલીયોની કબરો પર શિર્કના ઘણાં કામો થાય છે. અને હજરતે વફાતની વેળા ઘણી તાકીદે જેની મનાઇ કરી હતી તે યહુદીઓ તથા નસારા થી પણ વધારે હવે લોકો કરે છે. ખોદા મુસલમાનોને તોફીક આપો, કે પોતાના પેગમ્બર [સલ] ની હદીસ સમજે અને આ કામોથી એક કોરે રહી મોહમ્મદી બને. **આમીન.**

૧૧૧૯ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન એઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ લાનત કરે તેને કે જે જાનવરો ના હાથ પગ તથા નાક કાન કાપે. :

**ફાયદો** એટલાં માટે મનાઇ કરી કે એમાં નકામું દુઃખ આપવું છે તથા અલ્લાહની ઉત્પત્તિમાં ફેરફાર કરવો છે.

૧૧૨૦ મુસલિમમાં અલી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ લાનત કરે તેના પર કે જે પોતાના મા બાપ પર લાનત કરે, અને અલ્લાહ લાનત કરે તેના પર કે જે ખોદા સિવાય કોઇના માનમાં જુબહ (વધ) કરે. અને અલ્લાહ લાનત કરે તેના પર કે જે બિદઅતીને આશ્રય આપે. અને અલ્લાહ લાનત કરે તેના પર કે જે જમીનની નિશાનીયો (કે હદો) મટાડે.

**ફાયદો** મા બાપને લાનત કરવી તથા ગાળ આપવી બે રીતથી થાય છે. કાંતો પોતે બોલે અથવા બીજાથી બોલાવે, તે એવી રીતે કે જ્યારે એણે બીજાના મા બાપને ગાળ આપી તો તે એના મા બાપને ગાળ આપશે તો ખરૂં જોતાં એજ ગાળોનું કારણ થયો. અને ખોદા સિવાય બીજા માટે જુબહ કરવું કઇ તરેહ પર થાય છે. એક તો આ કે જુબહના વખત ખોદાનું નામ નહીં લેવાય. જેમકે રજપુત્રો કરે છે. તેને ઝટકો કહે છે. બીજી રીત આ કે કબર પર તાબુત પર નિશાન પર ઇમારત પર અથવા દેવ ભૂત માટે જુબહ કરે. ત્રીજી રીત આ કે જુબહ કરતી વેળા તો ખોદાનું નામ લ્યે પણ ખોદા સિવાય બીજાની તાજીમ તકર્રૂબ માનતા અને નયાજ કરે. જેમ કે સૈયદ અહમદ કબીરની ગાય અને શૈખ સદુ નો બકરો. આ ત્રણે સુરતોમાં જાનવર મુરદાર છે. અને જુબહ કરનાર પર આ હદીસ પ્રમાણે લાનત છે. કારણ કે આ જુબહ ખોદા માટે નથી. અને આ જે કેટલાક લોક વાત નીભાવે છે કે સૈયદ અહમદ કબીરની ગાય અને શૈખ સદુના બકરા પર જુબહને વખતે ખોદાનું નામ લેવાય છે. અને ખોદાનેજ માટે રકત વેહવાય છે. માત્ર માંસની મતલબ છે માટે બેશક હલાલ છે. તેનો જવાબ આ છે કે જ્યારે ખોદા સિવાય કોઇ ની માનતા માની અને નૈયત બગડી તો માત્ર જ બાનથી ખોદાનું નામ લેવાથી શું થાય છે ? અને આ ખોટી વાત છે કે " ખુદાનેજ માટે રકત વેહવાય છે માત્ર માંસની મતલબ છે " કારણ કે જ્યારે તેના માનતા માનનારાઓને કહેશો કે તમો આ ગાય, બકરીને જુબહ નો કરો, એને બદલે એવડુ ચાર ઘણું માંસ અમારેથી લો અને ફાતેહા કરો તો કદી પણ માનશે નહીં* અને એ સુરતમાં પોતાની નજર તથા માનતાનું અદા થતું કદી સમજશે નહીં. તો ખુલ્લી રીતે જણાયું કે ખૂન બહાવવું પણ ખોદા સિવાય બીજાને માટે મતલબ છે માત્ર ગોશજ મતલબ નથી. ઇનસાફની રૂએ કુરઆન તથા હદીસની દલીલથી એના હરામ થવામાં કંઇ શક નથી. અને વાંકા વાતનું ઔષધ તો અમારે પાસે નથી. ફતાવા દુર્રૂલ મુખતાર તથા અશબાહ વ નનજાએરમાં છે કે જે જાનવર સરદારનાં દાખલ થતાં જુબહ થાય તે હરામ છે અગર જો જુબહ કરતી વેળા ખોદાનુંજ નામ તે પર લેવાયું હોય. " તો જો જુબહ કરતી વેળા માત્ર ખોદાના નામથી જાનવર હલાલ હોત તો ફિકહમાં એને શા માટે હરામ લખત. અલ્લાહ સારી સમજ આપો. અને ઉંધી સમજથી બચાવો. આ હદીસમાં જે બિદઅત વાળાની હિમાયત

* કેટલાકો કહે છે કે જુબહ કરવું ઈબાદત છે જુબહ કરવાથી તેનો પણ સવાબ થાય છે માટે નહીં માનતા. તો તેનો જવાબ કે જો તે માણસને તે માનેલા બકરાની જગ્યા બે ચાર બકરા મળે છતાં સ્વિઓ આપતા નથી એમાં તો જુબહનો સવાબ પણ ઘણો ને માંસ પણ ઘણું પણ કદી માનશે નહીં. તો સિદ્ધ થયું કે આ તમારી બનાવટ છે. ગ્રા. મ્રા.

કરનાર પર લાનત ફરમાવી તે એટલાં માટે કે બિદઅત દીનમાં તે નવા કામનું નામ છે કે જેની શરીઅતમાં કંઇ અસલ ન હોય. તો ખરૂં જોતાં બિદઅત અને સુંનત તથા શરીઅતમાં એવી નીસબત છે જેવી પ્રકાશ અને અંધકારમાં તો જેણે બિદઅત કાઢનારની અથવા બિદઅત પર ચાલનારની તાજીમ (માન) કરી તથા પુષ્ટી આપી તેણે ખરૂં જોતાં સુંનત તથા શરીઅતને મટાવી. માટે તેની ગર દનમાં લાનતનો તોક આવ્યો. અને જમીનની નિશાનીયો જેમકે માર્ગની નિશાન ગામની હદ બંદીનું ઝાડ તથા ટેકરો અથવા બગીચાની ખાઇ ખંદક અથવા ઘરોની દીવારો એને મટાડવી પાડવી લાનતનું કારણ ફરમાવ્યું. કારણ કે એમાં ટંટો ફસાદ થશે એકની જમીન બીજાથી મળી જશે અને માર્ગનો હિસાબ રહેશે નહીં. લાનત કરવી બે પરકારની છે (૧) લાનત જાતી અને (૨) લાનત વસફી. સુંનત જમાઅતના મજહબમાં લાનત જાતી એટલે નામ લઇને લાનત કરવી જેનુ કુફ્ર ખાતરી પૂરવક દલીલથી સિધ્ધ થયું હોય તેના સિવાય બીજા પર દુરૂસ્ત નથી જેમ કે શૈતાન ફિરઓન, અબુ જહલ એઓનું કુફ્ર નિર્સન્દેહ (બેલાશક) સિધ્ધ છે. તો એઓનું નામ લઇ ને લાનત કરવી દુરૂસ્ત છે. પણ હમેશ એને વજીફાની જેમ કરવું કંઇ કામની વાત નથી. કેમકે લાનતના અર્થ ખોદાની રહમતથી દૂર કરવું છે. અને કાફેર સિવાય બીજો કોઇ અહલ હની રહમતથી હમેશ દૂર રહેશે નહીં. કેમકે મુસલમાન ફાસેક વિષે શિક્ષા પામવા પછી અથવા વગર શીક્ષાએ બખશીશની આશા છે. અને લાનત વસફી એટલે વગર નામ લીધે બુરા ચલણ વાળા પર લાનત દુરૂસ્ત છે. જેમકે આ ફસલની હદીસોમાં ચોર, મા બાપને ગાળી આપનાર પર લાનત કરી. એવીજ રીતે જાલેમ, જૂઠા વગેરે પર પણ લાનત દુરૂસ્ત છે.

## ફસલ પાંચમી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાળે વ નો શબ્દ છે.

૧૧૨૧ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો દસ યહુદી મારા પર ઇમાન લાવે તો સઘળા ઈમાન લાવે." અને એક રિવાયતમાં આવી રીતે છે "જો દસ યહુદી મારી બેઅત કરે તો ઇસ્લામ લાવ્યા વગર કોઇ યહુદી જમીનની પીઠ પર નહી રહે.

**ફાયદો** એટલે જો મદીનાના યહુદીઓના દસ મોટા મોટા સરદાર ઈમાન લાવતે તો સર્વ લાવતે. કેમકે યહુદી લોક દીનમાં સમજ તથા તપાસ રાખતા નથી. પોતાની કોમ તથા સરદારોને તાબે છે. ઘેટાંઓ જેવો એઓનો સ્વભાવ છે. જ્યાં એક ટોલું જાય છે ત્યાં સઘળાં ઘેટાં ચાલે છે.

૧૧૨૨ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો મુસલમાનોમાંનો કોઇ પોતાની અહલ (ઘરવાળી) પાસે આવવાનો ઇરાદો કરે અને કહે **"બિસ્મિલ્લાહે અલ્લાહુમ્મ જંનેબનશ શૈતાન વ જંનેબિશ શૈતાન મા રજકતના*** તો જો જોરૂ ખાવિન્દની વચ્ચે એ મીલાપમાં કોઇ બચ્ચું કિસમતમાં હશે તો શૈતાન કદી નુકશાની પોહોંચાવશે નહીં.

**ફાયદો** આથી જણાયું કે સમ્ભોગથી ગરજ ઓલાદની રાખે માત્ર પાણી કાઢવું કે શહવત પૂરી કરવીજ મદે નજર ન હોય. અને સુંનત છે કે આ દોઆને તે વખત પઢી લ્યે કે જો ઓલાદ થાય તો બરકતવાળી થાય.

૧૧૨૩ બોખારીમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જો અનસાર લોક પહાડના નીચેના કે ઉપરના માર્ગે ચાલે તો

* અર્થ—ઓ અલ્લાહ તું અમને શૈતાનથી બચાવ. અને જે તું અમને આપે તેથી શૈતાનને દૂર રાખ. ગ્રા. મો.

હું અનસારને માર્ગે ચાલીશ.

**ફાયદો** દીનમાં ઉમ્મત ઉપર નબી (સલ) ની તાબેદારી કરવી વાજેબ છે, નબીપર ઉમ્મતની તાબેદારી વાજેબ નથી. તો આ હદીસમાં જો માર્ગ થી મતલબ જાહેરનો માર્ગ છે તો મતલબ ખુલ્લી છે કે દીનમાં નહીં. અને જો માર્ગથી મતલબ અકલનો માર્ગ છે તો મતલબ આ છે કે દુન્યાના કામોમાં અને મોબાહ કામોમાં હજરત (સલ)ને અનસારીયોની ખાતર રાખવી ધ્યાનમાં છે. આ હદીસ અનસારીઓની બુજુરગી ખુલ્લી રીતે બતાવે છે.

૧૧૨૪ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો કોઇ પુરૂષે તારા ઘરમાં વગર તારે હુકમે ઝાંખ્યું ફરી તેં કાંકરી મારીને તેની આંખ ફોડી તો તારાપર કંઇ દોશ નથી.

**ફાયદો** આ હદીસની મતલબ આવી ગઇ. (વાંચો ના. ૩૧ ની હદીસ.)

૧૧૨૫ મુસલિમમાં અબુ ઐયુબ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો તમારા ગુનાહ ન હોત કે જેને અલ્લાહ બખ્શે તો બીજી કોમ અલ્લાહ ઉત્પન્ન કરતે કે જેઓના ગુનાહ હોતે ફરી તેઓના ગુનાહ બખશતે.

**ફાયદો** આ હદીસમાં હજરતે (સલ) પોતાના સહાબાને દિલાસો આપ્યો. કારણ કે ઘણા સહાબાને ખોદાનો ખોફ ઘણો હતો જેથી કેટલાંકોએ માંસ ખાવું તજયું. કેટલાકોનો વિચાર હતો કે દુન્યા છોડી પહાડપર જઇ બેશે અને રાત દિવસ ઇબાદત કરે. કેટલાકોનો ઇરાદો હતો કે પુરૂષ ઇંદ્રિને કાપી ફેંકે કે જેથી હરામકારીમાં નહીં સપડાય. એટલે જેવી તેની સિફત મુનતકેમ [ગુનાહપર પકડ કરનાર, સજા આપનાર] છે તેવીજ તેની સિફત ગફફાર (ગુનાહોને માફ કરનાર) પણ છે. એટલે ગુનેહગાર મુસલમાન જેમ પોતાના ગુનાહોથી ડરે તેમ તેના રહમ અને કરમપર પણ નજર રાખે. ના ઉમ્મેદ ન થાય. કેમકે ના ઉમ્મેદ થવું કુફર છે. આ હદીસની આ મતલબ નથી કે ખોદાને ગફફાર જાણી ગુનાહોપર કમર બાંધે અને તેની કહહારીયતને તદન ભુલી જાય. કેમકે એ ચોખ્ખું કુફર છે.

૧૧૨૬ બોખારી તથા મુસલિમમાં ઉમ્મે હબીબા બીનતે અબુ સુફયાન (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો દુર્રા મારા ખોળામાં મારી પાલેલી છોકરી ન હોતતો પણ તે મને હલાલ નથી, કેમકે તે મારા દુધભાઇની છોકરી છે. મને અને તેણીના બાપને [અબુ લહબની લોંડી] સોવૈબાએ દુધ પાયું છે. માટે ઓ બીબીયો! તમારી દીકરીઓ કે બેહેનોને નિકાહ માટે મારી આગળ નહીં કરવી" આ હજરતે (સલ) ઉમ્મે હબીબાને ફરમાવ્યું જ્યારે તેણીએ પોતાની બેહેન અઝઝાને હજરત (સલ)ના નિકાહ માટે કહ્યું ત્યારે.

**ફાયદો** હજરત ઉમ્મે હબીબાએ (રદી) હજરત (સલ)ને કહ્યું એ હજરત મારી બેહેન અઝઝાથી આપ નિકાહ કરો. હજરતે (સલ) નહીં માન્યું. કારણ કે બાયડીના જીવતાં સાલી સાથે નિકાહ દુરૂસ્ત નથી. ફરી હજરત ઉમ્મે હબીબાએ (રદી) કહ્યું મેં સાંભળ્યું કે અબુ સલમાની દીકરી દુર્રાથી આપ નિકાહ કરવા ચાહો છો. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે બે ટી વાત છે. પ્રથમ તો આ કે દુર્રા મારી રબીબા છે. એટલે (મારી બીબી) ઉમ્મે સલમા (રદી)ની છોકરી છે. અને બીજું દુધની સગાઇથી મારી ભત્રીજી છે. નિકાહની કયાં સુરત રહી?

૧૧૨૭ મુસલિમમાં અબુ બરઝા અસલમી (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો તું ઓમાનના લોકો પાસે જતે તો તેઓ તને ગાળ નહીં આપતે અને તને નહીં મારતે." આ હજરતે (સલ) તે પુરૂષને કહ્યું કે જેને હજરતે અરબના એક ટોલાં તરફ મોકલ્યો, ફરી તેઓએ તેને ગાળો આપી અને માર્યો.

**ફાયદો** ઉમ્માન શામના મુલકનાં અથવા યમન દેશનાં એક શેહેરનું નામ ‡ છે ત્યાંના લોકોના સારા સ્વભાવ અને નરમ દિલીનું વર્ણન કર્યું.

* ૧૧૨૮ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યુ કે જો ઇમને સ્વપ્નની માં

‡ યમનના મુલકને ઓમાન કહે છે, અને શામવાળાને અમ્માન કહે છે. અરબીમાં લખવામાં બનેની જોડણી એક છે. પણ નવવી (રહ) કહે છે કે આ હદીસમાં જે શબ્દ છે તે ઓમાન છે જે બહરેનમાં આવેલું છે. ગુ૦ મો૦

તેને છોડતે રહેતો તો જાહેર કરતે.

**ફાએદો** ઇબ્ને સય્યાદનો હાલ કંઇ વાર વર્ણવ્યો છે કે † મદીનામાં યાહુદીનો એક છોકરો હતો. જીન્નાતથી મુલાકાત રાખતો હતો. આઇન્દાની કંઇક વાતો બોલતો હતો. તો એક દિવસે બાગમાં કપડું ઓઢી સૂતાં સૂતાં કંઇ ગુણુ ગુણુ તો હતો. હજરત (સલ) ત્યાંથી નીકળ્યાં ઝાડની આડમાં રહીને તેનો અવાજ સાભળવા ચાહયો, તો તેની માએ કહ્યું એ ઇબ્ને સય્યાદ! જો મોહમ્મદ આવ્યા. તો તે ચુપ રહ્યો. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે જો તેની મા નહીં રોકતે તો તેનો હાલ કંઇક જણાતે કે શું કહે છે. આથી જણાયું કે ખોટા માર્ગવાળાઓનો હાલ પોશીદા રીતે ખરા માર્ગવાળાઓને દરયાફત કરવું દુરૂસ્ત છે.

૧૧૨૯ બોખારી તથા મુસલિમમાં@ જાબેર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો તું ઘીના મશકને રહેવા દેતે તો તેમાં હંમેશ ઘી રહેતે.” આ હજરતે (સલ) ઉમ્મે માલિક (રદી) ને કહ્યું જ્યારે તેણીએ તે મશકને નચોવી કે જેમાંથી હજરત [સલ]ને ભેટ આપતી હતી.

**ફાએદો** ઉમ્મે માલિક મદીનામાં એક બીબી હતી તેણીથી રિવાયત છે કે મારી પાસે એક મશક હમેશ ઘી હતું. હું તેનું ઘી હમેશા હજરત (સલ) માટે મોકલ્યા કરતી હતી. કદી તેનું ઘી ઘટતું નહોતું. એક દિવસે મેં તેનું ઘી નચોડીને કાઢ્યું તો તે ખલાસ થયું. મેં આ હાલ હજરત (સલ) ને કહ્યો ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે જો તેને તું નહીં નચોડતે તો તે કદી ઘી થી ખાલી થતે નહીં. આ હજરત (સલ) નો મોઅજેઝો છે.

૧૧૩૦ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે હું જાણું છું તેને જો તમો જાણો તો તમો ઘણુ રડો અને થોડા હસો.

**ફાએદો** એટલે મોતની સખતીઓ, તરેહ તરેહના અઝાબ, કેયામતની મુસીબતો અને દોજખની આફતો જે તમો કમાલ યકીનથી જાણો જેવી રીતે હું જાણું છું તો ખાવું પીવું ભૂલી જાઓ. ખુશી કરતાં ગમ વધી જાય. ચેહેનથી જે રહો છો તે ગફલતનું કારણ છે.

૧૧૩૧ બોખારી તથા મુસલિમમાં અલી (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો તમો તેમાં ઘુસતે તો કેયામત સુધી તેમાં રહેતે.” એટલે તે અગ્નિમાં કે જેને અબ્દુલ્લાહ બીન હોજાફા સહમી સરદારોમાંના એક સરદારે સળગાવી હતી.

**ફાએદો** અબ્દુલ્લાહ બીન હોજાફા (રદી)ને હજરતે (સલ) એક લશકરનો સરદાર બનાવી કેથે જેહાદ માટે મોકલ્યા અને લશ્કરને ફરમાવ્યું કે જે તમારો સરદાર કહે તે માનજો. એક દિવસે અબ્દુલ્લાહ પોતાના લશ્કરથી ગુસ્સે થયા અને ઘણી આગ સળગાવી. અને લશ્કરને કહ્યું કે આ અગ્નિમાં પડો. કારણ કે હજરતે (સલ) મારી તાબે દારી તમારાપર ફરજ કરી છે. લશકરે કહ્યું અમે હજરત (સલ)નો કલમો દોજખની અગ્નિના ડરથી રહ્યો છે. તો અમો અગ્નિમાં શા માટે પડીએ. જ્યારે આ કિસ્સો હજરતે [સલ] સાંભળ્યો ત્યારે આ હદીસ ફરમાવી. આ હદીસથી જણાયું કે સરદારની તાબેદારી—મા બાપના ફરમાબરદારી અને ઉસ્તાદ અથવા પીરની તાબેદારી શરીઅત વિરૂદ્ધ કામમાં કરી દુરૂસ્ત નથી. જેમકે બીજી હદીસમાં ખુલ્લી રીતે કહેવાયું છે.* કે કોઇ મખલુકની તાબેદારી ખોદાની નાફરમાનીમાં દુરૂસ્ત નથી. ફરમાબરદારી તો નેક કામમાં જોઇએ.

૧૧૩૨ બોખારીમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો હું બકરીના એક આગલા પાયા માટે નોતરાઉં તો જરૂર તે નોતરૂં સ્વીકારૂં. અને જો મને બકરીનો એક આગલો પાયો કે પાછળો પાયો ભેટ અપાય તો હું કબુલ કરૂં.

**ફાએદો** એટલે દઅવત તથા સોગાતમાં થોડા ઘણાંનો, અને સારા નરસાનો ખ્યાલ નહીં જોઇએ. મુસલમાનની ખાતરદારી જરૂર છે.

૧૧૩૩ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો તે અબુ જહલ મારે નજદીક આવે, તો તેના એક એક

---

† વાંચો હદીસ નાં૦ ૫૨૦, ૯૪૫ ગુ. મો.

@ શરહ મશારેકમાં આ હદીસ માત્ર મુસલિમની લખી છે.

* વાંચો હદીસ નાં૦ ૬૩૧ ગુ. મો.

અબ્બવતે ફિરસ્તા ઉંચકી જતે.

**ફાયદો** અબુ જહલે (લઅ) એકવાર કાફિરો ને પૂછ્યું તમો હોવ ત્યારે મોહમ્મદ [સલ્લ] પોતાનું મોં માટીમાં રોલે છે? એટલે સિજદો કરે છે. કાફેરોએ કહ્યું હા, અબુ જહલે (લઅ) કહ્યું લાત તથા ઉઝઝાની કસમ જો હું તે હાલતમાં જોઉં તો મારા પગથી તેની ગરદન કચડી નાંખું. તો એક દિવસ હજરત (સલ) નમાઝ પઢતા હતા કે તે નાપાક તેજ વિચારે આવ્યો. જ્યારે હજરત (સલ)ની પાસે ગયો તો પાછલા પગે ડરીને નહાસ્યો. લોકોએ કહ્યું તું કેમ એવી રીતે નહાસ્યો? તેણે કહ્યું મારી અને મોહમ્મદ (સલ્લ)ની વચ્ચે અગ્નિથી ભરેલી ખાઇ દેખાઇ. અને તેમાં તથા તેની આસ પાસ ઘણીજ અગ્નિ જણાઇ. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે જો તે મરદુદ [ધિક્કારાયલો] મારી પાસે આવતે તો ફિરસ્તા તેને તુકડે તુકડા કરતે. આ હદીસ મોજેઝો છે.

૧૧૩૪ મુસલિમમાં અબુ મુસા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ગઇ રાત્રે હું તારા કુરઆન પઢવાને સાંભળતો હતો તેવી હાલતમાં જો તું મને જો તે (તો ઠીક થાત તને સારૂં લાગતે અને તું ઘણી સારી અવાજથી પઢતે)" આ હજરતે (સલ) અબુ મુસા (રદી)ને ફરમાવ્યું.

**ફાયદો** અબુ મુસા (રદી) ઘણાંજ ખુશ આવાજ હતા. રાતના કુરઆન પઢતા હતા કે હજરત (સલ્લ)નું ત્યાંથી જવું થયું તો ઉભા થઇને સાંભળા કર્યું. સવારે હજરતે (સલ્લ) અબુ મુસા (રદી)ને આ હદીસ ફરમાવી.

૧૧૩૫ બોખારીમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) મોસૈલેમા કજ્જાબને ફરમાવ્યું કે જો તું મારાથી આ તુકડો (લાકડીનો) માંગશે તો હું તે આપીશ નહીં. અને તારા વિષે જે જે ખોદાનો હુકમ ઠેરવાયો છે એથી તું આગળ વધવાનો નહીં. (એટલે તે તને હલાક કરશે અને બંને જહાનમાં ફજીઅત કરશે) અને જો તું ઇસ્લામથી પીઠ ફેરવશે તો અલ્લાહ તારા ગુડા (પગ) કાપશે. અને હું તને તેજ જાણું છું કે જે મને ખ્વાબમાં દેખાડાયો હતો. જે કંઇ હું દેખાડાયો. અને આ સાબિત મારા તરફથી તને ઉત્તર આપશે" આ સાબિત તે સાબિત બીન કૈસ બીન શમ્માસ (રદી) છે.

**ફાયદો** અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે મોસૈલેમા કજ્જાબ હજરત [સલ્લ]ની જીન્દગીમાં પોતાની કોમનો મોટો જથ્થો લઇને યમામાથી મદીનામાં આવ્યો અને હજરત (સલ્લ)ને કેણુ (સંદેશો.) મોકલી કે જો મોહમ્મદ (સલ) પોતાના મરણ પછી પેગમ્બરીનો ઉધ્ધો મને આપે કે જેથી હું મુલકનો માલિક બનું તો હું ઇસ્લામ સ્વીકારૂં અને તાબેદાર થાઉં. તો હજરત (સલ્લ) તેની પાસે પધાર્યા. હજરતના હાથમાં ખજુરીની એક સોટી હતી તેના માથા ઉપર ટેકી ઉભા રહીને આ હદીસ ફરમાવી. એટલે હું તારો હાલ સારી રીતે સ્વપ્નામાં જોઈ ચુકો છું. તું પેગમ્બરીનો દાવો કરશે તો ખોદા તને ગારત [નાશ] પણ કરશે. અને મોસૈલેમા કજ્જાબે કુરઆનના મોકાબલામાં કંઇ ઝટલ અને બકવાસની તુક બંદી કરી હતી તો ફરમાવ્યું કે તે ઝટલ મારા સાંભળવાને લાએક નથી તેના ઉત્તર માટે મારા તરફથી સાબિત બીન કૈસ બસ છે. સાબિત બીન કૈસ અનસારી ઘણા બોલકણા હજરત (સલ)નાં ખતીબ (ભાષણ કરતા) હતા. તો સાબિતે તેના ઝટલના એવા ભૂકેભૂકા કર્યાં કે કંઈ સિધ્ધ રહ્યું નહીં. તે પછી મુસૈલેમા કજ્જાબ પોતાને મુલકે પાછો ફરયો અને ત્યાં હજરત (સલ)ની પેગમ્બરીમાં ભાગ થવાનો દાવો કર્યો. હજરત (સલ) ને પત્ર લખ્યો કે અમો નોબુવતમાં તમારે ભાગ થયા. સઘળા મુકલની જમીન અડધી તમારી અડધી અ મારી. હજરતે [સલ્લ] જવાબ લખ્યો કે જમીન તો ખરૂં જોતાં અલ્લાહની છે. પોતાના બંદાઓમાંથી જેને ચાહે તેને આપે. અને આખેરત તો માત્ર પરહેજગારો માટેજ છે. હજરત (સલ)ની વફાત પછી મુસૈલેમાએ ભાગનો દાવો છોડી સઘળી નોબુવતનો દાવો શરૂ કર્યો. હજારો લોક તેના તાબેદાર થયા હતા. સિદ્દીકે અકબરે પોતાની ખિલાફતમાં સારી રીતે ફોજની ચઢાઇ કરીને તેને માર્યો. અને તેના લોકોને હઠાવ્યા. જો સિદ્દીકે અકબર (રદી) તેને નહીં મારતે તો અત્યાર સુધી તેના લોક તેનો કલેમો પઢતે. દીનમાં મોટો ફસાદ પડતે. જેમ શીઆ સુંનીમાં વાદવિવાદ ચાલે

છે તેમ તેના મજહબ વાળાઓથી પણ રહેતે. આજ જગ્યા જો માણસ વિચાર કરે તો સિદ્દીકે અકબર [રદી] ની ફજીલતને સમજી જાય, કે દીનમાં કેવાં કેવાં ઉમદા કામો તેમનાથી થયાં.

૧૧૩૬ બોખારીમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો તે તે કામ કરતે તો ફિરસ્તા તેને પકડતે" એટલે અબુ જહલને. જ્યારે તેણે કહ્યું કે જો હું મોહમ્મદ (સલ) ને કાબા પાસે નમાઝ પઢતો જોઇશ તો તેની ગરદન ચબદીશ.

**ફાયદો** આનો કિસ્સો ત્રીજી હદીશ (ના. ૧૧૩૩)માં વિસ્તારથી વર્ણાયો.

૧૧૩૭ બોખારી તથા મુસલિમમાં જાબેર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો બહરેનનો માલ આવશે તો હું તને આપીશ આવી રીતે અને આવી રીતે અને આવી રીતે (એટલે ખોબા ભરીને ત્રણ વાર આપીશ)" આ હજરતે (સલ) જાબેર (રદી) ને ફરમાવ્યું.

**ફાયદો** જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) મને વાયદો કર્યો હતો પણ હજરત (સલ)ની જીન્દગીમાં બહરેન મુલકનો માલ નહીં આવ્યો. જ્યારે હજરત (સલ)નો ઇનતેકાલ થયો અને સિદ્દીકે અકબર (રદી) ખલીફા થયા ત્યારે ત્યાંનો માલ આવ્યો. સિદ્દીકે અકબરે (રદી) કહ્યું કે જેનું હજરત (સલ) ઉપર કરજ હોય અથવા જેને તેવણે આપવાનો વાયદો કર્યો હોય તે જાહેર કરે. ત્યારે મેં આ હદીસ બયાન કરી. સિદ્દીકે અકબરે (રદી) મને કહ્યું કે તું પોતાનો ખોબો ભર અને ગણ મેં તે દિરહમોનો ખોબો ભર્યો* અને ગણ્યા તો પાનસો હતા. સિદ્દીકે અકબરે (રદી) કહ્યું કે હજાર દિરહમ બીજાં ગણ. આ હદીસથી જણાયું કે માલિક જે વાયદો કરે તેનો નાએબ તે વાયદાને પૂરો કરે.

૧૧૩૮ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો હું હા કહેતે તો તે હજ્જ વાજેબ થતે અને કદી "તમારેથી બની શકતે નહીં" જ્યારે હજરત (સલ) ને પૂછાયું કે શું દર સાલ હજ્જ ફરજ છે ? ત્યારે આ ફરમાવ્યું.

**ફાયદો** હજરતે (સલ) હજ્જતુલ વેદાઅમાં ફરમાવ્યું, ઓ લોકો અલ્લાહે તમારા પર હજ્જ ફરજ કરી. માટે તમો હજ્જ કરો. અકરઅ બીન હાબેસે (રદી) પૂછ્યુ ઓ હજરત (સલ) ! શું દર સાલ હજ્જ ફરજ છે ? ત્રણ વાર પૂછ્યું. હજરતે (સલ) મેહેરબાનીની રાહે જવાબ નહીં આપ્યો, તે પછી આ હદીસ ફરમાવી. એટલે વગર સોચે બે ફાયદા સવાલ નો કરો. જો દર સાલ ફરજ થાત તો હજરત (સલ) પોતે સાફ રીતે બયાન કરત.

૧૧૩૯ બોખારી તથા મુસલિમમાં ઇમરાન બીન હોસેન [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જો તું તેને કહેતે (એટલે ઇસ્લામ જાહેર કરતે) એવી હાલતમાં કે તું પોતાનો અખત્યાર રાખતો હતે, તો તું પૂરતી રીતે છૂટકારો પામતે" બની ઓકેલના એક કેદીને હજરતે (સલ) ફરમાવ્યું જેની પાસેથી,સહાબાએ તે ઊંટડી મેળવી કે જેનું નામ અદબા હતું ફરી તેને બાંધયો તો તેણે કહ્યું હું તો મુસલમાન છું.

**ફાયદો** મસાબીહમાં ઇમિરાન બીન હોસેન (રદી)થી રિવાયત છે સકીફના લોક તથા બની ઓકેલના લોકે આપસમાં કસમ ખાધી હતી † સકીફની કોમે હજરત [સલ] ના બે સહાબા પકડયા હતા. અને હજરત [સલ]ના સહાબા બની અકીલના એક શખ્સને પકડી લાવ્યા.@ તે શખ્સે હજરત (સલ) ને કહ્યું કે મને શા માટે પકડયો છે ? હજરતે [સલ] ફરમાવ્યું કે તું પોતામાં કસમ ખાનાર લોકોના બદલામાં સપડાયો છે. જ્યારે

---

* શરહ મશારેકથી જણાય છે કે હજરત અબુ બકરે પોતાનો ખોબો ભરીને આપ્યાં તે પાનસો થયાં. ગુ. મો.

† અરબની દસ્તુર હતી કે એક ટોલાવાળા બીજા ટોલાવાળાથી આપસમાં એક બીજાને મદદ કરવાની કસમ ખાતા હતા. ફરી એકમાંનો બીજા માટે હલીફ કહેવાતો ગુ. મો.

@ એકના ગુનાહમાં બીજો પકડાતો નથી છતાં આ માણસ પોતાનાં કરારવાળાઓના ગુનાહમાં કેદ થયો તેનું કારણ કે તેઓમાં ચલણ હતુ કે કરારવાળાઓમાં એકને બદલે બીજો પકડાય અને તેઓના કરારમાં એ વાત દાખલ હતી. આ કાયદા પ્રમાણે શરૂ ઈસ્લામમાં અમલ થતો. ફરી એ મનસૂખ થયો. ગુ. મો.

હજરત [સલ] ત્યાંથી હઠ્યા તો તેણે કહ્યું ઓ મોહમ્મદ [સલ] હું તો મુસલમાન છું. ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. એટલે જો અખત્યારની હાલતમાં કેદી થવાં પેહેલાં ઈસ્લામ જાહેર કરતે તો તારે માટે ઘણુંજ ઠીક થાત. હવે છૂટી શકતો નથી. ફરી હજરતે [સલ] તેને બદલામાં આપી પોતાના બે સહાબાને સકીફના લોકોની કેદથી છોડવ્યા.

૧૧૪૦ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો સોરય્યા (પરવીન, સહેલી નામના તારા) સાથે ઇમાન લટકેલું હોત તો પારસીયોના ઓલાદ તેને મેળવશે." અને બીજી રિવાયતમાં છે કે "જો ઇમાન સોરય્યા પાસે હતે તો તેને પારસીઓના પુરૂષો અથવા તેઓનો એક પુરૂષ મેળવતે."

**ફાયદો** મસાબીહમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે અમો હજરત [સલ] પાસે બેઠા હતા. કે સૂરે જુમઆની આયત **વ આખરીન મિન્હુમ લમ્મા યલહકુ બેહિમ**† ઉતરી તો એક પુરૂષે ત્રણ વાર પૂછ્યું તે લોક છે જે અરબ સિવાય છે? ત્યારે હજરતે (સલ) સલમાન ફારસી ઉપર હાથ રાખ્યો અને આ હદીસ ફરમાવી. અને પરવીન તે કેટલાંક તારાઓનું નામ છે જે ઘણાંજ પાસે પાસે છે જેમ કલગી. તો ફરમાવ્યું કે જો ઇમાન ઘણુંજ દૂર હોત જ્યાં નજર નહીં પોહોંચતી તો પણ ફારેસવાળાઓને મળતે. આ હદીસમાં પારસીઓની હુશયારી* તથા ઇમાનની લાયકાત (લાયકી) બયાન ફરમાવી. તો ખરૂં જોતાં ફારેસ દેશમાં મોટા મોટા કમાલવાળા જાહેર બાતેનના આલિમ ઉત્પન્ન થયા. જેમકે ઇમામ આજમ (રહ) તથા તેમના શાગિરદ તથા ઉમદા મોહદેસ જેમકે ઇમામ બોખારી તથા મુસલિમ ઉત્પન્ન થયા. દીનના આલમોએ કહ્યું છે કે જો ઇમામ આજમ [રહ] ન હોત તો દીનનું ભેદ લોકોને સમજવું મુશકેલ થાત. અબ્દુલ્લાહ તસતરી (રહ) એ કહ્યું કે જો બની ઇસ્રાઇલમાં અબુ હનીફા (રહ) જેટલો કોઇ આલિમ હોત તો તેઓ ગુમરાહ થતે નહીં.

૧૧૪૧ બોખારીમાં જોબેર બીન મુતએમ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો મુતએમ બીન અદી જીવતો હોત ને ફરી મારેથી આ ગંધાતા (એટલે બદરના કેદીઓ) વિષે વાતચીત કરતે (છોડાવવાની સિપારશ કરતે) તો હું તેઓને છોડી દેતે.

**ફાયદો** મુતએમ બીન અદી મક્કામાં એક કાફિર હતો. હજરત [સલ] પર તેણે ભલાઇ કરી હતી. તો ફરમાવ્યું કે જો તે જીવતો હોત અને આ કેદીઓની સિફારશ કરત તો હું તેને છોડત. આથી જણાયું કે કાફિરના એહસાનના બદલામાં પણ એહસાન કરવું જોઇએ.

*૧૧૪૨ મુસલિમમાં ઓસામા બીન ઝૈદ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો તે નુકસાન કારક હોત તો તે ફારેસ વાળા અને રૂમ વાળાઓને પણ નુકસાન કારક હોત." એટલે દૂધ પાતી સ્ત્રીથી સમ્ભોગ કરવો,

**ફાયદો** એક શખ્સે કહ્યું કે હું પોતાની સ્ત્રીથી સોહબત કરીને વીર્ય બહાર કાઢું છું. હજરતે (સલ) ફરમાવ્યું કે તું શા માટે એમ કરે છે? તેણે કહ્યું મારી બાયડી છોકરાને દૂધ પાય છે, અને હું ડરૂં છું કે હમલ રહેવાથી છોકરાને કંઇ નુકસાની થાય. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે જો એમાં કંઇ નુકસાની હોત તો ફારેસવાળા તથા રૂમવાળાઓની ઓલાદને નુકસાની થાત. કેમકે તેઓ દૂધ પાવી સ્ત્રીની સોહબત કરે છે અને હમલ પણ રહે છે અને તેઓની ઓલાદને કંઈ નુકસાની થતી નથી. આથી જણાયું કે દુન્યાની બાબતમાં તજરૂબો [અનુભવ] દલીલ છે.

† અર્થ—અને બીજા તેઓમાંના હજુ અરબો સાથે નહી જોડાયા ગુ. મો.

* પારસીઓની દસાતીર નામએ પેહેલો સાસાનની ત્રીજી વરશીમમાં પારસીઓના મુસલમાન થવા વિષે છે કે "ઈરાનના દાનાઓ સર્વ અરબોના તાબેદાર થશે." આ સને ૧૯૦૬ના સપટેમબર માસના ઘણા ઉરદુ તથા ગુજરાતી વરતમાન પત્રોમાં છપાયું છે કે રૂસના અગ્નિ પુજુ (પારસીઓ)એ ઝારને ઈસ્લામ સ્વીકારવાની અરજી કરી. તે ઉપરથી ઝારે તેઓની ગણતરી કરાવી તો તેઓ દશ લાખ થયા. આવી ફતેહ કદી ઈસ્લામને થઈ નથી. આ હદીસને ધ્યાનથી જોતાં આ બનાવ હજરત (સલ)નો મોજેઝો છે. ગુ. મો.

૧૧૪૩ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો આદમી પાસે બે જંગલ ભરીને માલ હોય તો જરૂર તેની સાથે ત્રીજાને પણ ઢુંઢે. અને માણુસના પેટને માટી સિવાય કંઇ ભરતું નથી. અને જે કોઇ તોબા કરે છે [લાલચ, લોભથી] તો અલ્લાહ રહમતની સાથે આગળ આવે છે,

**ફાયદો** એટલે માણુસનો હિરસ (લોભ) અગર જો તે ઘણો માલદાર હોય તોએ તે ઠંડા પડતો નથી. અને ઘણુાંની ઢુંઢ કદી ઓછી થતી નથી. એનું પેટ કબરની માટી સિવાય કંઇ ચીજ ભરતી નથી. ફરી ઓછા લોભ અને સંતોષનુ ગુણુ બયાન કર્યું.

**શેઅર**

તંગ ચશમે મરદ દુન્યા દાર રા
યા કેનાઅત પુર કોનદ યા ખાકે ગોર*

એક રિવાયતમાં છે કે આ હદીસ કુરઆનની આયાત હતી આખર મનસૂખ થઈ.

૧૧૪૪ બોખારીમાં અબુ હોરેરા (રદી થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો ઓહોદ પર્વત બરાબર મારી પાસે સોનું હોય તો મને આજ પરસંદ પડે છે કે તેમાંનું કંઇ મારી પાસે હોય અને ત્રણુ રાત મારા પર ગુજરે નહી. પણુ દેણુ અદા કરવા જેટલું રાખું.

**ફાયદો** આ હદીસમાં સખાવત તથા દુન્યા તજવાની બુજુરગી છે. અને આ વાતનો ઇશારો છે કે કરજ અદા કરવાની ફિકર અને કોશીશ કરવી વાજેબ છે.†

૧૧૪૫ મુસલિમમાં જાબેર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો તું તેને નહી માપતે તો તમો સઘળા તેને ખાયા કરતે અને તે અનાજ બચેલું રહેતે." આ હજરતે (સલ) તે પુરૂષને કહ્યું કે જેણે હજરત [સલ] પાસે અનાજ માંગ્યું તો તેમણે ત્રીસ સાઅ એટલે લગભગ બે મણુ જવ આપ્યા તો તે પુરૂષ તથા તેની સ્ત્રી તથા તેનો પરોણો તેમાંથી ખાતા રહ્યા તે એટલાં સૂધી કે તેણે તેને માપ્યા. (તો ફરી તે ખુટી ગયા.)

**ફાયદો** આ હદીસથી જણુાયું કે અનાજને તોલવા માપવાથી બરકત ઓછી થાય છે. અને પ્રથમ અધ્યાયમાં આ મજમુનની હદીસ છે કે અનાજના તોલવા માપવામાં બરકત છે. તો મતલબ આ છે કે ખરીદવા વેચવાને વખતે તો તોલવું જરૂર છે કે વધારો ઘટારો નહીં થાય, અને પોતાના ઘર ખરચ અથવા ખૈરાત માટે તોલવું નહી જોઇએ. કારણુ કે તોલી તોલી ખરચ કરનારની નજર ખોદા પર નહીં પણુ અનાજ પર રહે છે.

૧૧૪૬ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો લોકોને (વગર સાક્ષીએ) તેઓના દાવા પ્રમાણે આપવામાં આવે તો જરૂર કેટલાક લોકો કેટલાક પુરૂષો ઉપર ખૂનોનો તથા માલોનો દાવો કરે. પણુ પ્રતિવાદી ઉપર તો કસમ છે.

**ફાયદો** એટલે જો શરીઅતમાં વાદીથી સાક્ષી માંગવાનું નહીં હતે માત્ર દાવો કરવા પર મુકદમો ફેસલો થતે તો ઘણુા બેદીન નાહક લોકોનું ખૂન કરતે અને માલ હજમ કરતે. એજ માટે શરીઅતમાં આ કાયદો ઠેરવામો છે કે જ્યારે વાદી દાવો કરે અને માતબર ગવાહ લાવે તો જીતે. પણુ જો તેની પાસે ગવાહ ન હોય તો પ્રતિવાદી કસમ ખાય, કે વાદી જૂઠો છે તો વાદી હારે. અને જો ગવાહ ન હોઈ અને પ્રતિવાદી કસમથી ઇનકાર કરે તો પ્રતિવાદી હારે વાદી જીતે. જેમકે એનો ખોલાસો બીજી હદીસોમાં છે.

૧૧૪૭ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ પાસે જે રહમત છે તે સઘળીને જો કાફિર જાણી લ્યે તો કદી તે જંનતથી નિરાશ થાય નહીં. અને અલ્લાહ પાસે જે અજાબ છે તે સઘળાને જો મુમિન [ઇમાનદાર] જાણી લ્યે તો કદી તે દોજખથી નડર થા-

---

* અર્થ—દુન્યાદાર પુરૂષની સાંકડી આંખને કાંતો સંતોષ ભરે છે અથવા તો કબરની માટી. ગુ. મો.

† કારણુ કે સદકા કરવા કરતાં દેણુ પ્રથમ આપવાનું છે. દેણુ આપવું ફરજ છે. અને સદકો નફલ છે. ગુ. મો.

ય નહીં.†

**ફાયદો** **શેઅર**

અગર દર દેહદ યક સલાએ કરમ
અજીજીલ ગોયદ નસીબે બરમ
દરાં દમ કે અજ ફેઅલ પુરસંદો કોલ
બોલુલ અજમરા તન બેલરજદ જે હોલ ‡

રહમત અને અજાબ ખોદાની બે સિફત છે. અને ખોદાની સિફતનો અંત નથી જેવી તેની જાત સંપૂરણ તેવીજ તેની સિફત કામેલ છે.

૧૧૪૮ બોખારી તથા મુસલિમમાં અબુ જહમ અબ્દુલ્લાહ બીન હારેસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો નમાઝ પઢનારની આગળથી જનાર જાણી લે કે શું તેના ઉપર છે [એટલે કેટલો અજાબ થશે] તો તેની આગળથી જવા કરતાં ત્યાં ઠેરવું જરૂર ચાલીસ [વર્ષ કે ચાલીસ મહિના કે ચાલીસ ઘડી] બેહતર થાત.

**ફાયદો** આ હદીસમાં રિવાયત કરનારે ખુલ્લી રિવાયત કરી નથી કે હજરતે (સલ) ચાલીસ વર્ષ ફરમાવ્યા કે ચાલીસ મહિના કે ચાલીસ દિવસ કે ચાલીસ ઘડી, પણ તમામ તહાવી કે જે મોટા મોહદદેસ છે તેવણે કહ્યું છે કે ચાલીસ વર્ષ મતલબ છે, મહિના કે દિવસ મતલબ નથી. **વલ્લાહો આલમ.** નમાઝી આગળથી જવું ત્યારે ગુનોહ છે કે જ્યારે તેની આગળ આડ ન હોય * જો ઓથ હોય તો દુરૂસ્ત છે ગુનોહ નથી.

૧૧૪૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ પાસે જે અજાબ છે તેને જો મુમિન જાણી લ્યે તો કદી તે તેની જંનત ની આશા કરે નહીં. અને અલ્લાહ પાસે જે રહમત છે તેને જો કાફિર જાણી લ્યે તો તેની જંનતથી કદી નિરાશ થાય નહીં.*

૧૧૫૦ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અજાનમાં અને પેહેલી સફમાં જે સવાબ છે તેને જો લોકો જાણી લ્યે ફરી તે ચિઠ્ઠી નાંખવા વિના નહીં મળે તો તેઓ ચિઠ્ઠી નાંખતે. અને જોહરના પેહેલા વખતમાં નમાઝ પઢવાનો જે સવાબ છે તેને જો જાણતે તો દોડા દોડી કરતે. અને એશા અને સુબ્હની નમાઝમાં જે સવાબ છે તેને જો તેઓ જાણી લ્યે તો તેઓ ઢગરાં ઘસતાં પણ આવતે.

**ફાયદો** એટલે જો અજાન અને પેહેલી સફનો સવાબ જણાય તો લોકોમાં ઝઘડો પડતે. દરેક શખ્સ આ ચાહતે કે હુંજ બાંગ આપું અને હુંજ પેહેલી સફમાં દાખલ થાઉં. ફરી એમ જાણે કે આ ઝઘડો વગર ચિઠ્ઠી નાંખે પતવાનો નહીં તો જરૂર ચિઠ્ઠી નાંખતે. જેનું નામ નિકળતે તે અજાન કહેતે, અને સફમાં દાખલ થતે. અને જો ઇશા અને ફજરની જમાઅતનો સવાબ જણાય અને જઇફી તથા નબળાઇને લીધે મસજીદમાં પગથી ચાલીને અવાતું ન હોય તો બાળકની માફક ઘસડાતાં આવતે. આ હદીસમાં અજાનની, પેહેલી સફની, જોહરના પેહેલા વખતની અને ઇશા ફજરની જમાઅતમાં હાજર થવાની ફજીલતનું વર્ણન છે. પણ બીજી હદીસ માં છે કે ગરમીમાં જોહરની નમાઝ ઠંડા વખતમાં મુસ્તહબ છે કે જેથી લોકોને તકલીફ નહીં થાય અને જમાઅત પૂરી થાય.

૧૧૫૧ બોખારીમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે રાતમાં એકલા જવામાં જે નુકસાની છે તેને જો લોક જાણે તો રાતના એકલા કોઇ સ્વાર કદી જાય નહીં.

---

† આ હદીસમાં આ વાતનો ઈશારો છે કે માણસે ખોદાના ખોફ અને તેની આશા બંનેની સાથે રહેવું જોઈએ. ગુા. મો.

‡અર્થ—જો તે ખાણું ખવરાવવાની કે બખશીસની એક પુકાર કરે તો શૈતાન જેવો પણ કહે કે કંઈક હિસ્સો હું લઈશ. અને કહરની તથા વાતચીતની જો તે પૂછ કરે તો તે વખત મોટા મોટા પેગમ્બરોનું બદન પણ ડરથી કાંપવા લાગે. ગુા. મો.

* આ ગુનોહ તે વેળા છે કે નમાઝી આગળ સુતરો [આડ] નહીં હોય તો, અથવા સુતરાની અને નમાઝ પઢનારની વચ્ચેથી જાય તો. અને નમાઝી આગળ એક માણસ બેઠો હોય તો તે પણ સુતરાને ઠેકાણે છે. મોજુઆત કબીર ગુા. મો.

* હદીસ ના. ૧૧૪૭ ની અને આની મતલબ એક છે. ગુા મો.

**ફાયદો** આથી જણાયું કે રાતના એકલા સફર કરવી દુરસ્ત નથી. કારણ કે એમાં દીનનું અને દુન્યાનું બંને નુકસાન છે. દીની નુકસાન તો આ કે જમાઅતની નમાઝથી મહરૂમ રહ્યો. અને દુન્યાની તે આ કે એકલા રાતમાં ડર, વહેમ, લુટારા વાઘ વગેરેની નુકસાની ઘણું કરીને થાય છે. અને જ્યારે રાતના સ્વારને સફર કરવી મનાઇ થઇ તો પેદળ ચાલનારને વધારે મનાઇ થઇ. પ્રખ્યાત કહેતી છે "અરરફીક સુમ્મત તરીક."*

## ફસલ છઠ્ઠી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાળે **લવલા** છે.

૧૧૫૨ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો મારી ઉમ્મત ઉપર કઠણ નહોત તો હું તેઓને આજ્ઞા કરત કે તેઓ ઇશાની નમાઝ એવીજ રીતે પઢે." એક વાર હજરતે [સલ] ઇશાની નમાઝ મોડેથી પઢી ત્યારે આ ફરમાવ્યું.

**ફાયદો** આથી જણાયું કે ઇશાની નમાઝ માં ઢીલ કરવી મુસ્તહબ છે. એટલે ત્રતીયાંશ રાતથી તે અડધી રાત સુધી. અડધી રાત પછી મકરૂહ વખત છે.

૧૧૫૩ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો મારી ઉમ્મત ઉપર કઠણ ન હોત તો હું તેમને દાતણ કરવાનો હુકમ તરત. એટલે પાંચે વખત ની નમાઝમા.)

**ફાયદો** દાતણ કરવું એકે મતે સુંનત છે, વિશેષ કરી નમાઝને વખતે અને ઇમામ શાફેઈ (રહ)ની નજદીક ફજર અને જોહરમાં વધુ તાકીદ છે. દાતણથી મોંની બો દૂર થાય છે. વોજૂ, કિરાઅત, કુરઆન, ઊંઘ, ઘણું ચુપ રહેવાને વખતે, અને ઘણી ભૂખને વખતે ઘણું મુસ્તહબ છે. દાતણ (મિસ્વાક) કડવી લાકડીનું જોઇએ. પીલવણ નુ દાતણ સર્વથી શ્રેષ્ઠ છે. ચટલી આંગળી જેટલું જાડું અને બીલસ (વેંત) બરાબર લાંબૂ.

૧૧૫૪ બોખારીમાં અનસ (રદી) થી રિવીયત છે કે હજરતે (સલ) ફરમાવ્યુ કે જો હિજરત (મેં કરી) ન હોત તો હું પણ અનસારી ઓમાંથી એક પુરૂષ થાત.

**ફાયદો** એટલે અનસારી સહાબા મારા દિલમાં એવા પસંદ થયા છે કે જો હિજરત કરવાનો ગુણ મારામાં ન હોત તો હું પોતાને અનસારીઓમાં ગણત.

૧૧૫૫ મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો મને એવો ડર ન હોત કે તમો મુરદાને દફન નહીં કરો તો હું અલ્લાહથી દોઆ કરત કે તે તમને કબરનો અજાબ સંભળાવે.

**ફાયદો** એટલે જો તમો કબરનો અજાબ સાંભળો તો એટલાં બેભાન થાઓ કે પોતાના મુરદાંઓને દફન કરવું ભૂલી જાઓ. આથી જણાયું કે મુરદું અજાબની વખતે કબરમાં પુકાર છે પણ માણસ અને જીન્ન એટલાં માટે સાંભળતા નથી કે તેઓને જીવવું કઠણ પડે નહીં.

૧૧૫૬ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અમો એહરામવાળા ન હોત તો તે તારેથી કબૂલ કરત" સઅબ બીન જસ્સામાં (રદી) એ જ્યારે હજરત (સલ) ને જંગલી ગધેડું ભેટ આપ્યું ત્યારે આ ફરમાવ્યું.

**ફાયદો** એટલે એહરામવાળાને જીવતું શિકાર લેવું દુરસ્ત નથી માટે અમો કબૂલ કરતા નથી. આથી જણાયું કે કંઇ દીની ઓજરને લીધે હદીયત કબૂલ નહી કરવી તથા સોગાત પાછી ફેરવી દુરસ્ત છે.

૧૧૫૭ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું

* અર્થ—માર્ગ લેવા પેહલાં સાથીને ઢુંઢ ગુ. મો.

કે જો મારી સાથે હદીનું જાનવર (કુરબાની) ન હોત તો હું હલાલ થઈ જાત (એટલે ઉમરો કરીને હજ્જનું એહરામ ઉતારત.)

**ફાયદો** કાફેરોની નજદીક હજ્જની મોસમમાં ઉમરો કરવો ઘણુંજ બુરૂં હતું તો આ બુરી રસમ તોડવા માટે જ્યારે હજરત (સલ) હજ્જતુલ વેદાઅમાં હજ્જની નૈયતથી મક્કામાં દાખલ થયા તો સહાબાને ફરમાવ્યું કે જેની સાથે કુરબાની ન હોય તે ઉમરો કરીને એહરામ ખોલે, ફરી હજ્જને વખતે હજ્જનો એહરામ બાંધે. અને હજરતે [સલ] પોતે એહરામ ખોલ્યું નહોતું કેટલાક સહાબાએ હજરત (સલ)ને એહરામ બાંધેલા જોઇને એહરામ ખોલવામાં ઢીલ કરી ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે હું કુરબાનીના સબબથી લાચાર થયો,—નહીં તો હું પણ એહરામ ખોલતે.

* ૧૧૫૮ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો મને ડર ન હોત કે આ (ખજુર) કદાપી જકાતનું હશે તો હું તેને ખાતે.

**ફાયદો** હજરતે (સલ) એક ખજુરની પેસી માર્ગમાં પડેલી જોઇ ત્યારે આ હદીસ ફરમાવી. આથી જણાયું કે અદના ચીજ માર્ગમાં પડેલ મળે જેના પડવાનો માલિકને ગમ ન હોય (તથા તેની ઢુંઢકરે નહીં) તો તેને ઉપાડવી તથા ખાવી દુરૂસ્ત છે.

૧૧૫૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો મુસલમાનોપર કઠણ નહીં પડતે તો હું કોઇ સરીયાનો સાથ છોડતે નહીં. પણ બોજ ઉપાડનાર તથા સ્વારીનું જાનવર મને મળતું નથી. અને ન મારી પાસે કોઇ જાનવર છે કે તે પર તેઓને સ્વાર કરૂં. અને મુસલમાનો મારેથી છુટા રહે એ મને ભારી પડે છે.

**ફાયદો** સરીયા તે લશકરની તુકડીને કહે છે કે નવ સિપાઇથી વધુ હોય (પણ ચારસોથી વધુ ન હોય.) અને હજરત (સલ) તેની સાથે પધાર્યા ન હોય. એટલે હજરત (સલ)ની પૂરતી ઇચ્છા હતી કે દરેક લડાઇમાં ભાગ લ્યે. પણ શરૂ ઇસ્લામમાં અસબાબ નહીં હોવાને લીધે તથા સ્વારી ઓછી હોવાને લીધે સર્વ સહાબા સાથે જઇ શકતા નહોતા. માટે હજરત (સલ)ને સહાબા વગર જવું એટલાં માટે પસંદ નહોતું કે નહીં જનાર જેહાદના સવાબથી મહરૂમ રહે છે (અને તેમનું દિલ ઓછું થાય છે) આ હદીસમાં જેહાદની ફજીલત તથા દોસ્તોની રિઆયત રાખવાનું બયાન છે.

૧૧૬૦ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જો બની ઇસ્રાઇલ નહોત તો માંસ સડતે નહીં. અને જો હવવા (અલે) ન હોત તો કોઇ નારી પોતાના ખાવિન્દની ખિયાનત કરતે નહીં.

**ફાયદો** હજરત મુસા (અલે)ની સાથે બની ઇસ્રાઇલપર મન અને સલવા ઉતરતાં હતાં. અને હુકમ થયો હતો કે વાસી રાખવું નહીં. દરરોજ તમને તાજી મીઠાઈ તથા તાજું ચલ્લાંનુ માંસ મળ્યા કરશે. બની ઇસ્રાઇલે લોભને લીધે માંસને રાખી વાસી કર્યું કે કાલે જો નહી મળશે તો કામ આવશે. ફરી તે ગંધાયું. એટલે માંસ રહેવા દેવાથી સડે છે અને વાસી રાખવાની ચાલ પ્રથમ બની ઇસ્રાઇલથી નીકળી. તો બની ઇસ્રાઇલ આ ચાલ નહીં કાઢતે તો કોઈ વાસી રાખતે નહીં. ને ગોશ સડતે નહીં. અને હજરત હવવા (અલે) એ હજરત આદમ [અલે]થી પ્રથમ આ ખિયાનત કરી કે હજરત આદમ [અલે]ને દિલથી ચાહતી હતી અને મોંથી હજરત આદમને કહેતી હતી કે હું તમને નહીં ચાહતી, અથવા ખિયાનત કરી કે શૈતાનના બેહકાવવાથી હજરત હવવાએ હજરત આદમ (અલે)ને ઘઉં ખવરાવ્યા. એટલે ખિયાનતની બો પ્રથમ હજરત હવવાથી શરૂ થઇ.

૧૧૬૧ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો તમો નહીં ગુનાહ કરતે તો અલ્લાહ બીજી કોમને લાવતે કે તેઓ ગુનાહ કરતે. ફરી તેઓની બખશીશ કરતે અને તેઓને જંનતમાં લઇ જતે

**ફાયદો** આ હદીસનું મજમુન બેવાર આવી ગયું ¶ મતલબ આ કે અલ્લાહથી ડરનારને તથા ગુનેહગાર તોબા કરનારને એમાં દિલાસો છે. અને આ વાતનો ઇશારો છે કે ગુનાહ અલ્લાહની હિકમત વિરૂધ્ધ નથી, કે જેથી તેની રહમત તથા ગફફારીની સિફત પ્રગટ થાય. અને એની આ મતલબ નથી કે માણસ પોતાના ગુનાહોથી તદ્દન નડર થાય કારણ કે આ તો ચોખખું કુફ્ર છે.

¶ વાંચો હદીસ ના. ૧૧૨૫ મો.

## ફસલ સાતમી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાળે લખેલ તથા ઈલ્મ છે.

૧૧૬૨ મુસલિમમાં ઉમ્મુલ હોસેન અહમસીઆ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો તમારાપર નકટો હબશી ગુલામ હાકેમ થાય તો જ્યાં સુધી તે તમને અલ્લાહના કિતાબપર ચલાવે ‡ તમારે તેનું સાંભળવું તથા તાબેદારી કરવી.

**ફાયદો** એટલે હાકેમ અગર જો ઘણો હકીર [હલકો] અને નાલાએક હોય તો પણ શરીઅતના હુકમોમાં તેની તાબેદારી વાજેબ છે. આ હાકેમથી મતલબ તે હાકેમ છે કે જે ખલીફાના તરફથી હાકેમ થયો હોય. કારણ કે બાદશાહ અને ખલીફો ગુલામ થઇ શકતો નથી. અથવા ગુલામથી મતલબ આ જાદ ગુલામ હશે.

૧૧૬૩ મુસલિમમાં જાબેર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો તેં તારા ભાઇને કંઇ ફલ વેચ્યું હોયને ફરી તેને આફત લાગી હોય તો તેની પાસેથી કંઈ ચીજ લેવી તને હલાલ નથી. કયી ચીજને બદલે તારા ભાઇનો માલ નાહક લે છે (અથવા લેશે.)

**ફાયદો** ઇમામ અહમદ (રહ)નો આજ મજહબ છે કે જ્યારે માલિકે ઝાડપર મેવો લાગેલો વેચ્યો ફરી કોઇ આફતથી મેવો બરબાદ થયો તો માલિક ખરીદાર પાસેથી કંઇ કીમત લ્યે નહીં. અને ઇમામ માલિક (રહ)ની નજદીક ત્રીજો ભાગ કીમતનો ઓછો કરે. અને ઇમામ આજમ તથા ઇમામ શાફેઇ (રહ)ની નજદીક જો માલિકે સોંપ્યુ હોય તો કીમત લેવી દુરૂસ્ત છે* પણ કીમતમાંથી કંઇ માફ કરવું મુસ્તહબ છે. પણ જો સોંપવા પેહેલાં મેવો બરબાદ થયો હોય તો કોઇ ઇમામની નજદીક કીમત લેવી દુરૂસ્ત નથી.

૧૧૬૪ બોખારીમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જો તમો ઓસામા બીન ઝૈદ (રદી)ના અમીરપણા (સરદારી)માં તાનોકરો છો તો (કંઈ નવી વાત નથી) તમો તો પેહેલાં એના બાપની સરદારીમાં પણ તાનો કરતા હતા. ખોદાની કસમ જરૂર તે (ઝૈદ) સરદારીને લાએક હતો અને ખચીત તે સર્વ લોકોથી મને વધારે પ્યારો હતો. અને ખચીત તેના પછી આ (ઓસામા) સર્વ લોકોથી પ્યારો છે.

**ફાયદો** ઝૈદ (રદી) હજરત [સલ] ના આજાદ ગુલામ હતા તેમને લશકરના સરદાર કરીને શામમાં મોકલ્યા હતા. જ્યારે તેવણ ત્યાં શહીદ થયા તો હજરતે [સલ] તેમના દીકરા ઓસામા [રદી]ને લશકરના સરદાર કર્યા કે પોતાના બાપનો બદલો લ્યે. અને તેમને ચેહેન થાય. તો કેટલાક લોકોએ તેમની સરદારીમાં કંઈક વિચાર કર્યો ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. આ હદીસથી ઓસામા તથા તેમના બાપ ઝૈદની મોટી ફજીલત સિધ્ધ થઇ કેમકે તેઓ હજરત [સલ]ના મહબુબોમાં દાખલ થયા.

૧૧૬૫ બોખારીમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો તમો બકરીની પગની પાછલી નળી [પાયો] માટે

‡ આથી જણાયું કે શરીઅત વિરૂદ્ધ હાકેમની તાબેદારી કરવી દુરૂસ્ત નથી. હાકેમના કોઈ કાયદાયા આપણા પર કોઈનું હક્ક લાગુ પડતુ ન હોય અને શરીઅત પ્રમાણે લાગુ પરતુ હોય તો ત્યાં તેનું હક્ક આપવું ફરજ છે. એજરીતે જો હાકેમની કાયદા પ્રમાણે આપણું કોઈપર હક્ક લાગુ પડતું હોય પણ શરીઅત પ્રમાણે લાગુ પરતું ન હોય તો તે લેવું હરામ છે. ઈમાન તો અમને શરીઅતનીજ તાબેદારી બતાવે છે. ગુા. મો.

* રિવાયત છે કે એક શખ્સે ફલ ખરીદયા તેમાં આફત લાગી જેથી તેનું દેણ વધી ગયુ તો હજરતે (સલ) વેચનારને સદકો કરવાનો હુકમ કર્યો કે તે પોતાના કરજદારને આપે. આ હદીસ ઇમામ આજમ (રહ)ના મતને ટેકો આપે છે. કારણ કે જો પૈસા પાછા આપવા ફરજ હોત તો સદકો કરવાનો હુકમ થાત નહીં. ગુા. મો.

નોતરાંવા તો પણ તમો કબૂલ રાખો.

**ફાયદો** એટલે દાવત કબૂલ રાખવી વાજેબ છે અગર જો અદના તથા હલકું જમણુ હોય.

૧૧૬૬ બોખારીમાં બરાઅ બીન આજેબ [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો તમો અમને જુઓ કે પક્ષીઓ અમને ઉંચકી લે છે તોએ તમારે તમારી જગ્યા છોડવી નહીં જ્યાં સુધી કે હું તમને કહેવાડું નહીં. અને જો તમો અમને જુઓ કે અમે કાફેરોને કચડી નાખ્યાં છે તોએ તમે હઠવું નહીં જયાં સુધી તમને કહેવડાવું નહીં" આ હજરતે અબ્દુલ્લાહ બીન જોબેર (રદી) ને તથા તેમના સાથીઓને ઓહોદની લડાઇમાં ફરમાવેલું. અને તેઓ પચાસ પુરૂષ હતા.

**ફાયદો** જંગે ઓહોદમાં હજરતે (સલ) કાફેરોનો સામણો કર્યો અને ઓહોદના પહાડને પીઠ પાછલ રાખ્યો. અને પહાડના નાકાપર પચાસ તીર અન્દાઝ નીમ્યા. જેમના સરદાર અબ્દુલ્લાહ બીન જોબેર હતા. તેમને આ હદીસ ફરમાવી. પ્રથમ જ્યારે મુસલમાનોએ હલ્લો કર્યો તો કાફેરોની હાર થઇ અને લૂટ શરૂ થઇ. નાકાપર જે તીરઅન્દાઝ હતા તેઓએ કાફેરોની લૂટ જોઇ લૂટવા લાગ્યા. સરદાર નું કહેવું નહીં માન્યું. જ્યારે નાકું ખાલી પડયું તો કાફેરો તે તરફથી મુસલમાનોપર તુટી પડયા. ના ફરમાનીની શામતથી ઇસ્લામની હાર થઇ.

૧૧૬૭ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા તથા ઝેદ બીન ખાલિદ જોહની [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે વગર ધણીવાળી લોંડી વ્યભિચાર કરે તો તેને કોરડા મારો ફરી જો તે વ્યભિચાર કરે તો તેને કોરડા મારો ફરી જો તે વ્યભિચાર કરે તો તેને કોરડા મારો ફરી તેને વેચી નાંખો અગર જો વાળની દોરડીને બદલે.

**ફાયદો** ત્રણવાર જો લોંડી જીના કરે તો તેને સજા આપે ચોથીવાર તેને વેચે અગર જો ઓછી કિમત આવે, જેમકે વાળની દોરડી. હિન્દુ-સ્થાનમાં કેવી બુરી રસમ પડી છે કે લોંડીયો જીના કરે છે અને તેમના માલિક નિર્લજ કંઇ ખિયાલ કરતા નથી. પોતાપર વબાલ લે છે. ન તેઓના નિકાહ કરી દે છે ન તેઓને વેચે છે. કેયામતને દિવસે એનો જવાબ આપવો અને અજાબ માલેકોની ગરદનપર થશે.

૧૧૬૮ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જો તું ચાહે તો સબર કર અને તારે માટે જંનત છે. અને જો ચાહે તો તારે માટે અલ્લાહથી દોઆ કરૂં કે તે તને સાજી કરે" એક સ્ત્રી બીમારીથી પડી જતી હતી તેને હજરતે (સલ) ફરમાવ્યું.

**ફાયદો** અતા (રદી)થી રિવાયત છે કે અબ્દુલ્લાહ બીન અબ્બાસે (રદી) કહ્યું જો, આ કાળી સ્ત્રી જંનતી છે. હજરત (સલ)ને તેણીએ કહ્યું હતું ઓ હજરત! મારે માટે દોઆ કરો કે મારી મિરગી ની બીમારી દૂર થાય ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. ફરી તે સ્ત્રીએ કહયું મને બીમારી કબૂલ છે અને સબર સ્વીકાર્યો, પણ આ દોઆ કરો કે મિરગીને વખતે મારૂં બદન ખુલે નહીં. હજરતે (સલ) દોઆ કરી તો ફરી તેણીનું બદન તે હાલતમાં કદી ખુલતું નહોતું. આથી જણાયું કે બીમારી તથા મુસીબતમાં સબર કરવાનો બદલો જનત છે.

૧૧૬૯ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો તું ચાહે તો રોજો રાખ અને જો ચાહે તો રોજો નો રાખ" આ હજરતે (સલ) હમઝા બીન અમર અસલમી [રદી]ને કહયું તેણે હજરતને સફરમાં રોજો રાખવાનો મસલો પૂછયો હતો અને તેને હમેશ રોજો રાખવાની આદત હતી.

**ફાયદો** આથી જણાયું કે સફરમાં રોજો રાખવો તથા નહીં રાખવો બંને દુરૂસ્ત છે.

૧૧૭૦ બોખારીમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો ઝૈદ કતલ થાય તો જાફર તૈયાર સરદાર છે અને જો જાફર કતલ થાય તો અબ્દુલ્લાહ બીન રવાહા સરદાર છે" ઝૈદ બીન હારેસા (રદી) ને જ્યારે જંગે મુતામાં અમીર બનાવ્યા ત્યારે હજરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** હજરત (સલ) ના એલચીને શામના હાકેમે મારી નાંખ્યો હતો માટે હજરતે સને આઠ હિજરીમાં શામ દેશના શેહેર મુતાપર હજાર

માણસો મોકલ્યા, તેઓના સરદાર ઝૈદ બીન હારેસા (રદી)ને કર્યા ફરી આ હદીસ ફરમાવી. ફરી ત્રણે સરદાર શહીદ થયા ત્યાર બાદ મુસલમાનોએ મશવરો (સલાહ) કરીને ખાલેદ બીન વલીદ (રદી)ને સરદાર ઠેરવ્યા. આથી જણાયું કે એક લશકરના કેટલાક સરદાર એક પછી એક મોકર્રર કરવા દુરૂસ્ત છે. જેમ અંગ્રેજોમાં હાલ ચાલું છે કે પ્રથમ સરદાર માર્યો જાય તો ફોજ બેખ રાતી નથી કે બીજો તેની જગ્યા નિમાય છે. અને જણાયું કે મુસલમાનોનો ઇજમા (એક મતે થવું) દલીલ છે. જેને મુસલમાન પોતાનો સરદાર બનાવે તે ખોદા અને રસૂલને પસંદ છે. જેમકે સહાબાએ ખાલિદ (રદી) ને સરદાર નિમ્યા અને હજરતે તેને પસંદ કર્યું. અને તે પર કંઇ નકાર કર્યો નહીં. એવીજ રીતે સિદ્દીકે અકબર (રદી) ની ખિલાફત સહાબાની સલાહ મશવરાથી થઈ હતી. તો સાફ જણાયું કે તે કામ ખોદા અને રસૂલની મરજી ને માફક થયું હતું. એમ છતાં કેટલીક હદીસોમાં સિદ્દીકે અકબર (રદી) ના ખિલાફતનો ઈશારો તથા ખુલ્લી રીતે પણ કહેવાયું છે. તો ઇજમા તથા હદીસ બંને મળીને નુરૂન અલા નુર થયું [રોશની પર રોશની થઇ].

૧૧૭૧ બોખારી તથા મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો તારી પાસે મશકમા રાતનું વાસી પાણી હોય તો ઠીક નહીં તો અમો મોં લગાડીને નેહેરથી પીએ.

**ફાયદો** હજરત (સલ) એક અનસારી સહાબીના બાગમાં પધાર્યા તે પોતાના બાગને પાણી સિંચતો હતો ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. તો તે અનસારીએ ઠંડુ પાણી દુધ મેળવીને હજરત (સલ)ને પાયું. આથી જણાયું કે પાણી વિગેરેનો સવાલ કરવો મનાઇ નથી. અને સિદ્ધ થયું કે હજરત (સલ)ને વાસી પાણી ઘણું પસંદ હતું. અને નમ્રતાની રૂએ વેહતા પાણીને મોં લગાડીને પીવું સુંનત થયું.

૧૧૭૨ બોખારી તથા મુસલિમમાં જાબેર [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો તમારી દવાઓમાંથી કોઇ વસ્તુમાં બેહતરી કે શેફા છે તો તે રૂમડી ખેંચાવવામાં અને શેહેદ (મધ) પીવામાં અને અગ્નિથી ડામવામાં પણ છે.

**ફાયદો** કારણ કે જો ખૂની બીમારી છે તો તેનો એલાજ રૂમડી ખેંચાવવી છે. અને જો મવાદનો વધારો છે તો મધથી જુલાબ લેવો જોઇએ. અને જો ચામડીને નીચે માદદો જમ્યો હોય તો ડામ આપવો તેની તદબીર છે. આ હદીસમાં સઘળા હકીમાના એલાજનો સામટી રીતે (મુજમલ) કાયદો બતાવ્યો. અબ્દુલ્લાહ બીન ઓમર [રદી]થી ઇબને માજામાં રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે વગર ખાધે સવારમાં રૂમડી ખેચાવવી બેહતર છે. અને માથાની પાછળ રૂમડી ખેંચાવ્યાથી બુધ્ધી અને યાદ શકિત વધે છે. અને સોમ, ભોમ, અને ગુરૂવારે ખૂન કાઢવું બેહતર છે. અને સની, રવી, બુધ અને શુક્રને દિવસે મના છે. બોખારીમાં હદીસ છે કે હજરતે (સલ) ડામવાની મનાઇ કરી. અને મુસલિમમાં રિવાયત છે કે જંગે ખનદકમાં જ્યારે સઅદ બીન મોઆઝ (રદી) ના હાથની હફત અનદામ નામની રગમાં તીર લગ્યો ને ખૂન બંધ નહીં થયું તો હજરતે [સલ] પોતાના હાથ મુબારકથી તે નેસને ડામી. અને હજરત (સલ) ના સહાબામાં પણ ડામવાનો રિવાજ હતો. માટે ઓલમાએ હદીસે કહ્યું છે કે જ્યાં સૂધી બીજો ઈલાજ થઇ શકે તો ડામવું દુરૂસ્ત નથી, એમાં તકલીફ તથા ડર છે. પણ જો બીમારી ઘણી સખત હોય અને ડામવા સિવાય કોઈ ઇલાજ કારગર થતો ન હોય તો તે વેળા ડામવું દુરૂસ્ત છે.

૧૧૭૩ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત ફારેસ તથા રૂમ વાળાઓની જેમ તમો કરીબ હતા કે કરતે. તેઓ પોતાના રાજાઓની પાસે ઉભા રહે છે અને તે રાજાઓ બેઠા રહે છે માટે તમો એમ ના કરો. તમો તમારા ઇમામોની તાબેદારી કર્યા કરો. જો તે ઉભા રહીને નમાઝ પઢે તો તમો ઉભા રહીને નમાઝ પઢો. અને જો તે બેસીને નમાઝ પઢે તો તમો બેસીને નમાઝ પઢો." જ્યારે હજરતે (સલ) બેસીને નમાઝ પઢી અને લોકો તેમની પાછળ ઉભા હતા. ફરી હજરતે [સલ] તેઓને ઇશારો કર્યો કે બેસી જાઓ

ફરી જ્યારે સલામ ફેરવી ત્યારે આ હદીસ ફરમાવી.

**ફાયદો** કેટલાકોની નજદીક આ હદીસ પર અમલ છે પણ ઘણા ઇમામોની નજદીક આ હદીસ મનસુખ છે. કારણ કે હજરતે (સલ) પોતાની બીમારીમાં બેસીને ઇમામત કરી અને સહાબાએ પાછળ ઉભા રહીને નમાઝ પઢી. આથી જણાયું કે નમાઝમાં ઇશારો કરવો નમાઝને તોડતો નથી. અને જણાયું કે સરદારની રોબરૂ હાથ બાંધીને ઉભા રહેવું જેમકે રિવાજ છે એ દુરૂસ્ત નથી. પણ સમ્ભાલ નાટે ઉભા રહેવું અને બે અદબોને હઠાવવા માટે દુરૂસ્ત છે.

૧૧૭૪ મુસલિમમાં મોઐકીબ બીન અબુ ફાતેમા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો તું જરૂર કરનારજ છે તો એક વાર કર.

**ફાયદો** એક શખ્સ નમાઝમાં સિજદો કરતી વેળા સિજદાની જગ્યાની કાંકરી હઠાવતો હતો ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી. એટલે પ્રથમ તો આ કામ નમાઝમાં ઠીક નથી અને જો તને ઘણી અગત્ય હોય તો એક વારનું કરવું દોશ પાતર નથી. આ હદીસથી જણાયું કે થોડું કામ (અમલે કલીલ) અગર જો નમાઝને વિરૂધ્ધ હોય તોપણ તે નમાઝને તોડતું નથી.

૧૧૭૫ બોખારીમાં જોબેર બીન મુતએમ [રદી]થી રિવાયત છે કે હજરતે ફરમાવ્યું કે જો તને હું નહીં મળું તો તું અબુ બકર પાસે આવીશ." આ હજરતે (સલ) તે સ્ત્રીને કહ્યું કે જેને હુકમ કર્યો હતો કે તે હજરત પાસે પાછી આવે ફરી તેણીએ કહ્યું કે જો હું આવું અને આપ નહીં મળો તો ?

**ફાયદો** હું આવું અને હજરત નહીં મળે તો એટલે હજરત (સલ) નો ઇનતેકાલ થયો હોય તો હું શું કરૂં ? હજરતે (સલે) ફરમાવ્યું તું અબુબકર પાસે આવીશ જે હું કરૂં છું તે તે કરશે. ઓલમાએ કહ્યું કે આ હદીસમાં સિદ્દીક અકબર [રદી]ની ખિલાફતનો સાફ ઇસારો છે.

૧૧૭૬ બોખારી તથા મુસલિમમાં ઉકબા બીન આમેર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમો કોઇ કોમમાં ઉતરો ફરી તેઓ મેમાન માટે જે જોઇએ તે સામાન તમારે માટે કરે તો તમો કબૂલ કરો. પણ જો તેઓ નહીં કરે તો જેવું મેમાનીનું હક તેઓને જોઇએ તેવું તેઓથી લ્યો.

**ફાયદો** કેટલાક કાફેરોથી હજરતે (સલ) સુલહ કરી હતી. તે સુલહમાં આ કોલ કરાર પણ થયો હતો કે જો મુસલમાન તમારા દેશમાં આવે તો તેઓની મેમાની પરોણાગત કરશો. આ હદીસમાં તેજ લોકો મતલબ છે. આ મતલબ નથી કે મુસલમાનો જોર જુલમથી મુસલમાનો પાસે પોતાની મેમાની માંગે. હા, આટલું છે કે મેમાનદારી કરવી મુસ્તહબ છે.

૧૧૭૭ મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો આ છોકરો જીવતો રહેશે તો તે બુઢ્ઢો નહીં થશે કે કેયામત થશે* (એટલે તમારા મોતનો વખત આવી પોહોંચશે)

**ફાયદો** જંગલી લોકોએ હજરત [સલ] ને પૂછ્યું કે કેયામત કયારે થશે તે લોકોમાં એક નાનો છોકરો હતો તેના તરફ ઇશારો કરીને આ હદીસ ફરમાવી. એટલે આ છોકરો વૃધ્ધ નહીં થશે કે તમો સઘળા મરી જશો. તો તમારે માટે જાણે કેયામત આવી. **કહેતી** પ્રખ્યાત છે કે આપણો જાન નહીં તો જાણે સઘળું જહાન નહીં. આ લોકોએ હકીકી કેયામતનો સવાલ કર્યો અને હજરતે મજાઝી કેયામતનો જવાબ આપ્યો. કારણ કે જો એમ ફરમાવતે કે કેયામતનો વખત હું જાણતો નથી તો જંગલી જાહેલ અવિશવાસ (બદ એતેકાદ) થતે કે કેવો પેગમ્બર છે કે કેયામતને નહીં જાણતો.

* ૧૧૭૮ બોખારી તથા મુસલિમમાં ઓમર બીન ખતાબ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો ઇબને સય્યાદ તેજ છે (એટલે દજ્જાલ છે) તો તને તેનાપર કાબુ મળશે નહીં. અને જો તે તે નથી તો તેને કતલ કરવામાં કંઇ બેહતરી નથી.

**ફાયદો** ઇબને સય્યાદ મદીનામાં યહુદીનો છોકરો હતો આશ્ચર્ય લાયેક તેની હાલતો હતી.

*અરબમાં એક કહેતી છે "જે મરે તેની કયામત થઇ" તે પ્રમાણે આ હદીસમાં કહેવાયું છે. ગુ. મો.

તે છોકરાઓમાં ખેલતો હતો એટલામાં હજરત (સલ) ત્યાં થઇને નીકળ્યા. સર્વ છોકરા ભાગ્યા પણ તે નહાસ્યો નહીં. (હજરતે (સલ) તેને કહ્યું તું મારી પેગમ્બરીની સાક્ષી આપે છે ? તેણે કહ્યું ના, અને તમો મારી પેગમ્બરીના સાક્ષી છો. કેટલાક સહાબાએ ધાર્યું કે કદાપી આજ દજ્જાલ છે. માટે ઓમર ફારૂક [રદી] કહ્યું જો હુકમ હોય તો હું તેની ગરદન ઉડાવું. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે જો ખરેખરો એજ દજ્જાલ છે તો તું એને મારી શકતો નથી. કારણ કે દજ્જાલની મોત હજરત ઇસા (અલે) ને હાથે ઠેરવાઇ છે. અને જો એ દજ્જાલ નથી તો તેના ધોકામાં એને મારવામાં શો લાભ ?

* ૧૧૭૯ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો હું આવતા વર્ષ સુધી જીવીશ તો જરૂર નવમો રોજો રાખીશ.

**ફાયદો** હજરત (સલ) મકકામાં આશરા એટલે મોહર્રમની દસમી તારીખનો રોજો રાખતા હતા. જ્યારે મદીનામાં રમજાનના રોજા ફરજ થયા તો એની ફરજીયત મનસૂખ થઇ. મુસ્તહબ જાણીને રાખતા હતા. સહાબાએ રદી) કહ્યું કે યહુદીઓ પણ આ દિવસનો રોજો રાખે છે ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી. એટલે જો હું જીવતો રહીશ તો આવતા મોહર્રમમાં નવમી અને દશમી બે તારીખનો રોજો રાખીશ, કે યહુદીઓ સાથે મલતા પણું (મોશાબહત) નહીં થાય. ફરી તેજ વર્ષ મોહર્રમથી પેહેલાં હજરત (સલ) નો ઇનતેકાલ થયો. આ હદીસથી કેટલાક ઓલમાએ કહયું છે કે નફલ એક રોજો રાખવો (આશુરાનો) મકરૂહ છે.

૧૧૮૦ મુસલિમમાં અનસ [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો તે સાચો છે તો જરૂર જંનતમાં જશે" આ હજરતે દેમામ બીન સઅલબા (રદી)ને ફરમાવ્યું.

**ફાયદો** સહાબા બેઠા હતા એટલામાં એક શખ્સ દેમામ બીન સઅલબા નામનો આવ્યો, તણે ઇસ્લામના ફરજ હુકમ પૂછ્યા. હજરતે [સલ] તેને પાંચ વખતની ફરજ નમાઝ, રમજાનના રોજા, હજજ, અને જકાત બતાવ્યાં. તેણે કહયું જેણે તમને સાચા પેગમ્બર કરીને મોકલ્યા તેની કસમ કે હું એમાં કંઇ ઘટારો વધારો કરીશ નહીં જ્યારે તે ગયો ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. દેમામના કહેવાની આ મતલબ નથી કે હું ફરજ સિવાય કંઇ સુંનત, નફલ કરીશ નહીં. પણ આ મતલબ છે કે ફરજ વસ્તુમાં પોતા તરફથી કંઇ વધારો ઘટારો કરીશ નહીં. અને તે શખ્સ પોતાની કોમ તરફથી ડેલીગેટ (એલચી) થઇને આવ્યો હતો તો બીજો અર્થ આ છે કે પોતાની કોમનો સંદેશો પોહોંચાવવામાં હું મારા તરફથી કંઇ વધારો ઘટારો કરીશ નહીં. જેવું હજરત (સલ) થી સાંભળ્યું છે તેવું તેઓને કહીશ.

૧૧૮૧ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો તેં જે કહ્યું તે પ્રમાણે [illegible]ખરો તું છે તો જાણે તું તેઓના મોંમાં ભરભ[illegible] (ગરમ રાખ) નાંખે છે. અને જ્યાં સુધી તું આ હાલત પર રહેશે હમેશા ખોદા તરફથી તારી સાથે એક ફિરસ્તો મદદગાર રહેશે [કે જે તને તેઓ પર જીત આપશે]" આ હજરતે (સલ) તે શખ્સને ફરમાવ્યું કે જેણે કહ્યું ઓ રસૂલુ-લ્લાહ ! ખરીત મારા સગાં છે હું તેઓની સાથે સગાઇ જોડું છું (સોલુક કરૂં છું) અને તેઓ મારેથી સગાઇ તોડે છે. હું તેઓની સાથે ભલાઇ કરૂં છું અને તેઓ મારી સાથે બુરાઈ કરે છે. અને હું તેઓથી દરગુજર કરૂં છું પણ તેઓ મારા પર જહાલત કરે છે.

**ફાયદો** એટલે જો ખરો હાલ એવોજ છે તો તે લોક તારી સાથે બુરો સોલુક કરવાને લીધે દોજખમાં પડશે, કે તારા એહસાન તથા ગમખારી કરવા છતાં સગાઇનું કંઇ હક્ક અદા નહીં કરતા. અને આથી તું નચિન્ત રહે કે આ એહસાન અને ગમખારીને લીધે તું તેઓની સામે દુન્યામાં કદી જલીલ અને બે ઇઝઝત થશે નહીં. કારણ કે ખોદા તરફથી તારી મદદ માટે ફિરસ્તો ઠેરવાયલો રહેશે. તે એવી શરતથી કે તું એ હાલતપર જમેલો રહે. આ હદીસથી સગાઇના એહસાન તથા ગમખારીની ઘણી ખુબા [illegible]સંધ્ધ થઇ.

## ફસલ આઠમી

**આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાલે શબ્દ ખૈર છે.**

**૧૧૮૨ બોખારી તથા મુસલીમમાં હકીમ બીન હેજામ (રદી)થી રીવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે બેહતર સદકા તે કે જે માલદારીથી હોય.**

**ફાયદો** એટલે કરજદાર અને મોહતાજ ને ખૈરાત કરવાની જરૂર નથી. તેને વાજેબ છે કે પ્રથમ કરજ અદા કરે અને પોતાના ઘરવાળાઓની ખબર લ્યે તેઓનુ હકક ફકીરના હકકથી આગળ છે. ખૈરાત કરવું માલદારને જોઇએ જેનો માલ હાજતથી વધુ હોય.

૧૧૮૩ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે સર્વેથી સારા લોકો મારા કરનના લોક છે (એટલે સહાબા) ફરી તે લોકો જે એઓને લાગેલા છે (એટલે તાબેઇન). ફરી તેઓથી લાગેલા છે (એટલે તબા તાબેઇન). ફરી એવા લોકો આવશે કે તેઓની શાહેદી કસમથી આગળ વધશે અને તેઓના કસમ શાહેદીથી આગળ ચાલશે.

**ફાયદો** જલાલુદ્દીન સોયુતી (રહ) એ બોખારીની શરહમાં કહ્યું છે કે **કરન** એક જમાના અને એક વખતના લોકોનું નામ છે. કેટલાક કહે છે કે સાઠ વર્ષનો કરન થાય છે અને કેટલાકની નજદીક સો વર્ષનો. પણ સહી વાત આ છે કે કરનની કોઇ મુદ્દત ઠેરવાયલી નથી. હજરત (સલ) તથા સહાબાનો જમાનો નબુવતના આરંભથી તે છેલ્લા સહાબીની મોત સુધી એકસો વીસ વર્ષ હતો. અને તાબેઇનનો વખત સને એકસો સિત્તેરમાં સમાપ્ત થયો અને તબા તાબેઇનનો જમાનો હિજરી બસો વીશ સુધી પૂરો થયો તો તેજ વખતમાં ઘણી બિદઅતો પ્રગટ થઇ. અને મોઅતજેલા પંથ વાળાઓએ જબાન લમ્બાવવા શરૂ કરી. અને ફલાસફાનો ઇલમ યુનાની (ગ્રીક)થી અરબીમાં તરજુમો થયો તેને જાણી કેટલાક કચા મુસલમાનોનો અકીદો બગડયો. અને અહલે સુંનતના ઓલમાપર બાદશાહોનો જુલમ શરૂ થયો. મતલબ કે ઇસ્લામમાં મોટી મુસીબત પડી. અને દીન ઉલટ પલટ થયું. અને હમેશ અત્યાર સુધી દીનમાં કમી થતી ગઈ. તે. જેવું હજરતે [સલ] ફરમાવ્યું હતુ તેવું થયું. આ હદીસથી સાફ જણાયું કે હજરત (સલ) પછી હજરત (સલ)ના સંગ (સોહબત) ની બરકતથી ત્રણ કાળ સુધી ખૈરીયત (સારાપણું) ચઢતી રહેશે તે પછી શર (બુરાઇ) નો ગલબો થશે અને ખૈરીયત ઓછી થશે. આની આ મતલબ નથી કે ખૈરીયત તદન નહીં રહેશે. કારણ કે ઉમ્મતે મોહમ્મદીયા કેયામત સુધી સઘળા તદન કદી ગુમરાહ થશે નહીં પણ દરેક વખત માં થોડા અહલે હકક (હકકપર ચાલનાર કાએમ રહેશે. અગર જો ખોટે ચાલનાર ઘણાં હોય. એજ માટે સુંનત જમાઅતનો આ કાયદો છે કે જે કામ કે જે વાત સહાબા. તાબેઇન અને તબા તાબેઇનના વખતમાં વગર વાંધે ચાલુ થયાં હોય તે સત્ય છે તેને સ્વીકારવું જોઇએ. અને જે કોલ કે ફેઅેલ (કામ કે વાત આ ત્રણે વખતમાં વગર ખટકે ચાલ્યાં ન હોય તે બિદઅત તેને કદી કબુલ કરવું નજ જોઇએ. તેમાં ખુલ્લી રીતે દીનની બરબાદી છે. જો અકલવાળો માણસ આ કાયદાને સારી રીતે સમજશે તો જેટલી બિદઅતો જહાન માં થયો અને થશે તેની બુરાઇ અને ગુમરાહી સારી રીતે જાણી લેશે.*

૧૧૮૪ મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મારી ઉમ્મતનો બેહતર કરન તે છે કે જેમાં હું પેગમ્બર થયો (એટલે સહાબાનો વખત) ફરી તે લોકો કે

---

* દાખલા તરીકે કોઈ કહે કે કબરને ખુશબો સંદલ લગાડવું દુરૂસ્ત છે કેમકે ખુશબો હજરતને પ્યારી છે ફરશતાઓને પસંદ છે. તેનો જવાબ કે ખુશબો હજરતને પ્યારી હતી છતાં હજરતની કબરને સહાબાએ કેમ નહી લગાડી? મોટા મોટા સહાબાની કબરોએ કેમ નહીં લગાડી? શું તેઓને હજરત ના કે સહાબાના મોહબ્બત ઓછી હતી. તો સિદ્ધ થયું કે એ બીદઅત છે. ગ્રા. મો.

જે એઓને લાગતા છે (અને એઓની સંગત વાળા છે એટલે તાબેઈન) અબુ હોરેરા (રદી) કહે છે અલ્લાહ સારી રીતે જાણે છે હજરતે (સલ) ત્રીજા વખતવાળાઓને બેહતર કહ્યા કે નહી. ફરી એવા લોક રહી જશે કે જે જાડા મોટા થ વાને પસંદ કરશે વગર શાહેદી માંગે શાહેદી પૂરશે.

**ફાયદો** એટલે તેઓને ખોદાનો અને કેયામતનો ડર નહીં રહેશે કે જેથી ઇમાન અને સારાં કામોથી રૂહની સફાઇ કરે. પણ આખેરતને ભૂલીને દુન્યાની રિયાસત અને સામાનને પૂરૂં જાણશે. રિયાજત અને મેહનતને છોડી બદનના સમારવા તથા ફુલવવામાં લાગી પેટના બંદા થશે જેમકે આ વખતનો હાલ છે. અને જૂઠ બોલવાની કંઇ પરવા કરશે નહીં ખોટી સાક્ષી પૂરવા તૈયાર થશે. વાદી અને હાકેમની વગર ખાહેશે ગવાહી આપવા તૈયાર થશે. આ હદીસ અને આગળી હદીસની સરખી મતલબ છે. સારાંશ આ છે કે જ્યારે જમાનો બગડયો અને શર ફેલાયો તો કોઈની વાતનો કે કામનો ભરોસો રહયો નહીં. તો દીનદારને જોઇએ કે સહાબા તાબેઇન તથા તબા તાબેઇન સિવાય કોઇના ચાલ ચલણને કબૂલ કરે નહીં. † ઇમામ આજમ ઇમામ માલિક ઇમામ શાફેઇ અને ઇમામ અહમદ બીન હન્બલ (રહ) તાબેઈન તથા તબા તાબેઇનના વખતમાં હતા. દીનને સમજવુ તેઓની મેહનતથી મુસલમાનોને સહેલું થયું. કારણ કે તેઓ ખેરૂલ કોરૂન (સારાકાળ) માં હતા. એજ માટે અહલે સુંનતે દીનના સમજવામાં તેમને પોતાના પેશવા (આગવા) બનાવ્યા.

૧૧૮૫ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અંનસારીયોના ઘરોમાં નજ્જારની ઓલાદ (બનુ નજ્જાર) ના ઘરો બેહતર છે ફરી અબ્દુલ્લ અશહલની ઓલાદના ઘરો, ફરી હારેસ બીન ખઝરજ ની ઓલાદના ઘરો, અને અનસારીયોના સર્વ ઘરોમાં ખૈર છે (ખૂબી બેહતરી છે.)

**ફાયદો** મદીનામાં અનસારી સહાબાના ઘણા મોહોલ્લા તથા વાડા હતા. હજરત (સલ) ની મદદ સર્વેએ કરી માટે સર્વની તારીફ સામટી રીતે કરી. પણ જે લોકોથી જાન ફિદા ઘણો થયો તેઓના જૂદા જૂદા નામ લઇને ખૂબી બયાન કરી.

૧૧૮૬ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મરદોની સફોમાં પેહેલી બેહતર છે અને બુરી પાછલી સફ છે. અને ઓરતોની સફોમાં પાછલી બેહતર છે અને બુરી આગળી સફ છે.

**ફાયદો** હજરત (સલ) ના વખતમાં પુરૂષ સ્ત્રી જમાઅતની નમાઝમાં ભેગાં થતાં હતાં. પ્રથમ મરદોની સફો બંધાતી હતી. તે પછી ઓરતોની તો ફરમાવ્યું કે મરદોની સફોમાં પેહેલી સફ સારી છે. કેમકે તેઓ જલદી હાજર થયા. ઇમામની પાસે, ઓરતોથી ઘણા દૂર છે. અને પાછલી સફને બુરી કહી. કારણ કે તેઓ મોડેથી નમાઝ માં આવ્યા, ઇમામથી દૂર પડયા, અને ઓરતોને પાસે થયા. અને જુઓ તો પુરૂષ સ્ત્રીને પાસે થવાનાં નમાઝ તુટવાનો ડર છે. અને ઓરતોની સફોમાં પેહેલી ને બુરી ફરમાવી પાછલીની તારીફ કરી. કારણ કે પેહેલી મરદોને પાસે છે તેમાં પરદા પોશી પૂરતી નથી. અને પાછલી સફ મરદોથી દૂર છે એમાં પરદા પોશી ઘણી છે. આથી જણ્યું કે ઓરત મરદને નજર રોકવી જરૂર છે. એક જગ્યામાં ભેગાં થવાં નહીં જોઇએ.

૧૧૮૭ બોખારીમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાં સારો માણસ તે છે કે જે સારી રીતે દેણુ અદા કરે.

**ફાયદો** જાબેર રદી થી રિવાયત છે કે હજરતે (સલ) એક સખ્સથી જુવાન ઓછી ઉમરનું ઊંટ કરજ લીધું. જ્યારે બૈતુલ માલમાં જકાતના ઊંટ આવ્યાં તો હજરતે (સલ) જાબેર (રદી) ને ફરમાવ્યું કે એનું કરજ અદા કર. જાબેરે (રદી) કહ્યું ઓ હજરત એનું ઊંટ ઓછી ઉમરનું કમતી કીમતનું હતું અને આ ઊંટ કીમતી છે. હજરતે (સલ) ફરમાવ્યું કે કીમતીજ ઊંટ તેને આપ. ફરી આ હદીસ ફરમાવી. એટલે મોટા દિલથી કરજ અદા કરવું મુસ્તહબ છે. અને એવી રીતે કરજમાં વધારે આપવું વ્યાજમાં દાખલ

---

† અગર જો તે ચલણ મક્કામાં કે મદીનામાં હોય. ગુ. મો.

નથી. કારણ કે વ્યાજમાં વધારે લેવાની શરત થાય છે અને એમાં શરત નથી. હજરતે (સલ) પોતાના તરફથી ભલાઈ કરી. એમ છતાં વ્યાજ તોલ માપની ચીજમાં થાય છે જાનવરમાં વધારે ઓછું વ્યાજ નથી.

૧૧૮૮ બોખારીમાં ઉસમાન તથા અલી [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાં બેહતર તે છે કે જે કુરઆનને શીખે અને તેને [લોકોને] શીખવે.

**ફાયદો** ખાહ જોઈને પઢે અને કેરાઅતના કાયદા શીખે શીખવે. ખાહ કુરઆનના અર્થ મતલબ અને તેની આજ્ઞાઓ પોતે જાણે અને બીજાઓને બતાવે. પણ હા, આટલું જરૂર છે કે મતલબની ખુજ માત્ર શબ્દોને જાણવા કરતાં અફજલ છે. કારણ કે કુરઆન શરીફ ઉતારવાની મતલબ આત્મા સુધારવો છે નહીં કે અક્શરો ને ભણવા,

૧૧૮૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે ઓરત ઊંટની સ્વારી કરે છે તેઓમા કોરેશની ઓરતો બેહતર છે (એટલે સર્વ અરબની ઓરતોમાં કોરેશની ઓરતો બેહતર છે) નાના છોકરાં પર ઘણી મેહેરબાન અને ધણીના માલને ઘણી સમ્ભાલનારી.

**ફાયદો** ઉમ્મે હાની અલી મુરતજા [રદી]ની બેહેન વિધવા થયાં હતાં. હજરતે ઇચ્છયું કે તેણીથા નિકાહ કરે. ઉમ્મે હાનીએ કહ્યુ કે ઓ હજરત (સલ) આપ તમામ મખલુકથી મારી નજદીક પ્યારા છો, પણ મારા છોકરા ઘણાજ નાના છે. હું નહી ચાહતી કે આપના બીછાણા પર તેઓ રડે, અને પુકાર પાડે. અને હું ડોસી પણ થઇ છું. આ કારણોને લીધે હું નિકાહ કરી શકતી નથી. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. અને સઘળી કોરેશ સ્ત્રીની વખાણ કરી, અને ઉમ્મે હાનીનો ઉજર પસંદ કર્યો. આથી જણાયું કે સ્ત્રીમાં આજ મોટી ખૂબી છે કે પતીનુ દરદ રાખતી હોય અને બાળકોને સારી રીતે પાલતી હોય અને ખાવિન્દના માલનો નાશ નહીં થવા દે.

૧૧૯૦ બોખારી તથા મુસલિમમાં અલી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઇમરાનની છોકરી મરયમ પોતાના વખતની સ્ત્રીઓથી શ્રેષ્ટ છે. અને ખદીજા પોતાના વખતના ઓરતોથી અફજલ છે (એટલે ઉમ્મત મોહમ્મદીમાં ખદીજા સર્વ ઓરતોથી અફજલ છે.)

૧૧૯૧ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે દિવસમાં સુર્યોદય થાય છે તેમાં જુમઆનો દિવસ બેહતર છે. તેમાં આદમ (અલે) ઉત્પન્ન થયા. અને તેજ દિવસે તેવણ જનતમાં ગયા. અને તેજ દિવસે ત્યાંથી કઢાયા. અને કેયામત પણ જુમઆનેજ દિવસે ઉભી થશે.

**ફાયદો** ૭ દિનમાં સકલ જહાન ઉત્પન્ન થયું. રવીવારથી ઉત્પત્તિ શરૂ થઇ. જુમઆ પર સમાપ્ત થઇ. તો યહુદી સમજ્યા કે દુન્યાની પેદાએશથી અલ્લાહે શનીવારે ફરાગત પામી તો અમને લાઝેમ છે કે દુન્યાનું સર્વ કામ છોડી તે દિવસે તેની બંદગી કરીએ. ખ્રિસ્તીઓ સમજ્યા કે જગતની ઉત્પત્તિ રવીવારથી શરૂ થઇ, અને તેઓનાં ખોટા વિચારમાં હજરત ઇસા (અલે) કતલ થઇ સુલીએ ચઢી ત્રણ દિવસ પછી એજ દિવસે જીવતા થઇલા તો એનેજ મોટો દિન ઠેરવ્યો. અને ઇસ્લામમાં જુમઆ (શુક્ર) મોટો દિવસ છે કારણ કે હજરત આદમ [અલે] ની પેદાએશ, જંનતમાં દાખલ થવું, જંનતથી નીકળવું એજ દિવસે થયું. અને કેયામત પણ એજ દિવસે થશે. તો માણુસ જાતને માત્ર જુમઆનજ દિવસ સાથે ઘણી વલગણ થઇ. તો લાઝેમ છે કે આજ દિને દુન્યાનું કામ છોડી સર્વ માણુસો બંદગીને માટે ભેગા થાય. જંનતથી નીકળવું દેખીત રીતે જો કે માણુસના હકમાં એહસાન નથી પણ હકીકતમાં મોટું એહસાન છે. કારણ કે હજરત આદમ [અલે] ના આવવાથી મોટી મોટી બરકતો જહાનમાં થઇ. પેગમ્બરો વલીઓ અને ઇમાનદાર લોક પેદા થયા. અને કેયામત સુધી જમીન આદમની ઓલાદથી ખીલેલી થઇ.

૧૧૯૨ મુસલિમમાં ઓફ બીન માલિક અશજઇ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારા બેહતર ઇમામો તે છે કે જેની તમો મોહબ્બત કરો અને તેઓ તમારી મો-

હબ્બત કરે. અને તમો તેઓ માટે ભલી દોઆ કરો અને તેઓ તમારે માટે ભલી દોઆ કરે. અને તમારા બુરા સરદાર તે છે કે તમો તેઓનો કીનો રાખો અને તેઓ તમારો કીનો રાખે. અને તમો તેઓ પર લાનત (બદ દોઆ) આપો અને તેઓ તમને શરાપ આપે.

**ફાયદો** જ્યારે હાકેમ અને રઇયતમાં મોહબ્બત થઈ તો બંદોબસ્ત સારી રીતે થશે. માટે તેઓની તારીફ કરી. અને જ્યારે હાકેમ અને રઈયતમાં કીનો કપટ થયો તો પરિણામ વગર બંદોબસ્ત અને ખરાબીનું આવશે. માટે તેની બુરાઇ કરી. આ હદીસમાં હાકેમોને નસીહત છે કે ઇનસાફ કરે જુલમથી દૂર રહે. કારણ કે અદલ ઇનસાફ હાકેમની મોહબ્બતનું કારણ છે. અને જુલમ તથા ગફલત કીના (તથા દુશમનાઇનું કારણ છે.

## ફસલ નવમી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાળે **અફઆલે તફજીલનો** સેગો છે.

૧૧૯૩ બોખારીમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે વધારે દુશમન અલ્લાહની નજદીક ત્રણ માણસ છે (૧) હરમમાં વાંકી ચાલ ચાલનાર (૨) ઇસ્લામમાં કુફરની ચાલ અને રિવાજને ઢુંઢનાર. અને (૩) નાહક્ક કોઇના ખૂનને ચાહનાર માત્ર તેનું ખૂન કરવા માટે.

**ફાયદો** હરમમાં વાંકી ચાલ ચાલનાર એટલે તે કામ કરવું કે ત્યાં હરામ હોય જેમ કતલ, લડાઇ, શિકાર કરવો. અથવા વાંકી ચાલથી મતલબ સર્વ ગુનાહ છે. જેમકે અબ્દુલ્લાહ બીન અબ્બાસનો આજ મજહબ છે. જેવો ઇબાદતનો હરમમાં બેવડો સવાબ છે તેવોજ ત્યાં ગુનાહનો બેવડો અજાબ છે. કારણ કે દરબારમાં બેઅદબી કરવી ઘણી બુરી છે. એજ માટે અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) એ મક્કામાં રહેવું છોડી તાએફમાં રહેવું પસંદ કર્યું હતું, અને કુફરની ચાલ જેમ મુરદા પર રોવું રાજણી ગાવી કે છેડો વાળી મુરદાની તારીફ કરવી, માથું ફોડવું, કપડાં ફાડવાં, જાનવરોથી અપસુકન (બદશગુન) લેવો, લોકોના નસબમાં તાનો કરવો, પોતાના નસબ અને ખાનદાન પર ઘુમટ (ગરૂર) કરવો * વરસાદ વરસવાને તારાઓની તાસીરથી જાણવું. અને નાહક ખૂન કરવાની બુરાઇ તો ખુલ્લી છે વિસ્તાર કરવાની કંઇ જરૂર નથી.

૧૧૯૪ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મોનાફેકો ઉપર વધારે ભારી [અઘરી] નમાઝ ઇશાની અને ફજરની નમાઝ છે. પણ જે એમાં ખુબી છે તેને જો તેઓ જાણે તો ઢગરાં ઘસતાં તેઓ નમાઝે આવે.

**ફાયદો** ઇશાને વખતે ઊંઘનો જોશ અ

* રાંદેરવાળાઓએ રાંદેરમાં રહેવાનો ફખર કરવો અને બીજા ગામ કે શેહેરના રહેનારને હલકા જાણવા તે પણ જાહેલીયતની રસમમાં દાખલ છે. મુંબઈ રાંદેરથી વસ્તીના પ્રમાણમાં ૮૧ ઘણું મોટું છે અને સુરત ૧૧ ઘણું મોટું છે ત્યાંના રહેનાર બોરા ગામડયા ગણાય અને રાંદેરના શેહેરી એ વધારે જહાલત છે. રાંદેરના રહેવાસી બીજા ગામવાળાઓને હલકા ગણવામાં ઘણી જહાલત વાપરે છે. અને જેઓ ભાષાપર ખયાલ કરે છે કે બીજા બોરા "હું છે" કહે છે. અને અમે "સું છે" કહીએ છીએ તેઓ મુખાઈ જાહેર કરે છે. કારણ કે "હું છે અને સું છે" બન્ને ખોટા છે. ખરો શબ્દ "શું છે" છે. રાંદેરના બોરાઓની વાત તદન અસુદ્ધ છે ફરી ફખર કરવો જહાલતજ થઈ. શરીઅતમાં તો રાંદેરને કંઇ માન નથી. અને તેઓની હાલત જુઓ તો તેઓ પ્રથમ ખેતી કરનાર હતા. ફરી ખારવા ખલાસી થયા અને કેટલાક વણકર થયા. હા. હાલમાં પઈસો ઘણો છે. પણ ગામડાઓમાં પણ લખપતીઓ થયા છે. હા. રાંદેરનું ભડયારો પણું સર્વથી શ્રેષ્ઠ છે પણ એ ફખરનું કારણ નથી. એવીજ હાલતના ફખરથી ઘણા નુકસાન થાય છે અને બેહુદ રૂપી જેવાને બેહુકાવવા નું સાધન મળે છે. ગુ. મો.

થવા કિસ્સા કહાણી કે નાચનું જોવું ઘણું થાય છે. અને ફજરના નિદ્રાની લેહેજત છોડવી કાંચા જાહેરના મુસલમાનને ઘણું કઠણ લાગે છે. માટે આ બે વખતની નમાઝ તેઓથી થઇ શકતી નથી. આથી જણાયું કે ઇશા અને ફજરની નમાંઝોમાં જે સુસતી કરે અને વખત ટાલે તેમાં નિફાકની નિશાની હસ્તી ધરાવે છે. * જરૂર છે કે પોતાના દિલને સમજાવે અને તોબા કરે.

૧૧૯૫ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા તથ આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે વધારે પસંદ અમલો (કામો) અલ્લાહની નજદીક હમેશા થનાર છે અગર જે થોડું હોય.

**ફાયદો** હમેશ થતું કામ અલ્લાહને એટલાં માટે પસંદ છે કે તેનો કરનાર જાગરૂત છે ગફલતમાં નથી કે કદી કરે અને કદી નહીં. અને બીજું કારણ આ છે કે હમેશા અમલ કરવાથી તે અમલની બરકતથી દિલ રંગાય છે, દિન પર દિન તેને અલ્લાહની નજદીકી તથા સફાઇ મળતી જાય છે. અને કદી કદાચ કરવામાં તેની અસર દિલ પર જમતી નથી, જેમ વિજળીની ચમકાટથી તેજ વખત તો રોશની થાય છે પણ આખરે અંધારૂં છે એજ માટે તરીકત વાળા દરવેશો ફરમાવે છે કે જ્યારે આદમી કોઇ નફલ ઇબાદત અથવા વજીફો શરૂ કરે તો તેને હમેશ કરતો રહે કે જેથી તેનો ફૈજ અને બરકત ઓછાં નહીં થાય.

૧૧૯૬ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શેહેરોના ઘરોમાં અલ્લાહની નજદીક ઘણી પ્યારી તેની મસજીદો છે. અને શેહેરના ઠેકાણામાં વધારે બુરાં બજારો છે.

**ફાયદો** મસજીદો એટલાં માટે વધારે પ્યારી છે કે તે ઇબાદતની જગ્યા છે તેમાં ખોદા યાદ આવે છે. અને બજારો એટલાં માટે અણગમતી છે કે તેમાં દુન્યા યાદ આવે છે. એટલું જ નહીં પણ કેટલાક લોકો વેચ ખરીદમાં લાગવાથી અસરની નમાઝ કજા કરે છે અથવા તંગ વખતમાં પઢે છે.

૧૧૯૭ બોખારીમાં અબ્દુલ્લાહ બીન અમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે રોઝાઓમાં વધારે પસંદ અલ્લાહની નજદીક દાઊદના રોઝા છે. તેવણ એક દિવસ રોઝો રાખતા હતા અને એક દિવસ રોઝો તોડતા હતા. અને નમાઝમાં વધારે પ્યારી નમાઝ અલ્લાહની નજદીક દાઊદની નમાઝ છે. તેવણ અડધી રાત સૂતા હતા અને તેહાઈ રાત નમાઝ પઢતા હતા. અને છઠ્ઠો ભાગ રાત સૂતા હતા.

**ફાયદો** એક દિવસ રોઝો રાખવો અને એક દિવસ રોઝો નહીં રાખવો એટલાં માટે પસંદ થયો કે લગોલગ હમેશ રોઝો રાખવાથી માણસને આદત થાય છે, રોઝાની કૈફીયત રહેતી નથી. અને તહજ્જુદની નમાઝ તેહાઇ હુ રાતમાં એટલાં માટે પસંદ થઇ કે તેમાં દેહનું હક તથા ખોદાનું હક્ક બંને સારી રીતે અદા થાય છે. ન આખી રાતનું સૂવું સારૂં કે તે તદન ગફલત છે. ન જાગવું બેહતર કે મશક્કત તથા જાનને નુકસાની છે. અને છેવટે બીમારી તથા નબળાઇને લીધે તદન તહજ્જોદ થઇ શકતી નથી. આથી જણાયું કે પેગમ્બરોનો તરીકો દરમીયાનો માર્ગ છે. ન ઇબાદતમાં વધારો ન ઘણી કમી. અને એજ માર્ગ ખોદાને પસંદ છે. એનો નભાવ હમેશ થઇ શકે છે. અને જણાયું કે તહજ્જોદ પછી સૂવું મુસ્તહબ છે કે જેથી ફજરની નમાઝ સારી રીતે અદા થાય. અને રાતના જાગવાની તકલીફ સૂવાથી દૂર થાય છે.

૧૧૯૮ મુસલિમમાં સમોરા બીન જુનદોબ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઘણી પસંદ વાત અલ્લાહની નજદીક ચાર છે **સુબ્હાન લ્લાહ વલ હમ્દો લિલ્લાહ વ લાએલાહ ઇલ્લ-લ્લાહો વલ્લાહો અકબર** આ ચારમાંથી જેથી તું શરૂ કરે કઇ દોશ નથી.

**ફાયદો** એટલે જોઇએ પ્રથમ સુબ્હાન-લ્લાહ પઢે. અથવા અલ હમ્દો લિલ્લાહ અથવા લાએલાહ ઇલ્લલ્લાહ અથવા અલ્લાહો અકબર

* જ્યારે આ બે નમાઝોમાં સુસ્તી કરવી કાહેલી કરવી મુનાફેકની નિશાની છે તો જે લોકો તદન નમાઝ નહીં ગુજારતા તેઓનો શો હાલ! ખોદા મુસલમાનોને નમાઝની લેહેજત આપો. ગુ. મો.

સર્વ દુરસ્ત છે.

૧૧૯૯ બોખારી તથા મુસલિમમાં ઉકબા બીન આમિર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શરત પૂરી કરવામાં વધારે જરૂર તે છે કે જેને લીધે તમે સ્ત્રીઓની નગ્નતા હલાલ કરી છે.

**ફાયદો** જે શરતો અને કોલ કરાર નિકાહમાં અદા કરવા વાજેબ છે તેમાંની પ્રથમ મોહર છે. બીજી ખરચ. ત્રીજી સારો સોલુક કરવો. દસ્તુરને માફક ઓરતની મોહર ફરજ છે. આ હદીસથી જણાયું કે એનું અદા કરવું સર્વથી પેહેલાં છે. અને જે કોઈ મોહર અદા કરવાનો વિચાર નહીં રાખે તે ગુનેહગાર છે. અને કેટલીક શરતો નિકાહમાં અદા કરવી વાજેબ નથી જેમ પતીનું બાયડીના ઘરમાં રહેવું, બાયડીને પોતાના ઘરમાં નહીં બોલાવવી, તેની જીન્દગીમાં બીજો નિકાહ નહીં કરવો, અંથવા પેહેલીને તલાક આપવી.

૧૨૦૦ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારે માટે જે હું ડરૂં છું તેમાં વધારે ડર તેનો છે કે અલ્લાહ તમારે માટે દુન્યાને લીલાલેહેર કરશે. સહાબાએ કહ્યું દુન્યાની લીલા લેહેર શું છે? ઓ રસૂલુલ્લાહ! હજરતે (સલ) ફરમાવ્યું કે જમીનની બરકતો (જેમકે અનાજ કપડાં બીછાણાં ચાંદી સોનાની ખાણો વગેરે) સહાબાએ કહ્યું શું નેક ચીજ બદ લાવશે? (એટલે જ્યારે જમીનની પેદા થએલી ચીજ બરકત અને ખૈર ફરમાવી તો ફરી ખૈર તે શર કેવી રીતે થાય) હજરતે (સલ) ફરમાવ્યું કે ખૈર તો ખૈર જ લાવે છે. ખૈર તો ખૈરજ લાવે છે, ખૈર તો ખૈરજ લાવે છે. ખચીત રવીની મોસમ જે પાકવે છે તે કતલ કરે છે અથવા કતલ કરવાને લગભગ કરે છે (એટલે જ્યારે હદથી વધારે ચરે) અને બીજી રિવાયતમાં છે આફરીને ખાવું મારી નાંખે છે અથવા મારવાને લગભગ કરે છે પણ લીલોતરીને ચરનાર તે જાનવરને હલાકી નથી કે તે ચરે છે ફરી જ્યારે તેની બંને કૂખ ખેંચાય છે (એટલે જ્યારે તે ધરાય છે) તો તે સુર્યને સામે જઇ પડે, ફરી વાગોળે ને પીશાબ કરે ને છેરે ફરી પાછું આવીને ખાય. ખચીત આ માલ લીલાલેહેર મીઠો છે. તો જે કોઇ એને હક્કની સાથે લેશે અને તેની લાયકીની જગ્યામાં મુકશે (એટલે હલાલ રીતે કમાશે અને શરીઅત પ્રમાણે મોકા પર ખરચ કરશે) તો તે (દીનમાં) સારો મદદગાર છે. પણ જે કોઇ તેને નાહક્ક લેશે (એટલે લોભથી તથા હરામ તરેહથી ભેગો કરશે) તો તે તે શખ્સ જેવો થશે કે જે ખાય છે પણ પેટ ભરાતું નથી.

**ફાયદો** આ હદીસમાં હજરતે (સલ) લોભી તથા બખીલ માલદારની મીસાલ, અને બીજી સખી માલદારની મીસાલ બયાન કરી છે. તો જે માલદારે માલને ભેગો કર્યો અને હક્દારોનું હકક અદા નહીં કર્યું તેનો હાલ તે જાનવર સરખો છે કે જેણે ઘાસ ખાધી ફરી પેટ ફુલી અફરાઇને (કુર કુરીની બીમારીથી) મરી ગયું. તો ઘાસે તેને માટે કંઇ લાભ કર્યો નહીં પણ ઉલટો નકામો જાન ગયો. અને જે માલદારે પોતે ખાધું અને પોતાની હાજતથી વધારે માલને ખૈરાત કર્યો તો તેનો હાલ તે જાનવર સરખો છે જેણે ઘાસ ચર્યું ફરી આસૂદા થઇને સુર્યની સામે વાગોળ કરી પચાવ્યું અને પિશાબ છાણની મારફતે મેલ કચરો દૂર કર્યો. એવા જાનવરને કદી હલાકી નથી. અને અજીરણનો કંઈ ડર નથી. તો જે માલદાર પોતાની જરૂરત પછી જ્યારે અલ્લાહ તઆલાની તરફ ફર્યો અને તેના રહમતના સુર્યની રોબરૂ થયો તો તે હાજતથી વધુ માલને પિશાબ અને છાણની જેમ દૂર કરવામાં પોતાની તંદુરૂસ્તી જાણે છે અને સારી જગ્યા ખરચ કરીને પોતાના રબ્બની શુકર ગુજારી કરે છે.

૧૨૦૧ બોખારી તથા મુસલિમમાં આએશા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાંથી મારી સાથે જલદી મલનાર તે બીબી છે કે જેનો હાથ વધારે લાંબો છે. એટલે મારી વફાત પછી જે સખી છે તે બીબી પેહેલાં મરશે).

**ફાયદો** હજરત આએશા (રદી) થી રિવાયત છે કે જ્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી તો દેખીત હાથ સમજીને સર્વ બીબીઓએ પોતાના હાથ માપ્યા. હજરત સોદા (રદી) નો હાથ

સર્વથી લાંબો ઠર્યો. હજરત (સલ) ના ઇનતેકાલ પછી જ્યારે ઝૈનબ બીનતે જહશનો ઇનતેકાલ થયો તો જણાયું કે લાંબા હાથની મતલબ સખાવત છે. અને ઝૈનબ સર્વ બીબીઓમાં ઘણાં સખી હતાં. આ હદીસમાં મોઅજેઝો છે આવતા વખતની વાત ફરમાવી. ને તેમજ થયું.

**૧૨૦૨** બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અરબોએ જે કવીતા કહી છે તે સર્વમાં સાચી વાત લબીદની વાત છે.

**સવૈયો**

**અલા કુલ્લો શેઇન મા ખલ-લ્લાહ બાતેલુ**
જેના અર્થ આ મિસરઅ [સવૈયા] માં છે.

અલ્લાહ કા નામ સચ્ચા સબ જૂઠા હે જતન

**ફાયદો** જાહેલીયતના વખતમાં અરબમાં લબીદ નામનો એક શાએર (કવી) હતો. તેનો કહેલો આ મિસરો જો કે સત્ય હતો અને કુરઆનના મજમુનને માફક હતો માટે તેની તારીફ કરી. આથી જણાયું કે જે શેઅરની મતલબ સત્ય હોય અને તેમાં ડહાપણ તથા નસીહત હોય તો તેને પઢવી શરઅમાં મનાઇ નથી. એટલુંજ નહીં પણ પસંદ છે. જેમકે ગુલસ્તાં, બોસ્તા, મોલાના રૂમની મસનવી અને હકીમ સનાઇની હદીકા.

૧૨૦૩ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાં ઘણું સાચું બોલનાર ઘણા સાચા ખ્વાબવાળો છે.

**ફાયદો** એટલે જેની વાત સાચી તેનો ખ્વાબ પણ સાચો. કારણ કે જૂઠ બોલવાથી દિલની આયના (આરસી) ઝંખવાણી તથા ડાગાવાળી થાય છે. જેથી સ્વપ્નામાં આલમે મિસાલનો ફોટુ ઠીક ઠીક પડતો નથી. એજ માટે ફાસેકનું સ્વપ્નુ ઘણું કરીને ખરાબ થાય છે.

૧૨૦૪ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખોદાની નજદીક કેયામતને દિવસે ઘણો ધીટકારને લાએક તથા ઘણો જલીલ કે ખબીસ તે પુરૂષ છે કે જે મલેકુલ અમલાક કહેવડાવતો હતો. ખરૂં જોતાં ખોદા સિવાય જહાનનો કોઇ બાદશાહ નથી.

**ફાયદો** ઇરાનના બાદશાહોને શાહિનશાહ કહે છે જેનો તરજુમો અરબીમાં મલેકુલ અમલાક અને હિન્દીમાં મહારાજ છે. જો કે એમાં ચોખ્ખું શિર્ક હતું અને સાફ બે અદબી હતી માટે હજરતે (સલ) મના કરી. નિર્બળ બંદાને ક્યારે યોગ્ય હોય કે નાને મોઢે મોટી વાત બોલે. એવીજ રીતે જે નામ ખોદાને ખાસ હોય તે ખોદા સિવાય બીજાને દુરૂસ્ત નથી જેમકે રહમાન અને કુદ્દુસ.

**૧૨૦૫** મુસલિમમાં જાબેર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અફજલ નમાઝ તે છે કે જેમાં લાંબું કેયામ (ઉભુ રહેવું) હોય.

**ફાયદો** વધારે કેયામની નમાઝ એટલા માટે અફજલ થઇ કે જેટલું કેયામ લાંબું થશે તેટલી કુરઆનની કિરાઅત લાંબી. ઓલમાએ કહ્યું છે કે દિવસના રૂકુ સિજદાનો વધારો બેહતર છે. અને તહજ્જોદની નમાઝમાં લાંબુ કેયામ અફજલ છે.

૧૨ ૬ મુસલિમમાં સોબાન (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યુ. કે પુરૂષ જે દિનાર ખરચ કરે છે તેમાં શ્રેષ્ઠ દિનાર તે છે કે જેને પોતાની બાયડી તથા બચ્ચાં પર ખરચ કરે અને તે દિનાર છે કે જેને પોતાની સ્વારી પર ખોદાના માર્ગમાં ખરચ કરે, અને તે દિનાર છે કે જેને પોતાના સાથીઓ પર ખોદાના માર્ગમાં ખરચ કરે (એટલે નોકર ચાકર પર અથવા બીજા ગાજીઓ પર ખરચ કરે).

**ફાયદો** બાયડી બચ્ચાં પર માલ ખરચ કરવો એ માટે અફજલ છે કે તે ફરજ છે. અને પોતાના ઘોડા પર ખરચ કરવો એ માટે બેહતર છે કે તે મમલુક (તાબાનો) છે. વિશેષ કરીને ખોદાના માર્ગમાં તે પાલવાને વધારે લાએક છે. અને ગાજીઓ માટે ખરચ કરવો તે દીનની મદદ છે અને ભલાઇ કરવી છે. આથી જણાયું કે ફકીરોને આપવા કરતાં પોતાની બાયડી બચ્ચાં પર ખરચ કરવું પ્રથમ* તથા શ્રેષ્ઠ છે. કારણ કે એ ફરજ છે અને ખૈરાત નફલ છે. અને જુઓ તો નફલ કરવા કરતાં ફરજ અદા કરવું અફજલ છે.

---

* જાણો છો અલ્લાહ સિવાય દરેક ચીજ બાતેલ છે (નાશવંત છે) ગુ. મો.

૧૨૦૭ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે રમજાનના રોજા પછી અફજલ રોજા અલ્લાહના મહિના મોહર્રમના છે. અને ફરજ પછી અફજલ નમાઝ તે રાતની નમાઝ [એટલે તહજ્જોદ] છે.

**ફાયદો** મોહર્રમનો રોજો આશુરાના રોજાને લીધે અફજલ થયો. અને તહજ્જોદની નમાઝ એ માટે અફજલ થઇ કે તેમાં જીવ પર મેહનત મશક્કત વધારે છે. તે વખતે ઘણું કરીને દિલ હાજર રહીને નમાઝ થાય છે અને રિયા (દેખાવ) નો તેમાં દખલ નથી

૧૨૦૮ મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે સિજદાની હાલતમાં બંદો પોતાના પરવર દિગારથી ઘણોજ નજદીક થાય છે માટે સિજદામાં ઘણી દોઆ કર્યા કરો.

**ફાયદો** સિજદામાં સંપૂરણ રીતની તાજીમ છે. અને બંદાની ઘણીજ આજીઝી છે કે તેણે પોતાના શ્રેષ્ઠ આજા (અવ્યવ) ને માટી પર પોતાના માલેકને માટે રાખ્યુ. એજ કારણથી તેને આ હાલતમાં ખોદાની નજદીકી ઘણીજ મળે છે, અને સંપૂરણ ખોદાની રહમત આગળ થાય છે. તો એવા વખતમાં દોઆ માંગવાને ગનીમત જાણે

૧૨૦૯ બોખારી તથા મુસલિમમાં ઉમ્મે હરામ બીનતે મિલહાન (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે પ્રથમ લશકર મારી ઉમ્મતનું જે વહાણમાં બેસી કાફેરોથી લડશે તેઓ માટે જંનત સિધ્ધ થઇ. (કદ અવજબુ).

૧૨૧૦ બોખારી તથા મુસલિમમાં ઉમ્મે હરામ બીનતે મિલહાન (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યુ કે પ્રથમ લશકર મારી ઉમ્મતનું રૂમના બાદશાહના શેહર (કુસટન ટનીઆ) થી લડશે તેઓને માટે બખશીશ છે. (તેમના ગુનાહ માફ થયા. મગફુરૂલ લહુમ.)

**ફાયદો** ઉમ્મે હરામ (રદી) થી રિવાયત છે કે એક દિવસ હજરત (સલ) મારા ઘરમાં સુતા. અને હસતા જાગ્યા. મેં પૂછ્યું કે ઓ હજરત [સલ] આપની આ ખુશીનું શું કારણ છે? ત્યારે હજરતે (સલ) ફરમાવ્યું કે મેં સ્વપ્નામાં જોયું કે મારી ઉમ્મતના લોક વહાણ પર સ્વાર થઇને જેહાદ કરે છે જેવી રીતે બાદશાહો પોતાના રાજ્યાસને સણગ.રથી બેસે છે. તો જે લશકર પ્રથમ સમુદ્રમાં જેહાદ કરશે તેઓ માટે જંનત સિદ્ધ થઇ. મેં કહ્યું ઓ હજરત [સલ] દોઆ કરો કે હું તે જેહાદ કરનારાઓમાં ભેગી થાઉં. હજરતે (સલ) ફરમાવ્યું કે તું તેઓમાં દાખલ છે. જેમકે ઉમ્મે હરામ (રદી) પોતાના ખાવિન્દ ઓબાદા બીન સામિત (રદી)ની સાથે હજરત મોઆવિયા (રદી) ની હુકુમતમાં શામના મુલકથી સમુદ્રમાં વહાણ પર સ્વાર થઇને રૂમના જેહાદમાં શહીદ થયાં. ઉમ્મે હરામ (રદી) થી રિવાયત છે કે હજરત (સલ) તેજ દિવસે બીજી વાર સુતા ફરી હસતા જાગ્યા. મેં પૂછ્યું કે ઓ હજરત ખુશ થવાનું શું કારણ છે? ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે જે લશકર કોસટનટનીયા (કનસટી નોપલ) થી લડશે તેના ગુનાહ માફ થશે *

---

* નં. ૧૨૦૯,૧૦ની બંને હદીસ બોખારી કિતાબુલ જેહાદના બાબ કતાલીર રૂમમાં એકજ હદીસ છે. બોખારીની શરહ કસતલાનીમાં એ હદીસના શરહ આવી રીતે છે "કેસરના શહેર [કોસટનટીનાપલ] મા પ્રથમ જેહાદ યજીદ બીન મોઆવીયાએ કર્યો છે. અને તેની સાથે મોટા મોટા સહાબા ઈબને ઓમર ઈબને અબ્બાસ ઈબને ઝોબેર અને અબુ ઐયુબ અનસારી (રદી) હતા. સને ૫૨) હિજરીમાં અને અબુ ઐયુબની ત્યાં વફાત થઈ" ખેરૂલ જારી અને ફતહુલ બારીમાં છે. "મોહલ્લબે કહ્યું છે કે આ હદીસ મોઆવેયાના તારીફ (મનકબત)માં છે કેમકે તેવણે દરયા માર્ગે પ્રથમ જેહાદ કર્યો છે. અને તેમના છોકરા (યજીદ) ની પણ તારીફ છે. કારણ કે તેણે કેસરના શેહેરમાં પ્રથમ જેહાદ કર્યો છે" એવીજ રીતે ઐની શરહ બોખારીમાં પણ છે. અને એ જેહાદ કરનાર માટે ગુનાહોની માફી (મગફેરત) હજરતે બયાન કરી છે તો સિદ્ધ થયું કે યજીદ બીન મોઆવિયા માટે બખશીશ છે. ફતહુલ બારી તથા એના જોવાથી માલમ પડે છે કે ઈબનુત તીન તથા ઈબનુલ મોનીરે એ ઉપર શંકા કરી છે તેનો સાર આ છે કે આ જેહાદ કરનારની મગફેરત (બખશીશ, માફી) માટે આ શરત છે કે તે મગફેરતને લાએક હોય. જો એમાંનો કોઇ તે પછી કુર

મેં કહ્યુ કે ઓ હજરત (સલ) હું પણ તે ગાજી યોમાં થઇશ. ? હજરતે (સલ) ફરમાવ્યું કે તું તે ઓમાં નથી. તું પેહેલા ભાગના ગાજીયોમાંથી છે. આ હજરત (સલ) નો મોજેઝો છે. જેમ આપે આઇન્દા વખતની ખબર કરી તેમજ થયું.

૧૨૧૧ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે પ્રથમ ફેસલો કેયામતને દિવસે લોકોના ખૂન નો થશે.

**ફાયદો** મુળ મતલબ દુન્યામાં માણસની જીન્દગી છે, અને ખૂના—મરકા તેને વિરૂધ્ધ છે. અને શિર્ક કુફર પછી સર્વ ગુનાહ તેનાથી નીચા છે. તો ખૂન વેહવાનો ફેસલો શ્રેષ્ઠ થયો. આ હદીસમાં ઇશારો છે કે કતલને હલકુ સમજવું નહીં જોઇએ. ખોદાની નજદીક એ એવો સખ્ત ગુનોહ છે કે કેયામતમાં પ્રથમ એનોજ ચુકાદો થશે.

૧૨૧૨ બોખારીમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે લોકોમાં હલકા અજાબ-વાળો અબુ તાલેબ છે. અને તે બે જોડા પેહેરશે જેથી તેનું ભેજું ખદખદશે.

**ફાયદો** અબુ તાલેબે કલમો નહીં પઢયો માટે દોજખ તેને ભાયગે થઇ. અને હજરત (સલ) થી ઘણી ભલાઇ કરતો હતો માટે સર્વ દોજ-ખીયોથી તે પર હલકો અજાબ છે. ખોદાની પના-હ ! જ્યારે હલકા અજાબની આ ગત છે કે જેથી ભેજું હાંલ્લીની જેમ ખદખદે છે તો સખ્ત અજાબને વિચારવો જોઇએ કે તે કેવો હશે.

---

તદ થાય તો તે બખશીશ થનારાઓમાં દાખલ થશે નહીં. તો આ શંકા પ્રમાણે પણ જ્યાં સુધી યજીદ નું ઈસ્લામ છોડવું સિધ્ધ થાય નહીં ત્યાં સુધી તેની મગફેરતમાં કશો શક નથી. યજીદ ઘણો પાપી હતો ગુનાહોમાં હમેશ ડુબેલો હતો અહલે બૈતપર ઘણો જુલમ કર્યો હતો એમ તવારીખથી સિધ્ધ થાય છે. પણ સુનત જમાઅતના મત પ્રમાણે મોટા ગુનાહો કરવાથી તથા અહલે બૈતપર જુલમ કરવાથા પણ કાફેર થતો નથી. પેગમ્બરનું જ કતલ કરવું કુફર છે. (વાંચો.. શરહ ફિકહ અકબર મુલ્લા અલી કારી) અને એમ ધારવું કે તે હલાલ સમજીને ગુનાહ કરતો હતો એ માત્ર ધારના છે. એવી ધારના તો દરેક ગુનેહગાર માટે થઈ શકે છે. વળી અસમાએ રિજાલમાં કાફેરો કે મુરતદના નામ હોતાં નથી પણ તકરીબે તહજીબમાં રાવીયોના ના-મોમાં એ યજીદનું નામ લખાયું છે. અને એના બુરા ચલણને લીધે જઈફ કહેવાયો છે. વળી મરા-સીલે અબુ દાઊદમાં એનાથી રિવાયત પણ છે. અને તારીખે ખોલફા પૃષ્ટ ૧૩૯નાં સોયુતી [રહ] લખે છે "એ પોતાના બાપથી રિવાયત કરે છે અને એનો છોકરો ખાલિદ તથા અબ્દુલ મલેક બીન મ-રવાન એનાથી રિવાયત કરે છે." મજમઉલ બેહાર જી. ૩ પૃષ્ઠ ૨૧માં એક હદીસ છે તેના અર્થ આ કર્યા છે કે "મક્કામાં કાફિર કદી જંગ કરશે નહીં" ફરી શરહ જામેઉલ ઓસૂલથી યજીદના મક્કાના જંગને મુસલમાનોનો જંગ લખ્યો છે. વળી આ "મદીનતે કેસર" (કેસરનું શેહેર)થી મતલબ મોહદ્દેસીન કાસ ટનટીનીયા [કનસટીનોપલ] લખે છે. તેના ફતેહ માટે ઈબને અબી શૈબાએ તથા ઈમામ અહમદે રિવાયત કરી છે કે "હજરતે [સલ] ફરમાવ્યુ કે કોસટનટી નીયા જરૂર ફતેહ થશે તો શું ઉમદા તેનો સરદાર (નેઅમલ અમીર) છે અને શું ઉમદા તે લશ્કર છે" વાંચો સીરતે મોહમ્મદીયા પૃષ્ઠ ૪૫૨. હવે હજરત [સલ] જ્યારે નેઅમલ અમીર યજીદ વિષે કહે તો આપણે ખોટું બોલવાનુ કારણ નથી. વળી આ બોખા રીની હદીસને ઊંડા ઉતરીને જોશો તો યજીદની મગ ફેરત સારી રીતે સિદ્ધ થાય છે. તે એવી રીતે કે દરયા માર્ગે જેહાદ કરનારાઓ માટે "કદ અવજબુ" નો શબ્દ છે એટલે જંનત તેઓ માટે વાજેબ થઈ આ હજરત મોઆવિયા (રદી) તથા તેમના સાથી માટે ઘણો મોનાસેબ શબ્દ છે. પણ કેસરના શેહેર કોસટનટીનીયાનો જેહાદ કરનાર સરદાર યજીદ હતો અને તે ઘણો પાપી હતો માટે તેને તથા તેના સાથીઓ માટે "મગફુરૂલ લહુમ" કહેવાયો. એટલે તેઓને માટે બખશીશ, ગોનાહોની માફી છે. યજીદ ગમે તેવો પાપી હતો પણ હજરત [સલ]ના વહીથી કહેલા શબ્દો "નેઅમલ અમીર" તથા મગફુરૂલ લહુમ"ના મુકાબલામાં તે પાપ કંઈ વિસાતના નથી. અને કુરઆન સૂરા નીસા ૪;૪૭ માં શિર્ક સિવાય બીજા દરેક ગુનાહનું માફ થવુ ખોદાની ઈચ્છા ઉપર છે. આ મારી અલ્પ બુદ્ધિની શોધ છે. ખોદા વધારે જાણે છે. ગુ. મો.

## ફસલ દશમી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાલે શબ્દ કુલ્લ નો છે.

૧૨૧૩ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આદમીના દરેક ભાગને માટી ખાય છે. પણ અજમુજ જનબને માટી ખાતી નથી તેનાથી (શરૂ) પેદાએશ થઈ અને ફરી તેમાંથી જોડાણ થશે.

**ફાયદો** અજબુજ જનબ તે હાડકીને કહે છે કે જ્યાં જાનવરની પૂછડી હોય છે. માણુસ ના પિંડમાં તેવ ઢડી કહે છે તો ફરમાવ્યું કે માણુસનું તમામ દેહ માટીમાં ગળી જશે પણ ઢડી ગલતી નથી. માણુસની ઉત્પત્તિ પેટ માં પ્રથમ ત્યાંથીજ શરૂ થાય છે. અને કેયામતમાં પણ તેજ હાડકીથી જોડાણ શરૂ થશે સઘળા બદનની માટી ત્યાં લાગીને જેવું દેહ હતું તેવું તૈયાર થશે. અને આ જે ફરમાવ્યું કે ઢડી નહી ગલતી તો તે સઘળી ગલતી ન હશે અથવા તેના મૂળ ભાગ બારીક બારીક ગળતા ન હશે. અગર જો ગેર અસલી ભાગ ગલી જાય.

૧૨૧૪ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મુસ લમાનની દરેક ચીજ મુસલમાનપર હરામ છે તેનું ખૂન તેની આબરૂ અને તેનો માલ.

**ફાયદો** હજરતે (સલ) હજજતુલ વેદાઅ માં જ્યાં હજારો મુસલમાન ભેગા હતા આ હદીસ ફરમાવી. અને ફસાદ અને જુલમની જડ કાપી. કારણ કે જગતમાં ફસાદ આ ત્રણજ કામોમાં થાય છે, જ્યારે મુસલમાનનું નાહક્ક ખૂન કરવું હરામ થયું તો ખૂનનો ખોટો દાવો કરવો તે વિષે ખોટી સાક્ષી પૂરવી પણ હરામ ઠરી. અને જ્યારે મુસલમાનની આબરૂ લેવી મનાઇ થઇ તો તેને ઠપકો પાડવો તેની મસખરી કરવી તેની વહુ દીકરીથી વ્યભિચાર કરવો તેની ચુગલી ખાવી ગીબત કરવી પણ હરામ થઇ. અને જ્યારે તેનો માલ લેવો દુરૂસ્ત નહીં થયો તો માર્ગમાં લુટ ફાટ ચોરી દગાબાજી ડાંડ રૂશવત જુવા અને વ્યભિચારની મજદુરી પણ હરામ થઇ. કારણ કે આ કામોથી તેઓનો માલ નાહક્ક બરબાદ થાય છે. માણુસ જાતની સમ્ભાળ શરીઅતમાં ઉમદા મતલબ છે. તેનું બ્યાન આ હદીસમાં સારી રીતે સમજાવ્યું.

૧૨૧૫ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે પોશીદા ગુનાહને જાહેર કરનાર સિવાય મારી સઘળી ઉમ્મત માફ થશે. અને એક બંદો રાત્રે કોઇ કામ કરે ફરી સવાર એવી હાલતમાં થાય કે તેનો પરવરદિગાર તેને ઢાંકે ને તે કહે એ ફલાણા મેં ગઇ રાત્રે આવી આવી રીતે કર્યું છે, બચીત એ જાહેર ગુનાહ કરવામાં થી છે તેના પરવરદિગારે તો રાતના તેનો પરદો કર્યો અને તે સવારના અલ્લાહના પરદાને પોતાથી ખોલે છે.

**ફાયદો** પોશીદા ગુનાહને લોકો આગળ પ્રગટ કરવો એવો સખત કબીરો ગુનોહ છે કે માફ થશે નહીં કારણ કે એથી ગુનાહપર બહાદુરી તથા બેપરવાઇ સિધ્ધ થાય છે અને સાફ રીતે જણાય છે કે પ્રગટ કરનાર ખોદાથી ડરતો નથી. અને આ જે કેટલાક નાદાન કહે છે કે "એ સાહેબ ! જેનો ખોદાથી પરદો નથી તેનો આદમીથી પરદો કરવાની શી જરૂર" તો તે ખોટી સમજ છે. કેમકે જો તે શરમાતે અને જાહેર નહીં કરતે તો! જરૂર ખોદા તેની પરદા પોશી કરતે. અને જ્યારે તેણે બેહયા બનીને પોતે પોતાનો પરદો ફાડ- યો તો બખશીશ (માફી) અને પરદો ઢાંકવાને લાએક રહ્યો નહી. બીજી હદીસમાં છે કે પોશી દા ગુનાહની પોશીદા તોબા કરે અને જાહેર ગુનાહની જાહેર કરીને તોબા કરે કે જેથી નેક લોક ખુશી થઇને તેની તોબાના સાક્ષી થાય. અથવા બીજો ગુનેહગાર તેને જોઇને તોબા કરવા તૈયાર થાય

૧૨૧૬ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે શખ્શ ઇનકાર કરે અને નહીં માને તેના સિવાય મારી સઘળી ઉમ્મત જંનતમાં જશે લોકોએ કહ્યું કે ઇનકાર કરનાર નહીં માનનાર કોણ છે? હજરતે (સલ) ફરમાવ્યું કે જેણે મારી તાબેદારી કરી તે જંનતમાં જશે. અને જેણે મારી નાફર માની કરી તેણે ખચીત નકાર કર્યો.

**ફાયદો** આ હદીસમાં સુંનતની તાબેદારીની ફજીલત છે. અને બિદઅત તથા શરીઅતના હુકમો પર રાજી નહીં થવાપર નકાર છે.

૧૨૧૭ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી,થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે માણસના દરેક સાંધા અને જોડાપર દર રોજ કે જેમાં સુર્યોદય થાય છે સદકો છે. બે માણસમાં તું અદલ કરે તે સદકો છે. કોઈ પુરૂષ ને તેની સ્વારી વિષે તું મદદ કરે. તેને તું સ્વારીપર ચઢાવે અથવા તેનો અસબાબ ઉપાડીને તેના જાનવરપર લાદે એ સદકો છે મીઠી વાત કરવી (અથવા લાએલાહ ઇલ્લ-લ્લાહ પઢવું) સદકો છે. અને નમાઝ તરફ ચાલવામાં દરેક ડગલાને બદલે સદકો છે અને ઇજા દેનારી વસ્તુ માર્ગથી દૂર કરે એ સદકો છે.

**ફાયદો** એટલે દરરોજ માણસને ખૈરાત કરવી લાજેમ છે. કારણ કે દરરોજની જીન્દગી આપવી તંદુરસ્ત રાખવું ખોદાનું તાજું એહસાન છે તો બંદાઓને તેની શુકર ગુજારી પણ જરૂર છે. ફરી ફરમાવ્યું કે શુકર ગુજારી તથા ખૈરાત માત્ર માલ ઉપર અટકેલી નથી. કે જેથી તમને મુશ્કેલી નડે. પણ ઇનસાફ અદલ કરવો થાકા માંદાને તેની સ્વારી પર સ્વાર કરવો તેનો અસબાબ લાદી દેવો નમાઝ માટે મસજીદમાં હાજર થવુ, માર્ગથી ઇજા કર નાર વસ્તુ દૂર કરવી આ સર્વ કામ ખૈરાત અને સદકામાં દાખલ છે. એમાંથી જે આગળ આવે તે કરે. અને પોતાના બદનની દુરસ્તી અને કુવવત ની શુકર ગુજારી ખોદાને રાજી કરવા બજાવી લાવે.

૧૨૧૮ બોખારી તથા મુસલિમમાં અબુ મુસા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે દરેક પીવાની વસ્તુ જે નીશા લાવે તે હરામ છે.

**ફાયદો** આમાં ભાંગ ગાંજો દારૂ તાડી સર્વ દાખલ છે. એ થોડું અને ઘણું ઘણાં ઇમામોની નજદીક બરાબર છે. વધુ તહકીક એની આગળ આવશે.

૧૨૧૯ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે દરેક ચીજ ખોદાની તકદીરથી છે. તે એટલાં સુધી કે અહમકપણું અને અકલમન્દી પણ તકદીરથી છે. રાવીને શકક છે કે અહમકપણું પ્રથમ કહ્યું છે અથવા અકલમન્દી.

**ફાયદો** એટલે જયારે દરેક ચીજ તકદીરથી ઠરી તો નાદાની (બુધ્ધકપણું) અને હુશયારી પણ તકદીરથી છે. તો દાનાને લાજેમ છે કે પોતાની દાનાઇપર મગરૂરી કરે નહીં. પોતાની તદબીર અને ચાલાકીનો દખલ એમાં સમજે નહીં. અને નાદાનપર હાંસી કરે નહીં. પણ ખોદા નો શુકર કરે કે તેણે હુશયાર કર્યો, દીવાનો કે બાવલો બનાવ્યો નહીં.

૧૨૨૦. બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાંનો દરેક હાકેમ છે અને દરેકને તેની રઇયતની (તથા હાથ નીચે વાળાઓની) પૂછ થશે.

**ફાયદો** આ હદીસ પૂરી આવી રીતે રિવાયત છે કે બાદશાહ સઘળા મુલ્કોપર હાકેમ છે તો તે પોતાની રઇયતની બાબતમાં પૂછાશે કે ઇનસાફ કર્યો કે જુલમ. અને મરદ પોતાના ઘર તથા બાયડીપર હાકેમ છે તો તે પણ પૂછાશે કે તેણે નેક કામ શીખવ્યાં અને ગુનાહથી રોકયાં કે નહીં. અને બાયડી પોતાના ખાવિન્દના માલ અને ઘરપર હાકેમ છે તો તેને પૂછ થશે કે તેણીએ તેની ખેરખાહી તથા માલની સમ્ભાળ કરી અથવા નહીં. એવીજ રીતે ગુલામ અને નોકર પણ પૂછાશે કે તેણે પોતાના મીયાં માલિકની ખેરખાહી તથા તેના માલની હિફાજત કરી અથવા નહીં. મતલબ કે દરેક શખ્સ પોતાના હાથ નિચેવાળાથી તથા પોતાની કાબુની ચીજથી કેયામતમાં પૂછાશે કે તેં શકતી તથા કાબુ હોવા છતાં તેનું હકક કેમ અદા નહીં કર્યું. આવી રીતનો સવાલ

માત્ર બાદશાહોપરજ નથી (પણ શક્તિ પ્રમાણે દરેકપર છે.)

૧૨૨૧ મુસલિમમાં જાબેર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે દરેક નીશા લાવનાર વસ્તુ હરામ છે. બેશીત ખોદાએ પોતા ઉપર ઠેરવ્યું છે કે જે નીશાવાળી વસ્તુ પીએ તેને તે તીનતુલ ખબાલ પાશે. સહાબાએ કહ્યું તીનતુલ ખવાબ શી વસ્તુ છે? ઓ રસૂલુલ્લાહ! હજરતે (સલ) ફરમાવ્યું કે દોજખીઓની નીચોડ (એટલે પરૂ) છે.

**ફાયદો** મસાબીહમાં રિવાયત છે કે યમનનો એક શખ્સ હજરત (સલ) પાસે આવ્યો. તેણે કહ્યું કે અમારા દેશમાં લોક જુવારનો દારૂ પીએ છે. જેને મરત કહે છે. હજરતે (સલ) ફરમાવ્યું શું તેમાં નીશા થાય છે? તેણે કહ્યું કે હા, ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી.

૧૨૨૨ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યુ કે દરેક નીશા લાવનાર ખમર (શરાબ-દારૂ) છે. અને દરેક નીશા લાવનાર હરામ છે. અને જે કોઈ દુન્યામાં શરાબ પીશે ફરી તે સદા (નિત્ય) પીતો વગર તોબા કરે મરશે તો આખેરતમાં તે જંનતનો શરાબ નહીં પીશે.

**ફાયદો** આ હદીસથી સાફ જણાયું કે જે ચીજ કૈફ કરે અને નિશો લાવે તે શરાબ છે અને હરામ છે. ફરી તે અંગુરનો બને કે ખજૂરનો કે મુનકકાનો કે શેહેદનો કે ઘઊંનો કે જુવારનો કે બાજરીનો કે જવનો બન્યો હોય કે કોઇ ઝાડનું પાણી હોય જેમકે તાડી અને સેંધી. અથવા કોઇ વનસ્પતિ હોય જેમકે ભાંગ વગેરે. આ સર્વનું થોડું ઘણું હરામ છે. અને ઇમામ માલિક શાફેઇ અહમદ મોહમદ અને મોહદેસીન (રહ) નો આજ મજહબ છે. જો કે ઇમામ આજમ (રહ) ની નજદીક નાપાક તથા હરામ શરાબ તેજ છે કે જે અંગુરના શીરાથી બને અને જોશ ખાઇને જાડુ (ઘાડુ) થઇને ફીણ નાંખે. અને બીજી ચીજો એના સિવાય વગર નિશાએ હરામ નથી. પણ ઘણા ખરા એહતેયાતવાળા મોહેકેકીનની નજદીક ઇમામ મોહમ્મદ (રહ) ની વાત પર ફતવો છે. જેમકે નિહાયા, ઝૈલઇ, એની, ફતાવા આલમ ગીરીયા, દુર્રે મુખતાર, અને અશબાહ વનજાએરમાં વર્ણાયું છે. અને મૌલાના અબ્દુલ અલી લખનવીએ તાડી તથા તાડીના ખમીરે બનેલી પાંઊ રોટલીના હરામ પણાને ઈસ્તિફતાના જવાબમાં આ મતલબને સારી રીતે બયાન કરી છે. અને પચાસ સાઠ હનફી તથા શાફેઇ ઓલમાએ તે પર દસ્તખત કર્યા છે, જે ચાહે તે તેને તપાસે.

૧૨૨૩ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે દરેક તસવીર બનાવનાર કે ચિતરનાર દોજખમાં છે.

**ફાયદો** એટલે જાનદારની તસવીર બનાવવી હરામ છે.

૧૨૨૪ બોખારી તથા મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે દરેક ભલીવાત (કે ભલુ કામ) સદકો છે.

**ફાયદો** એટલે એમાં ખૈરાત બરાબર સવાબ છે.

## ફસલ અગિયારમી

---

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાળે શબ્દ કુદ છે.

૧૨૨૫ બોખારી તથા મુસલિમમાં ઉમ્મે હાની બીનતે અબુ તાલિબ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે બેશીત જેને તેં પનાહ આપી તેને અમે પનાહ આપી છે. અને જેને તે અમન આપ્યું તેને અમે અમન આપયું" ફતેહ મક્કાને દીવસે હજરતે (સલ) ઉમ્મે હાનીને આ ફરમાવ્યું.

**ફાયદો** ઉમ્મે હાની (રદી) એ પોતાના

તીના સગાને પનાહ આપી હતી. અલી મુરતજાએ (રદી) તેના કતલનો વિચાર કર્યો. ઉમ્મે હાનીએ (રદી) પોતાના ભાઇની ફરયાદ હજરત (સલ) આગળ કરી ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી.

૧૨૨૬ બોખારી તથા મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે મેં ચાર દીનારને બદલે તારૂં ઊંટ લીધું છે. અને તને મદીના સુધી તેની સ્વારીની ઇજાઝત છે" આ હજરતે (સલ) જાબેર (રદી) ને ફરમાવ્યું.

**ફાયદો** જાબેર (રદી) થી રિવાયત છે કે હજરત (સલ) ની સાથે હું સફરમાં હતો. મારૂં ઊંટ ઘણુજ થાકેલું હતું. હું સર્વની પાછળ પડેલો રહેતો હતો. એક વાર હજરત (સલ) મારી પાસે થઇને નીકલ્યા. ફરી મારા ઊંટને એક કોરડો માર્યો તો તે ઊંટ ઘણી તેજ રફતારનું (સારી ચાલનું) થયું કદી તે તેવું દોડતું નહોતું. ફરી હજરતે ફરમાવ્યું કે આ ઊંટને અમારે હાથે વેચ. મેં તેને વેચ્યું પણ મદીના સુધીની સ્વારીની શરત કરી હતી. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. ફરી જ્યારે મદીનામાં પોહોંચ્યા તો હું તે ઊંટને હજરત (સલ) ની પાસે લઇ ગયો. હજરતે [સલ] ચાર દીનાર અને પાંચ જવના વજને સોનું કીમતથી વધું આપ્યું અને ફરમાવ્યું કે કીમત તથા ઊંટ બંને તને આપ્યાં જ્યારે કોઇ ચીજ વેચે તો વેચનારને [પોતાના લાભની] કોઇ શરત તેમાં કરવી દુરૂસ્ત નથી. અને જાબેરે (રદી) જે સ્વારીની શરત કરી હતી તે ખરૂ જોતાં શરત નહોતી પણ હજરત (સલ) ના તરફથી એહસાન હતું સ્વારીનો હુકમ આરેયત [માંગેલી વસ્તુ આપવાની) તરેહનો હતો. અથવા આ વાત હજરત (સલ) ને માટે ખાસ હતી. અને પ્રગટ છે કે હજરત [સલ] ને જાબેર (રદી) થી એહસાન કરવાની મતલબ હતી ખરીદવાની મતલબ નહોતી. (એજ માટે મદીને પોહોંચી કીમત તથા ઊંટ બંને આપ્યાં.)

૧૨૨૭ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત જે મુસલમાન થયો અને જરૂરત જોગું રિજક મળ્યું અને અલ્લાહે જે તેને આપ્યું તે પર સંતોષ કર્યો તે મતલબે પોહોંચ્યો.

**ફાયદો** સંતોષવાળા ઇમાનદારને મતલબે પોહોંચેલો એટલાં માટે ફરમાવ્યો કે ઇમાનને લીધે તેની આખેરત સમરી. અને જરૂરી કુત [રોજી] ને લીધે દુન્યાની તકલીફ પણ નહીં થઇ, તો જાણે બંને જહાનનો લાભ લેનાર થયો. અને જો ઇમાન હતે અને સંતોષ નહોતે તો ઇમાનની ખુબી અને લુતફ તદન જાહેર થતે નહીં. લોભ આદમીને લોકોની નજરોમાં જલીલ અને હલકો કરે છે.

**શેઅર**

એ કનાઅત તવંગરમ ગરદાં
કે વરાએ તો હેચ નેઅમત નેસ્ત

પણ બાળ બચ્ચાંઓની જરૂરત માટે ઢુંઢ કરવી સંતોષ વિરૂદ્ધ નથી. કેમકે હાજતથી વધારે ચીજની ઢુંઢનુ નામ લોભ છે.

૧૨૨૮ બોખારીમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓસામા વિષે તમે જે કહયું તે મને પોહોંચ્યું છે. અને ખચીત તે મારી નજદીક સર્વ લોકોથી વધારે પ્રિય છે.

**ફાયદો** ઓસામા (રદી)ને હજરતે (સલ) આખરી ઉમરમાં એક લશકરના સરદાર કર્યા. કેટલાક લોકોએ કહયું કે નવા જુવાનને મોટા મોટા સહાબા પર સરદાર કરવામાં શી હિકમત છે? ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી.

૧૨૨૯ મુસલિમમાં ઓબૈ બીન કઅબ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહે તારે માટે આ સર્વ કંઈ ભેગુ કર્યુ છે" આ હજરતે (સલ) તે પુરૂષ માટે ફરમાવ્યું કે જેને લોકોએ કહયું કે જો તું એક ગધેડું ખરીદે તો અંધારામાં તથા ગરમીમાં સ્વાર થયા કરે. અને તે શખ્સ મસજીદથી દૂર હોવા છતાં તેનાથી કોઈ જમાઅતની નમાઝ છુટતી નહોતી. ફરી તે પુરૂષે કહયું કે મારૂં ઘર મસજીદની બાજુમાં થાય એ મને પસંદ નથી કેમકે હું ચાહું છું કે મસજીદ તરફ મારૂં ચાલવું તથા જ્યારે હું ઘર તરફ પાછો ફરૂં તો મારૂં પાછું ફરવું લખાય.

**ફાયદો** આથી જણાયું કે મસજીદ માટે

આવવા જવા બંનેમાં સવાબ છે. જેટલું ઘર દૂર તેટલાં ડગલાં વધારે. તો તેટલો સવાબ પણ વધારે થાય છે.

૧૨૩૦ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસ ઊદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે બંધાયલી મુદત માટે તથા ગણાયલા દિવસો માટે તથા ઠેરવાયલી રોજી માટે તે અલ્લાહથી માંગણી કરી. કદી કોઇ ચીજને તેની ઠેરવેલી મુદતથી પેહેલાં તે જલદી કરશે નહી અને કોઇ ચીજને તેની ઠેરવેલી મુદ્દતથી પાછલ નાખશે નહીં જો તું અલ્લાહથી માંગણી કરતે કે તે તને અગ્નિના અજાબથી અથવા કબરના અજાબથી પનાહ આપે તો તે બેહતર હતું અથવા શ્રેષ્ઠ હતું," આ હજરતે ઉમ્મે હબીબા (રદી) ને ફરમાવ્યું જ્યારે તેણીથી હજરતે (સલ) સાંભળ્યું કે તે દોઆ કરે છે અને કહે છે એ અલ્લાહ મને મારા ધણી રસૂલુલ્લાહથી તથા મારા બાપ અબુ સુફયાનથી તથા મારા ભાઇ મોઆવિયાથી સુખી રાખ ત્યારે.

**ફાયદો** એટલે મોત જીન્દગી અને રિજક દરેક શખ્સના ખોદાની નજદીક ખાસ ખાસ વખતમાં ઠેરવાયલાં છે આગળ પાછળ થવું મુમકેન નથી. તો તેની દોઆ કરવાની કંઇ હાજત નથી. કેમકે તે આપો આપ થશે. અગર જો એ સવાલ હરામ નથી પણ ઇમાનદારને બેહતર છે કે આખેરતના અજાબથી પનાહ માંગે જેને માટે ખોદા તથા રસૂલનો હુકમ છે. અને બંદગીની નિશાની છે.

૧૨૩૧ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) અનસારના એક પુરૂષને તથા તેની સ્ત્રીને ફરમાવ્યું કે આજે રાત્રે તમારા મેહમાન સાથે જે તમે કામ કર્યું તેથી અલ્લાહ ખુશ થયો.

**ફાયદો** હજરત (સલ) ની પાસે એક મોહતાજ ઘણોજ ભૂખ્યો આવ્યો. હજરતે (સલ) ફરમાવ્યું કે કોઇ આની પરોણાગત કરે. અબુ તલહા અનસારી (રદી) તેને પોતાને ઘેર લઇ ગયા બાયડીને પૂછ્યું કે કંઇ ખાણું છે? તેણીએ કહ્યું કે બાળકોનું ખાણું રાખ્યું છે તે સિવાય કંઇ નથી. અબુ તલહા (રદી) એ કહ્યું કે બાળકોને ભૂલવી સૂવાડી દે. † અને હજરત (સલ)ના મેમાનની ખાતર બરદાશત કર. તે બાળકોને સૂલડાવીને મેમાન આગળ ખાણું મુકયું. અને બીબીએ દીવો જોવાને બહાને ઉઠી દીવો ગુલ કર્યો, કે જેથી મેમાન જાણે કે ઘરવાળાં પણ મારી સાથે ખાય છે, એકલો ખાતાં શરમાય નહીં. તો તે મેમાન સારી રીતે ખાય ને આસૂદા થયો અને ઘર વાળાં ભૂખ્યા સૂઇ રહ્યાં. આ બાબત હજરત (સલ) ને વહીથી જણાઇ ત્યારે હજરતે (સલ) અબુ તલહા તથા તેમની બીબીને આ હદીસ ફરમાવી. **સુબ્હાન-અલ્લાહ** હજરત (સલ) ના સહાબા કેવી રીતે હજરત પર ફિદા હતા અને કેવું ખાલિસ ઇમાનવાળા હતા, કે મોહતાજીની હાલતમાં બીજા મોહતાજને પોતાના જાનથી શ્રેષ્ઠ રાખત. હતા. જેમકે આ મજમુનને હક તઆલાએ કુરઆનમાં ફરમાવ્યું છે "વયુસેરૂના અલા" ઇત્ય એટલે પેગમ્બર (સલ) ના સહાબા પોતાના જાતોપર બીજાઓને શ્રેષ્ઠ રાખે છે અગર જો તેઓને તંગી કે હાજત હોય" શું આવા કામેલ લોકોથી મુમકેન (સમ્ભાવત) છે કે અહલે બૈતનુ હક છીણવે, અને નાહક સિદ્દીકે અકબર (રદી)ની બૈઅત કરે? હક ત આલા બદ ગુમાનીથી સંભાળમાં રાખો.

૧૨૩૨ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારાથી પેહેલાં બની ઇસ્રાઇલના કેટલાક પુરૂષો હતા જેઓ પેગમ્બરો નહીં હોવા છતાં તેઓ વાતો કરતા હતા (એટલે ખોદાના તરફથી તેઓના દિલમાં ઇલહામ થતું હતું. અથવા ફિરશતા વાત કરતા હતા. અને જુઓ તો તેઓ પેગમ્બર ન હોતા.) તો તેવો કોઇ મારી ઉમ્મતમા થશે તો તે ઓમર ફારૂક થશે.

**ફાયદો** બેશક હજરત (સલ) ની ઉમ્મત સર્વ ઉમ્મતથી અફજલ છે. તો જ્યારે આગલી

† આથી જણાય છે કે તે છોકરાઓને ખાવાની જરૂરત નહોતી પણ બચ્ચાંઓની આદત પ્રમાણે માંગતાં હતાં કારણ કે જો તેઓ ભૂખ્યાં હોત તો મેમાન કરતાં તેઓને પ્રથમ ખવરાવવું વાજેબ થાત. કેમકે મેમાની કરવી મુસ્તહબ છે અને બચ્ચાંને ખવરાવવું વાજેબ છે. ગ્રા. મો.

ઉમ્મતમાં ઇલહામ વાળા કલામવાળા થયા તો હજરત (સલ) ની ઉમ્મતમાં જરૂર થવા જોઇએ આહદીસથી ઘણી ઉમદા ફજીલત ફારૂકે આજમ (રદી) ની સિધ્ધ થઇ.

## ફસલ બારમી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાલે શબ્દ લાકદ છે.

૧૨૩૩ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત તેં અગ્નિથી સખત ટટ્ટી કરી લીધી છે" આ હજરતે (સલ) તે સ્ત્રીને કહયું કે જેણે કહ્યું તમો મારે માટે અલ્લાહથી દુઆ કરો મેં ત્રણ બચ્ચાં દફનાવીયાં છે.

**ફાયદો** એટલે જેના ત્રણ નાના બચ્ચાં મરે અને તેણે તેઓની જૂદાઇની અગ્નિ ઉપર સબર કર્યો તો તે દોજખની અગ્નિથી અમનમાં થયો. તે સ્ત્રી સમજી હતી કે બદ કિસ્મતીથી તેણીની ઓલાદ મરી માટે તેણે હજરત (સલ) ને દોઆ કરવાનું કહયું. તો હજરતે (સલ) દિલાસો આપ્યો કે તું રંજ નો કર (દુ:ખી નો થા) તેઓને લીધે તું મોટી બલાથી બચશે.

૧૨૩૪ બોખારીમાં ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત આજે રાત્રે મારા પર એક સુરા ઉતરી કે જે ચીજ ઉપર સુર્યોદય થાય તે સર્વથી (એટલે સઘળી દુન્યાથી) તે મને વધારે પ્યારી છે. ફરી **ઈન્ના ફતહના લક ફતહમ મોબીના** પઢી.

**ફાયદો** હોદેબીયામાં જ્યારે હજરતે (સલ) દેખીત રીતે દબીને સુલહ કરી તો ઘણા સહાબાને માઠું લાગ્યું. ઓમર ફારૂક (રદી) ને એનો સર્વથી વધારે રંજ હતો એટલાં માટે તે સફરથી ફરતાં રાતના હજરતે (સલ) ઓમર ફારૂકને આ હદીસ ફરમાવી કે ફતેહથી બશારત સાંભળી તેમનો ગમ દૂર થાય.

૧૨૩૫ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ખચીત તમે તે પુરૂષને હલાક કર્યો અથવા તે પુરૂષની પીઠ તોડી નાંખી." આ તે શખ્સને ફરમાવ્યું કે જેણે બીજાની ઘણી વખાણ કરી.

**ફાયદો** હજરતે (સલ) એક શખ્સથી સાંભળ્યું કે તે બીજા શખ્સના ગુણ અને વખાણ વધી વધીને કરે છે ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે ઘણું વધીને રૂબરૂમાં તારીફ કરવી ઘણીજ બુરી વાત છે. કેમકે માણસ પોતાની તારીફ સાંભળીને ફુલે છે અને પોતાને બેહતર સમજીને વૃદ્ધિ (કમાલ) મેળવવાથી અભાગ્યો રહે છે.

૧૨૩૬ મુસલિમમાં ઇમરાન બીન હોસેન (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત તેણે એવી તોબા કરી છે કે જો તે મદીનાવાળા સિત્તેર માણસોમાં વેહેંચાય તો તે સર્વને બસ થાય. તેણીએ અલ્લાહ માટે પોતાના જીવને અર્પણ કર્યો એથી અફજલ તેં જોયું છે?" આ હજરતે તે જોહેનીયા માટે ફરમાવ્યું કે તેણીએ જીનાથી હામેલા થવાનો એકરાર કર્યો.

**ફાયદો** હજરત [સલ] પાસે એક ગર્ભવતી સ્ત્રી આવી તેણીએ કહયું ઓ હજરત [સલ] મેં હરામકારીનો ગુનોહ કર્યો. મને શિક્ષા કરો, અને હદ મારો. હજરતે (સલ) તેના વાલીને ફરમાવ્યું કે એને સારી રીતે રાખ. જ્યારે એ જણે તો એને મારી પાસે લાવીશ. ફરી જ્યારે તેણીને છોકરો થયો તો તે તેણીને હજરત (સલ) પાસે લાવ્યો. હજરતે (સલ) તેના કપડાં તેના બદન ઉપર સારી રીતે બંધાવ્યાં કે ખુલી નહીં જાય. ફરી તેણીને સંગસાર થયો. ને હજરતે [સલ] તેણીના જનાઝાની નમાઝ પઢી. તો ઓમર ફારૂકે (રદી) કહયું ઓ રસૂલુલ્લાહ! આપે એના ઉપર નમાઝ પઢી અને જુઓ તો તેણીએ હરામકારી કરી હતી. ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી. એટલે તેની હરામકારીની કોઇને ખબર નહોતી. તેણીએ

પોતે ખોદાના ખોફથી ઇકરાર કર્યો અને ખોદાને માટે પોતાનો જાન આપ્યો. તેની તોબા એવી નિર્મળ છે કે સિ-તેર ગુનેહગારો માટે બસ થાય છે. આ હદીસથી જણાયું કે જો હરામથી હમેલ હોય તો વગર બચ્ચું જણે તે પર હદ મારવી નહીં જોઇએ, કે જેથી માસૂમ બચ્ચું નાશ નહીં થાય. સુબ્હાન-લ્લાહ હજરત (સલ) ના વખતમાં કેવી બરકત હતી કે જો કોઇથી ગુનોહ પણ થતો તો આખેરતના અજાબનો એટલો તેને ડર થતો કે પોતાનો જાન દેવો તેને સેહેલ જણાતો હતો. ઇમાન એનુંજ નામ છે.

૧૨૩૭ બોખારીમા અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત તેં બોહલી રહમતવાળાને તંગ જાણીયો." આ હજરતે (સલ) તે આરાબીને કહ્યું કે જેણે આવી રીતે દોઆ કરી ઓ.અલ્લાહ તું મારાપર અને મોહમ્મદ પર રહમ કર. અને અમારી સાથે કોઇ પર રહમ નો કર.

**ફાયદો** એટલે અલ્લાહની રહમતમાં ઘણો સમાસ છે. સઘળી જહાનના ગુનાહને બસ કરે છે. તું શા માટે તંગ ગજાનો થાય છે.

* ૧૨૩૮ મુસલિમમાં અનસ રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત મેં બાર ફિરશતા જોયા કે ઝડપે છે કે કોણ તેને ઉપાડે" આ હજરતે (સલ) તે શખ્સને કહ્યું કે જે હાંફતો હતો ને કહેતો હતો **અલ્લાહો અકબર અલ હમ્દો લિલ્લાહેહમદ" કસીર" તૈયેબ" મુબારક" ફીહે** કેટલ.કોએ કહ્યું છે કે તે પુરૂષ રેફાઆ બીન રાફેઅ અનસારી છે.

**ફાયદો** હજરત (સલ) નમાઝમાં હતા કે જમાઅત માટે રેફાઆ અનસારી દોડતા આવ્યા અને નમાઝમાં આ શબ્દો પઢયા. હજરતે (સલ) નમાઝ પછી પૂછ્યું કે આ કલામ કોણે પઢયું? સહાબીયોએ રેફાઆ તરફ ઇશારો કર્યો. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. આથી જણાયું કે અલ્લાહના જીકર માટે ફિરશતા નિમાયા છે જે આસમાન પર તેને ઉપાડી લઇ જાય છે.

૧૨૩૯ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત મેં એક પુરૂષને જોયો કે તે જંનતમાં ચાલી ફરી રહયો છે, એક ઝાડ માર્ગમાં લોકોને દુઃખ આપતું હતું તેને કાપવાને લીધે.

**ફાયદો** આથી જણાયું કે મખલુકને રાહત પોહોંચાવવી તે જંનતમાં પુગવે છે.

*૧૨૪૦ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત હું હતીમમાં હતો અને કોરેશ મને મેઅરાજ વિષે પૂછતા હતા. ફરી તેઓએ બૈતુલ મકદેસની એવી ચીજો પૂછી જે મને યાદ નહોતી અને હું એવા ગમમાં પડયો કે તેવો ગમ કદી મને થયો નહીં. * તો અલ્લાહે તેને મારે માટે ઉઠાવ્યું હું તેને જોતો હતો. તેઓ જે કંઇ મને પૂછતા હું તેને જોઇને તેઓને ખબર કરતો. અને મેં મને (મેઅરાજની રાત્રે) પેગમ્બરોના ટોલામાં જોયો તો જોઊં છું કે મુસા (અલે) ઉભા રહીને નમાઝ પઢે છે. તે પુરૂષ ઘુઘરૂવાળો વાળ વાળો પાતળો જાણે તે શનુઆના પુરૂષોથી છે. અને જોઊં છું કે ઇસા બીન મરયમ (અલે) ઉભા રહીને નમાઝ પઢે છે. લોકોમાં ઉરવા બીન મસઊદ સકફી (રદી)થી સુરતમાં ઘણો મલતો છે અને ઇબરાહીમ (અલે) ને જોઊં છું કે ઉભા રહીને નમાઝ પઢે છે. તે લોકોમાં તમારા સાથી (એટલે પોતે નબી સાહેબ) ને ઘણો મળતો છે, ફરી નમાઝનો વખત થયો તો મેં તેઓની ઇમામત કરાવી. ફરી જ્યારે નમાઝથી હું ફારેગ થયો તો કોઇ કહેનારે કહયું ઓ મોહમ્મદ! આ માલિક દોજખનો દારોગો છે તું તેને સલામ કર. ફરી મેં તેના તરફ જોયું તો તેણે મને પ્રથમ સલામ કરી.

**ફાયદો** જે રાત્રે હજરત (સલ) ને મેઅરાજ થઇ તેની સવારે કાબાની અંદર હતીમમાં હજરતે (સલ) તેનો હાલ લોકો આગળ બયાન કર્યો. કોરેશના કાફેરોને ઘણી તાજુબ થઇ. કોરે-

* જે લોકો એમ કહે છે કે હજરત (સલ) દરેક ચીજને જાણે છે અને એવો ઈલમ આપને મેઅરાજમાં અપાયો છે તેવા લોકોએ આ હદીસ વાંચી શરમાવું જોઇએ. જો દરેક ચીજનો ઈલમ અપાયો હોત તો તેમાં બૈતુલ મકદેસ પણ આવી જતે ફરી તેને સામે કરવાની અને તે જોઈ જવાબ આપવાની જરૂર શી? ગુા. મો.

શના ઘણા લોકો બૈતુલ મકદેસને જોઈ આવ્યા હતા તે લોકોએ ત્યાંની નિંશાનીયો હજરત (સલ) ને પૂછી. હજરત (સલ) ને યાદ નહોતી જેથી ખોદાએ તેની સુરત સામે કરી તો હજરતે (સલ) ત્યાંના પતા ઠીક ઠીક બતાવ્યા અને કાફેર શરમિન્દા થયા. મેઅરાજના કિસ્સામાં રિવાયત છે કે હજરતે (સલ) જીબરઇલ (અલે) ને કહયું જો હું મેઅરાજનો કિસ્સો કોઇને કહીશ તો મને કોણ સાચો જાણશે? જીબરઇલે (અલે) કહયું અબુબકર સિદ્દીક (રદી) તને સાચવશે. જયારે કાફેરોએ હજરત (સલ)થી મેઅરાજનો હાલ સાંભળ્યો તો ચીડાવવા માટે અબુબકરને કહ્યો. અબુબકરે (રદી) કહ્યું એમાં શી આશ્ચર્ય છે? જે ખોદા એક પલમાં જીબરઇલને અરશથી ફરશ (જમીન) પર મોકલે છે તે શકિતવાન છે કે તેવીજ તરેહ હજરત (સલ) ને જમીનથી આસમાનપર લઈ જાય. તેજ દિનથી અબુબકર (રદી) ને લકબ (અભિધાન) સિદ્દીક થયો. શનુઆ યમનની એક કોમનું નામ છે તે લોકો ઘુંઘરૂવાળા વાળના તથા પાતળા હોય છે. આ હદીસથી જણાયું કે આલમે અરવાહમાં પેગમ્બરો નમાઝ પઢે છે. અગર જો તે જહાનમાં ઇબાદત ફરજ નથી.

*૧૨૪૧ બોખારી તથા મુસલિમમાં મિસવર બીન મખરમા તથા મરવાન બીન હકમ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત આ પુરૂષે ડર જોયો છે” એટલે અબુ બસીરનો સાથે બે પુરૂષો મદીનાથી ગયા તેમાંના એક મરદનો આ હાલ છે.

**ફાયદો** હોદેબીયાને વર્ષે હજરત (સલ) તથા કોરેશોના કાફેરોમાં કેટલીક શરતો પર કરાર થયો હતો. તેમાંની એક શરત આ પણ હતી કે જો કોરેશથી કોઇ શખ્સ મુસલમાન થઈ હજરત (સલ) પાસે આવે તો હજરત (સલ) તેને પકડી આપે. અને જો હજરતનો કોઇ મુસલમાન કોરેશ પાસે નહાસે તો કોરેશ તેને આપે નહીં. હજરતે [સલ] આ શરત માની હતી. ઓમર ફારૂક [રદી] ને એ વિષે ઘણો રંજ હતો. હજરતે ફરમાવ્યું કે જે એઓમાંથી મુસલમાન થઈને આવશે ખોદા તેના બચાવનો કોઇ માર્ગ કાઢશે. અને જે કોઇ અમારી પાસથી કાફેરોમાં મલી જશે તો ઠીક થશે કે ખોદાએ તે નાપાકને દફે કર્યો. જયારે હજરત (સલ) મદીનામાં પધાર્યા તો કોરેશના લોકોમાંથી અબુ બસીર મુસલમાન થઇ ને હજરત (સલ)ની પાસે મદીનામાં આવ્યા. કોરેશે બે માણસો હજરત [સલ] પાસે મોકલ્યા. કરાર પ્રમાણે હજરતે [સલ] અબુ બસીરને તેઓની સાથે કરી દીધા. જયારે મદીનાથી ૭ કોસે પોહોંચ્યા તો નાશતાનો વિચાર કર્યો. અબુ બસીરે એક માણસને કહ્યું તારી તલવાર ઘણી સારી દેખાય છે તેણે કહ્યું કે હા, ઘણી ઉમદા છે. અબુ બસીરે જોવાને બહાનેથી તલવાર લઇને તેને મારી નાંખ્યો. બીજો માણસ નહાસીન ધ્રુજતો હજરત (સલ) પાસે આવ્યો ત્યારે હજરતે (સલ) તેને જોઇને આ હદીસ ફરમાવી. ફરી હજરતે [સલ] તેનાથી હાલ પૂછ્યો, તેણે બ્યાન કર્યો. તે પછી અબુ બસીર આવ્યા હજરતે ફરમાવ્યું કે અબુ બસીર લડાઇની અગ્નિ ભડકાવનાર છે. અબુ બસીરે જોયું કે હજરત (સલ) મને ફરી હવાલે કરશે તો મદીનાથી નીકળી સમુદ્રને કાંઠે જઇ ઠર્યો. ફરી જે કોઇ કોરેશના કાફેરોમાંથી મુસલમાન થઇને આવતા તે અબુ બસીરની પાસે રહેતો હતો. જ્યારે મુસલમાનોને ઘણો જમાવ થયો તો કોરેશના કાફેરોનો જે કાફલો શામથી આવતો જતો હતો તેને તેઓએ મારવા શરૂ કર્યો. કોરેશ ઘણા આજીઝ થયા. ફરી હજરત [સલ] ને પેગામ મોકલ્યો કે તે શરત અમો ચાહતા નથી. મુસલમાનોને પોતાના પાસે બુલાવો અને માર્ગની લુંટ ફાટથી રોકો. તો જેવી રીતે હજરતે (સલ) ફરમાવ્યું હતું તેમજ ખોદાએ મુસલમાનોને સલામત રાખ્યા

* ૧૨૪૨ મુસલિમમાં સોબાન (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મને તેણે પૂછ્યું જે કંઇ તેણે મને પૂછ્યું અને જુઓ તો હું તે જાણતો નહતો ત્યાં સૂધી કે અલ્લાહે તેની મને જાણ આપી” યહુદીઓના વિદ્વાનોમાંના કોઇએ હજરત (સલ) ને પૂછ્યું જંનતવાળાઓના પ્રથમ ખાણાં વિષે તથા બચ્ચાના મા અને થવા બાપ સાથે મુશાબેહ થવા વિષે ત્યારે હજરતે (સલ) ફરમાવ્યું.

**ફાયદો** મસાબીહમાં રિવાયત છે કે જયારે

હજરત [સલ] મદીનામાં તશરીફ લાવ્યા તો યહુદીઓના વડા આલેમ અબ્દુલ્લાહ બીન સલામે (રદી) હજરત (સલં) ને કહ્યું કે હું ત્રણ વાતો પૂછું છું જેને પેગમ્બરો સિવાય કોઇ જાણતું નથી. બતાઓ કે કેયામતની નિશાનીયોથી પ્રથમ નિશાની કયી છે. (૨) જંનતીયોને પ્રથમ ખાણું કયું મળશે અને (૩) કદી બાળક બાપની સૂરત પર થાય છે અને કદી માની સૂરત પર થાય છે તેનું કારણ શું? ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. ફરી ઉત્તર આપ્યો કે કેયામતની પ્રથમ નિશાની અગ્નિ છે જે લોકોને પૂર્વ તરફથી હાંકી પશ્ચિમ તરફ લઇ જશે. અને જંનતી લોક માછલીની કલેજીના વધારાના તુકડા પ્રથમ ખાણું ખાશે. અને જો મરદની મનીએ ગલબો કર્યો અથવા વધી તો બાળક બાપની સૂરતે થાય છે. અને જો માની મનીએ ગલબો કર્યો અથવા વધી તો માની સૂરતે થાય છે ફરી અબ્દુલ્લાહ બીન સલામે કહ્યું હું સાક્ષી આપું છે કે ખોદા સિવાય કોઇ ખરો પૂજ્ય નથી અને આપ ખોદાના સાચા રસૂલ છો.

* ૧૨૪૩ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત મેં ધાર્યું હતું કે મને આ વાતથી કોઇ શખ્સ તારાથી પ્રથમ પૂછશે નહીં. કેમકે હું તને હદીસનો ઘણો લોભી દેખું છું લોકોમાં વધારે ભાગ્યશાળી મારી શફાઅતનો કેયામતને દિવસે તે શખ્સ છે કે જેણે ચોખ્ખી રીતે દિલથી **લાએલાહ ઇલ્લ-લ્લાહ** કહ્યું.

**ફાયદો** અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે મેં હજરત (સલ) ને પૂછ્યું કે હજરત (સલ) મોટો ભાગ્યશાળી આપની શફાઅતનો કેયામતને દિવસે કોણ છે? ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. આ હદીસથી જણાયું કે અબુ હોરેરા (રદી) હજરત (સલ) ની હદીસના ઘણા શોખીન તથા ઘણી શોધ કરતા હતા એજ કારણથી હજારો હદીસોની રિવાયત તેમનાથી થઇ. શફાઅતની સર્વ હદીસો પર જો વિચાર ચલાવો તો જણાશે કે હજરત (સલ) ની શફાઅત ૭ તરેહની થશે (૧) લી શફાઅત તો હશરના વખતે થશે. એટલે જ્યારે લોક કબરોથી ઉઠશે. હિસાબથી પેહેલાં મેદાનમાં ઉભાં ઉભાં ગરમીની સખતાઇથી ગભરાશે અને સર્વ પેગમ્બરે માથે લેશે નહીં તો તે વખત હજરત (સલ) બખશાવશે. અને હિસાબ કિતાબ કરાવી તે દુઃખથી મુક્તિ અપાવશે. એનું નામ શફાઅતે કુબરા છે આ શફાઅત હજરત [સલ] નેજ માટે ખાસ છે. બીજાઓનો એમાં દખલ નથી. (૨)જી શફાઅત તે વખત થશે કે કેટલાક લોકો જહન્નમ તરફ રવાના થશે અને હજરત (સલ) તેઓની શફાઅત કરી માર્ગથી ફેરવાવશે (૩)જી શફાઅતથી લોક જહંનમને કિનારે પોહોંચીને નજાત પામશે [૪]થી શફાઅતથી જે લોકો જહંનમમા પડી ચુક્યા છે તેઓ કઢાશે, જેઓના બદન સિજદાની જગ્યા સિવાય સર્વ ભૂંજાય ગયાં હશે. (૫,મી શફાઅતથી જંનતી લોકોની પદવી ઘણી ઉંચી થશે. [૬]ઠી શફાઅતથી તે કાફેરોના અજાબમાં હલકાઇ થશે કે જેઓએ હજરત [સલ] ની સાથે ભલાઇ કરી હતી. **વલ્લાહો આલમ.**

૧૨૪૪ બોખારીમાં આએશા [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ખચીત તેં મોટા માલિકની પનાહ લીધી છે જા તારા લોકોમાં મળી જા" આ હજરતે [સલ] જોનની દીકરીને કહ્યું અને તેણીનું નામ અસમા બીનતે નોઅમાન બીન અબુલ જાન હારેસ હતું.

**ફાયદો** હજરતે [સલ] જ્યારે અસમા બીનતે નોઅમાનથી નિકાહ કર્યાં તો હજરત (સલ) ની કેટલાક બીબીયોને ખાર આવ્યો અને તેણીને એમ કહ્યું કે તને લાજ કે શરમ નથી આવતી, તેં એવા પુરૂષની સાથે નિકાહ કર્યા છે કે જેણે તારા બાપ ભાઇને માર્યા છે. અને એક રિવાયતમાં આવી રીતે છે કે કોઇ બીબીએ તેણીને આવી રીતે શીખવ્યું કે જ્યારે હજરત [સલ] તારી પાસે આવે તો આવી રીતે કહેવું "હું ખોદાની પનાહ ચાહું છું તારાથી." હજરત [સલ] તને ઘણો પ્યાર કરશે. ફરી જ્યારે હજરત [સલ] તેણી પાસે ગયા તો તણીએ તેવીજ રીતે ખોદાની પનાહ માંગી. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. અને ફરમાવ્યું કે તું તારા લોકોમાં મળી જા. આ તલાકનો ઈશારો છે.*

---

* "તું તારા લોકોમાં મળી" જા આ શબ્દો તલાકની નૈયતથી બોલવાથી તલાક બાએન થાય છે. એવીજ રીતે "નીક જા" "ચાલી જા" એ શબ્દ પણ તલાકની નૈયતથી બોલે અથવા તલાકની વાત ચીત થતી હોય ને બોલે તો તલાક થાય છે. ગુ. મો.

* ૧૨૪૫ મુસલિમમાં જોવેરીયા બીનત હારેસ [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તારા પછી મેં ચાર શબ્દોને ત્રણ વાર કહ્યા. પણ જે તેં આજે કહ્યા તેની સાથે તોલાય તો તે જરૂર એથી વધી જશે **સુબ્હાન-અલ્લાહે વ બેહમ્દેહી અદદ ખલકેહી વ રેદા નફસિહી વ જેનત અરશિહી વ મેદાદ કલેમા તિહી.**

**ફાયદો** હજરત જોવેરીયા [રદી] ની પાસેથી હજરત [સલ] સવારના કેથે ગયા. અને તેવણ બેઠાં પોતાના મોસલ્લા પર અલ્લાહની યાદ કરતાં હતાં. ફરી દહાડો ચઢતાં હજરત [સલ] ઘરમાં તશરીફ લાવ્યા અને તેણીને જાનમાઝ પર બેઠેલાં જીકરમાં લાગેલાં જોય. પૂછ્યું કે શું તેવીજ રીતે અત્યાર સૂધી જીકર કરે છે? તેણીએ કહ્યું કે હા, ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી. એટલે મેં તારી પાસેથી ગયા પછી ચાર શબ્દ ત્રણ વાર કહ્યા જેનો સવાબ આ તારા સઘળા વજીફાથી વધુ છે. આ હદીસમાં તે જીકરની ફજીલત વર્ણી કે જે પઢવામાં હલકી અને સવાબમાં ભારી છે.

૧૨૪૬ બોખારીમાં ખબ્બાબ બીન અરત [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત તમારાથી પેહેલાં એવા લોક હતા કે તેઓને હાડકાં સૂધી માંસ અને પઠ્ઠામાં લોઢાની કાંસકી ફેરવાતી હતી, એવી સખતી પણ તેઓને દીનથી ફેરવતી નહોતી. અને માથાના સેંતા પર આરી મુકી બે તુકડા ચીરાતા હતા. આ સખતી તેઓને દીનથી ફેરવતી નહોતી. અને જરૂર અલ્લાહ આ દીનને સંપૂરણ કરશે. તે એટલાં સૂધી કે સ્વાર સનઆથી હજર—મૌત સૂધી જશે તેને ખોદા સિવાય કોઇનો ડર રહેશે નહી. અને બકરી પર વરૂ સિવાય કોઇનો ડર રહેશે નહી. પણ તમો જલદી કરો છો.

**ફાયદો** ખબ્બાબ બીન અરત [રદી] થી રિવાયત છે કે અમે મક્કામાં મુશરેકોથી ઘણી તકલીફ ઝીલી હજરતે [સલ] અમને આ હાલ બયાન કર્યો. અને હજરત (સલ) કાબાની છાંયમાં ચાદરને કમર અને પગ પર વીંટાડી બેઠા હતા, અમે કહ્યું કે આપ અમારે માટે દોઆ કરો કે ખોદા આ કુફ્ફારના ગલબાથી નજાત આપે. હજરત [સલ] ઉઠી બેઠા અને ચેહેરો મુબારક લાલ થઇ ગયો. એટલે અમારી બેસબરીથી ગુસ્સો આવ્યો ફરી આ હદીસ ફરમાવી. એટલે કેમ ધીરજ રાખતા નથી અને જલદી કરો છો. તમારેથી આગળા દીનદાર પર તો એવી એવી મુસીબતો પડી માંસ ખુરચાયું તથા ચીરાયું. તમારા પર તો કદી એવી સખ્તી નહીં થઈ. રહ્યો દીનનો જય તો ખોદા પોતાના વાયદા માફક કરશે. મુલકમાં એવું અમન થશે કે દૂર સૂધી એકલો સ્વાર વગર ખટકે ચાલ્યો જશે ખોદાનો બોફ રહેશે અથવા બકરી પર વરૂનો. જેમકે આ વાયદો ફારૂકે આજમ (રદી) ની ખિલાફતમાં પૂરો થયો. આ હદીસમાં આજ્ઞા છે કે દીનદારને જરૂર છે કે તકલીફ અને મશક્તથી ઘભરાય નહીં. સબર કરે દીન પર મજબુત જમેલો રહે. આખર તેને છુટકારો થશે.

૧૨૪૭ બુખારીમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત મેં તારી કોમથી તકલીફ જોઈ અને અકબાને દિવસે [એટલે પહાડની ઘાટી પર અનસારોએ મારેથી બેઅત કરી તે દિવસે] જે મેં તેઓથી તકલીફ જોઇ તે ઘણી સખત હતી. જ્યારે કે મેં પોતાને ઇબ્ને અબ્દયા લીલ બીન અબ્દે કોલાલની સામે કર્યો તેણે મારી ઇચ્છાનો કંઇ જવાબ આપ્યો નહીં. જેથી હું ઉંગા મોંએ (ડોકી નાંખીને) દુઃખી થઇ. ને ચાલ્યો અને કરને સઆલેબ નામના પહાડ પર પોહોંચ્યો ત્યારેજ હોંશમાં આવ્યો. ફરી મેં માથું ઉઠાવ્યું તો વાદળીને જોઊં છું કે તે મારા પર છાંય નાંખે છે. ફરી મેં જોયું તો તેમાં જીબરઇલ છે. તેમણે મને પુકાર્યો ને કહ્યું અલ્લાહે તારી કોમના તારે માટે કહેવાને અને જે કંઇ તેઓએ ઉત્તર આપ્યો તેને સાંભળ્યા અને ખચીત તારી પાસે પર્વતોના ફિરસ્તાને મોકલ્યો છે કે તું તેને તેઓ વિષે જે ચાહે તે હુકમ કરે. ફરી મને પહાડોના ફિરસ્તાએ પુકાર્યો ને મને સલામ કરી, ફરી કહ્યું ઓ મોહમ્મદ! ખચીત અલ્લાહે તારી કોમના કહેવાને સાંભળ્યું છે અને હું પહાડોનો ફિરસ્તો છું અને તારા પરવરદિગારે તારી પાસે મોકલ્યો છે કે તું મને તારો હુકમ

જે ચાહે તે કરે. જો તું ચાહે તો હું તેઓ પર મક્કાને ઘેરનાર બંને પર્વતોને ઢાંકું. ફરી રસુલુલ્લાહે કહ્યું હું તો આશા રાખું છું કે અલ્લાહ તેઓની પીઠથી એવાને કાઢશે કે તે એકલા અલ્લાહની બંદગી કરશે તેની સાથે કોઇને શરીક કરશે નહીં." આ હજરતે (સલ) આએશા (રદી) ને કહ્યું જ્યારે તેણીએ કહ્યું કે શું આપના ઉપર ઓહદથી વધારે સખત દિવસ આવ્યો હતો ત્યારે.

**ફાયદો** જ્યારે અબુ તાલેબ તથા હજરત ખદીજા (રદી) નો ઇનતેકાલ થયો તો જાહેરમાં હજરત (સલ) નો ગમ ખાનાર તથા હીમાયતી કોઇ નહીં રહ્યો. કોરેશના કાફેરોએ હજરત (સલ) ને તકલીફ આપવા ઉપર ઘણી કમર કસી. તો હજરત (સલ) તાએફ પધાર્યા. જે મકકાથી એ મજલે છે. ત્યાંના રઇસોથી એટલે ઇબ્ને અબ્દયાલીલ, તથા મસઊદ અને હબીબથી મદદ માંગી ને તેઓને ઇસ્લામની દાવત કરી તે કમબખ્તોએ હજરત (સલ) ની વાત નહી સાંભળી, એટલુંજ નહીં પણ છોકરાઓને અને લુચ્ચાઓને ઉસકેર્યા. તેઓએ હજરત (સલ) સાથે ઘણી બઅદબી કરી. ગાળો ભાંડી અને પત્થરોથી હજરત [સલ]ની એડી જખમી કરી. ફરી હજરત ત્યાંથી ગમ ખાતા પાછા ફર્યા જ્યારે કરનુસ સઆલેબમાં પોહોંચ્યા ત્યાં ઠેર્યા. અને આવી રીતે દોઆ કરી "ઓ અલ્લાહ હું પોતાની લાચારી, કમજોરી, નિર્બળતાની તથા લોકો આગળ પોતાની બેકદરીની તારી આગળ શિકાયત કરૂં છું ત્યારે હજરત જીબ્રઇલ (અલે) તથા પહાડનો દારોગો ફિરસ્તો હાજર થયા. પણ હજરતે (સલ) તે કાફેરોની હલાકી નહીં ચાહી. સુબ્હાન–લ્લાહ શું બે હિસાબ હજરતમાં સબર હતો કે આવી આવી તકલીફો છતાં પોતાનો કરમ નહીં છોડયો. અને "એવા રસૂલ કે દુશમનોના ખૈરખાહ" ની મતલબ હજરતથી જણાઇ. જે હજરતનો એવો સબર અને કરમ જાણે તે **વમા અરસલનાક ઇલ્લા રહેમતલ્ લિલ આલમીન** ની મતલબ સારી રીતે સમજે. **અલ્લાહુમ્મ સલ્લેવ સલ્લેમ અલા સૈયેદેના મોહમ્મેદીન સૈયેદીસ સાબેરીન વ ઇમામીલ કાજેમીન.**

૧૨૪૮ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઊદ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત મેં વિચાર કર્યો કે એક પુરૂષને હુકમ કરૂં તે લોકોને નમાઝ પઢાવે ફરી જુમઆથી પાછલ રહેનારાઓના ઘર ફૂં કું કું.

**ફાયદો** આ હદીસથી ઘણી સખતાઇની સાથે જુમઆનું ફરજ થવું સિધ્ધ થયું. એજ માટે ફિકહમાં લખ્યું છે કે જે ત્રણવાર જુમઆની નમાઝ છોડે તેનું પરમાણિકપણું (અદાલત) રહેતું નથી, તેની ગવાહી માનવા લાએક નથી. આથી જણાયું કે ઇમામ નમાઝની ઇમામત માટે કોઇને ખલીફો કરે અને પોતે કોઇ બીજા જરૂરી કામમાં લાગેલો રહે એ તેને જાએજ છે. અને જણાયું કે જુમઆ ફરજે એન છે, દરેક શખ્સ પર ફરજ છે ફરજે કેફાયા નથી કે કેટલાકના પઢવાથી નહીં પઢનારનો ગુનાહ દુર થાય. અને જણાયું કે શિક્ષામાં માલનો નાશ કરવો પણ દુરસ્ત છે.

૧૨૪૯ બોખારીમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત મેં વિચાર કર્યો કે કોઇને અબુ બકર તથા તેમના છોકરા (અબ્દુર રહમાન) પાસે મોકલું અને અહદ [કરાર] કરૂં એટલાં માટે કે કહેનારા કહે નહીં અને [ખિલાફતની] આશા કરનારા આશા કરે નહીં. ફરી મેં કહ્યું કે (અબુ બકરની ખિલાફત વગર) અલ્લાહ કોઇની નહીં માનશે અને મુસલમાનો પણ દૂર કરશે" અથવા આવી રીતે ફરમાવ્યું "અલ્લાહ દફે કરશે અને મુસલમાનો નહીં માનશે.

**ફાયદો** મુસલિમમાં હજરત આએશા [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] મોતની બીમારીમા મને ફરમાવ્યું કે તારા બાપ–ભાઇને મારી પાસે બોલાવી લાવ કે હું તેઓને મારી ખિલાફત લખી આપું. હું ડરૂં છું કે કોઇ આશા કરનાર આશા કરશે અને કહેનાર કહેશે કે હું ખિલાફત માટે વધારે હકકદાર છું. પણ અલ્લાહ અને મુમેનો અબુ બકરની ખિલાફત વગર બીજાની ખિલાફત માનશે નહીં. આ બંને હદીસોથી સાફ જણાયું કે હજરત [સલ] ને સિદ્દીકે અકબર [રદી] ની ખિલાફત દિલથી પસંદ હતી. અને પોતાની રોબરૂ તેમને ખલીફો કરી જવાનું અને ખિલાફત નામું તેમને લખી આપવાનું ધાર્યું પણ તકદીર તથા

ઇજમા ઉપર સંતોષ પકડયો. એટલે હજરત (સલ) ને જણાયું હતું કે અબુબકર સિવાય કોઇની ખિલાફત ખોદાને મનંજુર નથી તથા ઇજમા પણ સિદ્દીકની ખિલાફત સિવાય બીજા પર થશે નહીં તો આ સબબથી પોતાનો વલી અહદ [લેખીત રીતે] કરવો જરૂર નહીં જાણ્યો આ હદીસથી ઘણીજ મોટી ફજીલત સિદ્દીકે અકબર (રદી) ની તથા ખિલાફતની હકીકત સિધ્ધ થઈ. અને આ હદીસ મોજેઝો છે કે ભવિષ્ય કાળની જેવી ખબર આપી હતી તેમજ થયું.

* ૧૨૫૦ મુસલિમમાં અબુદ દરદા [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત મેં વિચાર કર્યો કે હું તેને એવી રીતે લઅનત કરૂં કે તે તેની સાથે કબરમાં પણ જાય. કેવી રીતે તે તે છોકરાને વારેસ કરે છે? અને જુઓ તો તે તેને હલાલ નથી. અને કેવી રીતે તે તે છોકરાને ખીજમતગાર બનાવે છે? અને જુઓ તો તે તેને હલાલ નથી.

**ફાયદો** આ હદીસનો સબબ આ છે કે લુટમાં એક લોંડી આવી હતી તેનું પેટ ફુલેલું હતું હજરતે (સલ) પૂછયું કે આ કોની લોંડી છે? લોકોએ કહ્યું કે ફલાણા શખ્સની છે હજરતે [સલ] પૂછયું કે એનો માલિક એનાથી મિલાપ પણ કરે છે? લોકોએ કહ્યું કે હા. ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી. એટલે તેણીનું પેટ ફુલેલું છે અને છોકરો પેદા થશે તો જો માલિકે તેને પોતાનો છોકરો બનાવ્યો અને કદાપી હમેલ તેણીને પ્રથમ ખાવિન્દનું હોય તો કાફેરના છોકરાને પોતાનો વારેસ ઠેરવ્યો અને જુઓ તો કાફેર અને મુસલમાનમાં વારસો નથી. અને જો માલિકે તેને પોતાનો છોકરો નહીં કર્યો અને શાયદ એ માલિકનાજ નુતફાથી હોય તો તેને ગુલામ બનાવવો અને તેનાથી ગુલામની તરેહ ખીજમત લેવી કેમ કરીને દુરૂસ્ત થશે. એજ માટે પારકી ઓરતથી ફરી તે લોંડી હોય કે તલાક વાળી હોય વગર હૈજ આવે અથવા વગર જણે સમ્ભોગ કરવો દુરૂસ્ત નથી. કે જેથી નુતફામાં સન્દેહ રહે નહીં.

*૧૨૫૧ મુસલિમમાં જોદામા બીનતે વહબ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત મેં વિચાર કર્યો કે દૂધ પાતી સ્રીથી સોહબત કરવાને મનાઈ કરૂં, ફરી મેં યાદ કર્યું કે રૂમ અને ફારેસવાળા એ કામ કરે છે અને તેઓની ઓલાદને કંઇ નુકશાની થતી નથી.

**ફાયદો** અરબ લોકો દૂધ પાતી સ્રીથી મીલાપ કરવાને બુરૂં જાણતા હતા. અને તિબ્બ (હિકમત: ડાકટરી)વાળા પણ બાળકની નુકશાનીના ખ્યાલથી મનાઇ કરે છે. એજ માટે હજરતે (સલ) પણ મનાઇ કરવાનો વિચાર કર્યો હતો. ફરી જ્યારે જોયું કે ઇરાન અને રૂમમાં એનો રિવાજ છે અને ઓલાદને કંઇ નુકશાની નહીં થતી તો અનુભવથી જણાયું કે આ કામને રોકવાની અગત્ય નથી. માત્ર પોચ ધારનાથી જુવાન મરદ શા માટે તકલીફ ઉઠાવે? શાયદ હરામ કારીમાં સપડાય.

# અધ્યાય સાતમો.

આ અધ્યાયમાં કેટલીક ફસલો છે અને કંઈ તરેહની હદીસો છે.

## ફસલ પહેલી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાલે અલ છે.

૧૨૫૨ બોખારીમાં સોલૈમાન બીન સોરદ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે હવે અમો તેઓથી લડીએ છીએ અને તેઓ અમારાથી નહીં લડવાના. અમો તેઓપર ચઢાઇ કરીશું." કાફેરોના ટોલાને જયારે હજરતે દેશવટો આપ્યો ત્યારે આ ફરમાવ્યુ.

**ફાયદો** જંગે ખંડક તથા જંગે અહજાબનો કિસ્સો ત્રીજા અધ્યાયમાં આવી ગયો. તો તેમજ થયું કે ખંદકની લડાઇ પછી કાફેરોને હજરત (સલ) સાથે લડવાની હિમ્મત થઇ નહીં. ફરી સને આઠમાં હજરતે (સલ) મક્કા ઉપર ચઢાઈ કરી તેને ફતેહ કર્યું.

૧૨૫૩ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે રૂહો લશકરો ટોળે ટોળાં છે. ફરી તેમાંથી જેની અઝલમાં ઓલખાણ હતી તેઓમાં મિલાપ રહ્યો અને જેમાં ત્યાં પીછાન નહીં થઇ તેઓમાં જૂદાઇ રહી.

**ફાયદો** એટલે રોજે અઝલમાં અલ્લાહે રૂહોને ભાત ભાતની પેદા કરી અને તરેહ તરેહની તેઓમાં લાયકાત રાખી, તો જે રૂહોમાં તે જહાનમાં મલતાપણું હતું તે આ જહાનમાં પણ આપસમાં શીર શકર (એકમેક) થયા. અને જે ત્યાં મલતા નહોતા તેઓ હયાં પણ ફુટ તથા જૂદાઇમાં રહ્યા.

### મિસરો

કબુતર બા કબુતર બાઝ બા બાઝ

અને એજ કારણ છે કે વલીથી શૈતાન. અને શૈતાનથી વલી પૈદા થાય છે.

### શેઅર

હસન ઝે બસરા બિલાલ અઝ હબશ સોહૈબ અઝરૂમ
ઝે ખાકે મક્કા અબુ જહલ ઈં ચે બુલ અજબીસ્ત*

૧૨૫૪ મુસલિમમાં અબુ મુસા તથા ઓબૈ બીન કઅબ [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યુ કે ઇજાજત (ઘરમાં જવાની) ત્રણ વાર માંગવાની છે. ફરી જો તને હુકમ મળે તો ઠીક નહીં તો પાછો જા.

**ફાયદો** જયારે કોઇના ઘરમાં જવાનો ઇરાદો કરે તો અસ્સલામો અલૈકુમ કરીને ત્રણ વાર હુકમ લ્યે. જો હુકમ થાય તો તે ઘરમાં જાય અને નહી તો પાછો ફરે. હુકમ લેવાનો ફાયદો આ છે કે આદમી પોતાના ઘરમાં નાગો ખુલ્લો વગર ખટકે હોય છે. તો વગર ખબર કરે ઘુસવામાં શરમાશે.

૧૨૫૫ મુસલિમમાં જાબેર [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઢેલાં લેવાં એકી છે (એટલે ત્રણ પાંચ, સાત) અને કાંકરીઓ મારવી એકી છે (એટલે હજમાં શૈતાનને) અને સફા તથા મરવામાં દોડવું એકી છે. અને તવાફ એકી છે અને તમારામાંનો કોઇ ઢેલાં વાપરે તો તે એકી વાપરે (એટલે ત્રણ પાંચ કે સાત).

---

* અર્થ—બસરાથી હસન, હબશથી બિલાલ, અને રૂમથી સોહૈબ થયા. અને મક્કાની માટીથી અબુ જહલ નીકળ્યો. આ અજાએબી લાએક છે. ગુ. મો.

**ફાયદો** ઢેલાં લેવાને બે વાર ફરમાવ્યું ઘણી તાકીદને માટે કેમકે વગર સહારતે કોઇ ઇમાનલ દુરસ્ત નથી. અને સફા તથા મરવા મક્કાના બે પહાડનાં નામ છે.

*૧૨૫૬ બોખારી તથા મુસલિમમાં ઓમર બીન ખત્તાબ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઇસ્લામ આ છે કે તું સાક્ષી આપે કે અલ્લાહ સિવાય કોઇ પુજય નથી અને મોહમ્મદ અલ્લાહના રસુલ છે. અને નમાઝને સિધ્ધ કરે અને જકાત આપે અને રમજાનમાં રોજા રાખે અને બૈતુલ્લાહની હજ્જ કરે જો તને તેના તરફ માર્ગની શકિત હોય તો (એટલે ખરચ તથા સ્વારી હોવાની શરતે)" આ હજરતે જીબરઇલ (અલે) ને ફરમાવ્યું જયારે તેવણ હજરત પાસે એક પુરૂષના રૂપમાં આવ્યા ત્યારે ફરી જીબરઇલે કહ્યું તેં સાચું કહ્યું, જીબરઇલે કહ્યું તો મને ઇમાન વિષે ખબર કરો ? હજરતે (સલ) ફરમાવ્યું તે આ છે કે તું ઈમાન લાવે અલ્લાહ પર તથા તેના ફિરસ્તાઓપર તથા તેની કિતબો પર તથા તેના પેગમ્બરોપર તથા પાછલા દિવસ પર (એટલે કેયામતપર) અને તું ઇમાન લાવે ભલી બુરી તકદીરપર. જીબરઇલે કહ્યું તેં સાચું કહ્યુ જીબરઇલે [અલે] કહ્યુ તો મને એહસાનની ખબર કરો ? હજરતે (સલ) ફરમાવ્યું કે તે આ છે કે તું તેની બંદગી એવી રીતે કરે જાણે તું તેને જુએ છે. ફરી જો તું તેને એવી રીતે જોઇ નહીં શકતો તો એમ જાણ કે તે તને જુએ છે. જીબરઇલે (અલે) કહ્યું તો મને કેયામતની ખબર કરો ? હજરતે (સલ) ફરમાવ્યું કે સવાલ થયલો તેના વિષે સવાલ કરનારથી વધારે જાણકાર નથી. (એટલે કેયામત કયારે થશે તે નહીં જાણવામાં તું અને હું બંને બરાબર છીએ) જીબરઇલે (અલે) કહ્યું તો તેની નિશાનીઓ બતાવો ? હજરતે (સલ) ફરમાવ્યું તે આ કે લોંડી પોતાના માલેકોને જણશે [એટલે માલેકોના નુતફાથી લોંડીયો જણશે તો તેણીની ઓલાદ પણ પોતાના બાપની તરેહપર લોંડીઓની મુરબ્બી કરી. સારાંશ આ કે કેયામત ની નજદીક લોંડી જાદાઓનો વધારો થશે) અને તું જોશે ઉઘાડપગા ખુલ્લા બદનનાં બકરાં ચરાવનારા મોટી ઇમારતો બાંધશે (અથવા મોટી ઇમારતોની બડાયો મારશે. એટલે કમીના અને વગર ગામડીના લોક ધનવાન થશે મોટી મોટી ઇમારતો બનાવીને ફખર કરશે.

**ફાયદો** પુરી રિવાયત આ હદીસની આવી રીતે છે કે ઓમર ફારૂકે (રદ) કહ્યું કે અમો હજરત [સલ] પાસે બેઠા હતા, કે એક પુરૂષ જાહેર થયો ઘણાજ સફેદ કપડાં વાળો તેનાપર સફરની નિશાન જણાતી નહોતી. અને અમારામાં નું કોઇ તેને પેહેચાનતું નહોતું. * તે ચાલો આવ્યો અને હજરત (સલ)ની પાસે [ધુંટણથી ધુંટણ લગાડીને બેઠો અને પોતાની બંને હથેલી હજરત (સલ)ની જાંગપર રાખી અને કહ્યું ઓ મોહમ્મદ (સલ) ! મને ઇસ્લામની હકીકત શીખવ. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. ઓમર ફારૂકે (રદી) કહ્યું કે ફરી તે મરદ જતો રહ્યો અને હું ઘણીવાર સૂધી હેરતમાં ચુપકો હતો. હજરતે ફરમાવ્યું કે ઓ ઓમર તું જાણે છે આ પૂછનાર કોણ હતો ? મેં કહ્યું કે ખોદા તથા તેના રસૂલ સારી રીતે જાણનાર છે. હજરતે (સલ) ફરમાવ્યું કે આ જીબરઇલ (અલે) હતો, તમને દીન શીખવવા † તમારી પાસે આવ્યો હતો. આ હદીસ ને હદીસે જીબરઇલ કહે છે. અને ઉમ્મુલ અહાદીસ તથા ઉમ્મુલ જવામેઅ પણ એનું નામ

* તે એટલાં સુધી કે હજરતે પણ નહીં ઓળખેલા કે આ જીબરઈલ છે. મોજીઆતે કબીર છપાઈલી મુજતબાઈના પૃષ્ઠ ૯૯ : માં મુલ્લા અલીકારી [રહ] લખે છે " હદીસ શરીફમાં છે કે મારી જાન જેના કબજામાં છે તેની કસમ જયારે જીબરઈલ આવ્યા તો મેં ઓલખ્યા પણ આ સુરતમાં ઓલખ્યા નહીં." બીજા શબ્દોમાં છે. " આ વખત સિવાય કદી મને સન્દેહ થયો નહોતો." એટલે આ વખતજ ઓલખી શકયો નહીં. બીજી હદીસમાં છે કે "તે ગામડિયાને બુલાવી લાવો " અને કેટલીક મુદત પછી હજરતે જાણેલું કે આ જીબરઇલ (અલે) છે. ગુા. મો.

† આ ઉપરથી ઐની શરહ બોખારીમાં છે કે "કેયામત કયારે થશે એ ખોદા સિવાય કોઈ જાણતું નથી. આવું માનવું દીનમાંથી છે" પણ એ દીનોને દીનની શી ગરજ ? તેઓએ તો લોકોના હાથમાં પોતાની રોજી સમજી તેઓની મતલબ પ્રમાણે કહે છે અને તેઓને ખુશ રાખવા પ્રયત્ન કરે છે. ગુા. મો.

છે. એટલે સર્વ હદીસોની આ હદીસ મુળ છે. કારણ કે જે મતલબ બીજી હદીસોમાં છે તે સર્વ આ હદીસમાં મુજમલ (સામટી રીતે) મોજુદ છે. જેમ સૂરા ફાતેહાને ઉમ્મુલ કિતાબ કહે છે. કેમકે કુરઆનની સર્વ મતલબો એમાં સમાઇ લી છે. હજરત જીબરઇલે (અલે) ચાર ચીજો હજરત (સલ)ને પૂછી (૧) ઇસ્લામની હકીકત (૨) ઇમાન (૩) એહસાન અને (૪) કયામત. તો ફરમાવ્યું કે ઇસ્લામની હકીકત પાંચ રૂકન છે. (૧) તોહીદ તથા રિસાલતની સાક્ષી (૨) નમાઝ (૩) જકાત (૪) રમજાનનો રોજો અને (૫) હજ્જ. આથી જણાયું કે ઇસ્લામ તે જાહેરી અમલોનું નામ છે. અને ઇમાન દિલથી સાચવવા અને દિલી અકીદા રાખવાને ફરમાવ્યું. એટલે ખોદાનો આવી રીતે અકીદો રાખે કે તે સર્વ ઐબ અને નુકસાનથી પાક છે અને સર્વ ખુબીયોથી ગુણવાયો (મોસુફ) છે. અને ફિરશતાઓનો આવી રીતે અકીદો રાખે કે તે નુરી ખોદાના બંદા છે. તરેહ તરેહનું રૂપ ધારણું કરી શકે છે. હુકમ પ્રમાણે સઘળી જગતનો બંદોબસ્ત કરે છે. ગુનાહોથી પાક છે. ન તેઓ નર છે અને ન નારી. અને કિતાબોનો આવી રીતે અકીદો રાખે કે ખોદાનું કદીમ કલામ છે. જે તેમાં છે તે સત્ય છે. વિદ્વાનો કહે છે કે ખોદાની એકસો ચાર કિતાબ છે. દશ હજરત આદમ (અલે) ઉપર ઉતરી, પચાસ હજરત શીસ પર ત્રીસ હજરત ઇદરીસ પર દશ હજરત ઇબરાહીમ પર બાકી ચાર કિતાબો તો તમામ જહાનમાં મશહુર છે, તૌરાત ઇન્જીલ ઝબુર અને કુરઆન. પણ કુરઆન સર્વથી શ્રેષ્ઠ છે કુરઆન સિવાય હવે કોઈ કીતાબ ઉપર અમલ કરવો દુરસ્ત નથી. કારણ કે પ્રથમ તો આજ કે તે પર ભરોસો નથી* બીજું આ કે તે મનસૂખ થયો. ત્રીજું આ કે આગળી કિતાબોમાં જે મતલબ હતી તે સર્વ કુરઆનમાં છે તો કુરઆન છતાં બીજી આસમાની કિતાબની કોઇ જરૂરત નથી. અને પેગમ્બરોનો આવી રીતે અકીદો રાખે કે તેઓ સર્વથી અફજલ અને પાક લોક છે. ખોદાએ તેઓને પોતાની સમ્પૂરણ રહમતથી આદમીયોની તરફ મોકલ્યા. કે તેઓને સારો માર્ગ બતાવે અને તેઓનાં દીન દુન્યા સમારે. અને તેઓને ભાત ભાતના મોઅજેઝા આપ્યા કે તેઓની સત્યતામાં કોઇ અકલવાળો શક કરે નહીં. તેઓ સર્વ ગુનાહોથી પાક છે નાના હોય કે મોટા. નોબુવવતને પેહેલે પણ અને નોબુવવત પછી પણ, અને આજ મજહબ ઠીક છે. અને હજરત આદમ (અલે) નું ધઉં ખાવું અવિચારે ભૂલ ચૂકથી હતું. એવીજ રીતે બીજા પેગમ્બરોનો પણ તોલ કરવો જોઇએ. અને સર્વ પેગમ્બરોથી અમારા હજરત સલ) અફજલ છે. ઇનસાનમાં જે જાહેરની અને બાતેનની ખુબીયો થવી મુમકેન છે તે સર્વ અમારા હજરત (સલ) પર સમાપ્ત થઈ. એજ માટે અમારા હજરત પછી કોઇ પેગમ્બરના આવવાની ગરજ રહી નથી. ખિલાફત અને ઇમામતનો અકીદો નોબુવવત ના અકીદામાં દાખલ છે ઈમાનનું એ જૂદું રૂકન નથી જેમકે શીઆ કહે છે. અને પાછલા દિવસનો આવી રીતે અકીદો રાખે કે મરવા પછીથી તે કિયામત સુધી દોજખ જંનતમાં દાખલ થવા સૂધી જે જે હજરતે ફરમાવ્યું છે તે સત્ય છે. એટલે કબરનો અજાબ, કયામતની નિશાનીયો, સૂર ફુંકાવું, મુરદાઓનું જીવવું, હિસાબ કિતાબ, અમલનો બદલો, અમલ તોલવાની તરાજુ, પુલ સેરાત, હોજે કૌસર, દોજખ, અને જંનત આ સર્વ ચીજો હક્ક છે એમાં કંઇ શક્ક નથી. અને તકદીરનો આવી રીતે અકીદો કરે કે જગતમાં જે થયું અને જે થાય છે અને જે થનાર છે ભલું યા બુરૂં તે સર્વ ખોદાના ઠેરવ્યાથી છે. તેની વગર ઇચ્છાએ ન પાંદડું હલે અને ન કોઈ ટીપું ટપકે. પણ એમ છતાં માણસને કઇક અખત્યાર આપ્યો છે જેને લીધે માણસ વખાણવાને કે નિન્દા કરવાને, સવાબને કે અજાબને લાએક થાય છે. તકદીરનો અકીદો એવી તરેહ મુજમલ રાખવો જોઇએ. વધુ વિચાર તથા બહસ તકરાર એમાં કરવી બિદઅત અને ગુમરાહી

* એટલે ખોદાના કલામમાં ફેરફાર થયો લોકોના વાક્યો તેમાં દાખલ થયા. જેમ કે હાલના વડા વડા પાદરીઓ પણ ઈકરાર કરે છે. અને તે ઈકરારો ઇજહારૂલ હક્ક અધ્યાય ૨ જામાં છપાયા છે. ગ્રા. મો.

છે. કારણુ કે અમારી બુદ્ધિમાં એટલી શકિત ક્યાં કે ખોદાના કારખાનાના ભેદ સમજીએ. એજ માટે હજરતે (સલ) તકદીરની બહસ અને તકરારની મનાઈ કરી. આ ઇમાન મોફસ્સલની હકીકત હજરતે (સલ) બયાન કરી. અને ઇમાન મુજમલની આ હકીકત છે કે આવી રીતે અકીદો રાખે કે જે હજરતે (સલ) ફરમાવ્યું અને બતાવ્યું તે ઠીક છે અને સત્ય છે. નજાત માટે આટલો અકીદો પણુ બસ છે. ફરી હજરતે (સલ) એહસાન એટલે ઇખલાસના બે દરજજા ફરમાવ્યા. ઊંચો દરજજો તો આ છે કે ઇબાદતમાં એવો હજુર થાય કે જાણે ખોદાને જુએ છે, એને મોશાહદા કહે છે. અને દ્વીચો દરજજો આ છે કે આવી રીતે ખિયાલ કરે કે ખોદા મને જુએ છે, એને મુરાકબા કહે છે. આ ખિયાલમાં પણુ પૂરતી તાઝીમ તથા ઘણો અદબ શરમ શોખ અને હોજુરી મળશે. આ ખિયાલમાં માણુસ અદબ છોડે અથવા અહીં તહીં જુએ એ બનવા જોગ નથી. જેમકે બાદશાહ કોઇને જોતો હોય તો શું હાથ પગ હલાવે અથવા નજર ઉડાવે એ બનવા યોગ્ય છે? આથી જણાયું કે તસવવોફ અને દરવેશી એહસાહનનું નામ છે. જાહેરી અમલોને ઇસ્લામ કહે છે અને બાતેની અકીદાને ઇમાન કહે છે અને હોજુર તથા ઇખલાસને એહસાન કહે છે. અને ઇસ્લામ ઇમાન અને એહસાનના મજમુઆનું નામ દીન તથા શરીઅત છે. અને કદી ઇસ્લામ તથા ઇમાનને એક કહે છે કારણુ કે ઇસ્લામ—વગર ઇમાને દુરૂસ્ત નથી. અને ઇમાન—વગર ઇસ્લામે સમ્પૂર્ણ નથી. અને કેટલાક લોકો જાહેરી અહકામને શરીઅત અને બાતેનની સફાઇને તરીકત અને મોશાહદા તથા મોરાકબાને હકીકત કહે છે. જાણુવું જોઇએ કે દીનનો આધાર ફિકહ કલામ અને તસવવોફ પર છે. તો આ હદીસમાં હજરતે (સલ) ત્રણે મોકામોને બયાન કર્યા. ઇસ્લામ ઈશારો ફિકહનો છે. * જેમાં એતેકાદનું બયાન છે. અને એહસાન ઇશારો છે તસવવોફનો જેમાં હકકુલ યકીન તથા મોશાહદો મોરાકબો વર્ણાયો છે. આથી જણાયું કે દીનમાં કામેલ તેજ છે કે જે ફિકહ કલામ અને તસવવોફ (ત્રણે) ને ભેગાં રાખતો હોય. અને જેમાં આ ત્રણુમાંથી એક હોય અને એક ન હોય તે અપૂર્ણ તથા કાચો છે. એજ માટે દુરવેશ વગર ફિકહ જાણે શૈતાન છે. કેમકે તે અલ્લાહના અહકામથી ગાફેલ રહ્યો, હરામ હલાલને નહી સમજ્યો. અને ફિકહ જાણુનાર—વગર દરવેશીએ સુકો ઝાહેદ તથા વગર આત્માનું દેહ છે. કારણુ કે વગર ચોખ્ખી નૈયતે અને વગર શોખ અને વગર હજુર દિલે અમલ અપૂર્ણ છે. આજ સિદ્ધ માર્ગ છે અને બીજો ગુમરાહી છે.

૧૨૫૭ બોખારી તથા મુસલિમમાં ઓમર [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અમલોની ગણુતરી નૈયતોથી છે અને દરેક પુરૂષ માટે જે તેણે નૈયત કરી તે છે (એટલે કોઇ અમલ—વગર નૈયતે ઠીક અને સવાબને લાએક નથી) તો જે કોઇની હિજરત અલ્લાહ તથા રસૂલના તરફ હોય તો તેની હિજરત અલ્લાહ તથા રસૂલના તરફ થઇ ( એટલે તેનો સવાબ પામશે ) અને જેની હિજરત દુન્યા તરફ હોય કે તેને મેળવે અથવા ઓરત તરફ હોય કે તેને પરણે તો તેની હિજરત જેના તરફ હિજરત કરી તેના તરફ છે (એટલે દુન્યા અને ઓરત તરફ).

**ફાયદો** એક રિવાયતમાં આવી રીતે છે કે એક શખ્સે એક ઓરતને માટે જેનું નામ ઉમ્મે કૈસ હતું મદીના તરફ હિજરત કરી. લોકોએ આ હાલ હજરત (સલ) ને કહ્યો ત્યારે હજરતે આ હદીસ ફરમાવી: એટલે એવી હિજરતનો કંઇ સવાબ નથી. કારણુ કે ચોખ્ખી નૈયત નથી. નૈયત ઇરાદો તથા દિલના વિચારનું નામ છે જુબાનથી કહેવાની કશી જરૂર નથી. દાખલા તરીકે જો નમાઝની નૈયત દિલમાં કરી જુબાનથી નીકળી નહીં અથવા જુબાનથી તેને વિરૂદ્ધ નીકળ્યું

* જો કર્તા આવી રીતે લખતે તો ઠીક થાત ઈસ્લામ ઈશારો છે ફિકહનો જેમાં નમાઝ રોજા વગેરા અમલોનું બયાન છે. અને ઈમાન ઇશારો છે કલામનો કે જેમાં અકાએદનું બયાન છે અને એહસાન ઇશારો છે તસવવોફનો જેમાં હકકુલ યકીન તથા મોશાહદો મોરાકબો બયાન થયો છે. આવી રીતે લખવામાં ત્રણે શબ્દનો ઈશારો જણાય છે. અને કર્તાના વર્ણનથી ઈમાન શબ્દનો ઈશારો રહી જાય છે. ગુ. મો.

તો કંઇ દોશ નથી. અને નમાઝ માટે પુકારીને નૈયત કરવી તો કદી દુરૂસ્ત નથી. પણ આમાં ઇખતેલાફ છે કે જુબાનથી પણ કહેવું દુરૂસ્ત છે અથવા નહીં ? ફિકહવાળા એને મુસ્તહબ કહે છે કે જેથી દિલ અને જુબાન બંને સરખાં થાય. અને અહલે હદીસની નજદીક જુબાનથી નહીં કહે. કારણ કે હજરત [સલ] થી સાબિત નથી. હિજરત કરવી જો કે દીનમાં ઘણીજ ઉમદા ઇબાદત છે પણ વગર ચોખ્ખી નૈયતે તેની પણ કંઇ હકીકત નથી. એવીજ તરેહ ઇલમ, દરવેશી તથા બીજી દરેક તરેહની ઇબાદતનો તોલ કરવો જોઇએ કે જો તે માત્ર અલ્લાહનેજ માટે છે તો સુબ્હાનલ્લાહ. અને નહીં તો વગર જીવનું ધડ સમજવું જોઇએ. અને જયારે નૈયત પર આધાર રહ્યો તો સારી નૈયતથી મોબાહ કામોમાં પણ સવાબ થાય છે, જેમકે ખાણું ખાવું આ નૈયતથી કે ઇબાદતની કુવવત હાંસલ થાય અને કપડું પેહેરવું આ નૈયતથી કે નમાઝ દુરૂસ્ત થાય. પોતાની બીબીથી સમ્ભોગ કરવો આ નૈયતથી કે નેક ઓલાદ થાય અને હરામ કારીથી બચે (આથી આ મોબાહ કામોમાં પણ સવાબ થશે.) એટલુંજ નહીં પણ જો એક કામમાં કંઇ તરેહની નૈયત કરે તો દરેક નૈયતનો અલાહેદા સવાબ મળે. દાખલા તરીકે મસજીદમાં બેસવું એક અમલ છે પણ એમાં કંઇ તરેહની નૈયત થઇ શકે છે. (૧)લી તો આ કે બીજી નમાઝની વાટ જોવાની. (૨)જી આ કે આંખ કાનને ગુનાહોથી રોકવાની. (૩)જી એતેકાફ કરવાની. (૪)થી હજરત (સલ) પર દોરૂદ અને સલામ કરવાની. (૫) મી ઇલમ શીખવાની અથવા શીખવવાની નેક વાત બતાવવાની બુરા કામથી રોકાવાની. સારાંશ આ કે આ હદીસ ચોખ્ખા અમલ અને દુરૂસ્ત નૈયત માટે અસલ છે. અને બદ નૈયતી રિયાકારીની જડ કાપનાર છે. એજ માટે મોહદેસીનનો રવૈયો છે કે હદીસની કિતાબોમાં પ્રથમ આ હદીસને લખે છે કે જેથી હદીસ પઢનારાઓની શરૂથીજ નૈયત દુરૂસ્ત થાય. ખોદાનેજ માટે ઇલમે હદીસ પઢે. દુન્યાનો કોઇ તરેહથી લગાવ રાખે નહીં. ઇમામ શાફેઇ (રહ)થી રિવાયત છે કે આ હદીસને દીનમાં સિત્તેર જગ્યા દખલ છે. સિત્તેરથી મતલબ ઘણી છે. એટલે દરેક જગ્યા એનો દખલ છે ઇબાદતમાં મોઆમલાતમાં અને આદતોમાં આ હદીસના સહી થવા ઉપર સર્વ ઓલમા એક મતે છે, અને કેટલાકો એને મોતવાતેર કહે છે **વલ્લાહો આલમ.**

૧૨૫૮ મુસલિમમાં અબુ ઐયુબ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અનસારો, મોઝૈના, જોહૈના, ગેફાર, અશજા અને જે બીજા અબ્દુલ્લાહની ઓલાદથી છે તેઓ મારા દોસ્તદાર છે બીજા લોકો નહીં અને ખોદા તથા રસૂલ તેઓના દોસ્ત તથા હિમાયતી છે.

**ફાયદો** આ હદીસમાં આ ૭ કોમની ફજીલતનું બયાન છે કે એઓ ઇમાનમાં સાચા તથા મોહબ્બતમાં પાકા છે.

૧૨૫૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઇમાનની સિત્તેર અને કેટલીક શાખો (પાંખડાં) છે. અને લાજ પણ ઇમાનની એક શાખા છે. બોખારીની રિવાયતમાં સિત્તેરનો શબ્દ છે. અને મુસલિમની રિવાયતમાં રાવીને શક છે. હજરતે (સલ) સિત્તેર કહી અથવા સાઠ કહી.

**ફાયદો** એટલે ઇમાન એક ઝાડ સમાન છે અને જેટલી નેકીયો અને ખુબીયો છે જેમકે ઇલમ સબર શુજાઅત સખાવત ઝોહદ કેનાઅત શોખ અને ઇબાદત તો તે તેના પાંખડાં છે. અને શરમ (લાજ) તેમાંનું મોટું ઉમદા પાંખડું છે. કારણ કે શરીઅતમાં હયા (શરમ) તે હાલતને કહે છે કે જે ગુનાહથી રોકે, અને જો કંઇ ચૂક થાય તો નચિન્ત થવા નહીં દે. આજે ફરમાવ્યું કે ઇમાનના સિત્તેર પાંખડાં છે કે સાઠ તો તેની મતલબ ઘણી છે. કારણ કે નેકીયોની કંઇ હદ નથી. ખોદા અને રસૂલ સિવાય કોઈ તેને ઘેરી શકતું નથી. જેવી રીતે ઇમાન તમામ નેકીયો અને ખુબીયોની જડ છે તેવીજ રીતે કુફર સર્વ ગુનાહો તથા બુરાઇયોનું મુળ છે. તો જો કાફેરોમાં કોઇ નેક વાત હોય તો આખેરતમાં તેને કંઇ કામ આવશે નહીં. કારણ કે પાંખડું વગર જડે લીલું રહી શકતું નથી સુકાઇ જાય છે.

૧૨૬૦ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઉમદા

ઇમાન યમનનું છે અને હિકમત (ડહાપણ) યમનનું છે.

**ફાયદો** જ્યારે યમનના લોક હજરત (સલ) પાસે આવી ઇમાન લાવ્યા ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી અને ફરમાવ્યું કે યમનના લોક ઘણાજ નરમ દિલ થાય છે. હિકમત તે ઇલમને કહે છે કે જેથી દીન અને દુન્યા બને સમારાય. આ હદીસમાં યમનવાળાઓની મોટી ફજીલત છે. હજરતે [સલ] સાચું ફરમાવ્યું યમનમાં હમેશા મોટા મોટા આલેમ અને દરવેશ થતા રહ્યા છે અને હાલમાં પણ છે.

૧૨૬૧ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે વિધવા [બેવા] પોતાના વાલી કરતાં પોતે પોતાના જીવનો વધુ અખત્યાર ધરાવે છે (એટલે વાલીને નિકાહની બાબતમાં જબરાઈ કરવાનું હક્ક નથી) અને કુંવારી સ્ત્રીથી નિકાહથી ઇજાઝત લેવી જોઇએ અને તેણીનું ચુપ રહેવું એજ તેની ઇજાઝત છે.

૧૨૬૨ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જમણી તરફવાળા પ્રથમ છે. જમણી તરફ વાળા પ્રથમ છે. જમણી તરફવાળા પ્રથમ છે.

**ફાયદો** મસાબીહમાં અનસ (રદી)થી રિવાયત છે કે હું બકરાના દૂધની લસ્સી બનાવી લાવ્યો, હજરતે (સલ) તેને પીધી અને આપની ડાબી બાજુએ સિદ્દીકે અકબર (રદી) હતા અને જમણી તરફ એક જંગલી ગમાર બેઠો હતો. ઓમર ફારૂકે (રદી) કહ્યું ઓ રસુલુલ્લાહ! આપનું બોટેલું તબર્રૂક સિદ્દીકે અકબર (રદી)ને આપો. હજરતે (સલ) તે ગમારને આપી. ફરી આ હદીસ ફરમાવી. એટલે જમણી તરફવાળો ડાબી કરતાં શ્રેષ્ઠ છે. પ્રથમ તેને આપો અગર જો ડાબી તરફવાળો જમણી કરતાં માનવાળો હોય.

૧૨૬૩ બોખારી તથા મુસલિમમાં નવવાસ બીન સિમઆન (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે સારો સ્વભાવ એ સારી ખુબી કે નેકી છે.

૧૨૬૪ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઘોડાની પેશાનીના વાળમાં બરકત છે.

**ફાયદો** કારણ કે ઇસ્લામની કુવવત માટે જેહાદમાં ઘોડો ઉમદા સાધન છે. *

૧૨૬૫ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે મસજીદમાં થુંકવું ગુનોહ છે. અને તેને માટીમાં ઢાંકવું તે ગુનોહનો ઉતાર છે.

**ફાયદો** પણ જો મસજીદ પત્થર બેછાવેલી કે છોબંધ હોય તો લૂછવું જોઇએ.

૧૨૬૬ બોખારી તથા મુસલિમમાં હકીમ બીન હેજામ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે વેચનાર તથા ખરીદનારને અખત્યાર છે જ્યાં સૂધી કે બંને જૂદા નહીં પડે. ફરી જો તેઓએ સાચું કહ્યું અને બયાન કર્યું [એટલે વેચનારે વેચવાની ચીજની એબને અને ખરીદનારે કીમતની એબને બતાવી] તો તેઓને તે વેચ ખરીદમાં બરકત થશે પણ જો બંનેએ છૂપાવી અને જૂઠ કહયું તો તેઓના વેચ-ખરીદ ની બરકત મટે છે" રાવીને શક્ક છે કે હજરતે માલમ યતફર્રકા કહયું અથવા હત્તા યતફર્રકા કહયુ છે. પણ મતલબ બંનેની એક છે.

**ફાયદો** એટલે જ્યાં સુધી વેચનાર અને ખરીદાર જ્યાં ચીજ વેચાઇ ત્યાંજ બેસી રહે ત્યાં સૂધી બંનેને અખત્યાર છે. જોઇએ વેચનાર પોતાની ચીજને નહીં વેચે અને ખરીદાર નહીં ખરીદે અને જો બેમાંથી કોઇ ઉઠયું અને જગ્યા બદલાઇ તો હવે કોઇને અખત્યાર નહીં રહ્યો. વેચાણ પૂરૂં થયું. ઇમામ શાફેઇ તથા ઇમામ મોહમ્મદ (રહ) નો આજ મજહબ છે. અને ઇમામ આજમ (રહ)ની નજદીક જ્યારે એક તરફથી ઇજાબ (વેચવાની કે ખરીદવાની પ્રથમ વાત) થઇ અને બીજાએ કબૂલ કર્યું તો વેચાણ પૂરૂં થયું કોઇને અખત્યાર રહ્યો નહીં. તો આ હદીસમાં (જૂદા થવાની મતલબ) ઇમામ શાફેઇ (રહ) ની નજદીક જગ્યાથી જૂદું થવું મતલબ છે. અને

* કર્તાએ પેશાનીના વાળના બરકતથી મતલબ ઘોડામાં બરકત લીધી છે પણ બીજી હદીસને જોતાં વાળમાં બરકત છે એજ માટે ઘોડાની પેશાનીના વાળ કાપવાની હજરતે મનાઈ કરી છે. અને તેનું કારણ એ વાળની બરકત બયાન કરી છે. ગુ. મો.

ઇમામ આજમ (રહ)ની નજદીક વાતમાં જૂઠું થવું મતલબ છે. આ હદીસથી જણાયું કે વેચ ખરીદમાં સાચું બોલવા તથા પોતાની ચીજનું નુકશાન જાહેર કરવા ઉપર બરકત અટકેલી છે. આજ કારણ છે કે હવે સોદાગરો અને દુકાનદારના માલમાં બરકત રહી નથી કારણ કે જૂઠ તથા દગો ફટકો ઘણાં ચાલુ થયાં છે.

૧૨૬૭ બોખારીમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે સાક્ષી લાવવી જોઇએ અથવા તારી પીઠપર હદ (શીક્ષા) પડશે" આ હજરતે હેલાલ બીન ઓમૈયાને કહ્યું જ્યારે તેણે પોતાની બાયડીને શરીક બીન સહમા સ.થે એબ લગાડી ત્યારે.

**ફાયદો** મિશકાતમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ રદી)થી રિવાયત છે કે હેલાલ બીન ઓમૈયાએ હજરત (સલ)ની રોબરૂ પોતાની બાયડીને શરીક બીન સહમાની સાથે હરામ કારીનું તોહમત મુકયું. હજરતે ફરમાવ્યું કે યાતો ગવાહોથી આ વાતને સિધ્ધ કર નહી તો તારી પીઠ. પર માર પડશે હેલાલે કહ્યું એ રસૂલુલ્લાહ! જ્યારે કોઇ પોતાની સ્રીથી હરામકારી કરતાં જુએ તો વારૂં તે તે વખત સાક્ષી ઢુંઢતો ફરે? હજરતે (સલ) ફરી તેમજ ફરમાવ્યું. એટલે શરીઅતનો હુકમ આવીજ રીતે છે નોકો મેળવવી નિર્લાભ છે. ત્યારે હેલાલે કહ્યું હું તેની કસમ ખાઉં છું કે જેણે આપને સાચા પેગમ્બર કર્યા છે. હું પોતાના દાવામાં સાચો છું, તો જરૂર અલ્લાહ એવી આયતો ઉતારશે કે જેથી મારી પીઠ મારથી બચી જશે. ફરી જીબરઇલ (અલે) આવ્યા અને આ મજમુનની આયતો સુરા નૂરમાં ઉતરી. જે લોક પોતાની બાયડીને એબ લગાડે અને સાક્ષી તેઓ પાસે ન હોય પોતાના જાન સિવાય તો એવાઓની સાક્ષી આકે ચાર સાક્ષી આપે અલ્લાહના નામ સાથે કે હું સાચો છું. અને પાંચમી વાર આવી રીતે કહે ખોદાની લઅનત તે શખ્સ પર જો તે જૂઠો હોય. અને ઓરતથી માર આવી રીતે ટલે છે કે તે ગવાહી આપે ચાર ગવાહી અલ્લાહના નામની સાથે કે ખચીત તે મરદ જૂઠો છે. અને પાંચમીવાર આવી રીતે કહે અલ્લાહનો ગજબ છે તે સ્રીપર જો તે મરદ સાચો હોય તો* ફરી હેલાલ આવ્યો અને તેણે હુકમ પ્રમાણે ગવાહી આપી. અને હજરત (સલ) ફરમાવતા હતા કે બેશક ખોદા જાણે છે કે તમારા બેમાંનો એક શખ્સ જરૂર જૂઠો છે કોઇ તોબા કરનાર છે? ફરી હેલાલની બાયડી ઉભી થઇ તેણે તેવીજ તરેહ ચારવાર ગવાહી આપી. જ્યારે પાંચમીવારનો વખત આવ્યો તો લોકોએ તેણીને રોકી અને કહ્યું કે ખોદાની માર લાગી જશે. એટલે જો તું જૂઠી હોય તો ના કહે અને સેહલું નો જાણ. તો તે બાઇ થોભી અને રહી તે એટલાં સુધી કે અમો સમજ્યા કે કદાપી તે પોતાની ગવાહી પાછી ખેંચશે એટલે પોતાની એબનો એકરાર કરશે. ફરી તેણીએ કહ્યું કે હું પોતાની કોમને હમેશને માટે ફજીહત કરીશ નહીં. તો તેણીએ પાંચમી ગવાહી પણ આપી. હજરતે (સલ) ફરમાવ્યું કે તમો જોતા રહો આ સ્રીને જો એનો છોકરો કાળી આંખ વાળો મોટાં કુલાંવાળો પાતલી પીન્ડલીવાળો પેદા થાય તો તે હકીકતમાં શરીક બીન સહમાનો નુતફો છે. તો તેણીનો છોકરો તેવોજ જન્મયો. ત્યારે હજરતે (સલ) ફરમાવ્યું કે જો કુરઆનનો હુકમ પ્રથમ ન ઉતર્યો હતે તો હું તે સ્રીને હદ મારતે. આ હદીસથી જણાયું કે કાજીને જોઇએ કે જાહેર વાત પર ફેસલો આપે અગર જો ત્યાં તેની વિરૂધ્ધ કંઈ કરીના (સંબંધ) હોય તોએ.

૧૨૬૮ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે બગાસું લેવું શેતાનથી છે. તો જ્યારે તમારામાંનો કોઇ બગાસું લ્યે તો બનતા સુધી દબાવી દે.

૧૨૬૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તાલીયો પાડવી સ્રીઓ માટે છે અને સુબ્હાન-લ્લાહ કહેવું મરદો માટે છે.

**ફાયદો** એટલે જો ઇમામ નમાઝમાં ચૂક કરે તો સ્રીઓ તાલી મારીને તેને ચેતવે અને પુરૂષ સુબ્હાન લ્લાહ કહીને ખબરદાર કરે.

૧૨૭૦ બોખારી તથા મુસલિમમાં સઅદ

---

* આવી રાતે પુરૂષ તથા સ્રીના સાક્ષી આપવાને તથા પાંચમીવાર લાનત કે ગજબ જૂઠાપર થવાને કહેવાનું નામ લેઆન છે. ગુ. મો.

બીન અબી વક્કાસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું તેહાઇ (તરતીયાંશની વસીયત બસ છે) અને તેહાઇ ઘણી છે અથવા મોટી છે" આ હજરતે (સલ) સઅદને ફરમાવ્યું. જ્યારે તેવણે પોતાની બીમારીમાં કહ્યું કે શું હું મારા માલના બે તર્તીયાંશનો સદકો કરૂં ? હજરતે કહ્યું નહીં. સઅદે (રદી) કહ્યું તો અડધો ? હજરતે (સલ) કહ્યું નહીં. ત્યારે સઅદે [રદી] કહ્યું તો તરતીયાંશ ? ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી.

**ફાયદો** હજ્જતુલ વિદામાં સઅદ (રદી) બીમાર થયા. તેમની વારેસ માત્ર એક છોકરી હતી. ત્યારે તેમણે પોતાના માલને ખૈરાત કરવા ચાહ્યો. બાકી કિસ્સો વિસ્તારથી આગળ આવી ગયો છે, આથી જણાયું કે તેહાઇથી વધારે વસીયત* કરવી દુરૂસ્ત નથી.

૧૨૭૧ બોખારીમાં અબુ રાફેઅ રસૂલુલ્લાહના આઝાદ ગુલામ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે પડોસી પોતાના લાગેલા મકાનનો વધુ હક્કદાર છે.

**ફાયદો** એટલે જ્યારે જગ્યા વેચાય તો પડોસી હોવા છતાં પારકો માણુસ તેને ખરીદી શક્તો નથી. એને હક્કે શોફ્આ કહે છે.

૧૨૭૨ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ઘુંઘરો કે ઘાટરડી શૈતાનનું વાજું છે.

**ફાયદો** ઘાટરડી ઊંટ વગેરેની ગરદનમાં એટલાં માટે મના થયું કે અવાજથી દુશમન ખબરદાર થાય છે. અને સ્ત્રીનાં ઘુઘરૂ ઝાંજર અને છડા (જેથી અવાજ થાય) તે પણ એમાં દાખલ છે. કારણ કે તેના અવાજથી મરદોની નજર ઓરત પર પડે છે.

૧૨૭૩ બોખારીમાં અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તમારા જોડાના તસમા કરતાં જંનત વધારે નજદીક છે. અને અગ્નિ પણ એવીજ રીતે છે.

**ફાયદો** એટલે જંનત જહનમ આદમીથી ઘણી પાસે છે. તેને દૂર ના સમજો. જો ઇમાન તથા સારાં કામો છે તો જંનત લગોલગ છે. અને જો કુફ્ર તથા ગુનાહ છે તો જહંનમ કરીબ છે.

૧૨૭૪ બોખારી તથા મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું

---

* વસીયત અદા કરવા વગર વારસો લેવો દુરૂસ્ત નથી. શરીઅતમાં વસીયત અદા કરવાની ઘણી તાકીદ છે જો કે દેણનું અદા કરવું વસીયત પેહેલાં છે, છતાં વસીયતનું બયાન તાકીદને માટે કુરઆનમાં દેણથી પેહેલાં થયું છે કે કોઈ ફોકટમાં આપવાનું સમજી અદા કરવામાં કસૂર કરે નહીં. વસીયત માટે આ જરૂર નથી કે લેખ થાય પણ મોંથી કહેવાની સાબિતી થાય તોએ તેનું અદા કરવું જરૂર છે. જો કોઈ માણસ કોઇને માટે કંઈ આપવાની વસીયત મોંથી કરે ફરી બીજા માણસ કે માણસો માટે લેખીત વસીયત કરે ને તેમાં મોંથી વસીયત કરેલા માણસને વર્ણયો ન હોય તોએ એને વિષેની વસીયતમાં કંઈ નુકસાન નથી. તે આપવી જોઈએ. જો તરતીયાંશ માલમાંથી નીકળી શકે એવા એક ઘરની એક માણસ માટે મોંથી વસીયત કરે ફરી તેજ ઘર માટે બીજા માણસ માટે લેખીત વસીયત કરે તો તે ઘર બંનેને વસીયતમાં મળશે. જે માણસને મોંથી વસીયત કરી હોય ને ફરી વસીયતનામામાં તેના વિષે કંઈ લખ્યું ન હોય તો એથી એમ સમજવું નહીં કે મોંથી વસીયત કરેલી રદ થઈ છે. કારણ કે વસીયત રદ કરવા (વસીયતથી રોજુ કરવા) માટે જરૂર છે કે વસીયત કરનાર આવી રીતે કહે કે મેં વસીયત રદ કરી છે અથવા મે ફેરવી લીધી છે અથવા વસીયત કરેલી વસ્તુ કોઇને વેચે કે બખશીશ આપે અથવા તેમાં ફેરફાર કરે જેમકે એક કપડાની વસીયત કરી હતી ફરી તેને કાપે, તોજ વસીયતનુ રદ ગણાય છે જો કોઈ માણસ એક ઘરના વસીયત વારેસ માટે તથા પારકા શખશ માટે કરશે તો વારેસને વસીયત થઈ શકતી નથી પણ તે પારકા માણસને અરધું ઘર મળશે. જો કોઈ શખ્સ પોતાની મીલકતનો ત્રીજો ભાગ ફકીરો અને મિસકીનો માટે વસાયત કરે તો તે માલ એઓમાં વેહેંચવો જરૂર છે. પણ જો તે માલથી ઘર કે ખેતી ખરીદાય અને તેની આમદની ફકીરોને અને મિસકાનોને અપાય તો દુરૂસ્ત નથી. જો કોઈ સખ્સ વસાયત કરે કે મારા નાના છોકરા બાલેગ નહીં થાય ત્યાં સુધી વારસો વેહેંચાય નહીં અને વારેસોમાં મોટાં પણ હોય તો તે વસાયત બાતેલ છે. મોટાઓનો વારસો રોકવો દુરૂસ્ત નથી. એથી ઘણા ફસાદ થાય છે. ગ્રા. મો.

કે લડાઇ દાવ પેચનું નામ છે.

**ફાયદો** એટલે લડાઇ માત્ર તલવાર મારવા પર અટકેલી નથી દાવ પેચ પણ જરૂર જોઇએ.

**શેઅર**

કારહા રાસ્ત કોનદ આકેલે કામેલ બ મુખન
કે બ સદ લશકરે જર્રા ર મયસ્સર ન શવદ. †

પણ અહદ અને કરાર કર્યો પછી ફરેબ કે ધોકો દુરસ્ત નથી.

૧૨૭૫ બોખારીમાં અબુ સઇદ બીન મોઅલ્લા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ હમ્દો લિલ્લાહે રબ્બિલ આલમીન એજ સૂરા સબએ મસાની અને કુરઆને અઝીમ છે જે મને અપાઇ.

**ફાયદો** કુરઆનમાં ખોદાએ હજરત (સલ) ને પોતાનું એહસાન જણાવ્યું કે અમે તને સબએ મસાની તથા કુરઆને અઝીમ આપી. તો હજરતે (સલ) ફરમાવ્યું કે સબએ મસાની અને કુરઆને અઝીમથી મતલબ સૂરા ફાતેહા છે. તેને સબએ મસાની એટલાં માટે કહી કે તેમાં સાત આયતો છે વળી કોઇ નમાઝમાં સૂરા ફાતેહા બે વારથી ઓછી પઢવામાં આવતી નથી. અને એનું ઉતરવું પણ બે વાર થયું. મક્કામાં પણ અને મદીનામાં પણ. અને અલ હમ્દોને કુરઆને અઝીમ એટલાં માટે ફરમાવી કે જે મતલબ આખા કુરઆનમાં વિસ્તારથી છે તે આ સુરામાં સામટી રીતે છે.

૧૨૭૬ બોખારી તથા મુસલિમમાં આએશા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે બુખાર જહંનમની બાફમાંથી છે.

**ફાયદો** પૂરી રિવાયત આવી રીતે છે કે તેને પાણીથી થંડી કરો. એટલે બોખારનો ઇલાજ થંડા પાણીથી ગોસલ કરવું છે. પણ આ ઇલાજ તે બોખાર માટે છે કે જે ધુપથી અથવા ગરમ ખોરાક કે ગરમ દવાથી આવ્યો હોય, એમ નથી કે દરેક પરાજનો આજ ઇલાજ છે. કારણ કે અરબનો દેશ ગરમ છે. ત્યાં ઘણું કરીને આવી રીતની પરાજ થાય છે. એને તિબ્બમાં હુમ્મા યવમીયઃ કહે છે.

† અર્થ—કામેલ અકલવાળા વાતથી કેટલાંક એવાં કામો ઠીક કરે છે કે જે લડવૈયા સો લશકરથી બની શકતું નથી. ગુ. મો.

૧૨૭૭ બોખારી તથા મુસલિમમાં અનસ તથા ઇમરાન બીન હોસેન (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શરમ [લાજ] પૂરે પૂરી સારી ચીજ છે.

૧૨૭૮ બોખારીમાં ઇમરાન બીન હોસેન (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શરમ (લાજ) તો ખુબીજ લાવે છે.

**ફાયદો** એટલે શરીઅત પ્રમાણેની શરમ દરેક હાલતમાં સારૂંજ ફળ આપે છે.

૧૨૭૯ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શરમ (હયા) ઇમાન માંથી છે.

**ફાયદો** એટલે શરમ ઇમાનની ઉમદા શાખા છે. કેમકે એને લીધે માણસ બુરાં કામોથી બચે છે. જેટલી શરમ વધુ તેટલું ઇમાન વધુ. અને જેટલી શરમ ઓછી તેટલું ઇમાન ઓછું.

૧૨૮૦ મુસલિમમાં અબુ મુસા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અનામત દાર ખજાનચી (તીજોરર) જે દિલ ખોશીને હુકમ પ્રમાણે આપે છે તે સદકા કરનારાઓમાંનો એક છે.

**ફાયદો** એટલે જે આપવાનો સવાબ છે તેમાં ખજાનચી અને ખાનસામો પણ સામેલ છે, એવી શરતથી કે ખોશીથી આપે. પણ જો ખજાનચી કનજુસાઇ કરે તો સવાબથી અભાગ્યો છે. કારણ કે માલિક તો અપાવે છે અને આ નાપાક નું નકામું પેટ ફુલે છે. એના બરાબર બીજો બખીલ નથી.

૧૨૮૧ મુસલિમમાં અબુ હોરૈરા [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શરાબ આ બે ઝાડોથી છે ખજુરીથી અને અંગુરથી. અને એક રિવાયતમાં નખલા અને એન બાની જગ્આ કરમા અને નખલા છે. અને બીજી રિવાયતમાં કરમ શબ્દ છે. પણ મતલબ સર્વ લફ્જોની એકજ છે.

**ફાયદો** એટલે અરબનો દારૂ ઘણું કરીને ખજુર અને અંગુરનો થાય છે. એની આ મતલબ નથી કે આજ બે ઝાડોથી દારૂ થાય છે એના સિવાય બીજા કોઇનો દારૂ હરામ નથી.

૧૨૮૨ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે કેયામત સુધી ઘોડાની પેશાનીના વાળમાં બેહતરી બંધાઇ છે.

**ફાયદો** એટલે મોટો સવાબ તથા મુલકની ફતેહ જેહાદ કરવા ઉપર અટકેલી છે. અને ઘોડો જેહાદનું ઉમદા સાધન છે. તો હકીકતમાં ખૈર અને કોશાદા રોજીનું કારણ ઘોડાજ થયો. આ હદીસમાં ઇશારો છે કે ઇમાનદાર જેહાદની નૈયતથી ઘોડાની પરવેરશ કરવાથી ગફલત કરે નહીં.

૧૨૮૩ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા [રદી]થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ઘોડા ત્રણ પુરૂષ માટે છે. એક પુરૂષને માટે સવાબ છે. બીજાને માટે પરદો [ઢાંકણું] છે અને ત્રીજા પુરૂષ માટે વબાલ છે. તો જે શખ્સ માટે સવાબ છે તે તે પુરૂષ છે જેણે ખોદાના માર્ગમાં (એટલે જેહાદ માટે) બાંધ્યો. ફરી તેને સુડામાં કે ચમનમાં લાંબી રસીએ બાંધ્યો અને તે તે રસીમાં તે સુડાથી કે ચમનથી જે કંઇ ચર્યો તે તેને માટે નેકીયો છે. અને જો તેની દોરડી તુટે અને એક ઊંચાઇપર દોડે અથવા બે ઊંચાઇપર તો તેના ટાપોની નિશાનીયો (અથવા માટી) તથા તેની લાદ તેને માટે નેકીયો થશે. અને જો નેહેર ઉપર જાય અને તેથી પાણી પીયે અને એનો વિચાર પાણી પાવાનો નહી પણ હોય (તોએ) તે તેને માટે નેકીયો થશે, તે ઘોડો તે પુરૂષ માટે સવાબ છે. અને જે પુરૂષે તેને ગની થવા માટે [એટલે વેપારમાં લાભ કરવા માટે] તથા પારકી સ્વારી માંગવાથી બચવા માટે બાંધ્યો ને તેની ગરદનોમાં તથા તેની પીઠમાં જે હક્ક છે તે નહીં ભૂલ્યો (એટલે તેની જકાત આપી અને જઇફોને તેપર સ્વારી કરાવી) તો તે ઘોડો તે પુરૂષ માટે પરદો છે (એટલે ઇજ્જતથી રહ્યો જીલ્લતથી બચ્યો.) અને જે પુરૂષે તેને ઇતરાવા દેખાડવા અને મુસલમાનોની દુશમનીમાં બાંધ્યો. તો તે તેને માટે બોજ છે. [એટલે વબાલ છે.]

**ફાયદો** એટલે ઘોડો પાલવો ત્રણ તરેહ છે સર્વથી ચઢતું તો આ છે કે જેહાદ માટે પાલે કે એમાં અગણીત સવાબ છે. બીજી તરેહ આ કે પોતાની સ્વારી તથા સોદાગરીને માટે પાલે તો એમાં દુન્યાનો ફાયદો છે અને દીનનું કંઈ નુકસાન નથી. ત્રીજી તરેહ આ કે કાફેરોની મદદ માટે પાલે, બડાઇ માટે અને ઇતરાય માટે તો આ તદન વબાલ અને અજાબ છે.

૧૨૮૪ મુસલિમમાં હોજેફા બીન યમાન (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે દજ્જાલ ડાબી આંખનો કાણો છે ઘણા વાળ વાળો છે. તેની સાથે જંનત છે અને અગ્નિ છે. પણ તેની અગ્નિ જંનત છે. અને તેની જંનત દોજખ છે (એટલે તેનું કારખાનું નજરબંધીનું છે.)

૧૨૮૫ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે દુન્યા મુમેનનું બન્ધીખાનું છે. અને કાફેરનો બગીચો છે.

**ફાયદો** દુન્યા ઈમાનદારનું બન્ધીખાનું છે. કંઇ તરેહથી પેહેલી તો આ કે મુમેન અગર જો બાદશાહ હોય પણ દુન્યા ફના અને ફિકર થી ખાલી નથી બીજી ગુનાહના સપડાવાનો ડર અને ખાતેમાનો ખટકો અને કબરના અજાબનો કેયામતના હિસાબ કિતાબનો ડર ઇમાનદારને હમેશા સામે રહે છે. તો તેને જીન્દગીનો લુતફ ક્યાં? ત્રીજી આ કે અદના ઇમાનદારનું ઠેકાણું જંનતમાં તમામ દુન્યાથી દશ ઘણું થશે. તો તેને સરખાવતાં દુન્યાં કેદખાનું છે. અને કાફિર માટે દુન્યા આટલા માટે જંનત ઠરી કે તેને આખેરતનું ઇમાન નથી. તે જાનવરની તરેહ બેકેદ રહે છે નિર્ભયે એશ કરે છે. જેવી રીતે દુન્યા મળે છે ભેગી કરે છે. એમ છતાં મુળ મથક કાફિરનું દોજખ છે. તો તેની મોસીબત અને અજાબના મોકાબલામાં દુન્યાની જીન્દગી અગર પૂરી રીતે તકલીફથી ગુજરતી હોય તો તે જંનતના બરાબર છે.

૧૨૮૬ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અમર (રદી)થી રિવાયત છે કે હજરતે ફરમાવ્યું કે દુન્યા લાભ લેવાની [અથવા વરતવાની] ચીજ છે અને દુન્યાની લાભ લેવાની વસ્તુમાં ચઢયાતી નેક ઓરત છે" કાજાઇની રિવાયતમાં ખૈરો મતાઇદ દુન્યાની જયા ખૈરો મતાએહાનો શબ્દ છે. (પણ મતલબ બંને ઇબારતની એક છે.)

**ફાયદો** નેકબખ્ત ઓરત એટલાં માટે બેહતર ઠરી કે તે ખોદા અને રસૂલનો હુકમ

માને છે. પોતાના ખાવિન્દની તાબેદાર રહે છે તેની મરજી વિરૂધ્ધ કરતી નથી. વરની સંભાળ છે પોતાના ખાસ કરીને ખાવિન્દના આરામને આગળ કરે છે તો મરદની જીન્દગાની સારી રીતે ગુજરે છે.

**શેઅર**

ઝને ખૂબો ખુશ સીરતો પારસા
કોનદ મરદ દરવેશ રા બાદશાહ *

પણ જે ખોદા નખારતા ઓરત નેક બખ્ત નથી તો મરદની જીન્દગી કડવી થઇ (ધુળ થઇ)

**શેઅર**

ઝને બદ દર સરાએ મરદ નકો
હમદરીં આલમસ્ત દોજખે ઓ. †

૧૨૮૭ મુસલિમમાં તમીમદારી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે દીન ખેર ખ્વાહીનું નામ છે દીન ખેર ખ્વાહીનુ નામ છે. દીન ખેર ખ્વાહીનું નામ છે. સહાબાએ કહ્યું કે કોની (ખેર ખ્વાહીનું નામ દીન છે.)? એ રસૂલુલ્લાહ ! હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહની તથા તેના રસૂલની તથા તેની કિતાબની તથા મુસલમાનોના ઇમામોની તથા આમ મુસલમાનોની.

**ફાયદો** અલ્લાહની ખેર ખ્વાહી આ કે તે પર ઇમાન લાવે તેના દીનમાં વાંકી ચાલ નહીં ચાલે. અમલને દેખાવ (રિયા) થી ચોખ્ખું કરે. તેના હુકમોને બજાવી લાવે. તેની નાફરમાનીથી બચે. અને રસૂલની ખેર ખ્વાહી તે આ કે તેને સાચવે. તેની સુન્નત પરેજ થાલે અને બિદઅતથી બચે. અને કુરઆનની ખેર ખ્વાહી આ કે તેના હરફોને પઢવામાં સારી રીતે અદા કરે પૂરતા માનથી પઢે. તેની મતલબોને સાચે મોહકમ આયતો પર અમલ કરે અને મોતશાબહ આયતો પર ઇમાન લાવે. તે પર શંકા કરનારાઓની શકાનો ઉત્તર આપે. ‡ અને મુસલમાનોના હાકેમોની ખેરખ્વાહી એટલે ઇમામોની ખેરખ્વાહી તે આ છે કે હકીકત પ્રમાણે તેમની તાબેદારી કરે. તેમની બેઆબરૂતથી બચે. અને મુસલમાનોની ખેર ખ્વાહી તે આ કે બનતા સુધી તેઓને ફાયદો પોહોંચાડે તેમને દુઃખ નહીં દે. નેક કામ શીખવે બુરાં કામોથી રોકે. અને જે પોતાને માટે ચાહે છે તે તેઓ માટે ચાહે.

* અર્થ—ખુબસુરત સારા સ્વભાવની નેક બખ્ત સ્ત્રી દરિદ્ર માણસને રાજા બનાવે છે. ગુ. મૌ.

† અર્થ નેક પુરૂષના ઘરમાં બુરી સ્ત્રીનું હોવું જાણે આ જગતમાં તેની દોજખ છે. ગુ. મૌ.

‡ પાદરીઓએ જે શંકાઓ ઈસ્લામ પર કરી છે તે સઘળાનો જવાબ ખોદાએ મારાથી અપાવ્યો છે. અને તે સઘળા તોહફતુલ હિન્દ ગુજરાતી તથા ઇંગ્રેજીની નોટોમાં છે. અલહમ્દો લિલ્લાહ. ગુ. મૌ.

૧૨૮૮ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે સોનું સોનાને બદલે બરાબર બરાબર વેચાય જેટલું એક તેટલું બીજું. અને ચાંદી ચાંદીને બદલે બરાબર બરાબર વેચાય જેટલું આ તેટલું તે. તો જેણે વધારે આપ્યું અથવા વધારે માંગ્યું તે વ્યાજ છે.

૧૨૮૯ બોખારી તથા મુસલિમમાં ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે સોનું ચાંદીથી બદલવું વ્યાજ છે પણ હાથોહાથ વ્યાજ નથી. અને ઘઉં ઘઉંથી બદલવું વ્યાજ છે, પણ હાથોહાથ વ્યાજ નથી. અને ખજુરને ખજુરથી વેચવું વ્યાજ છે પણ હાથોહાથ વ્યાજ નથી. અને એક રિવાયતમાં છે ચાંદી ચાંદીથી વેચવી વ્યાજ છે પણ હાથોહાથ વ્યાજ નથી. અને સોનું સોનાથી વ્યાજ છે પણ હાથોહાથ વ્યાજ નથી.

**ફાયદો** એટલે ચાંદી અને સોનામાં તથા તોલવાની ચીજોના બદલવા તથા વેચવામાં બે તરેહ છે. એક તરેહ તો આ કે એકજ જાતની ચીજને બદલવું જેમકે ચાંદીને ચાંદીથી અથવા જવને જવથી તો એમાં શરત આ છે કે તેજ વખત હાથોહાથ બદલે અને તોલમાં બને બરાબર હોય. જો તોલમાં વધારો ઘટારો થયો અથવા એક ચીજ નગત અને બીજી ઉધાર હોય તો પણ વ્યાજ છે. અને બીજી તરેહ આ કે બે જાતનું બદલવું જેમકે ચાંદીને સોનાથી બદલવું અથવા ઘઉંને જવથી બદલવું તો એમાં શરત આ છે કે હાથોહાથ હોય. એમાં વધારે ઓછું વ્યાજ નથી. દાખલા તરીકે એક સેર ઘઉંને બસેર જવથી વેચવું દુરૂસ્ત છે. પણ જો હાથોહાથ ન હોય ઘઉં આજે આપે અને જવ કાલે લ્યે તો આ વ્યાજ છે એ કદી દુરૂસ્ત નથી.

૧૨૯૦ બોખારીમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે નેક આદમીનો સારો ખ્વાબ તે નોબુવ્વતના ભાગોમાંનો છેતાલીશમો ભાગ છે.

**ફાયદો** એટલ જેવી રીતે પેગમ્બરના ઇલમમાં કિયાસ કે વિચારનો પેસારો નથી તેમજ ઠીક ખ્વાબમાં સોંચ વિચારનો દખલ નથી. માત્ર ખોદાનાજ તરફથી થાય છે. તો નેક આદમીનું ઠીક સ્વપ્નું નુબુવ્વતના ઇલમની જાતીથી થયું. અને છેતાલીશમો ભાગ થવાનું કારણ પ્રથમ બયાન થયું છે.*

૧૨૯૧ બોખારીમાં અબુ સઇદ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે નેક અને ઠીક સ્વપ્નું નોબુવ્વતના ભાગોમાંનો છેતાલીશમો ભાગ છે.

૧૨૯૨ બોખારી તથા મુસલિમમાં અબુ કતાદા હારેસ બીન રિબઇ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે સારો ખ્વાબ અલ્લાહ તરફથી છે અને પરેશાન ખ્વાબ શેતાન તરફથી છે.

**ફાયદો** ખ્વાબ ત્રણ તરેહના થાય છે એક તો નેક ખ્વાબ છે. જેથી દીનની કુવવત થાય ખોદાપર ભરોસો વધે ગુનાહોથી બચે. બીજી તરેહ પરેશાન ખ્વાબ છે જેથી વેહેમ તથા રંજ વધે અથવા ખોદાથી બદ ગુમાની વધે. ત્રીજી તરેહ આ કે માણસને પોતાના ખિયાલ દેખાય અથવા ખોરાકની વરાળથી કોઇ (શકલની સૂરત બંધાય. તો પેહેલી તરેહ એટલે સારા ખ્વાબને ખોદા તરફનો ફરમાવ્યો અને બીજી તરેહના ખ્વાબને શૈતાન તરફનો ફરમાવ્યો અને ત્રીજી તરેહને બયાન કર્યો નહીં કેમકે તે ખુદ જાહેર છે તેના બયાનની કંઇ જરૂરત નથી.

૧૨૯૩ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે સગાઇ અરશની સાથે લટકેલી છે તે કહે છે કે જે મને જોડે તેને ખોદા જોડે અને જે મને કાપે તેને ખોદા કાપે.

**ફાયદો** એટલે સગાઇનું હક્ક ઘણુંજ શ્રેષ્ઠ છે. જેણે તેને અદા કર્યું તેના પર ખોદાની રહમત છે. અને જેણે તેને નહીં માન્યું તે ખોદાની રહમતથી દૂર પડયો.

૧૨૯૪ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ગીરવી જાનવર પર તેના ઘાસ ચારા બદલે સ્વારી કરાય અને દૂધ આપતીનું દૂધ પીવાય. જ્યાં સુધી તે ગીરવી હોય. અને જે સ્વારી કરે અને દૂધ પીએ તે શખસ પર તેનો ઘાસ ચારો છે.

**ફાયદો** આ હદીસથી જણાયું કે ગીરવી જાનવરની સ્વારી કરવી અને તેનુ દૂધ પીવું ગીરો લેનારને ઘાસ ચારને બદલે દુરૂસ્ત છે. ઇમામ અહમદ (રહ) નો આજ મજહબ છે. પણ તેમની નજદીક ગીરવી વસ્તુનો લાભ લેવો ખરચ જેટલો જોઇએ ખરચથી વધુ દુરૂસ્ત નથી. અને ઇમામ શાફેઇ (રહ) ની નજદીક નફાનું હક્ક માલિકનું છે અને ખરચ પણ તેના પર છે. અને ઇમામ આજમ (રહ) ની નજદીક જેવી રીતે તે ચીજ ગીરવી છે તેવીજ રીતે તેનો નફો પણ ગીરવી છે. એટલે જો ગીરો લેનાર તેના નફાને લ્યે તો પોતાના મુલ કરજથી બાદ કરવું જોઇએ અને તેનો ખરચ માલિક પર લાજેમ છે.

૧૨૯૫ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે બેવા (રાંડી રાંડ) અને મોહતાજ માણસની હાજત પૂરી કરનાર અલ્લાહના માર્ગમાં જેહાદ કરનાર સરખો છે. અબુ હોરેરા (રદી) કહે છે કે મને આવી રીતે યાદ છે કે હજરતે (સલ) આવી રીતે ફરમાવ્યું કે તે તહજ્જોદની નમાઝ પઢનાર જેવો છે કે જેની નમાઝ કદી નહીં છુટે અને રોઝા રાખનાર સરખો છે કે જે કદી રોજો નહી તોડે.

**ફાયદો** એટલે જે જકાતનો માલ વિધવા સ્ત્રી અને મોહતાજ માટે સંગ્રહ કરે અથવા પોતાની કમાઇથી તેઓની ખબર લ્યે અને તેઓનું કામ કાજ કરી દે તેને ગાજી તથા હમેશ તહજ્જોદ પઢનાર અને હમેશ રોજો રાખનાર બરાબર સવાબ છે. આ હદીસથી મોહતાજોની હાજત પૂરી કરવાની ઉમદા ફજીલત સિધ્ધ થઇ.

૧૨૯૬ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ)

* વાંચો હદીસ ના. ૧૦૩૭ અ. મો.

ફરમાવ્યું કે સફર અજાબનો એક તુકડો છે તે તમને ઉંઘવાથી ખાવાથી પીવાથી રોકે છે. માટે જ્યારે કોઇ કેથે ગયો હોય, તે કામ પૂરું થાય તો જલદીથી ઘરવાળાઓ પાસે આવે.

**ફાયદો** આથી જણાયું કે વગર જરૂરતે સફર કરવી મકરૂહ છે કેમકે એમાં તદન તકલીફ છે. અને જ્યારે કોઇ જરૂરતને લીધે આદમી સફર કરે તો પરાજા થયા પછી ત્યાં નહીં ઠરે. કેમકે એમાં ઘરની બદ ઇનતેજામી છે. આ હદીસમાં વતનમાં રહેવાને ઉત્તેજન છે કે જેથી જુમઆ તથા જમાઅત જતી નહીં રહે અને બાયડી બચ્ચાનું હક નાશ નહીં થાય.

૧૨૯૭ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે નહુસત સ્ત્રીમાં ઘોડામાં અને ઘરમાં છે.

**ફાયદો** આ હદીસમાં તેવી નહુસત મતલબ નથી જેવી જાહેલોની માનવી છે પણ એ ધારવાની રૂએ (બતોર ફરજને) છે. એટલે જો કોઇ ચીજમાં નહુસત થવી મુમકેન (બનવા જોગ) હોત તો આ વસ્તુમાં હોત. જેમકે આજ મતલબ બીજી હદીસમાં (ખુલ્લી રીતે) છે જેની રિવાયત સઅદ બીન અબુ વક્કાસ (રદી)થી થઇ છે. સ્ત્રીની નામોબારકી આ છે કે બદમીઝાજ હોય. અને ઘોડાની નામુબારકી તે શરીર અને બદ જાત હોય અને ઘરની બે બરકતી તે તંગ હોય તથા તેનો પડોસી બુરો હોય.

૧૨૯૮ મુસલિમમાં અનસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ત્રણ શ્વાસ (સાસ) માં પીવું તે પેટમાં સારી રીતે ઉતરનાર છે (એટલે) બોજ થતું નથી.) અને ઘણી શફા આપનાર છે (તરસની બીમારીથી) અને સારી ચાહવટનું છે અને (પીયાસના દુઃખથી) ઘણી મુક્તિ આપનાર છે.

**ફાયદો** આ હદીસમાં પાણી પીવાનો તરીકો ફરમાવ્યો અને ત્રણ દમમાં પાણી પીવાનું ડહાપણ, બતાવ્યું. એવી રીતે પાણી સારી રીતે હજમ થાય છે અને થોડા પાણીથી તરસ બુઝે છે.

૧૨૯૯ બોખારીમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શિફા ત્રણ વસ્તુમાં છે. ડમડીના ઘામાં અને શેહેદના પીવામાં અને અગ્નિના ડામવામાં. અને હું મારી ઉમ્મતને ડામ દેવાની મનાઇ કરૂં છું.

**ફાયદો** આ હદીસની શરહ છઠ્ઠા અધ્યાયમાં થઇ છે. જો કે આ હદીસમાં ડામવાની મનાઇ ફરમાવી પણ ડામવું હજરત (સલ)થી સિદ્ધ થયું છે. તો મતલબ આ થઈ કે જો કોઇ દવાથી સજો થઈ શકે તો ડામવાથી દૂર રહે. અને નહીતો દુરૂસ્ત છે.

૧૩૦૦ બોખારીમાં જાબેર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે વસ્તુમાં વેહેંચણી નહીં થઇ હોય તેમાં શુફઆનું હક છે. તો જ્યારે હદ બંધી થાય અને માર્ગ જૂદા જૂદા થાય તો શુફઆ રહ્યો નથી.

**ફાયદો** શુફઆ બે તરેહના છે. (૧) શુફઆ શિરકત જેમ કે એક ઘરના બે ભાગીયા હોય અને તેમાંથી એક ભાગીદાર પોતાનો હિસ્સો વેચે તો તેને બીજા ભાગીદાર સિવાય બીજો શખસ લઇ શકતો નથી અને (૨) શુફઆ હમસાયગી એટલે જો કોઇ ઘર વેચાય તો તેને લેવામાં તેનો પડોસી વધારે હકદાર છે, ઇમામ શાફેઇ (રહ)ની નજદીક શિરકતમાં તો શુફઆ છે પણ હમસાયગી (પડોસ)માં શુફઆ નથી અને આજ હદીસ તેમની દલીલ છે કે જ્યારે વેહેંચણી થઇ અને ઘરનો દરવાજો અલાહેદો થયો અને માર્ગ તેનો જૂદો ઠર્યો તો શુફઆ નહીં રહ્યો. અને ઇમામ આજમ (રહ) ની નજદીક બંને તરેહનો શુફઓ છે. શિરકતમાં પણ અને હમસાયગીમાં પણ. તો આ હદીસની આ મતલબ છે કે તકસીમ (વેહેંચણી) થએથી શુફઆ શિરકત જતો રહ્યો. આ તલબ નથી કે હમસાયગીનો શુફઓ પણ જતો રહ્યો.

૧૩૦૧ બોખારીમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે સુર્ય અને ચંદ્ર બંને કેયામતને દિવસે લપેટાશે. (એટલે બે રોનક તથા વગર રોશનીના થશે.)

**ફાયદો** જ્યારે કેયામત થઇ કે આ જગત ફના થયું તો રોશનીની કંઈ જરૂર રહી નહીં. અને બીજું કારણ આ છે, કે તેના પૂજનારા

તેઓની પડતી તથા નુકસાની જોઇને શરમિન્દા થાય.

૧૩૦૨ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મોત સિવાય દરેક બીમારીની દવા કલોંજીમાં છે.

**ફાયદો** તિબ્બનો કાયદો છે કે દવા વિરૂદ્ધ ચીજથી કરવી જોઇએ એટલે ગરમ બીમારીની થંડી દવા અને થંડી બીમારીની ગરમ. તો હદીસ ની મતલબ આ છે કે દરેક સરદીની બીમારીની કલોંજી દવા છે. કારણ કે એ ગરમ ખુશક છે, અથવા તો એની ખાસીયત એવી છે કે ગરમી અને સરદી બને તરેહની બીમારીને ફાયદો કરે છે. કારણ કે ઇલમે તિબ્બમાં સિદ્ધ થયું છે કે ઘણીએક ગરમ વસ્તુ ગરમ બીમારીઓને ફાયદો કરે છે. અને સરદ ચીજો સરદીને દૂર કરે છે. જેમ કે કાસની જીગરની બીમારીઓને ફાયદો કરે છે ફરી તે ગરમીની હોય કે સરદીની હોય અને જુવો તો કાસની થંડી છે. અને એવીજ તરેહ ખૂબ—કલાન બુખારને લાભકારક છે ફરી તે ગરમીનો હોય કે સરદીનો હોય અને જુઓ તો એનો મિઝાજ ગરમ છે. જાલાનુસે પોતાની કિતાબ માં તથા બુઅલી સીનાએ કાનુનમાં લખ્યું છે કે શોનીઝ એટલે કલોંજી ગરમ ખુશક છે. બલગમને કાપે છે. અને હવા તથા પેટના ફુલવાને દૂર કરે છે. મસા ચાઠાં અને ડાગાને ફાયદો કરે છે. અને સરકાની સાથે ફુલ્લીઓને ફાયદો આપે છે. અને બલગમી વરમ તથા સખત વરમને ઉતારે છે. અને સરકાની સાથે બલગમી જખમ તથા ખુજલીને નફો થાય છે. અને જો તેને ભુંજી પોટલી બાંધીને સુંઘે તો સલેકમ (જોકામ) ને ફાયદો કરે છે. અને જો માથાપર લગાડે તો માથાના સરદીના દરદને દૂર કરે છે. અને સરકા સાથે જોશ દઇને કોગળો કરે તો દાંતનું દરદ દૂર થાય છે. અને જો સોસનની જડના તેલ સાથે ઘસીને તેને નાકમાં નાંખે તો શરૂ નોજુલ એટલે મોતયો બંધાતો દૂર કરે છે. અને પેટના કીડા એનાથી મરી જાય છે. જો કેટલાક દિવસ તેને વાપરે તો હૈજ બંધાએલું જારી થાય છે. અને મધ તથા ગરમ પાણી સાથે મસાના(પેશાબની થેલી)ની તથા ગુરદાની પથરીને કાઢે છે. અને બલગમી તથા સોદાની તાપને દૂર કરે છે. અને તેના ધૂમાડાથી કીડી મકોડી નહાસે છે. આથી જણાયું કે શોનીઝ (કલોંજી)માં મોટા મોટા ફાયદા છે. એટલા સુધી તો હકીમોની અકલ પુગી બાકી તેના ફાયદા ખોદાજ સારી રીતે જાણે છે. માટે હજરતે (સલ) તેની તારીફ કરી.

૧૩૦૩ બોખારી તથા મુસલિમમાં અબુ-હોરેરા [રદી]થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે શહીદ પાંચ (તરેહના) છે. તાઉન (પલેગ)વાળો પેટની બીમારીવાળો (એટલે જેનું પેટ ચાલે) ડુબેલો દીવાર વગેરેની નીચે દબનાર અને અલ્લાહના માર્ગમાં શહીદ થનાર.

**ફાયદો** એટલે એઓને પણ શહાદતનો કેટલોક લાભ મળશે અગર જો ઊંચા દરજાનો શહીદ તો તેજ છે કે જે જેહાદમાં મરાય.

૧૩૦૪ મુસલિમમાં સઅદ બીન અબુ વક્કાસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મહિનો આવો છે અને આવો છે. ફરી ત્રીજીવાર (આવો કહેતાં) એક આંગળી ઓછી કરી.

**ફાયદો** સહી બોખારીમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અમો વગર ભણેલા લોકો છીએ ન લખવા જાણીએ અને ન હિસાબ. મહિનો આવો આવો અને આવો છે અને ત્રીજીવાર હજરતે (સલ) અંગુઠો બંધ કર્યો. ફરી ફરમાવ્યું કે મહિનો આવો આવો અને આવો છે. એટલે કદી ઓગણત્રીસ દિવસનો થાય છે અને કદી ત્રીસ દીવસનો થાય છે. હજરતે (સલ) બંને હાથના દશ આંગળીઓ ઉપાડીને ત્રણવાર ઇશારો કરીને ફરમાવ્યું કે મહિનો કદી ઓગણત્રીસ દિનનો થાય છે. અને કદી ત્રીસ દિનનો. મુસલિમની રિવાયતમાં ઓગણત્રીસ છે અને બોખારીની રિવાયતમાં ઓગણત્રીસ પણ છે અને ત્રીસ પણ છે. કદાપી કેટલાક લોકોએ કહ્યું હશે કે રમજાન મહિનાના રોજા અમારાપર ફરજ છે અને રમજાનનો મહિનો તો કદી ઓગણત્રીસ દિનનો થાય છે તો પૂરા મહિનાનો તમામ સવાબ નહિ

થયો ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી.* અને પૂરતી રીતે ખુલ્લું કરવા ઇશારો કરીને ફરમાવ્યું કે બંને સૂરતોમાં સવાબ બરાબર છે ફરી ત્રીસ દિનનો મહિનો થયો હોય અથવા ઓગણત્રીસ દિનનો.

૧૩૦૫ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે વૃધ્ધ (ડોસો) બે ચીજની મોહબ્બતમાં જુવાન છે. લાંબી ઉમરની મોહબ્બતમાં તથા માલ વધારવાની મોહબ્બતમાં

**ફાયદો** એટલે ઘડપણમાં ઓમર વધવાની મોહબ્બત તથા માલ વધવાની મોહબ્બત ઘણીજ વધી જાય છે.

મિસરો.

મરદ ચું પીર શવદ હિરસ જવાં મીગરદદ *

ઉમર વધવાની મોહબ્બત એટલાં માટે થાય છે કે દુન્યા છોડવાનો જીવ ચાહતો નથી. અને નેક કામ નહીં થવાથી મોત કબર અને કેયામતથી જીવ ગભરાય છે. અને માલ વધવાની મોહબ્બત એટલાં માટે થાય છે કે મારી ઓલાદને કામ આવે અને મને વૃધ્ધ પણે મોહતાજી નહીં થાય. આ હદીસમાં લાંબી ઉમરના તથા માલ વધવાના લોભની બુરાઇ છે.

૧૩૦૬ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે પેહેલા સદમા (દુ:ખ) ની નજદીક સબરનો સવાબ છે.

**ફાયદો** એક સ્ત્રી કબરપર રડતી હતી. હજરત (સલ) તે તરફથી નીકળ્યા તે સ્ત્રીને ફરમાવ્યું ખોદાથી ડર અને સબર કર. તેણીએ કહ્યું મારી પાસેથી હઠી જા. જે મોસીબત મારાપર પડી છે તે તારાપર પડી નથી. પણ તે સ્ત્રી હજરત (સલ)ને પેહેચાનતી નહોતી. કોઇએ તેણીને કહ્યું કે આ તો હજરત [સલ] હતા. ત્યારે તો તે ગભરાઇ અને પસ્તાવો કરવા લાગી. ફરી હજરત (સલ) પાસે આવીને કહેવા લાગી ઓ હજરત! (સલ) મેં આપને ઓળખ્યા નહોતા. એટલે હવે હું આપનો હુકમ માનું છું અને સબર કરું છું ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે મોસીબતની શરૂ તે સબરનો વખત છે. અને તેજ સબરનો શરીઅતમાં સવાબ છે અને ગણુતરી છે. કારણ કે જ્યારે મોસીબતને ઘણી મુદ્દત વીતે છે તો માણુસને આપો આપ સબર આવે છે. ફરી તે ઇમાનદાર હોય અથવા કાફેર હોય તો તે સબરનો કશો ઇતબાર નથી.

૧૩૦૭ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે પાંચ નમાઝો અને જુમઆથી બીજી જુમઆ સૂધી અને રમજાનથી બીજી રમજાન સુધી જ્યારે કબીરા ગુનાહોથી બચાવ તો તે દરમ્યાનના ગુનાહોનો કફારો છે [ઉતાર છે.]

**ફાયદો** આથી જણાયું કે નેકીયો નાના ગુનાહોને મટાડે છે અને મોટા ગુનાહ તોબાથી માફ થાય છે. અને જે ગુનાહમાં બંદાનું હકક લાગું હોય એટલે આદમીની કસર કરી હોય તો તેના માફ કરવા ઉપર બખ્શીશ અટકેલી છે.

૧૩૦૮ બોખારી તથા મુસલિમમાં ઓસામાં બીન ઝેદ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે નમાઝ તારી આગળ છે.

**ફાયદો** પૂરી રિવાયત ઓસામા (રદી)થી આવી રીતે છે કે હજરત (સલ) હજજમાં અરફાતથી ચાલ્યા. માર્ગમાં હજરતે (સલ) પેશાબ કરી. ફરી વોજૂ કર્યું. મેં કહ્યું કે મગરેબનો વખત આવ્યો નમાઝ પઢી લ્યો. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે અયાં નહી આગળ ચાલીને નમાઝ પઢીશું. ફરી જ્યારે મુઝદલફા નામની જગ્યાએ પોહોંચ્યા ત્યારે ઉતર્યા ફરી વોજુ કર્યું અને મગરેબની નમાઝ પઢી. ફરી તેની સાથે એશાની નમાઝ પઢી. આ હદીસથી જણાયું કે વોજુ સાથે રહેવું મુસ્તહબ છે. અગર જો તે વોજુથી નમાઝ નહીં પઢે. અને આ પણ જણાયું કે મુઝદલફામાં મગરેબ અને ઇશાને મેળવીને પઢે. સર્વ ઇમામોનો આજ

---

* પણ શરહ મશારેક તથા બીજી હદીસની કીતાબોથી જણાય છે કે હજરતે (સલ) પોતાની બીબીથી એક મહિનાનો ઈલો કર્યો હતો. અને જ્યારે ઓગણ ત્રીસ દિવસે હજરતે રજુ કર્યું અને લોકોએ કહ્યું કે આપે મહિનાનો ઈલો કર્યો છે ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. ગુ. મો.

* અર્થ—પુરૂષ જયારે ઘરડો થાય છે તો લોભ જુવાન થાય છે. ગુ. મો.

મજહબ છે.

૧૩૦૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે રોઝો ઢાલ છે. (એટલે ગુનાહોના કામથી બચાવે છે.)

**ફાયદો** રોઝદારનું જ્યારે પેટ ખાલી રહ્યું તો ઘણા ગુનાહોથી બચે છે. અને જ્યારે ગુનાહોથી બચ્યા તો દોજખથી બચ્યો.

૧૩૧૦ બોખારી તથા મુસલિમમાં અબુ શોરેહ અદવી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે પરોણાગત ત્રણ દિવસ છે અને તેમાં સાર રાંધવાના એક દિવસ રાત છે. અને કોઇ મુસલમાન પુરૂષને હલાલ નથી કે પોતાના ભાઇ પાસે એટલું રહે કે જેથી તેને ગુનાહમાં નાંખે" મુસલિમની રિવાયતમાં આટલો વધારો છે "સહાબાએ કહ્યુ એ રસૂલુ-લ્લાહ તે કેવી રીતે તેને ગુનાહમાં નાંખે? હજરતે (સલ) ફરમાવ્યું કે તે તેની પાસે રહે અને તેની પાસે કંઇ ન હોય કે જેથી તેની પરોણાગત કરે.

**ફાયદો** એટલે જ્યારે ઘરવાળો મોહતાજ હોય અને મેહમાન ત્રણ દિનથી વધારે રહ્યો તો તેણે જાણે ગુનેહગાર કર્યો. કારણ કે ઘરવાળો મેહમાનથી તંગ થઇને નિન્દા કરશે કે અજબ એ હયા આદમી છે કે ટલતો નથી હું ક્યાંથી તેને ખવરાવું. અથવા કોઇથી હરામ માલ લઇને તેની પરોણાગત કરશે. આ હદીસથી જણાયું કે મેહમાનીનું હક ત્રણ દિવસ સુધી છે. તેમાં એક દિવસ તો શકિત પ્રમાણે ઉમદા ખાણાની તકલીફ ઉઠાવે. અને બે દિન જે હાજર હોય તે મુકે. અને મેહમાનને દુરૂસ્ત નથી કે ત્રણ દિનથી વધારે રહે. પણ જો ઘરવાળો ખુશીથી રાખે તો કંઇ દોશ નથી.

૧૩૧૧ બોખારીમાં ઓસામા બીન ઝૈદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તાઊન (પલેગ) અજાબ છે કે જે બની ઇસ્રાઇલ ઉપર મોકલાઇ હતી.

૧૩૧૨ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે દરેક મુસલમાન માટે પલેગ શહાદત છે.

ફાયદો એટલે જે શહેરમાં પલેગ થાય અને ત્યાંના લોક ત્યાંજ ઠરેલા રહે અને મરે તો તે શહીદ છે કારણ કે તે લોક સાહબીઓની જેમ મોતથી ડરતા નથી. અને પોહેલા રહ્યા. અને બની ઇસ્રાઇલની કોમ પર તાઊન અગર જો અજાબની હતી પણ ઉમ્મતે મોહમ્મદી માટે શહાદતનું કારણ છે.

૧૩૧૩ મુસલિમમાં મઅમર બીન અબ્દુલ્લાહ (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ઘઉં ઘઉંને બદલે બરાબર વેચાય. (એટલે જો માપમાં વધારો ઘટારો હશે તો વ્યાજ છે.)

૧૩૧૪ મુસલિમમાં અબુ માલિક અશઅરી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તહારત (પાકી) અડધું ઇમાન છે. અને **અલ હમ્દો લિલ્લાહ** તરાજુને ભરે છે. અને **સુબ્હાન-લ્લાહે વલ હમ્દો લિલ્લા** બંને અથવા દરેક આસમાન જમીનની વચ્ચે (સવાબને) ભરી દે છે. અને નમાઝ નુર છે. અને સદકો (એટલે ખૈરાત કરવી ઇમાનની) દલીલ છે. અને સબર કરવો (મુસીબતમાં, તકલીફમાં) ચળકાટ છે. અને કુરઆન તારા લાભની દલીલ છે (જો તે પર ચાલે તો) અથવા તે તારા ઠપકાનું કારણ છે (જો તે પર નહીં ચાલતો હોય તો). દરેક માણને સવાર કરે છે અને પોતાના જાનને વેચે છે ફરી કાં તો તે તેને (દોજખથી) આજાદ કરે છે (જો નેક કામ કર્યાં તો) કાંતો તેને હલાક કરે છે. (જો બદ અમલ કર્યાં તો.)

**ફાયદો** તહારતને અડધું ઇમાન એટલાં માટે ફરમાવ્યું કે જાહેર, બાતેન બન્ને સફાઇનું નામ ઇમાન છે. તો જાહેર બદનની તહારત એટલે વોજૂ ગોસલ અડધું ઇમાન થયું. અને બાતેન દિલની સફાઇ એટલે ખરો અકીદો અને નેક અખલાક અડધું બાકીનું ઠર્યું. અને નમાઝને નુર એટલાં માટે ફરમાવ્યું કે નમાઝ ઘણું કરીને બે હયાઇ તથા બુરાં કામોથી જે દિલને કાળું કરવાનું કારણ છે તેથી રોકે છે. અથવા નમાઝની રોશનીથી નમાઝી જંનતમાં પોહોંચશે. અને ખૈરાતને ઇમાનની દલીલ એટલાં માટે ફરમાવી કે જ્યારે આદમીએ પોતાનો માલ ખોદાના માર્ગમાં આપ્યો તો જણાયું કે તેને ખોદાનું ત-

થી આખેરતનું ઇમાન છે. નહીતો તે પોતાની પ્યારી ચીજને શા માટે ખરચ કરતે? અને સબરને ચળકાટ એટલા માટે ફરમાવ્યો કે જ્યારે માણુસે મુસીબતમાં શકવો બકવો નહી કર્યો અને તકલીફથી નહીં ગભરાયો તો શૈતાન અને નફસનું અંધારૂં દૂર થયું. અને જ્યારે અંધારૂં મટયું તો રોશની થઇ.

૧૩૧૫ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જુલમ કરવો તે કેયામતના અંધારાં છે

**ફાયદો** એટલે કેયામતમાં જુલમને લીધે જુલમ કરનારની આગળ અંધારા પર અંધારૂં થશે.

૧૩૧૬ બોખારી તથા મુસલિમમાં અબ્દુલાહ બીન અબ્બાસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે પોતાની આપેલી ચીજને પાછી લેનાર કુતરા સરખો છે કે જે પોતાની ઓકની ઉલટી પાછું ફેરે છે (એટલે તેને ગળે છે.)

**ફાયદો** ઇમામ શાફેઇ (રહ) ની નજદીક આપેલી ચીજને પાછી લેવી આ હદીસ પ્રમાણે દુરૂસ્ત નથી. અને ઇમામ આજમ [રહ]ની નજદીક મકરૂહ છે.

૧૩૧૭ મુસલિમમાં મઅકેલ બીન યસાર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખૂના મરકીના વખતમાં ઇબાદત કરવી તે તે મારા તરફ હિજરત કરવા સરખી છે.

**ફાયદો** એટલે જયારે ખૂન અને કતલ જહાનમાં ફેલાયું અને જમાનામાં ફસાદ પ્રગટ થયો તો તે વખતની ઇબાદતનો સવાબ હજરત (સલ વાળી હિજરતના સવાબ સરખો છે. કારણુ કે એવા સખત વખતમાં દીન પર સાબિત રહેવું ઘણુંજ મુશકેલ કામ છે. *

૧૩૧૮ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે બે જુબાન જાનવરના મારનો બદલો નથી. કૂવો ખોદતાં મરવાનો બદલો નથી. ખાણુ ખોદતાં મરવાનો બદલો નથી. આ કાફેરોના ગાડેલા ખજાનામા પાંચમો ભાગ છે [બૈતુલ માલ માટે].

**ફાયદો** એટલે જો કોઇનું જાનવર વગર માલિકની કસુરે કોઇને મારી નાંખે અથવા જખમી કરે તો તેના માલિક પર દંડ નથી. અને મજુર કૂવો ખોદતાં અથવા ખાણુ ખોદતાં કૂવો અથવા ખાણુ ધસી પડે અને મજુર દબીને મરી જાય તો ખોદાવનાર પર અવેજ કે દંડ આવવાનો નથી.

૧૩૧૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એક ઉમરો બીજા ઉમરા સુધી દરમિયાનના ગુનાહોનો કફારો છે. અને હજ્જે મબરૂર (પાક હજ્જ) નો બદલો જંનતજ છે.*

**ફાયદો** હજ્જે મબરૂર તે હજ્જ છે કે જેમાં ગુનાહ, સાથીઓ સાથે લડાઇ ઝઘડો નહીં થાય. એટલે મકબૂલ હજ્જ ગુનાહોને એવી રીતે દૂર કરે છે કે માણુસ જંનતી થાય છે.

૧૩૨૦ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જીન્દગી ભર માટે કોઇ ચીજ આપવી દુરૂસ્ત છે.

**ફાયદો** એટલે જો કોઇ પોતાનું ઘર અથવા બગીચો કોઇને આપે આવી રીતે કે આ મેં તને તારી ઉમર સુધી આપ્યું તો દુરૂસ્ત છે. જો તેનો કબજો થયો તો તે માલિક થયો. અને તેના મરવા પછી તેના (લેનારના) વારેસ માલિક થશે હિબા (બખશિસ)ની જેમ. ઇમામ આજમ (રહ) નો આજ મજહબ છે.

૧૩૨૧ બોખારી તથા મુસલિમમાં જાબેર [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઉમરભર માટે આપેલી ચીજ જેને અપાઇ તેનીજ મિલકત છે.

**ફાયદો** એટલે ઉમરભર માટે આપેલી ચીજ હિબા (બખશિસ)ની જેમ મિલકત થવાનું કારણુ છે.

૧૩૨૨ બોખારી તથા મુસલિમમાં અબુ

---

* નેચરી, બિદઅતિ, અને કબર પૂંજકોના તુફાન અને શરારાતના વખતમાં જમીને ઇબાદત કરવી તે પણુ એમાં દાખલ છે. ગુ. મો.

* ઓ ખોદા! તું તારા ફજલથી એવી હજ્જ મને નસીબ કર. ગુ. મો.

સઇદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જુમઆને દિવસે ગોસલ કરવું દરેક બાલેગ પુરૂષ પર વાજેબ છે. અને મિસવાક (દતણુ) કરવું તથા ખુશબો લગાડવી જો મળી આવે-

**ફાયદો** કેટલાક આ હદીસ પ્રમાણે કહે છે કે જુમઆનું ગોસલ વાજેબ છે. પણુ ઘણા ઇમામોની નજદીક ગોસલ વાજેબ નથી સુંનત અને મુસ્તહબ છે. જો આ હદીસના જાહેર અર્થ પ્રમાણે ગોસલ વાજેબ કહો છો તો મિસવાક તથા ખુશબો, લગાડવાને પણુ વાજેબ કહો. પણુ મિસવાક તથા ખુશબો તો કોઇની નજદીક વાજેબ નથી (તેમ ગોસલ પણુ વાજેબ નહીં થવું જોઇએ) તો મતલબ હદીસની આ છે કે ગોસલ વાજેબ છે એટલે સાબિત છે અને ઘણુંજ બેહતર છે.

૧૩૨૩ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ફખર અને ઇતરાસ ઊંટવાળાઓમાં છે અને નરમી બકરાંવાળાઓમાં છે.

**ફાયદો** હજરત [સલ] ના વખતમાં અરબમાં બે ટોલાં હતાં તો તેઓની ટેવ બતાવી કે ઊંટવાળા બદ મિઝાજ છે અને બકરાં ચરાવનાર ગરીબ છે. આ સંગતની તાસીર છે; કેમકે ઊંટ ઘણું કરીને શરીર થાય છે અને બકરી ગરીબ થાય છે * એજ માટે શરૂમાં દરેક પેગમ્બરે બકરાં ચરાવવાની આદત પાડી છે.

૧૩૨૪ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આદમીની પેદાએશી ચીજ પાંચ છે. (૧) ખતના કરાવવી. (૨) દુંટી નીચેનાં વાળ લેવાં (૩) મૂછો કતરાવવી. (૪) નખ કાપવા અને (૫) બગલના વાળ ઉખેડવાં.

**ફાયદો** એટલે દરેક ઇનસાન જેમાં કે આદમીયત છે તે આ પાંચે ચીજોને એવી પસંદ કરે છે કે જાણે એ પૈદાએશી વાત છે. [જાતી સ્વભાવ છે] શીખવવાની એમાં કઇ જરૂર નથી કારણુ કે પ્રથમ તો એમાં પાકી અને સુથરાઇ છે. અને બીજા પણુ ફાયદા છે. ખતનામાં આ ફાયદો છે કે મેલ બાઝતો નથી પિશાબનું ટીપું રહેતું નથી. અને સમ્ભોગમાં લેહજત (રસ) વધારે આવે છે. * અને દુંટી નીચેના વાળ બોડવામાં આ ફાયદો છે કે મેલ દૂર થાય છે અને શહવતની કુવવત (કામ શક્તિ) વધે છે. અને મૂછોના કતરાવવામાં આ ફાયદો છે કે મજુસી અને હિંન્દુઓની (અને કેટલાક નસારાની) મોશાબહત નહીં થાય. અને ખાવા પીવામાં કંઇ અટકે નહીં.† અને નખ કાપવામાં આ ફાયદો છે કે તેમાં મેલ તથા નજાસત જમેલી રહે નહી. અને બગલના વાળ દૂર કરવામાં આ લાભ છે કે મેલ નહીં રહે અને ત્યાંની ગંધકી દૂર થતી રહે. જો કે સુંનત આ છે કે દૂંટી નીચેના વાળને અસ્તરાથી બોડે પણુ ચુનાવગેરેથી બનેલી દવાઇ લગાડવી પણુ દુરૂસ્ત છે. અને જેને વાળ ટુંપવાની આદત હોય તો તે પણુ દુરૂસ્ત છે અને બગલના વાળ બોડાવવા પણુ દુરૂસ્ત છે. અને બીજી હદીસમાં પૈદાએશી ચીજ દશ ફરમાવી છે. પાંચતો આજ કે જે આ હદીસમાં છે અને બાકીની પાંચ આ છે પેહેલી જેના માથાં પર વાળ હોય તેને માથાપર સેંતો પાડવો બીજુ કોગળો કરવો ત્રીજું નાક સાફ કરવું ચોથી મિસવાક કરવી પાંચમી પાણીથી ઇસ્તિનજો કરવો. કદી હજરતે

*એજ માટે કોઈનું ગરીબ પણું બયાન કરવું હોય છે તો તેને બકરીથી ઉપમા આપી કહે છે ગરીબ બોકડી સરખો છે. અને "ગરીબ ગાય જેવો" કહેવું એ હિન્દુઓની બનાવટ છે. પ્રાણી ગાયો શરીર ઈજા કરનારા મારનારી થાય છે ગુા. મો.

* પણુ એથી વિરૂદ્ધ મવાહેબુલ લદુન્નીયામાં ઈમામ ફખરૂદ દીન રાજી (રહ) થી નકલ થઈ છે કે ખતનામાં લાભ આ છે કે સમ્ભોગ (જીમા)ની લેહજત સમતોલ પણે થાય છે. કારણુ કે ચામડીના દૂર થવાથી સોપારીમાં એક તરેહની સખતી આવે છે (જે ચામડી રહેવાને વખતે નહોતી) અને ચામડીથા હિસ (સ્પર્શ) ઓછી થાય છે ચાંમડીમાં રહેવાથી જે હિસહતી તે નહીં રહેતી. અને દુરૂસ્ત થવાને લાએક બન્નેતરની દરમિયાની હાલત રહેવી જોઇએ. ગુા. મોં.

† વળી ખાવા પીવાની વસ્તુમાં મૂછો પડવાથી કરાહીયત આવે છે એજ માટે આજ કાલ ચાઈના પ્યાલા એવા આવે છે કે જે ઉપરથી બંધ અને ફક્ત હોઠ રહે તેટલી જગ્યા ખુલ્લી રહે છે. આથી જણાયું કે મોટી મૂછો રાખનાર યુરોપયનો ને પણુ મૂછ મોટી રહેવાની બુરાઈ જણાઈ છે પણ પોતાની ટેવ છોડતા નથી. ગુા. મો.

ખાંચ બ્યાન કરી અને કદી દશ વર્ણું ન કરી. જેવી જરૂરત જોઇ તેમ ફરમાવ્યું.

૧૩૨૫ બોખારીમાં અબ્દુલ્લાહ બીન અમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કબીરા ગુનાહ ખોદા સાથે કોઇને શરીક કરવો, માબાપની નાફરમાની કરવી, નાહક ખૂન કરવુ, અને જૂઠી કસમ ખાવી છે.

**ફાયદો** એટલે ઘણાંજ મોટા ગુનાહ ચાર છે. અને બીજી હદીસમાં સાત ફરમાવ્યા છે. વખતને અનુસરીને જેમ બેહતર જાણ્યું તેમ ફરમાવ્યું. કબીરા (મોટો) ગુનાહ તે છે કે જેના કરનાર પર કુરઆન અથવા હદીસમાં ડર બતાવ્યો હોય તથા સખત અજાબનો વાયદો થયો હોય. કુતુલ કોલૂબમાં અબુ તાલિબ મક્કીએ ગુનાહ કબીરા સત્તર લખ્યા છે. તેમાંના ચાર ગુનાહ તો દિલની સાથે લાગુ છે પેહેલો શિર્ક બીજો ગુનાહ ઉપર અડી રહેવું ત્રીજો ખોદાની રહમતથી નિરાશ થવું અને ચોથો ખોદાના ગજબથી નિર્ભય થવું. અને ચાર ગુનાહ જુબાનની સાથે લાગુ છે. પેહેલો જૂઠી સાક્ષી આપવી બીજો પાક માણસને ઝીનાનું તોહમત આપવું ત્રીજો જૂઠી કસમ ખાવી. ચોથો જાદુ કરવું. અને ત્રણ ગુનાહ પેટથી લાગુ છે પેહેલો શરાબ પીવી. બીજો યતીમનો માલ નાહક ખાવો ત્રીજો વ્યાજ ખાવું. અને બે ગુનાહ નગ્નતા (શરમગાહ) ની સાથે છે. પેહેલો વ્યભિચાર બીજો ઇગલામ એટલે લોંડા બાજી. અને બે ગુનાહ હાથથી લાગુ છે પેહેલો નાહક ખૂન કરવું બીજો ચોરી કરવી. અને એક ગુનાહ તમામ બદનથી લાગુ છે એટલે મા બાપને દુઃખ આપવું. મુસલમાનોને લાજેમ છે કે આ ગુનાહોથી ઘણોજ ડરતો રહે. જેવી રીતે ઝેરથી ડરે છે કારણ કે ઝેર દુન્યાની જીન્દગીમાં નુકસાની કરે છે. જેનું પરિણામ નાશ થવું છે અને કબીરા ગુનાહથી આખેરત બગડે છે જેને કદી ફના નથી. અને સગીરા ગુનાહ (નાના ગુનાહ) પર હઠ નહીં કરે કારણ કે જ્યારે નાના ગુનાહ પર હઠ કરી તો તે કબીરા ગુનાહ થાય છે.

૧૩૨૬ મુસલિમમાં અબુ જર્ર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ ફરમાવ્યું કે કાળું કુતરૂં શૈતાન છે (એટલે ઇજા કરનાર છે.)

**ફાયદો** કાળા કુતરાને એટલાં માટે શૈતાન ફરમાવ્યું કે તે ઘણું બદ જાત થાય છે અને તે શિકારી થતું નથી. શીખવ્યાથી શીખતું નથી. અને ઘણું કરીને સૂઇ રહે છે. એજ માટે તેને કતલ કરવું દુરૂસ્ત છે.)

૧૩૨૭ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ભલી વાત કરવી સદકો છે (એટલે ખૈરાતમાં દાખલ છે.)

**ફાયદો** એટલે જો કોઇ સવાલ કરે અને કંઇ ન હોય તો તેને દોઆ કરે કે ખોદા તને બીજે ઠેકાણેથી અપાવે એ પણ ખૈરાતમાં દાખલ છે. અથવા સારી વાતથી મતલબ આ કે મુસલમાનના દિલને કોઇ વાતથી ખુશ કરે. પણ તે એવી શરતથી કે શરીઅત વિરૂદ્ધ ન હોય.

૧૩૨૮ બોખારી તથા મુસલિમમાં સઇદ બીન ઝૈદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કુંબી [ભોંય ફોડો] મનની જાતીથી છે અને તેનું પાણી આંખને માટે શિફા છે. *

**ફાયદો** એટલે જેવી રીતે હજરત મુસા (અલે) ના વખતમાં વગર મેહનતે અને વગર તકલીફે મન અને સલવા બની ઇસ્રાઇલને મલતાં હતાં તેમજ કુંબી પણ વગર રોપે હોળ ચલાવે જમીનથી ઉગે છે. ફરી તેનો ફાયદો ફરમાવ્યો કે તેનું પાણી આંખની ઝાંખને કાપે છે. બુઅલી સીનાએ પણ કાનુનમાં એજ ફાયદો લખ્યો છે.

૧૩૨૯ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે ફાંસ તો ખાઇને મરે છે (અથવા ગળું ઘુંટીને મરે છે) તે જહન્નમમાં ફાંસતો ખાયા કરશે (અથવા ગળુ ઘુંટા કરશે) અને જે ભોંકીને મરે છે. તે પોતાના જીવને અગ્નિમાં ભોંકયા કરશે.

---

* અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે તેવણે ત્રણ ભોયફોડા (કમાત) ને નીચોવીને શીશીમાં ભર્યું અને તેમની લોંડીને આંજન કર્યું તો તે સાજી થઈ. નવવી (રહ) કહે છે કે અમારા વખતમાં અમે એક આંધળાને જોયો કે તે ફક્ત એનું પાણી આંજન કરતો હતો તો તે સાજો થયો. અને આંખમાં રોશની પાછી આવી ગ્યા. મો.

**ફાયદો** એટલે જે જેવી રીતે આપઘાત કરીને મરશે તે તેવી રીતે દોજખમાં સજા પામ્યા કરશે. જેવી રીતે બીજાને નાહક્ક મારવું હરામ છે તેવીજ રીતે આપઘાત કરવો પણ હરામ છે.

૧૩૩૦ મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અજાનદેનારા કેયામતને દિવસે લોકો કરતાં લાંબી ગરદનવાળા થશે.

**ફાયદો** ઊંચી ગરદન થશે એટલે અલ્લાહની રહમતના ઘણા આશા વાળા થશે. કારણ કે એક વસ્તુની વાત જોનાર તથા આશા કરનાર પોતાની મતલબને માટે ગરદન વધારી તાકતો રહે છે. અથવા આ મતલબ છે કે કેયામતમાં લોકોને પરસેવો હોઠ સુધી પોહોંચશે પણ અજાનદેનારાઓને ગરદન ઊંચી થવાને લીધે કંઇ દુઃખ થશે નહીં. અથવા આ મતલબ છે કે ઊંચી ગરદન થશે એટલે સર્વ લોકોમાં ઇજજતવાળા અને દેખામણા થશે.

૧૩૩૧ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઇમાનવાળો ઇમાનવાળાનો ભાઇ છે.

**ફાયદો** એટલે જ્યારે મુસલમાન બીજા મુસલમાનનો ભાઇ ઠર્યો તો તેની મોહબ્બત તથા ખૈરખ્વાહી વાજેબ થઈ જેવી રીતે એક ભાઇને બીજા ભાઇ સાથે હોય છે.

૧૩૩૨ મુસલિમમાં અબુ હોરેરા (રદી થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે નિર્બળ ઇમાનદાર કરતાં મજબુત ઇમાનદાર અલ્લાહના નજદીક ઘણો બેહતર તથા પ્યારો છે. અને દરેક ઇમાનદારમાં બેહતર છે. જે વસ્તુ તને લાભ આપે તેમાં લોભ કર. અને અલ્લાહથી મદદ માંગ અને નો થાક. અને જો તને કંઇ વસ્તુથી [દુઃખ મુસીબત] પોહોંચે તો એમ નો કહે જો હું ફલાણું કામ કરતે તો આવું આવું થતે પણ એમ કહે કે ખોદાએ એમ ઠેરવ્યું હતું તથા તેણે ચાહયું તે થયું. કારણ કે જોનો શબ્દ શૈતાની કામનો દરવાજો ખોલે છે.

**ફાયદો** મજબુત ઇમાનદાર એટલાં માટે ખોદાને વધારે પ્યારો છે કે તે પોતાના કામેલ યકીનને લીધે દીનના કામપર ઘણો ચુસ્ત રહે છે. જેહાદ કરે છે નેક કામ બતાવવામાં અને બુરા કામથી રોકવામાં કોઇથી ડરતો નથી, અને બંદગી કરવામાં ચુસ્ત રહે છે કંઇ રંજ કે તકલીફથી દીનના કામમાં સુસ્ત થતો નથી. એથી ઊલટો સુસ્ત ઇમાનદાર છે કે તેનાથી દીનનાં કામ સારી રીતે થઇ શકતાં નથી. ફરી ફરમાવ્યું કે જો કે મજબુત મુસલમાન સુસ્ત કરતાં ઘણો બેહતર છે પણ બેહતરી બંનેમાં છે. કારણ કે ઇમાન બન્નેમાં છે. અગર જો એકનું ઇમાન મજબુત અને બીજાનું પોચું છે. ફરી હજરતે (સલ) આલીને હિમ્મત વિષે ચોંકાવ્યા (ચેતવ્યા) અને સુસ્તી દૂર થવાનો ઇલાજ ફરમાવ્યો. એટલે ઇમાદારને મુનાસેબ છે કે પોતાના લાભનાં કામોમાં સરગરમ થાય અને તેને પૂરાં કરવાની ખોદાથી મદદ ચાહે. દીની કામમાં સુસ્ત થઇને નહીં થાકે, નહીં તો ખાલી હાથ રહી જશે. કારણ કે દીન તથા દુન્યાથી અભાગ્યા રહેવાનું મુળ કારણ સુસ્તી અને કાહિલી છે. અને જો કે માણસ તકલીફ અને મોસીબતથી પરાજે રહી નહીં શકતો તો તેનો પણ ઇલાજ ફરમાવ્યો. એટલે તકલીફમાં આવી રીતે નહીં કહે કે જો હું ફલાણું કામ કરત તો આવું થાત એટલે તકલીફ નહી થાત અથવા ફલાણો માણસ જેહાદમાં ન જતે તો જીવતો રહેતો પણ એને તકદીરપર હવાલો કરે. કે જેથી પસતાવો કરતાં બચે. કારણ કે તકદીરના મામલામાં જો [શબ્દ] બોલવો શૈતાની કામ છે, કે માણસ તકદીરને ભૂલી જાહેદી સબબોપર ભરોસો કરે છે. અને નાહક્ક પસતાઇને ગમ પર ગમ ઉઠાવે છે.

૧૩૩૩ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એક ઇમાનદાર બીજા ઇમાનદાર માટે ઇમારત સરખો છે. કે તેનું એક બીજાને પુષ્ટિ આપે છે. *

**ફાયદો** એટલે જેવી રીતે ઇમારતમાં એક ઇંટથી બીજી ઇંટને મજબુતી થાય છે તેવી રીતે ઇમાનદારને લાજેમ છે કે બીજા ઇમાનદારનો મદદ

---

* મુસલમાનોએ આ હદીસ પર અમલ છોડયો તેની શામતથી તેઓનું રાજપાટ ગયુ અને ખરાબીમાં સપડાયા છે. ગુ. મો.

ગાર રહે. સારાંશ આ છે કે ઈમાનની ચઢતી અને ખૂબી ઈત્તેફાક ઉપર અટકેલી છે.

૧૩૩૪ બોખારી તથા મુસલિમમાં જાબેર તથા અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઈમાનદાર એક આંતરડીમાં ખાય છે અને કાફિર સાત આતરડીમાં ખાય છે.

**ફાયદો** એક કાફિરની મેમાની થઇ જ્યારે તેણે સાત બકરીઓનું દૂધ પીધુ ત્યારે તેનું પેટ ભરાયું. બીજે દિવસે તે મુસલમાન થયો તો એક બકરીના દૂધથી તે આસુદા થયો ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે ઓછું ખાવું અને સંતોષ પકડવો ઈમાનની ખાહેશ છે કે ઇબાદતમાં સુસ્તી નહીં આવે. અને ઘણુ ખાવું અને લોભ કરવો કાફિરને યોગ્ય છે કે જાનવરની તરેહ તેનો લોભ કદી ઓછો થતો નથી.

૧૩૩૫ મુસલિમમાં અબુ હોરેરા [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઇમાનવાળો ગેરત કરે છે અને અલ્લાહ વધારે ગેરતવાળો છે.

**ફાયદો** બાકીની રિવાયત આવી રીતે છે કે એજ માટે ખોદાએ જાહેર બાતેનની બેહયાઇની મનાઈ કરી. એટલે બુરાં કામોપર ગુસ્સો આવવા ઈમાનની ઇચ્છા છે. બે ગેરત થવું ઇમાનને છાજતું નથી.

૧૩૩૬ બોખારિ તથા મુસલિમમાં આએશા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કુરઆનમાં મહારત રાખનારા પવિત્ર લખનાર ફિરશતાઓની સાથે છે. અને જે કુરઆન પઢે છે અને તેમાં તેની જુબાન અટકે છે અને તેના પર ઘણુંજ કઠણ છે તો તેને બેવડો સવાબ છે (એટલે એક સવાબ પઢવાનો અને બીજો સવાબ તકલીફ ઉઠાવવાનો.)

**ફાયદો** એટલે જે કુરઆનના અર્થોથી સારી રીતે વાકેફ છે અને તેને વગર અડચણે પઢે છે તેનો મરતબો ઘણોજ સારો છે કેમકે તે લોહે-મહફુજથી કુરઆનને નકલ કરનાર ફિરશતાઓની સાથે સવાબમાં છે. અને જેની જુબાન નહીં ચાલતી મેહનત કરવા છતાં તેનાથી હરફ ઠીક નીકળતા નથી તો ખોદાની કેવી રહમત છે કે તેને માટે બે સવાબ ઠેરવ્યા છે. સારાંશ આ કે કુરઆનથી કોઇ રીતે ગફલત કરવી નજ જોઇએ. જો સારી રીતે વાકેફ છે તો સુબહાન-લ્લાહ કે ફિરશતાઓની ગણતરીમાં થયો. અને જો સારી રીતે જુબાન નહીં ચાલી તો પણ બેવડો સવાબ તૈયાર છે.

૧૩૩૭ બોખારી તથા મુસલિમમાં અસમા બિનતે અબુબકર (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે નહીં મળેલી ચીજથી પોતાને આસુદા જાહેર કરનાર જાણે મકરના બે કપડાં પેહેરનાર છે. *

**ફાયદો** એક બાયડીએ કહ્યું કે એ હજરત (સલ) મારી એક સોક છે. શું આ વાતમાં મારા પર કંઇ ગુનોહ તો નથી કે મારા પતીએ એક ચીજ નહીં આપી હોય અને હું જાહેર કરૂં કે મારા પતીએ આ ચીજ આપી છે કે જેથી સોક બળે અને ગુસ્સે થાય ? ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી. એટલે આ ચોખ્ખી રીતે મક્કારી છે. અને ખોટું રૂપ ધારણ કરવું છે. જાહેરમાં કંઇ અને છુપું કંઇ એ કદી દુરૂસ્ત નથી.

૧૩૩૮ બોખારી તથા મુસલિમમાં અલી (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મદીના હરમ છે ઇર નામના પહાડથી તે સૌર પર્વત સૂધી. તો જે કોઇ તેમાં બિદઅત કાઢે અથવા બિદઅત કાઢનારને આસરો આપે તો તેના પર અલ્લાહની ફિરશતાઓની તથા તમામ લોકોની લાનત છે. કેયામતને દિવસે તેનાથી અલ્લાહ નફલ કે ફરજ કબૂલ કરશે નહીં. મુસલમાનોનું અમન આપવું એક સરખું છે અદના મુસલમાન પણ અમન આપવામાં (જોઇએ) કે કોશીશ કરે. તો જે કોઇ મુસલમાનના અમનને તોડશે તેના પર અલ્લાહની ફિરશતાઓની અને તમામ લોકોની લાનત છે. કેયામતને દિવસે તેનાથી અલ્લાહ નફલ કે ફરજ કબૂલ કરશે નહીં. અને જે કોઇ એક કોમથી પોતાના વડાઓને વગર હુકમે દોસ્તી બાંધશે અને એક રિવાયતમાં છે કે જે કોઇ

---

* કેટલાક લોકો બનાવટ માટે બંઈની સાથે અંદરથી એક કપડું જોડતા અને બહાર દેખાતું રાખતા કે જાણે બે કપડાં પેહેર્યાં છે એને મકરના બે કપડાં કહે છે. ગુા. મો.

પોતાના બાપને છોડી બીજાનો કહેડાવશે અથવા પોતાના માલિકોને છોડી બીજાનો કહેડાવશે તો તેનાપર અલ્લાહની ફિરશતાઓની અને સઘળા લોકોની લાનત છે. કેયામતને દિવસે તેનાથી અલ્લાહ નફલ કે ફરજ કબૂલ કરશે નહીં.

**ફાયદો** એટલે જેવી રીતે મક્કાના હરમમમાં ગુનોહ અને બેઅદબી દુરૂસ્ત નથી તેમજ મદીનાના હરમમાં પણ છે. અને જો ઇસ્લામના લશકરમાંથી અદના મુસલમાન કોઇ કાફિરને પનાહ આપે તો સર્વ મુસલમાનપર તેની સમ્ભાળ વાજેબ છે. જે તેના અમનને તોડે તેનાપર લાનત છે. અને જ્યારે એક કોમથી દોસ્તી કરી અને આપસમાં એક બીજાની મદદ કરવાનો કરાર કર્યો તો તેઓના વગર હુકમે બીજી કોમથી દોસ્તી કરવી અને મદદગારીનો કોલકરાર કરવો દુરૂસ્ત નથી કે કદાપી તેઓને દુઃખ થશે અને દુશમની ઉત્પન્ન થશે.

૧૩૩૯ મુસલિમમાં સઅદ બીન અબી વક્કાસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મદીના તેઓને માટે બેહતર છે જો તેઓ જાણતા હોય તો. અને બુરૂ જાણીને જે કોઇ એને છોડશે તો તેમાં તે શખ્સથી સારા માણસને અલ્લાહ તેની બદલીમાં લાવશે. અને જે કોઇ મદીનામાં ગુજરાની તંગી તથા ત્યાંની તકલીફમાં થોભેલો રહેશે તો હું તેને માટે શફાઅત કરનાર થઇશ અથવા કેયામતને દિવસે સાક્ષી થઇશ.

**ફાયદો** પૂરી હદીસ આવી રીતે છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે યમન દેશ ફતેહ થશે કેટલાક લોકો મદીનાથી નીકળીને ત્યાં જઇ રહેશે. ફરી આ હદીસ ફરમાવી અને ઇશારો કર્યો કે મદીનાવાળાઓને મદીના છોડવું બેહેતર નથી. અને જો ત્યાંથી કોઈ નીકળી જશે તો મદીનાનું કંઇ નુકસાન નથી તેનાથી સારા લોકોને અલ્લાહ ત્યાં લાવશે. ફરી ફરમાવ્યું કે જે મદીનાની તકલીફ તથા દુઃખને ઝીલશે તો તેનો શફાઅત કરનાર તથા સાક્ષી હું થઇશ. આ હદીસથી મદીનાની મોટી ફજીલત સિધ્ધ થઇ અને ત્યાં રહેનારાઓને સારી બશારત છે.

૧૩૪૦ બોખારીમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મદીનામાં આવવા માટે દજ્જાલ આવશે તો તે જોશે કે ફિરશતા તેની ચોકી આપે છે. તો દજ્જાલ તેની નજદીક આવશે નહીં અને ઇનશાઅલ્લાહ તાઉન (પ્લેગ) પણ ત્યાં આવશે નહીં.

૧૩૪૧ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે આદમી જેની મોહબ્બત રાખે છે તેની સાથે છે.

**ફાયદો** એક શખ્સે પૂછ્યું કે ઓ હજરત (સલ) કેયામત કયારે થશે; હજરતે (સલ) ફરમાવ્યુ કે કેયામત માટે તેં શું તૈયારી કરી છે? તેણે કહ્યું કે ઓ રસૂલુલ્લાહ કેયામત માટે ઘણી નમાઝ તથા રોજાનો સામાન તો મારી પાસે નથી. † પણ હું અલ્લાહની તથા તેના રસૂલની મોહબ્બત રાખું છું. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે અલ્લાહની તથા રસૂલથી મોહબ્બત ઉમદા સામાન છે. આ હદીસ મોહબ્બત વાળાઓને બશારત છે.

૧૩૪૨ મુસલિમમાં અનસ તથા અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એક બીજાને બે ગાળો ભાંડનારાઓએ જે કહ્યું તે શરૂ કહેનારને માથે છે મજલુમ વધારે નહીં કહે ત્યાં સુધી.

**ફાયદો** એટલે જો બે શખ્સ આપસમાં એક બીજાને ગાળો ભાંડે તો બંને તરફથી ગાળોનો પાપ તેનાપર છે કે જેણે પ્રથમ ગાળો ભાંડવા શરૂ કરી. કારણ કે તેણે પ્રથમ એ ચાલ કાઢી. પણ જો મજલુમે જવાબ આપવામાં વધારો કર્યો એક ગાળને બદલે બે ગાળ આપી તો બંને ગુનાહમાં ભાગ થયા. આ હદીસથી જણાયું કે ગાળનો ઉત્તર આપવો દુરૂસ્ત છે, પણ તે એવી શરતથી કે હદથી વધે નહીં. પણ ગમખાવો ઉત્તર આપવા કરતાં શ્રેષ્ઠ છે.

૧૩૪૩ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે

† એટલે જરૂરી નમાઝ રોજા તો હું કરું છું પણ ઘણા નથી. કારણ કે વગર નમાઝ રોજા ગુજારે તો અલ્લાહની તથા રસૂલની મોહબ્બત થઈ શકતીજ નથી. ગુ. મો.

(સલ) ફરમાવ્યું કે મુસલમાન બીજા મુસલમાન નો ભાઇ છે તે તેનાપર જુલમ કરે નહીં અને તેને હલાકીમાં નાંખે નહીં.

**ફાયદો** એટલે જ્યારે એક મુસલમાન બીજા મુસલમાનનો ભાઇ ઠર્યો તો તેનાપર જુલમ કરવો અથવા તેને બલામાં રહેવા દેવો, તેની કુમક કે મદદ નહીં કરવી કોઇ પણ રીતે યોગ્ય નથી.

૧૩૪૪ બોખારી તથા મુસલિમમાં બરાઅ બીન આઝેબ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મુસલમાન જ્યારે કબરમાં પૂછાય છે તો તે આ સાક્ષી આપે છે કે અલ્લાહ સિવાય કોઇ પૂજ્ય નથી. અને મોહમ્મદ અલ્લાહના રસૂલ છે. તો ખોદાનું કહેવું કુરઆનમાં "જે લોક ઇમાન લાવ્યા તેઓને અલ્લાહ સિધ્ધ વાતપર ઠરાવે છે" તે આજ છે.

**ફાયદો** એટલે કુરઆનમાં જે ફરમાવ્યું છે કે "જે લોક ઇમાન લાવ્યા તેઓને અલ્લાહ સિધ્ધ વાતપર ઠરાવે છે" તો સિધ્ધ વાતથી મતલબ તોહીદ તથા રિસાલતની સાક્ષી આપવી છે આથી જણા યું કે કબરનો સવાલ જવાબ કુરઆન તથા હદીસ બંનેથી સિદ્ધ છે.

૧૩૪૫ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અમર (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે પૂરો મુસલમાન તે છે કે જેની જીભ અને હાથથી મુસલમાન બચ્યા હોય.

**ફાયદો** એટલે જુબાનથી ન ગીબત કરે ન ગાળ આપે. અને ન હાથથી કોઇને નાહકક મારે ન ફૂટાવે.

૧૩૪૬ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખરી હિજરત કરનાર તે શખ્સ છે કે અલ્લાહની મનાઇ કરેલી ચીજને તજે.

**ફાયદો** હિજરત તેને કહે છે કે મુસલમાન કુફરનો દેશ તજી ઇસ્લામી દેશમાં જઇ રહે. તો ફરમાવ્યું કે ચઢતી હિજરત તે છે કે જે ગુનાહને તજે. વતન છોડવું જાહેરી હિજરત છે. અને ગુનાહ છોડવા બાતેનની હિજરત છે.

૧૩૪૭ બોખારી તથા મુસલિમમાં ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મૈયતને તેનાપર વિલાપ [નોહા] કરવાને લીધે તેની કબરમાં અજાબ થાય છે."* એક રિવાયતમાં શબ્દ બેમાનીહ છે અને બીજીમાં માનીહા છે. (મતલબ બંનેની એક છે.)

**ફાયદો** વિલાપથી મૈયતપર અજાબ ત્યારે થાય છે કે તે પોતા ઉપર વિલાપ કરવાની વસીયત કરે અથવા તેના ખાનદાનમાં વિલાપ કરવાનો રવૈયો હોય અને તે શક્તિ હોવા છતાં મનાઇ નહીં કરી જાય.

૧૩૪૮ મુસલિમમાં જાબેર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અરબ લોકો નેકી બદીમાં કોરેશોને તાબે છે.

**ફાયદો** એટલે કોરેશની કોમ અરબમાં સરદાર છે. જો કોરેશ નેક થયા તો બીજા લોકો પણ નેક થશે. અને જો કોરેશ બગડશે તો સર્વ બગડશે. કારણ કે દસ્તુર છે કે ઉમદા ખાનદાનના માર્ગની લોક સનદ પકડે છે.

૧૩૪૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અરબ લોકો આ બાબતમાં (સરદારીમાં) કોરેશને તાબે છે. તેઓના મુસલમાન કોરેશના મુસલમાનોના તાબે છે. અને તેઓના કાફેર કોરેશના કાફેરોના તાબે છે. લોકો ખાણ સરખા છે. તે લોકોના જે કુફરની હાલતમાં સારા હતા તેઓ ઇસ્લામમાં પણ સારા છે જો દીનમાં હુશયાર થાય તો. આ બાબત (એટલે ઇસ્લામ અથવા ખિલાફત) વિષે તમને બેહેતર આદમી તેજ મળશે કે જે એને ઘણું નાપસંદ કરે. તે એટલાં સુધી કે તેમાં દાખલ થાય.

**ફાયદો** એટલે કોરેશમાં હમેશા સરદારી રહી છે. કુફરમાં પણ અને ઇસ્લામમાં પણ. ફરી કોરેશના શ્રેષ્ઠ થવાનો ફાયદો દ્દષ્ટાંત દઇને ફરમાવ્યો કે જેવી રીતે ખાણો જૂદી જૂદી તરેહની થાય છે જેમ કોઇ સોનાની ખાણ થાય છે તો કોઇ લોખંડની તેવીજ રીતે આદમી પણ જૂદી જૂદી તરેહના છે. કોઇ ખાનદાન ઉમદા હોય છે બહાદુરી સખાવત રિયાસત ગેરત અને હિમ્મત તેઓ

* આ હદીસનું બયાન હદીસ નાં. ૮૯૩ તથા ૭૧૧માં થયું છે. ગુ. મો.

માં પેદાએશી હોય છે† જેવી રીતે કોરેશનું ખાનદાન, અને કેટલાક ખાનદાનના એવા હોતા નથી જેમ બીજા અરબો. ફરી ફરમાવ્યું કે જે કુફરમાં સારૂં ખાનદાન હતું તે ઇસ્લામમાં પણ સારૂં ઘરાનું છે પણ તે એવી શરતથી કે ઇલમ અને અમલ હાસેલ કરે. કારણ કે જાથી શરાફત અને દીનદારી મળી પ્રકાશ ઉપર પ્રકાશ થયું. આથી જણાયું કે જાતી શરાફત વગર દીનદારીએ ખોદાની નજદીક કંઇ ગણતરી નથી. અને આ જે ફરમાવ્યું કે બેહતર તે છે કે ઘણી નાપસંદી રાખતો હોય એની એ મતલબ છે. એક આ કે જે કુફરની હાલતમાં ઇસ્લામની ઘણી નફરત રાખતો હોય તેજ ઇસ્લામ પછી શ્રેષ્ઠ છે જેમ કે ઓમર ફારૂક ખાલિદ અને ઈકરમા (રદી). કારણ કે જે કુફરમાં ઘણો ચુસ્ત હોય છે તે ઇસ્લામમાં પણ ઘણો મજબુત થાય છે. મજબુત લોકો જ્યાં આવે છે ત્યાં સારી રીતે આવે છે. અને બીજી મતલબ આ છે કે જે ખિલાફત તથા ઇમામ-તથા પેહેલાં સરદાર થવાની નફરત રાખે છે તેજ અફજલ છે. કારણ કે તેને સરદારીની લાલચ નથી. એમ છતાં જ્યારે તેને સરદાર બનાવ્યો તો તે સારી રીતે જાન તોડ મેહનત કરે છે.

૧૩૫૦ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લા-હ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે આદમીઓનું દૃષ્ટાંત જાણે સો ઊંટ છે કે તેમાં સ્વારીને લાએક એક પણ તને મળશે નહીં.

**ફાયદો** એટલે જેવી રીતે સો ઊંટમાં પણ એક ઉમદા તેજ ચાલનાર નીકળતું નથી, તેવીજ રીતે સો આદમીઓમાં પણ એક બી કામેલ આદમી સંગતને લાએક મળતું નથી. સારાંશ આ કે નાબળા લોકો ઘણા છે અને સારા ઓછા મળે છે.

૧૩૫૧ મુસલિમમાં અબુ મુસા [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તારાઓ આસમાન માટે પનાહ છે. તો જ્યારે તારાઓ જતા રહેશે તો જેનો તમને વાયદો થયો તે આસ-માનમાં આવશે [એટલે તે તુટી ફુટી જશે]. અને હું મારા સહાબા માટે અમન છું. તો હું જ્યારે જઈશ તો સહાબામાં જે તેઓને વાયદો થયો તે આવશે (એટલે ફુટ ફાટ પડશે) અને મારા સહાબા મારી ઉમ્મત માટે અમન છે. તો જ્યારે મારા સહાબા જશે તો મારા ઉમ્મતને જે વાયદો થયો છે તે આવશે. [એટલે ફસાદ અને બીદ્અત લોકોમાં પ્રગટ થશે)

**ફાયદો** હજરત [સલ] ની જીન્દગીમાં ફુટ ફાટ (ઇખતેલાફ)નું નામ નહોતું જે શુબહ થતો તે હજરત (સલ)ને પૂછી લેતા. હજરત (સલ) પછી સહાબામાં ઇખતેલાફ થયો. પ્રથમ તો ખિલાફતમાં તે પછી કેટલાક મસલા ઓમાં. અને જ્યાં સુધી સહાબાનો વખત રહ્યો તો તેમની બરકતથી દીનમાં ફસાદ કે બિદઅત ચાલુ થવાં અસમ્ભાવિત હતાં. સહાબા પછી ફસાદ શરૂ થયો, અને કેટલાક મુદત પછી જગતમાં ફેલાયો. આ હદીસ મોઅજેઝો છે. ભવિષ્યની જેવી ખબર હજરતે કરી તેમજ થયું.

૧૩૫૨ બોખારી તથા મુસલિમમાં અબ્દુ-લ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે પાછલી રાતથી વિત્ર એક રકઅત છે.

**ફાયદો** ઇમામ શાફેઇ (રહ)ની નજદીક વિત્ર એકજ રકઅત છે. અને આજ હદીસ તેમની દલીલ છે. પણ ઇમામ આજમ (રહ)ની નજદીક વિત્રની ત્રણ રકઅત છે, જેમ કે તિરમિજીમાં અલી મુરતજા (રદી)થી હદીસ છે કે હજરત (સલ) વિત્રની ત્રણ રકઅત પઢતા હતા. તિરમિજી કહે છે કે એવીજ તરેહની રિવાયત ઇમરાન બીન હોસેન, આએશા, અબ્દુલ્લાહ બીન અબ્બાસ, તથા અબુ અયુબથી છે. અને જામે ઉલ ઓસુલમાં બોખારી તથા મુસલિમની હજરત આએશા (રદી)થી રિવાયત છે કે હજરત (સલ) તહજ્જોદ પછી ત્રણ રકઅત વિત્ર પઢતા હતા. અને અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી)થી રિવાયત છે કે જેવી રીત મગરેબની ત્રણ રકઅત છે તે પ્રમાણે વિત્રની ત્રણ રકઅત છે. આ રાતની વિત્ર છે અને મગરેબ દિવસની વિત્ર છે. વિત્રનો મુસ્તહબ વખત પાછલી રાત છે જેને પોતાના

† એટલે આ સારા ગુણ તેઓમા મુળથીજ હોય છે તેઓના ઉત્પન્ન થવાને સાથે જાણે આ સારા સ્વભાવ પણ ઉત્પન્ન થયા છે. ગુ. મો.

જાગવાનો ભરોસો હોય તેને માટે.

૧૩૫૩ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે વલા (વારસા લેવાનું હકક) આજાદ કરનાર માટે છે.

**ફાયદો** જેણે લોંડી અથવા ગુલામ અજાદ કર્યું ફરી જો ગુલામ કે લોંડી કંઇ મુકીને મરે તો તેનો વારેસ આજાદ કરનાર છે.

૧૩૫૪ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે છોકરૂં બીછાણાવાળાનું છે. અને ઝીના કરનારને પત્થર છે.

**ફાયદો** એટલે બાળકનો માલિક તેજ છે કે જેને નીચે બાળકની મા છે. ફરી તે નિકાહથી હોય અથવા મિલકીયતથી હોય. પણ વ્યભિચાર કરનાર દાવો કરે કે બાળક મારા નુતફાથી છે તો તેના ભાગયમાં પત્થર છે. એટલે તે માલિક નથી. અને જો ઝીના કરનાર પરણેલો હોય તો તેને સગસાર કરવો જોઇએ.

૧૩૫૫ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જૂઠી કસમ સોદાનું ચલણ કરે છે પણ તે કમાઇમાં નુકસાની કરનાર છે.

**ફાયદો** એટલે વેપારમાં જૂઠી કસમ ખાધાથી સોદાગર જાણે છે કે મારો વકરો સારો થશે. અને જુઓ તો જૂઠી કસમથી તેના વેપારમાં નુકસાની થાય છે. કેમકે ખોદા તેની બરકતને દૂર કરે છે અને લોક પણ તેને જૂઠો જાણીને તેની સાથે લેણદેણ ઓછું કરે છે. આથી જણાયું કે સોદાગરી અને વેપારની બરકત સત્યતામાં છે.

૧૩૫૬ બોખારીમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે પ્રતિવાદીપર કસમ છે.

**ફાયદો** વાદીને જો સાક્ષી નહી મળે તો એ સૂરતમાં પ્રતિવાદીપર કસમ આવે છે.

૧૩૫૭ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કસમ લેનારની નૈયત પ્રમાણે કસમની ગણુતરી છે.

**ફાયદો** એટલે કાજીએ જે મતલબની કસમ લીધી તેજ માતબર છે. ફરી જો કસમ ખાનાર કહે કે મેં કાજીની નૈયત પ્રમાણે કસમ ખાધી નથી મેં મારા દિલમાં કંઈ બીજો ઇરાદો કર્યો હતો તો તેની આ વાતમાં કશી ગણુતરી નથી પણ જો કસમ લેનાર જાલેમ હોય તો તે વેળા કસમ ખાનારની નૈયતનો જરૂર ઇતબાર છે.

## ફસલ બીજી

૧૩૫૮ મુસલિમમાં અબુ હોરેરા [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે સ્રીને બખૂર લાગ્યું હોય તે અમારી સાથે પાછલી ઇશામાં હાજર નહીં થાય.

**ફાયદો** હજરતે (સલ] એટલાં માટે મનાઇ કરી કે અંધારી વખતમાં ખુશબો સુંગી જુવાન મરદોને બુરો ખિયાલ આવે નહીં. આથી જણાયું કે ખુશબો લગાડીને રાતમાં સ્રીનું નીકળવું દુરૂસ્ત નથી.

૧૩૫૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કોઇ પણ મુસલમાન મરદ મુસલમાન મરદને આજાદ કરશે તો તેના દરેક અવ્યવને બદલે એના અવ્યવ (આજા)ને અલ્લાહ દોજખથી છોડવશે.

૧૩૬૦ મુસલિમમાં જરીર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે ગુલામ નહાસ્યો તેનાથી ઇસ્લામની પનાહ ઉતરી ગઇ. અને એક રિવાયતમાં છે કે પોતાના માલિકોથી નાઠો હોય તો તેણે કુફર કર્યું તે એટલાં સુધી કે તેઓ પાસે પાછો ફરે.

**ફાયદો** જો ગુલામ ભાગવાને હલાલ જાણી

ને ભાગે તો તે ખરેખરો કાફેર થયો. પણ જો તે હલાલ જાણતો નથી તો તે કાફેર થયો નહીં પણ તેણે કુફરાને નેઅમત કર્યું (એટલે અઉપકારી થયો.)

૧૩૬૧ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે વસતીમાં તમે આવ્યા અને તેમાં રહ્યા તો તમારો હિસ્સો તેમાં છે. અને જે વસતીએ અલ્લાહની તથા તેના રસૂલની નાફરમાની કરી (એટલે લડાઈ કરી) તો તેનો પાંચમો ભાગ અલ્લાહ તથા તેના રસૂલ માટે છે. ફરી જે છે (એટલે ચાર હિસ્સા) એ તમારે માટે છે.

**ફાયદો** આ હદીસમાં **ફેય** તથા **ગનીમત**નું બયાન :છે. એટલે જે મુલક વગર લડાઇએ કાફેરો પાસે ખાલી કરાવાયો અથવા સુલેહથી કાબુમાં આવ્યો તો તે સઘળો માલ બૈતુલ માલનો [સરકારી] છે. એને ફેય કહે છે એમાં ગાઝીયોનો હિસ્સો ઠેરવાયો નથી. પણ જો ગાઝી ત્યાં જઇને રહે તો: તેઓને બખશીસની રૂએ કંઇ હિસ્સો મળે. કારણ કે બૈતુલ માલ જ્યાં ખરચાય છે તેમાં ગાઝી પણ દાખલ છે. અને જે મુલક લડાઇથી ફતેહ થયો હોય તેમાં પંચમાઅંશ બૈતુલ માલનું અને બાકીના ચાર પંચમાઅંશ ગાઝીઓના છે. એને ગનીમત કહે છે.

૧૩૬૨ બોખારીમાં ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કોઇ પણ મુસલમાન માટે ચાર માણસો બેહતરીની સાક્ષી આપે તો અલ્લાહ તેને જંનતમાં દાખલ કરશે. ઓમર ફારૂક (રદી) કહે છે કે ફરી અમે કહ્યું કે બે સાક્ષી આપે તો? હજરતે [સલ] ફરમાવ્યું કે બેની સાક્ષી (પણ જંનતમાં લઇ જાય છે). ઓમર ફારૂક કહે છે કે ફરી અમે એકની સાક્ષીનું નહીં પૂછ્યું.

**ફાયદો** આથી જણાયું કે ખાલિસ મુસલમાનોની સાક્ષી નજાતનું કારણ છે.

## ફસલ ત્રીજી

---

૧૩૬૩ બોખારીમાં અબ્દુલ્લાહ બીન મસઊદ [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાંથી કોને પોતાના માલ કરતાં વારેસનો માલ વધુ પ્રિય છે? સહાબાએ કહ્યું કે ઓ રસૂલુલ્લાહ! અમારામાંના દરેકને વારેસના માલ કરતાં પોતાનો માલ વહાલો છે. હજરતે [સલ] ફરમાવ્યું તો તેનો માલ તો તે છે જે આગળ મોકલ્યો (એટલે જે ખોદાના માર્ગમાં ખરચ કર્યો) અને જે પાછળ છોડયો તે માલ વારેસનો છે.

**ફાયદો** આપણો માલ તે જે પોતાને કામ આવે, અને કામ તેજ આવશે જે ખોદાના માર્ગમાં ખરચ થયો. અને જેઓ ખરચ નહીં કરતા અને પોતાનો માલ સમજી રોકી રાખે છે તેઓ નાદાન છે. કેમકે તે તેને કામ આવશે નહીં અને વારેસો તેને ઉડાવશે.

૧૩૬૪ મુસલિમમાં ઉકબા બીન આમેર (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તમારામાંનો કોણ ચાહે છે કે દરરોજ સવારના બુતહાન અથવા અકીક તરફ જાય. ફરી બે ઊંટડી મોટી ખૂંધવાળી લાવે. વગર ગુનાહ કરે અને વગર સગાઇ તોડે [એટલે વગર ચોરી કે લુટફાટે અને વગર સગાઓનું હક મારે]? તો અમે કહ્યું કે ઓરસૂલુલ્લાહ અમારો દરેક એને ચાહે છે. હજરતે (સલ) ફરમાવ્યું કે શું તમારામાંનો કોઇ મસજીદે નહીં જાય? ફરી તે શીખવે અથવા બે આયત અલ્લાહની કિતાબ (કુરઆન)ની પઢે એ તેને માટે બેહતર છે બે ઊંટડીથી અને ત્રણ [આયત] બેહતર છે ત્રણ [ઊંટડી] થી અને ચાર બેહેતર છે ચારથી. એવી જ તરેહ ઉંટડીઓની ગણતરી પ્રમાણે બેહતર છે (એટલે પાંચ આયત બેહતર છે પાંચથી અને છ અફજલ છે છથી.)

**ફાયદો** બુતહાન અને અકીક મદીનાથી બે કોસપર બે જગ્યા છે. ત્યાં બજાર લાગે છે. અરબોની નજદીક ઉમદા માલ ઉંટ છે. માટે તેને વિશેષ કરીને વર્ણ્યું. સારાંશ આ કે કુરઆનના પઢવા અને પઢાવવાનો સવાબ દુન્યાની તમામ ઉમદા ચીજોથી શ્રેષ્ઠ છે. કારણ કે આખેરતનો સવાબ બાકી છે અને દુન્યા ફાની છે.

૧૩૬૫ મુસલિમમાં જાબેર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાંથી કોને પસંદ પડે છે કે આ તેને એક દિરહમમાં મળે. (એટલે ઘેટાનું મરેલું બુચિયું બચ્ચું)? ફરી હજરતે તેને લઇને તેનો કાન પકડયો. સહાબાએ કહ્યું કે અમો ચાહતા નથી કે એ અમને કોઇ ચીજને બદલે મળે. અમો એને શું કરીએ? હજરતે [સલ] ફરમાવ્યું કે તમો એને પસંદ કરો છો. સહાબાએ કહ્યું ખોદાની કસમ જો તે જીવતું હતે તો તેમાં એબ હતી કેમકે તે બુચિયું છે. તો તે મરેલું છે તો તેનો શો હાલ? (એટલે અમે પસંદ કરીએ નહીં.) ફરી હજરતે [સલ] ફરમાવ્યું કે ખોદાની કસમ દુન્યા અલ્લાહની નજદીક તમારે માટે એથી પણ હલકી અને જલીલ છે.

**ફાયદો** એટલે જો તમો મુરદાથી પરહેજ કરો છો તો દુન્યાથી ઘણાં દૂર થાઓ. કારણ કે દુન્યા ખોદાની નજદીક મુરદારથી પણ વધુ જલીલ અને નાપાક છે.

૧૩૬૬ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાંથી કોને યાદ છે જ્યારે ચંદ્ર નીકળ્યો અને તે જાણે લગનના કાંડા સરખો હતો" જ્યારે હજરત (સલ)ની પાસે સહાબાએ લૈલતુલ કદરની વાત કહાડી ત્યારે હજરતે (સલ) આ ફરમાવી.

**ફાયદો** એટલે શબેકદર આખર મહિનામાં હતી જ્યારે ચંદ્ર બારીક થયો હતો. ઘણું કરીને સત્તાઇસમી રાત મતલબ છે જેમકે બીજી હદીસોમાં સાફ બયાન છે.

## ફસલ ચોથી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાલે **એગો** શબ્દ છે.

૧૩૬૭ બોખારીમાં અનસ (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તમારામાં અબ્દુલ્લાહ કેવો પુરૂષ છે? (એટલે અબ્દુલ્લાહ બીન સલામ)" આ હજરતે યહુદીઓને ફરમાવ્યું તેમના ઇસ્લામ સ્વીકાર્યા પછી. તો તેઓએ કહ્યું કે તે અમારામાં સારો માણસ છે સારા માણસનો દીકરો છે. અને અમારો સરદાર છે અને અમારા સરદારનો દીકરો છે. હજરતે (સલ) ફરમાવ્યું વારૂ જો તે ઇસ્લામ કબૂલ કરે તો? તેઓએ કહ્યું કે આથી તો તે અલ્લાહ પાસે પનાહ માંગે છે. ફરી અબ્દુલ્લાહ બીન સલામ નીકળ્યા ને કહ્યું, હું સાક્ષી આપું છું કે અલ્લાહ સિવાય કોઇ પૂજ્ય નથી અને સાક્ષી આપું છું કે મોહમ્મદ અલ્લાહના રસૂલ છે તો તેઓએ કહ્યું તે અમારામાં ઘણો બુરો છે. અને બુરાનો દીકરો છે. અને તેમની હલકાઇ કરવા લાગ્યા. અબ્દુલ્લા બીન સલામે [રદી] કહ્યું ઓ રસૂલુલ્લાહ! હું આજ વાતથી ડરતો હતો.

**ફાયદો** અબ્દુલ્લા બીન સલામ (રદી) મદીનાના યહુદીઓમાં મોટા વિદ્વાન હતા. જ્યારે તેવણ મુસલમાન થયા તો હજરત (સલ)ને કહ્યું ઓ રસૂલુલ્લાહ! યહુદીની જાત ઘણી તોહમત મુકનારી છે. મારૂં ઇસ્લામ સ્વીકારવું પ્રગટ થયા પેહેલાં મારો હાલ તેઓથી દરયાફત કરો તો સાચું બતાવશે. પણ જો તેઓ જાણશે કે હું મુસલમાન થયો છું તો મારા વિષે ઘડત વાતો બનાવશે. તે પછી અબ્દુલ્લાહ બીન સલામ મકાનમાં સંતાઇ ને બેઠા. અને હજરતે (સલ) યહુદીઓને બુલાવીને અબ્દુલ્લાહનો હાલ પૂછયો. પ્રથમ તેઓએ તેમના વખાણ કર્યા જ્યારે જણાયુ કે તેવણ મુસલમાન થયા તો તેજ વખત ફરી ગયા. ખોટે માર્ગે ચાલનારની એવીજ ટેવ છે, તેઓ પોતાની

સાથે મલતાની તારીફ કરે છે. અને જ્યારે તે એોને છોડી સત્ય માર્ગ અંગીકાર કરે છે તો તરત તેપર લાન તાન કરવા લાગે છે.

૧૩૬૮ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આ કયી વાદી (નાલું) છે? સહાબાએ કહ્યું વાદી અઝરક છે. હજરતે ફરમાવ્યું કે જાણે હું મુસા (અલે)ને જોઇ રહ્યો છું કે તેવણ ટેકરાથી ઉતરી રહ્યા છે અને લબ્બૈક કહેતાં તેમની પુકાર અલ્લાહ તરફ છે. ફરી હજરત (સલ) સનીયા હરશા (નામની ટેકરી) પર ચઢયા ને કહ્યું કે આ કયી સનીયા (ટેકરી) છે? સહાબાએ કહ્યુ સનીયા હરશા છે. હજરતે [સલ] ફરમાવ્યું કે જાણે હું યુનોસ બીન મન્તા (અલે)ને ઘણુ વાળ વાલી લાલ ઊંટડી ઉપર જોવું છું તેમના પર ઉનનો ઝબ્બો છે. તેમની ઊંટડીની નકીલ (અછોડો) વાંકની * છે. અને તેવણ લબ્બૈક કહે છે.

**ફાયદો** આ હજરતે (સલ) હજજતુલ વેદાઅને વર્ષે મક્કા તથા મદીનાની વચ્ચે માર્ગમાં ફરમાવ્યું. હજરતે (સલ) આ હાલ ખ્વાબમાં જોયો. અથવા તેમની રૂહને ખરી રીતે જોઇ.

## ફસલ પાંચમી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાલે ઇસ્તિફહામનો હમઝા છે.

૧૩૬૯ બોખારી તથા મુસલિમમાં માલિક બીન બોહૈના (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું સુબ્હની તું ચાર રકઅત પઢે છે? શું સુબ્હની તું ચાર રકઅત પઢે છે?

**ફાયદો** સહી મુસલિમમાં અબ્દુલ્લાહ બીન માલિક (રદી) થી રિવાયત છે કે ફજરની નમાઝની તકબીર થઈ તો હજરતે (સલ) એક મરદને જોયો કે તે નમાઝ પઢે છે અને બાંગી એકામત કહે છે ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે ફજરની તકબીર થાય તો સુંનતને સફમાં પઢવી નહીં જોઇએ. આ હદીસના રાવી અબ્દુલ્લાહ બીન માલિક છે. અને માલિક તરફ આ હદીસને લગાડવી ભૂલ છે.

૧૩૭૦ મુસલિમમાં અબુ હોરૈરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું તમો જાણો છો ગીબત શી વસ્તુ છે? સહાબાએ કહ્યું અલ્લાહ તથા તેના રસુલ સારી રીતે જાણે છે. હજરતે ફરમાવ્યું કે તારાં ભાઇ વિષે જે તેને ખરાબ લાગે તે (તેની પીઠ પાછળ) કહેવું. લોકોએ કહ્યું વારૂં કહો તો જે હું મારા ભાઈ માટે કહું તે તેમાં હોય તો? હજરતે [સલ] ફરમાવ્યું કે જે તું કહે છે તે જો તેમાં હોય તોજ તેં ગીબત કરી. અને જે તું કહે છે તે તેમાં નહીં હોય તો તેના પર તોહમત મુકયું [ખોટો દોષ મુકયો.]

**ફાયદો** એટલે સાચીજ વાતનું નામ ગીબત છે. અને જો જૂઠી વાત છે તો તેનું નામ બોહતાન છે. સારાંશ આ છે કે જે ચીજને સાંભળી આદમી બુરૂં માને તેજ ગીબત છે. ફરી તે તેના નસબની નુકસાની હોય અથવા બદનની, તેની વાતની એબ હોય અથવા તેના કાંમની, અથવા તેના દીનની, તેની ગીબત જુબાનથી કરે અથવા ઇશારાથી કરે આ સર્વ હરામ છે. પણ જાલેમની ગીબત હાકેમ આગળ કરવી તથા ખુલ્લી રીતે ગુનોહ કરનાર ફાસેકની તથા એબના સબબથી કોઇ લકબથી મશહુર થયો હોય જેમકે અંધળો બ્હેરો ચીપડો તો દુરસ્ત છે.

૧૩૭૧ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો જાણો છો, આ શું છે? અમે કહ્યું કે અલ્લાહ તથા તેના રસુલ સારી રીતે જાણે છે. હજરતે (સલ) ફરમાવ્યું કે આ એક પત્થર છે જે સિત્તેર વર્ષથી દોજખમાં ફેંકાયો હતો તે અત્યાર સુધી દોજખમાં પડતો હતો હવે નીચે તેહમાં પોહોંચ્યો છે" જ્યારે એક ધડાકો સાંભળ્યો ત્યારે હજરતે

* વાંકની એટલે ખજુરીની છાલની. ગુ મો.

(સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે અમો સહાબા હજરત (સલ)ની સેવામાં હાજર હતા. એવામાં એક એવો અવાજ સાંભળ્યો જાણે કોઇ ચીજ ઉપરથી નીચે પડે છે. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. આથી જણાયું કે દોજખના માથાથી તે તલયા સુધી સિત્તેર વર્ષનો માર્ગ છે.

૧૩૭૨ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું તમો જાણો છો કે દરિદ્રી (મુફલેસ) કોણ છે? સહાબાએ કહ્યું કે દરિદ્રી તે છે કે જેની પાસે પૈસો અને અસબાબ ન હોય. હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત દરિદ્રી મારી ઉમ્મતનો તે છે કે જે કેયામતને દિવસે નમાઝ રોજો અને જકાત લઇને આવશે, પણ એવી હાલતમાં આવશે કે આને તેણે ગાળ આપી છે અને આનો તેણે તોહમત મુકયું છે અને આનો માલ ખાધો છે. અને આનું ખૂન કર્યું છે. અને આને માર્યો છે. તો આને તેની નેકીયો અપાશે અને આને તેની નેકીયો અપાશે. ફરી કસુર અદા કર્યા પેહેલાં જો તેની નેકી પૂરી થશે તો તેઓના ગુનાહ લેવાશે અને એના ઉપર નખાશે ફરી તે દોજખમાં ફેંકાશે.

**ફાયદો** આથી જણાયું કે મુસલમાનની ઇબાદત અને નેકીયો બંદાઓના હકને બદલે જતી રહેશે. અને જો નેકીયો ઓછી હશે અને લોકોનું હક વધુ હશે તો તેઓના પાપ જુલમકારની ગરદનપર નખાશે. તો જ્યારે નેકીયો છીણ થાઇ અને લોકોના ગુનાહ ગરદન ઉપર પડયા તો ખરૂં જોતાં આજ શખ્સ આખેરતનો દરિદ્રી ઠર્યો, અગર જો દુન્યામાં ઘણો માલદાર હોય. આ હદીસમાં આ ઇશારો છે કે મુસલમાન બંદાઓના હકથી અને જુલમ કરવાથી ડરતો રહે. પોતાની ઘણી બંદગી અને નેકીયો ઉપર ભૂલાવામાં નહીં રહે.

૧૩૭૩ બોખારીમાં ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું તમો જાણો છો કે પૂછનાર કોણ છે? મેં કહ્યું કે અલ્લાહ તથા તેના રસુલ સારી રીતે જાણે છે. હજરતે [સલ] ફરમાવ્યું કે તે જીબરઇલ (અલે) છે તમારી પાસે એટલાં માટે આવ્યા કે તમને દીન શીખવે.

**ફાયદો** આ હદીસનો પૂરો કિસ્સો આજ અધ્યાયની હદીસે જીબરઇલમાં વિસ્તારથી આવી ગયો છે.*

૧૩૭૪ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું તમો ખુશી છો કે તમો ચતુરંશ જંનતવાળા થાઓ? અમે કહ્યુ કે હા, હજરતે (સલ) ફરમાવ્યું કે શું તમો રાજી છો કે તરતીયાંશ જંનતવાળા તમો થાઓ? અમે કહ્યું કે હા, હજરતે (સલ) ફરમાવ્યું કે કસમ છે તે જાતની કે જેના કબજામાં મોહમ્મદનો જાન છે ‡ હું આશા રાખું છું કે તમો અડધા જંનતવાળા થશો. આ એટલાં માટે કે મુસલમાન જીવની સિવાય કોઇ જંનતમાં જશે નહીં અને તમો શિર્ક કરનારામાં એવા છો જેવું કાળા બળદના ચામડામાં એક ઉજળુ વાળ. † અથવા લાલ બળદના ચામડામાં એક કાળુ વાળ.

---

* વાંચો હદીસ નં. ૧૨૫૯. ગુ. મો.

‡ હજરત (સલ) ઘણી વાર ખોદાની કસમ આવી રીતે ખાતા હતા કે "જેના કબજામાં મોહમ્મદની જાન છે" એમાં ખુલી રીતે પોતાનું બંદા પણું જતાવતા તથા એવી રીતે આપ ઉત્પન્ન થવામાં ખોદાના મોહતાજ હતા તેમ જીન્દગીમાં પણ ખોદાના મોહતાજ હતા. કેમકે આપ ખોદાનો કબજો પોતાના જાન પર બતાવે છે. ગુ. મો.

† લોકોમાં મશહુર છે તેમ બબલમાં લખાયલું છે તે પ્રમાણે દુન્યાની પેદાએશને આજ સુધી સાત હજાર વર્ષ થવા આવ્યાં છે. પરંતુ આ હદીસ ઉપર વિચાર કરતાં તે જૂઠ લાગે છે. કારણ કે કાળા બળદના વાળોના મુકાબલામાં એક ઊજલું વાળ તે લાખોમાં એક થયું. અને દરેક પેગમ્બરની ઉમ્મત મુસલમાન વિશેષ કરી હજરત મોહમ્મદ (સલ) ની ઉમ્મત મુસલમાનના કરોડોની ગણતરીને સાત હજાર વર્ષના મુશરેકો સાથે સરખાવીએ તો કદી લાખોમાંનો એક મુસલમાન થતા નથી તો સાત હજાર વર્ષની દુન્યા થવી ખોટું થયું. એવીજ રીતે સાઇન્સની શોધ પ્રમાણે પહાડોના પડ અને જમીનના થરથી પણ સાત હજાર વર્ષની દુન્યા થવી ખોટી પડે છે. ગુ. મો.

**ફાયદો** એટલે અડધી જંનતમાં ઉમ્મતે મોહમ્મદી થશે અને બાકી અડધીમાં બીજા પેગમ્બરોની ઉમ્મતો થશે. પ્રથમ હજરતે ચોથાઇ ફરમાવી ફરી ત્રીજી પાંથી ફરમાવી ફરી અડધી કારણ કે લોકો અલ્લાહનું શુકર કરે અને દમપર દમ ખુશીમાં વધારો થાય.

૧૩૭૫ બોખારી તથા મુસલિમમાં ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું તમો જાણો છો કે આ સ્ત્રિ પોતાના બચ્ચાને અગ્નિમાં ફેંકનાર છે? અમે કહ્યું કે ખોદાની કસમ નહીં ફેંકશે. ફરી હજરતે [સલ] ફરમાવ્યું કે આ સ્ત્રી પોતાના બચ્ચાપર જે મેહેર કરે છે તેથી વધુ અલ્લાહ પોતાના બંદાઓ ઉપર કરે છે." એક કેદી સ્ત્રીએ કેદીઓમાં પોતાના બચ્ચાને જોયું તો તેને લીધું ફરી પોતાના પેટ સાથે વળગાવી તેને ધવડાવ્યું ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી.

**ફાયદો** આ હદીસમાં અલ્લાહની રહમતના ખોહલાપણાનું બયાન છે. આ હદીસથી અરહમુર-રાહેમીન [સર્વ રહમ કરનારાઓથી વધુ રહમ કરનાર]ની મતલબ ખુલે છે.

૧૩૭૬ મુસલિમમાં અબુ હોરેરા [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું તમો ઇચ્છો છો કે તમારાથી પેહેલાં અહલે કિતાબે જેમ કહ્યું કે અમે સાંભળ્યુ અને નહીં માન્યું તેમ તમો કહો? પણ તમો કહો કે અમે સાભળ્યું અને માની લીધું ઓ અમારા પરવરદિગાર અમે તારી બખશીશ માંગીએ છીએ અને તારા તરફ ફરવું છે (ઠેકાણું છે)" જ્યારે આ આયત ઉતરી "અલ્લાહનેજ માટે છે જે કંઇ આસમાનોમાં છે અને જમીનમાં છે અને જે તમારા જીવમાં છે તેને જો તમો જાહેર કરો અથવા છુપાવો અલ્લાહ તમારેથી તેનો હિસાબ લેનાર છે." તો સહાબાએ કહ્યું કે નમાઝ રોજો જેહાદ અને સદકાના કામોની જે અમને આજ્ઞા થઇ છે જેની અમો શક્તિ રાખીએ છીએ પણ તમારાપર આ આયત ઉતરી છે એની અમે શક્તિ રાખતા નથી. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી.

**ફાયદો** એટલે ખિયાલો તથા વસવસાથી દિલને રોકવું અમારા અખત્યારમાં નથી. જો તેનો પણ હિસાબ લેવાયો તો અમારૂં કેથે ઠેકાણું નથી. હજરતે (સલ) ફરમાવ્યું કે તમે અહલે કિતાબની જેમ નાફરમાની નો કરો, બંદાને લાએક નથી કે પોતાના માલિકના હુકમમાં તકરાર કરે. પણ તમો આ હુકમને પણ માન્ય કરો. ફરી ખોદાની બખશીશ માંગો કે તે તમારાપર આસાની કરે. ફરી સહાબાએ હજરત (સલ)ના ફરમાન પ્રમાણે અમલ કર્યો અને હુકમ માન્યો તો આ આયત ઉતરી. "ખોદા દરેક જીવને તેની શક્તિ માફક તકલીફ આપે છે (આજ્ઞા કરે છે)" એટલે હવે ખિયાલ અને વસવાસ ઉપર પકડ નથી. તફસીર મદારેકમાં છે કે સર્વ ઓલમાનો આજ મજહબ છે કે દિલમાં ખતરો આવે તે પર પકડ નથી. પણ દિલમાં એક વાત ઠેરવવા (અજમ) ઉપર પકડ છે. અજમ તે ઇરાદાને કહે છે કે જે દિલમાં જમી ગયો હોય અને ઠસી ગયો હોય.

૧૩૭૭ બોખારીમાં ઉમ્મે સલમા [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું તું ચાહે છે કે જે ઘરથી અલ્લાહે શૈતાનને કાઢયો તેમાં તેને દાખલ કરે?" એક સ્ત્રી ઉમ્મે સલમા પાસે આવી અબુ સલમા ઉપર રડવાને ઉસકેરતી હતી તેણીને હજરતે (સલ) આ હદીસ ફરમાવી.

**ફાયદો** હજરત ઉમ્મે સલમા (રદી)ના પ્રથમ ખાવિન્દનું નામ અબુ સલમા હતુ જ્યારે તેવણ મરણ પામ્યા ત્યારે કોઇ સ્ત્રી તેમને રડાવવા માટે આવી ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે ઇમાનની બરકતથી શૈતાન આ ઘરથી દૂર થયો છે હવે રડી પીટીને ફરી શૈતાનને આ ઘરમાં દાખલ નો કર. આ હદીસથી સાફ જણાયું કે રડવા પીટવાની મહફેલ કરવી શૈતાની કામ છે. મુસીબતમાં સબર કરવો જોઇએ હાય હાય કરવી નજ જોઇએ.

૧૩૭૮ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું તું ઇચ્છે છે કે રિફાઆ પાસે પાછી જાય; જ્યાં સૂધી તું તેનું મધ (મજા) નહીં ચાખે અને તે તારૂં મધ નહીં ચાખે ત્યાં સૂધી દુરસ્ત નથી" રિફાઆ કારજીએ એક સ્ત્રીને ત્રણ તલાક

આપી તેણીને હજરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** રિફાઆ (રદી)ની સ્ત્રી હજરત (સલ) પાસે આવી અને કહેવા લાગી કે એ હજરત (સલ)! મારા પતીએ મને ત્રણ તલાક આપી ફરી મેં અબ્દુર રહમાન બીન જબીર (રદી) થી નિકાહ કર્યો તો મેં તેને એવો જોયો જેવું કપડાનું-ફુમકું * એટલે તે નામરદ છે. તો હજરત (સલ) હસયા અને આ હદીસ ફરમાવી. આથી જણાયું કે ત્રણ તલાક પછી પ્રથમ ખાવિન્દથી નિકાહ દુરસ્ત નથી જ્યાં સૂધી કે બીજો ખાવિન્દ તેનાથી સોહબત નહીં કરે. સર્વે ઇમામોનો આજ મજહબ છે.

૧૩૭૯ બોખારી તથા મુસલિમમાં બરાઅ બીન આજેબ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું તમો આના નરમ કુમાશથી આશ્ચર્ય થાઓ છો? બચીત સઅદ બીન મોઆજ (રદી)નો રૂમાલ જનતમાં એથી સારો છે અને ઘણો મુલાએમ છે.

**ફાયદો** એક નસરાની બાદશાહે હજરતે (સલ) માટે રેશમી ઝબ્ભાની ભેટ મોકલી. સહાબાએ તેની ઉમદગી અને નરમાશ જોઇને તાજુબ કરી ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી. એટલે દુન્યાનો અસબાબ આ લાએક નથી કે તેની ખાહેશ કરીએ, આખેરતની ખુબી ઢુંઢો. કારણ કે જ્યારે જંનતનો રૂમાલ દુન્યાના ઉમદા ઝબ્ભાથી સારો ઠર્યો તો ત્યાંનો ઝબ્બો ખોદા જાણે કેવો ઉમદા હશે?

૧૩૮૦ બોખારી તથા મુસલિમમાં અબુ બકરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે વારૂ મને બતાવો કે જો અસલમ, ગેફાર, મોઝેના, અને જોહેનાની કોમો બની તમીમ બની આમેર, અસદ, અને ગતફાનની કોમથી બેહેતર થાય તો શુ તેઓને નુકસાની કે ધોકો નહીં લાગે? અકરાએ કહ્યું કે હા, હજરતે (સલ) ફરમાવ્યું કે કસમ છે તે જાતની કે જેના કબજામાં મારો જાન છે તેઓ એઓથી બેહતર નથી." જ્યારે અકરાએ કહ્યું કે તમારેથી અસલમ ગેફાર, મોઝેના અને જોહેના હાજીઓને લુટનાર ચોટટાઓએ બૈઅત કરી છે ત્યારે હજરતે [સલ] તેને આ હદીસ ફરમાવી.

**ફાયદો** અસલમ, ગેફાર, મોઝેના અને જોહેનાની કોમ મક્કાના માર્ગમાં રહેતી હતી. અરબમાં કમજાત હતી. અને કુફ્રની હાલતમાં હાજીઓને લૂટતી હતી. અને બની તમીમ, બની આમેર અસદ અને ગતફાનની કોમ ઉમદા લોક હતા. તો પ્રથમ અસલમ વગેરે મુસલમાન થયા તો અકરા બીન હાબેસ જે બની તમીમનો સરદાર હતો તે મુસલમાન થતી વેળા હજરત (સલ) ઉપર પોતાના મુસલમાન થવાનું પાડ જતાવવા લાગ્યો અને અસલમના લોકોની હલકાઇ કરવા લાગ્યો.ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે ખોદાની નજદીક તેજ બેહતર છે જે દીનપર ચાલે અગર જો જાતનો હલકો હોય સરદારી અને જાતી શરાફત વગર દીનદારીએ કશી ગણતરીની નથી.

**શેઅર**

બંદએ ઇશક શૌદી તરક નસબ કુન જામી
કે દરીં રાહ ફોલાં ઇબને ફોલાં ચીઝે નેસ્ત *

૧૩૮૧ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે વારૂ બતાવતો જો અલ્લાહ ફળને રોકી રાખે (નહીં ઉગે અથવા નાશ થાય) તો કેવી રીતે પોતાના ભાઇ મુસલમાનનો માલ તું હલાલ કરશે.

**ફાયદો** આ હદીસનો કિસ્સો છઠ્ઠા અધ્યાયમાં આવી ગયો છે † કે હજરતે કાચા ફળ વેચવાની મનાઇ કરી- એટલે પાકવા પહેલાં જો ખરી પડે તો ખરીદાર પાસેથી કીમત લેવી કેવી રીતે હલાલ થશે.

૧૩૮૨ બોખારીમાં અબુ ઓમામા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે વારૂ બતાવતો જ્યારે તું તારા ઘરથી નીકળ્યો તો શું તેં સારી રીતે વોઝુ કર્યું નથી? તેણે કહ્યું કે હા. યા રસુલુલ્લાહ! (સારી રીતે વોઝુ કર્યું છે) હજરતે (સલ) ફરમાવ્યું કે ફરી તું અમારી સાથે નમાઝમાં ભેગો થયો? તેણે કહ્યું

---

* ગુજરાતીમાં કહેવાય છે જાણે રૂનો ધાબો ગુ. મો.

* અર્થ—ઓ જામી! ઈશકનો તું ગુલામ બન્યો છે. નસબની મોટાઈને છોડ કારણ કે આ માર્ગમાં ફલાણો ફલાણાનો છોકરો એ કોઈ ચીજ નથી. ગુ. મો.

† વાંચો હદીસ ના. ૧૧૬૩ ગુ. મો.

કે હા, યા રસુલુલ્લાહ ! હજરતે (સલ) ફરમાવ્યું તો ખચીત અલ્લાહે તારી શીક્ષા માફ કરી છે અથવા તારો ગુનોહ માફ કર્યો છે.

**ફાયદો** એક શખ્સે કહ્યું ઓ રસૂલુલ્લાહ મેં હદ મારવાને લાએક ગુનોહ કર્યો છે મને હદ મારો. હજરતે (સલ) પુછયું નહીં કે-તેં કયો ગુનોહ કર્યો છે. ફરી હજરત [સલ] નમાઝમાં લાગ્યાં. તે શખ્સ પણ નમાઝમાં ભેગો થયો. ફરાગત થયા પછી પાછું તે શખ્સે કહ્યું કે મને હદ મારો. ત્યારે હજરતે (સલ આ હદીસ ફરમાવી. કદાપી તે શખ્સનો ગુનોહ નાનો હશે જેમ ચુમો લેવો અથવા હાથ અડકવાનો જેમકે એક રિવાયતમાં સાફ વર્ણાયું છે. એજ માટે હજરતે જમાઅત સાથે નમાઝ પઢવાથી તેની બખશીશ ફરમાવી. કારણ કે નાનો ગુનોહ ઇબાદતોથી માફ થાય છે. અને હજરતે (સલ) એટલાં માટે તેને નહીં પૂછયું કે બદ કામની ઢુંઢ સારી નથી. અને જો તે પોતાનો ગુનોહ ખોલીને બતાવતે અને તે લાએક હદને હતે તો હજરત (સલ) તેને જરૂર હદ મારતે.

૧૩૮૩ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે વારૂ તમો બતાઓ તો ખરા તમારી આ રાતનો હાલ ? ખચીત જમીનની પીઠપર જે કોઇ છે તેમાંનો સો વર્ષના માથામર એક પણ બચશે નહીં.

**ફાયદો** અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) આખર ઉમરમાં અમને ઇશાની નમાઝ પઢાવી. ફરી આ હદીસ ફરમાવી. એટલે સો વર્ષથી વધુ આ વખતમાં કોઇની ઉમર થશે નહીં. મતલબ હદીસની આ છે કે જયારે ઉમર એવી ઓછી ઠરી તો દુન્યાનો લોભ કરવો નિર્લોભ છે. અને બીજો ફાયદો આ બયાનનો આ છે કે હજરતે (સલ) જાણ્યું હતું કે મારા પછી કેટલાક જૂઠા લોક મારી સંગ હોવાનો (સહાબી થવાનો) દાવો કરશે જેમકે હિન્દુસ્થાનમાં કંઇ સો વર્ષ પછી બાવા રતને હજરત (સલ) ની સોહબત (સંગ) નો દાવો કર્યો હતો તો આ હદીસથી તેનો દાવો ખોટો ઠર્યો. કારણ કે હજરત (સલ) ના વખતના લોક સો વર્ષમાં પૂરા થયા.

૧૩૮૪ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે વારૂ બતાવતો જો તારી મા પર દેણુ હોય અને તું તેને અદા કરે તો તે તેણીના તરફથી અદા થશે ? તેણીએ કહ્યું કે હા, હજરતે (સલ) ફરમાવ્યું તો તું તેણીના તરફથી રોઝો રાખ.

**ફાયદો** એક સ્ત્રીએ હજરત (સલ) ને કહ્યું ઓ રસૂલુલ્લાહ ! મારી મા મરી ગઇ અને તેના પર ફરજ રોઝા રહ્યા છે જો હું રોઝા રાખું તો તેના તરફથી અદા થશે ? ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. અને સમજાવી કે જેવી રીતે બંદાનું કરજ વારેસના અદા કરવાથી અદા થાય છે તેમજ ખોદાનું પણ કરજ અદા થાય છે. ઇસહાક (રદી) નો આજ મજહબ છે. અને બીજા ઇમામો કહે છે કે રોઝા રાખવાથી મતલબ દરેક દિનને બદલે એક મિસકીનને ખાણું ખવરાવ. જેમકે બીજી હદીસમાં સાફ આવ્યું છે કે જે મરી જાય અને તેના પર રોઝા હોય તો તેના તરફથી તેનો વારેસ મિસકીનોને ખવરાવે. અને બીજું કારણ આ છે કે જીન્દગીમાં તો કોઇના તરફથી રોઝો રાખવો દુરૂસ્ત નથી. (અને કરજ અદા કરવું દુરૂસ્ત છે) તો તેવી રીતે મોત પછી પણ.

૧૩૮૫ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે વારૂ તમો બતાઓ તો જો તમારા કોઇના દરવાજા પર નેહેર હોય ને તે તેમાં દરરોજ પાંચ વખત ગોસલ કરે તો શું તેનો મેલ કંઇ રહવાનો ? સહાબાંએ કહ્યું કે તેનો મેલ કંઇ રહેવાનો નહીં. હજરતે (સલ) ફરમાવ્યું કે નમાઝની આજ મિસલ છે [એના સબબથી હકક તઆલા ગુનાહોને મટાડે છે.]

**ફાયદો** એટલે જેવી રીતે દર રોજ પાંચ વખત નહાવાથી બદન પર મેલ રહેતો નથી, તેવીજ રીતે પાંચ વખતની નમાઝથી ગુનાહ રહેતા નથી. પણ માત્ર પાણી નાંખવાથી મેલ છૂટતો નથી, બદનને મસલવું મેલ કાઢવો પણ શરત છે તેવીજ રીતે નમાઝમાં પણ હોજૂરે દિલ અને પોતાના પરવરદિગારની સામે આજેજી કરવી જરૂર

જોઇએ કે જેથી ગુનાહોનો મેલ દિલથી છૂટે.

૧૩૮૬ બોખારી તથા મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું તેં બે રકઅતો (તહીયતુલ મસજીદની) પઢી! તેણે કહ્યું કે નહીં. હજરતે (સલ) ફરમાવ્યું તો ઉઠ બે રકઅત નમાઝ પઢ. અને એક રિવાયતમાં છે કે ઉઠ બે રકઅત નમાઝ પઢ અને તેમાં ટુંકું કર. (એટલે હલકી નમાઝ પઢ)" સોલૈક ગતફાની જુમઆને દિવસે આવ્યો અને હજરત [સલ] મિમ્બરપર બેઠા હતા ફરી તે નમાઝ પઢવા પહેલા બેઠો ત્યારે તેને હજરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** આ હદીસથી જણાયું કે ખુતબાના વખતે પણ તહીયતુલ મસજીદ પઢવી દુરૂસ્ત છે. ઇમામ શાફેઇ [રહ]નો આજ મજહબ છે. અને ઇમામ આજમ (રહ)ની નજદીક ખુતબાના વખતે તહીયતુલ મસજીદ દુરૂસ્ત નથી. કારણ કે બીજી હદીસમાં આવ્યું છે કે જ્યારે ઇમામ ખુતબો પઢવા નીકળે તો નમાઝ તથા વાતચીત નહી જોઇએ.

* ૧૩૮૭ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું. જુલ યદૈને સાચું કહ્યું?

**ફાયદો** મસાબીહમાં અબુ હોરેરા [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) અસરની નમાઝ પઢાવી અને બેજી રકઅત પછી સલામ ફેરવ્યું અને ઊભા થઇ ગયા. જમાઅતમાં સિદ્દીક તથા ફારૂક (રદી) પણ હતા પણ રોઅબથી બોલી શક્યા નહીં. જમાઅતમાં એક શખ્સ ખિરબાક નામનો હતો. તેનું લકબ જુલ યદૈન હતું. કારણ કે તેના હાથ લાંબા હતા. તેણે કહ્યું ઓ રસૂલુલ્લાહ શું નમાઝ ઓછી થઇ અથવા આપ ભૂલ્યા છો? ત્યારે હજરતે [સલ] સહાબા તરફ મોં કરીને આ હદીસ ફરમાવી. એટલે જુલયદૈન શું સાચું કહે છે? સહાબાએ કહ્યું કે હા, ફરી હજરતે (સલ) આગળ વધીને બીજી બે રકઅત નમાઝ પઢીને સિજદો સહોનો કર્યો. આ હદીસથી જણાયું કે ભૂલ ચૂક પેગમ્બરોને પણ થાય છે. અને જો ઇમામને શક પડે તો મુકતદીઓની વાતપર ભરોસો કરે. અને થોડી વાત નમાઝને તોડતી નથી. પણ ઇમામ આજમ (રહ)ની નજદીક હર તરેહની વાત નમાઝને તોડે છે. ઇમામ તહાવી (રહ)એ કહ્યું કે તે વખત સુધી નમાઝમાં વાત કરવી હરામ નહોતી. ફરી નમાઝમાં વાત કરવી મનસૂખ થઇ. એનીએ [રહ] શરહ હિદાયામાં લખ્યું છે કે પ્રથમ ઇસ્લામમાં નમાઝમાં વાત કરવી દુરૂસ્ત હતી. જેમકે ઝૈદ બીન અરકમ (રદી)ની હદીસથી સાબેત છે. ફરી જ્યારે વાત કરવી મનાઇ થઇ તો હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે ઇમામને ચૂક થાય તો મુકતદી સુબ્હાનલ્લાહ કહીને ઇમામને ચેતવણી કરે, તો જો આ હદીસ વાત કરવાની મનાઇ પછીની હતે તો જુલયદૈન તસબીહ કહીને હજરત (સલ)ને આગાહ કરતે વાત નહીં કરતે. અને જ્યારે વાત કરી તો સાફ જણાયું કે આ કિસ્સો તે વખતનો છે કે જ્યારે વાત કરવી દુરૂસ્ત હતી. તો સિદ્ધ થયું કે આ હદીસ મનસૂખ છે. વલ્લાહો આલમ.

૧૩૮૮ બોખારી તથા મુસલિમમાં કઅબ બીન ઉજરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું તને તારા માથાના કીડા (જૂ) ઇજા કરે છે? મેં કહ્યું કે હા, હજરતે (સલ) ફરમાવ્યું તો બોડાવ અને ત્રણ દિવસના રોજા રાખ. અથવા છ મિસકીનોને ખાણું ખવરાવ. અથવા એક કુરબાની જુબ્હ કર. રાવી કહે છે કે હું જાણતો નથી કે (ત્રણમાંથી) પ્રથમ કયું કહ્યું" જંગે હોદેબીયાના વખતમાં કઅબ બીન ઉજરાને હજરતે કહ્યું.

**ફાયદો** આથી જણાયું કે જ્યારે એહરામ વાળાને માથાની જૂ તકલીફ આપે તો વાળ બોડાવે અને આ કફારો આપે. બાકી કિસ્સો આ હદીસનો આવી ગયો. *

૧૩૮૯ મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું તમારામાંનો કોઇ ચાહે છે કે જ્યારે તે પોતાને ઘેર જાય તો ત્યાં તેને ઊંચા કદ વાળી ભરેલી ત્રણ ગાભણી ઊંટડી મળે? અમે કહ્યું કે હા, હજરતે [સલ] ફરમાવ્યું કે તમારામાંનો કોઇ ત્રણ આયત નમાઝમાં પઢે એ બેહતર છે ત્રણ મોટા કદ વાળી ભરેલી ગાભણી ઊંટડીથી.

૧૩૯૦ બોખારીમાં અબુ સઇદ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું

* વાંચો હદીસ ના ૯૦૪. ગુ. મો.

રાતમાં ત્રીજો ભાગ કુરઆન પઢવાથી તમારામાંનો કોઇ અશકત થાય છે?

**ફાયદો** સહાબાએ કહ્યુ એ રસૂલુલ્લાહ તરતીઆંશ કુરઆન દર રાત્રે પઢવું કોનાથી થઇ શકે? હજરતે (સલ) ફરમાવ્યું કે **કુલહોવલ્લાહ** કુરઆનની તેહાઇ છે. એટલે એનો સવાબ તરતીયાંશ કુરઆનના બરાબર છે.

૧૩૯૧ મુસલિમમાં સઅદ બીન અબી વક્કાસ (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે શું તમારામાંનો કોઇ દરરોજ એક હજાર નેકી કમાવાથી અશક્ત છે? ફરી હજરત (સલ)ની સાથે બેસનારાઓમાંના કોઇએ પૂછ્યુ કે અમારામાંનો કેવી રીતે એક હજાર નેકી કમાય? હજરતે (સલ) ફરમાવ્યું કે સો તસબીહ કહે તો તેને માટે હજાર નેકી લખાશે (જો તે નેક છે તો) અથવા તો હજાર ગુનાહ તેનાથી મટાડશે. [જો તે ગુનેહગાર છે તો.]

**ફાયદો** સો વાર સુબહાન-લ્લાહ પઢવાથી હજાર નેકી એટલાં માટે થઇ કે ખોદાએ એક નેકીનો દશ ઘણો સવાબ ઠેરવ્યો છે. તો સોની દશ ઘણી હજાર થઇ છે.

## ફસલ છઠ્ઠી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાલે શબ્દ **અલા** છે.

૧૩૯૨ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જાણો છો હું તમને દજ્જાલની એવી વાત બયાન કરૂં છું કે કોઇ નબીએ પોતાની કોમને બયાન કરી નથી. ખચીત તે કાણો છે અને તે જંનત તથા જહંનમની સુરત (પ્રતિચ્છાયાં) લાવશે પણ જેને તે કહે છે કે આ જંનત છે તે દોજખ છે અને જેવી રીતે નુહે પોતાની કોમને ડરાવી તેવી રીતે હું તમને ડરાવું છું.

૧૩૯૩ મુસલિમમાં અબુ જર્ર [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જુવોની અલ્લાહની નજદીક જે ઘણું પ્યારૂં કલામ છે તેની હું તમને ખબર કરૂં છું. ખચીત ઘણું પ્યારૂં કલામ અલ્લાહની નજદીક **સુબ્હાન-લ્લાહે વ બે હમ્દિહી છે.**" આ અબુ જર્રને ફરમાવ્યું.

૧૩૯૪ બોખારી તથા મુસલિમમાં અલી [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે સાંભળો છો જે ચીજ એથી સારી છે તેની હું તમને ખબર કરૂં છું. **સુબ્હાન-લ્લાહ** તેત્રીશ વાર પઢ અને **અલ હમ્દો લિલ્લાહ** તેત્રીશવાર પઢ. અને **અલ્લાહો**અકબર ચોત્રીશવાર પઢ."ફાતેમા (રદી) હજરત [સલ] પાસે ખિદમતગાર માંગ્યો ત્યારે તેણીને ફરમાવ્યું.

**ફાયદો** પૂરી રિવાયત આવી રીતે છે કે હજરત ફાતેમા (રદી) હજરત (સલ)ની પાસે દળવાની તકલીફ બયાન કરવા માટે તથા લોંડી માંગવા માટે ગયાં. તેણીને ખબર પડી હતી કે હજરત (સલ) પાસે લોંડી ગુલામ આવ્યાં છે. તે વેળા હજરત (સલ)થી મુલાકાત થઇ નહીં. હજરત આએશા [રદી] ને આ સંદેશો કહી આવ્યાં. જ્યારે હજરત (સલ) તશરીફ લાવ્યા ત્યારે હજરત આએશા (રદી) એ તે સદેશો પુગાડ્યો તેજ વખત હજરત (સલ)તેણીને ઘેર પધાર્યા. તો અલી મુરતજા (રદી) તથા હજરત ફાતેમા બીછાણે લેટેલાં હતાં. હજરત (સલ)ને જોઇને ઉઠવાનો ઇરાદો કર્યો હજરતે (સલ) ફરમાવ્યું કે તમો બંને સૂઇ રહો * ફરી હજરત (સલ) શિરાણા તરફ બંનેની વચ્ચે બેઠા ને આ હદીસ ફરમાવી કે સૂતી વેળા પઢયા કરો. શક્તિ હોવા છતાં હજરતે (સલ) હજરત ફાતેમાને લોંડી આપી નહીં. અને આ જીકરે ઇલાહી શીખવ્યું. કારણ કે ફકીરી તથા દુન્યા તજવાની શીખામણ આપવાનો વિચાર હતો. આ જીકરની આ તાસીર છે કે જે શખ્સ કોઇ કામમાં થાકતો હોય અને સૂતી વેળા

* આથી જણાયું કે બાયડીના સગાના દેખતા મીયા બીબી સાથે સૂતેલાં રહે એ એબની વાત નથી. ગુ. મો.

આ નૈયતથી પઢે તો તેની થાક નહીં રહે.

૧૩૯૫ મુસલિમમાં સલમા બીન અકવા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું વારૂ હું તમને ખબર કરૂં છું કે કેયામતને દિવસે આ [બુખારવાળા]થી વધારે ગરમ આ બે સ્વારી કરનાર પીઠ ફેરવીને પાછા ફરનાર પુરૂષો છે.” હજરતે (સલ) આ ઇશારો બે મોનાફેકો તરફ કર્યો.

**ફાયદો** મુસલિમમાં સલમા [રદી]થી રિવાયત છે કે અમો હજરત (સલ)ની સ.થે એક બીમારની બીમારૂ પુરસીએ ગયા. તેને બોખાર હતો. મેં તેના બદન ઉપર હાથ મુકયો અને કહ્યું ખોદાની કસમ મેં આજ સુધી એવો બાળતો બોખાર કદી જોયો નથી ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી. એટલે આખેરતની સખતીના મુકાબલામાં દુન્યાની સખતી કંઇ વિસાતની નથી.

૧૩૯૬ બોખારી તથા મુસલિમમાં હારેસા બીન વહબ ખોજાઈ (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે સાંભળો છો હું તમને જંનતી લોક બતાઊં દરેક ગરીબ લોકો જેને હલકા ગણે છે જો તેઓ ખોદાને ભરોસે કસમ ખાય તો ખોદા તેને સાચી કરે. જાણો છો હું તમને દોજખી લોકોની ખબર કરૂં દરેક ઝગડાલુ હરામ ખાનાર અહંકાર [તકબ્બોરી] કરનાર.

**ફાયદો** એટલે જંનત ગરીબ બેજોર મુસલમાનોનું ઠેકાણું છે. અને દોજખ બદ ખુલુક પેટ પાલનાર ગરૂરવાળાઓનું રેઠાણુ છે. જે જંનતને ચાહનાર હોય તે ગરીબી અખત્યાર કરે જાલેમ નહીં બને. અને જે જંનતની પરવા નહીં રાખે અને જહંનમથી નિડર હોય તે ચાહે તે કરે.

૧૩૯૭ મુસલિમમાં ઝૈદ બીન ખાલિદ જોહની (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આગાહ થાઓ હું તમને સારા સાક્ષી બતાવું છું જેઓ સાક્ષી પૂછવા પેહેલાં સાક્ષી આપે.

**ફાયદો** વગર ગવાહી માંગે ગવાહી આપવી તે વેળા અફજળ છે કે જયારે તેના સિવાય કોઇ ગવા નહીં હોય. અને તેની સાક્ષી નહીં પૂરવાથી કોઇનું હક્ક નાશ પામતું હોય. કારણુ કે વગર જરૂરતે મામલાઓમાં સાક્ષી અપાવવા પહેલાં સાક્ષી આપવી દીનદારીની વાત નથી, જેમકે તેની બુરાઇ બીજી હદીસોમાં છે. કે મારા પછી એવા લોક પેદા થશે કે વગર ગવાહી માંગે ગવાહી આપવા તૈયાર થશે. *

૧૩૯૮ બોખારી તથા મુસલિમમાં અબુ વાકેદ લૈસી (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે સાંભળો હું ત્રણે મરદોની ખબર કરૂં છું. તેમાંના એક તો અલ્લાહના તરફ વળણુ કરી તો ખોદાએ તેને જગ્યા આપી. બીજો તે શરમાયો તો ખોદા પણ તેનાથી શરમાયો (એટલે તેને પોતાના ગજબથી બચાવ્યો.)અને ત્રીજાએ તો મોં ફેરવ્યું તો અલ્લાહે પણ તેનાથી મોં ફેરવ્યું.

**ફાયદો** બોખારીમાં પૂરી રિવાયત અબુ વાકેદ (રદી)થી આવી રીતે છે કે હજરત [સલ] મસજીદમાં બેઠા હતા. અને હજરત (સલ) પાસે લોક હતા. ત્રણ માણસ સામે આવ્યા તેમાંનો એક પાછો ફર્યો. અને બે આગળ આવ્યા. ફરી તે બેમાંનો એક હલકામાં ખાલી જગ્યા મળી ત્યાં બેઠો અને બીજો સર્વથી પાછળ બેઠો. જ્યારે હજરત (સલ) વાત કહી રહ્યા ત્યારે આ હદીસ ફરમાવી. એટલે મજલિસમાં ખોદાનો હુકમ દરયાફત કરવા જે બેઠો તો તેની મહેનત ચીજ થઇ. અને બીજો અંદર આવવાથી શરમાયો તો ખોદાએ તેને અઝાબથી બચાવ્યો. કારણ કે તે જો કે હજરત (સલ)થી દૂર પડયો પણ મજલિસમાં તો શરીક રહ્યો. અને ત્રીજાએ જયારે પોતાની લાએક જગ્યા નહીં જોઇતો તે ગરૂરને લીધે ચાલી ગયો માટે તે અલ્લાહના ગજબમાં સપડાયો. આથી જણાયું કે ઇલમ તથા વઅજની મજલિસમાં પાસે આવવું ઘણું અફજલ છે. અને દૂર બેસવું જો કે દુરૂસ્ત છે પણ સવાબમાં ઓછું છે અને ત્યાં જઇને ચાલ્યા આવવું ગુનાહ છે. †

૧૩૯૯ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એવી ચીજ કે જેને લીધે અલ્લાહ ગુનાહોને મટાડે અને

---

* વાંચો હદીસ ના. ૧૧૪૮. ગુ. મો.

† પણ જો કંઈ ઉજરને લીધે જાય તો દુરૂસ્ત છે. એટલુ જ નહીં પણ કોઈ વખતમાં આલેમોની નિન્દા થતી હોય અથવા શરીઅત વિરૂધ્ધ વાતો બયાન થતી હોય, બીદઅતો શીખાવાતી હોય અથવા લોકોને ત્યાં નડર બનાવાતા હોય તો ત્યાં બેસવું હરામ છે. ગુ. મો.

તેને લીધે પદવીઓ ઊંચી કરે તે શું હું તમને નહીં બતાઊં? સહાબાએ કહ્યું કેમ નહીં ઓ રસૂલુલ્લાહ (જરૂર બતાઓ)? હજરતે (સલ) ફરમાવ્યું કે સખતીના વખતોમાં પૂરૂં વોજુ કરવું, મસજીદ તરફ ઘણી આવ–જા કરવી અને નમાઝ પછી બીજી નમાઝની વાટ જોવી. તો આજ ઉમદા રેબાત (સરહદ સમ્ભાળ) છે.

**ફાયદો** રેબાત તેને કહે છે કે દારૂલ ઈસ્લામની હદપર છાવણી હોય અને ઘોડા બંધાય કે જેથી કાફેરોનું લશકર અંદર પેસે નહીં. તો ફરમાવ્યું કે આ ત્રણ કામ બાતેનની છાવણી (કેમ્પ) છે, કે શૈતાનના લશકરને રોકે છે. સખતીના વખતમાં પૂરૂં વોજુ કરવું એટલે ઘણા સરદીમાં અથવા બીમારીમાં સારી રીતે ત્રણવાર આજા ધોવા. અથવા મોંઘી કીંમતે પાણી ખરીદીને વોજુ કરવું. મસજીદ તરફ ઘણી આવ–જા એટલે પાંચે વખત નમાઝ માટે આવ–જા કરવી. અને નમાઝની ઇનતેજારી કરવી એટલે મસજીદમાં દાખલા તરીકે અસર પઢીને મગરેબ માટે બેસવું.

૧૪૦૦ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જેનાથી ફિરશતા શરમાય છે. * તેથી "શું હું નહીં શરમાઊં?" એટલે ઉસમાન બીન અફફાન (રદી)થી.

* હાફેજ સખાવી પોતાના ફતાવામાં કહે છે કે કયી જગ્યામાં હજરત ઉસમાન (રદી) ·થી ફિરશતાઓએ શરમ કરી તે વિષે મને પૂછ થઈ તો મેં જવાબ આપ્યો કે ભરોસા લાએક કોઈ હદીસ મારી જાણમાં નથી. પણ મારા શેખ બદર નરસાબાએ પોતાની કોઈ કિતાબમાં જમાલ કાજરૂનીની રિવાયતનો લાભ આપ્યો છે કે જ્યારે હજરતે (સલ) મદીનામાં મોહાજેરો તથા અનસારીયોમાં ભાઈચારાની નિમણુંક કરી ત્યારે અનસ બીન માલિકની ગેરહાજરીમાં એ માટે હજરત ઉસમાન (રદી)· આગળ વધ્યા જે વેળા તેમની છાતી ખુલ્લી હતી તો ફિરશતા શરમાઈને પાછળ હડયા. ત્યારે નબી સાહેબે તેમને છાતી ઢાંકવાનો હુકમ ફરમાવ્યો, ફરી ફિરશતા પોતાની જગ્યા પર આવ્યા. હજરતે [સલ] પાછળ હઠવાનું તેઓને કારણ પૂછ્યું તો તેઓએ કહ્યું કે ઉસમાન (રદી)થી શરમાઈને. વાંચો મિરકાત જી. ૫ પૃષ્ટ. ૫૫૨. ગુ. મો.

**ફાયદો** બીજા અધ્યાયમાં એનો કિસ્સો આવી ગયો † કે હજરત (સલ) પીન્ડલી ખુલ્લી રાખી સિદ્દીક તથા ફારૂક (રદી)ની સામે બેઠા હતા અને જ્યારે હજરત ઉસમાન (રદી) આવ્યા તો હજરતે (સલ) પીન્ડલીપર કપડું નાંખ્યું. હજરતને તેનું કારણ પૂછ્યું ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. આ હદીસથી હજરત ઉસમાન (રદી)ની મોટી ફજીલતે ઇમાની સિદ્ધ થઇ. કારણ કે જેટલી શરમ (લાજ) વધું તેટલું ઇમાન વધું.

૧૪૦૧ બોખારીમાં અબુ બકરા [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું, કે શું હું તમને કબીરા (મોટા) ગુનાહની ખબર નહીં કરૂં? અમે કહ્યું કે કેમ નહીં. [ખબર કરો] ઓ રસૂલુલ્લાહ! હજરતે [સલ] ફરમાવ્યું કે અલ્લાહનો શરીક ઠેરવવો અને મા–બાપની નાફરમાની કરવી [અથવા તેમને દુઃખ આપવું] અને હજરત (સલ) તકયો લગાડેલા હતા તો બેઠા થયા ફરી કહ્યું તમો જાણીલો અને બનાવટી વાત અને બનાવટી સાક્ષી. તમો જાણીલો અને બનાવટી વાત અને બનાવટી સાક્ષી. તમો જાણીલો અને બનાવટી વાત અને બનાવટી સાક્ષી હજરત (સલ) એને કહેતાજ રહ્યા તે એટલાં સૂધી કે મેં કહ્યું કે હજરત (સલ) ચુપ રહેશે નહીં.

૧૪૦૨ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જુઓ તમને ખબર કરૂં છું બોહતાન મુકવું શું છે? તે ચુગલી ખાવી છે. ઘણી વાતો કરી લોકોમાં ફસાદ નાંખે.

૧૪૦૩ બોખારી તથા મુસલિમમાં અમર બીન આસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો જાણો કે ખચીત અબુ ફોલાણાની આલ તે મારા દોસ્ત (કે મદદગાર) નથી. મારા દોસ્ત (કે મદદગાર) તો અલ્લાહ તથા નેક મુસલમાનો છે" બોખારીની રિવાયતમાં આટલો વધારો છે "પણ તેઓની મારી સાથે સગાઇ છે હું તેને તર તથા તાજી રાખીશ" એટલે સગાઇનું હક્ક અદા કરીશ.

**ફાયદો** હજરતે (સલ) મુજમલ તોરપર

† વાંચો હદીસ ના. ૩૪૯ ગુ. મો.

(સામટી રીતે) કહ્યું કે ફલાણાની ઓલાદ મારી દોસ્ત કે મદદગાર નથી. તે કોણ શખ્સ હતો તે ઠેરવવું કે તેનું ફલાણું નામ છે એ અમારાપર કંઇ જરૂર નથી. અલ્લાહ સારી રીતે જાણે છે. જો કે કેટલાકોએ કહ્યું છે કે એથી મતલબ હકમ બીન આસ છે પણ એ ખોદાને હવાલે કરવું બેહતર છે. અને નેક મુસલમાનોથી મતલબ સિદ્દીક તથા ફારૂક [રદી] છે. અથવા અલી મુરતજા (રદી) છે. વલ્લાહો આલમ.

૧૪૦૪ બોખારી તથા મુસલિમમાં અબુ મસઊદ ઉકબા બીન અમર અનસારી (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો સાંભળો કે ઇમાન આ જગ્યા છે, અને કરડાપણું અને દિલોની સખતી ઊંટોના પૂછડાં આગળ બુમો પાડનારાઓમાં છે. જ્યાંથી શૈતાનના બે શિંગ નીકળે છે રબીઆ તથા મોદરમાં.

**ફાયદો** પ્રથમ હજરતે (સલ) યમન તરફ ઇશારો કરી તેઓની તારીફ કરી. કારણ કે ત્યાંના લોકો ઘણાં જલદી ઇમાન લાવ્યા. અને પૂર્વની તરફ ઇશારો કર્યો અને તેઓની નિન્દા કરી. એટલે રબીઆ તથા મોજરની કોમની જેઓ પાસે ઊંટ ઘણાં હતાં. કારણ કે તેઓ ઇસ્લામ વિરૂધ્ધ રહ્યા. શૈતાનના બે શિંગથી મતલબ સૂર્ય છે. કારણ કે જ્યારે સૂર્ય નીકળે છે તો શૈતાન પોતાના બે શિંગ તેમાં લગાડે છે કે જેથી કાફેરોનો સિજદો તેના તરફ આવે.

૧૪૦૫ મુસલિમમાં ઉકબા બીન આમેર [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો જાણો કે કુવ્વતની મતલબ તીર મારવું છે. તમો જાણો કે કુવ્વતની મતલબ તીર મારવું છે. તમો જાણો કે કુવ્વતની મતલબ તીર મારવું છે." જ્યારે હજરતે મિબર પર આ આયત પઢી. "કાફેરો માટે જેટલી તમારેથી બની શકે કુવ્વત તૈયાર કરો" ત્યારે આ ફરમાવ્યું.

**ફાયદો** કુરઆનમાં કુવ્વતનો શબ્દ ગુહ્ય (મુજમલ) હતો. હજરતે (સલ) તેની ટીકા કરી. એટલે ખોદા જેનો તમને હુકમ કરે છે તે કુવ્વતની મતલબ તીર અન્દાઝી છે. તીર અન્દાઝીનો એટલા માટે હુકમ થયો કે દૂરનું હથિયાર છે. બાણ, બંદુક અને તોપ પણ તીરઅન્દાઝીમાં દાખલ છે. કારણ કે તીરની તરેહ તેની માર પણ દૂરથી છે.

૧૪૦૬ બોખારી તથા મુસલિમમાં મિસવર બીન મખરમા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમે સાંભળ્યું બચીત હિશામ બીન મોગીરાની ઓલાદે મારેથી હુકમ માંગ્યો કે તેઓ પોતાની દીકરી અલી બીન અબુ તાલેબના નિકાહમાં આપે, તો હું તેઓને હુકમ આપતો નથી. ફરી હું તેઓને હુકમ આપતો નથી. ફરી હું તેઓને હુકમ આપતો નથી પણ જો અબુ તાલેબનો દીકરો એમ ચાહતો હોય કે મારી દીકરીને તલાક આપે અને તેઓની દીકરીથી નિકાહ કરે. મારી દીકરી તો મારો તુકડો છે જે ચીજ તેને દુઃખ આપે તે મને દુઃખ આપે છે અને જે ચીજ તેને તકલીફ આપે છે ને મને તકલીફ આપે છે.

**ફાયદો** અલી મુરતજા (રદી)એ અબુ જહલ બીન હેશામની છોકરીથી નિકાહનો ઇરાદો કર્યો ફાતેમા ઝહરા (રદી)એ હજરત (સલ) આગળ રાવ કરી કે ઓ રસૂલુલ્લાહ લોકોનો આ ગુમાન છે કે હજરત (સલ) પોતાની દીકરીઓ માટે ગુસ્સો કરતા નથી અને અલી મુરતજા અબુ જહલની દીકરીથી નિકાહ કરે છે. ત્યારે હજરત (સલ) ઉઠ્યા અને ખુતબો પઢયો અને આ હદીસ ફરમાવી. ફરી અલી મુરતજાએ તે નિકાહ નહીં કર્યો જો કોઇ કહે કે શરીઅતમાં તો ચાર નિકાહ મરદ માટે દુરૂસ્ત છે ફરી હજરતે શા માટે મના કર્યો? તેનો જવાબ આ છે કે હજરત [સલ] સાહેબે શરીઅત હતા હજરત (સલ)ને અખત્યાર હતો કે તેને મના કરે. કારણ કે હજરત (સલ ની મરજી વિરૂધ્ધ કરવું શરીઅતમાં દુરૂસ્ત નથી. બીજું કારણ આ છે કે જેવી રીતે બીબી છતાં લોંડીથી નિકાહ દુરૂસ્ત નથી તેવીજ રીતે હબીબુલ્લાહની દીકરી છતાં અદુવુલ્લાહ [ખોદાના દુશમન]ની દીકરીથી નિકાહ દુરૂસ્ત નહીં થયા. *

* બાષાંતર કરતા કહે છે કે આ બન્ને જવાબ ઠીક નથી. હજરતે (સલ) અબુ જહલની દીકરીથી હજરત અલી [રદી]ના નિકાહ હરામ કર્યાં નથી. હદીસ ના. ૩૫૩ તે આ હદીસનો અંગ છે તેમાં ખુલ્લું છે "હું હલાલને હરામ કરતો નથી. અને હરામને હલાલ કરતો નથી." આથી સાફ

૧૪૦૭ બોખારી તથા મુસલિમમાં ફાતેમા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું તું રાજી થતી નથી કે તું સઘળા જહાન ની ઓરતોની સરદાર બને ? અથવા આવી રીતે ફરમાવ્યું કે આ ઉમ્મતની ઓરતોની સરદાર બને?" આ હજરતે (સલ)ફાતેમા (રદી)ને ફરમાવ્યું.

**ફાયદો** મસાબીહમાં હજરત આએશા (રદી) થી રિવાયત છે કે અમો હજરત (સલ)ની બીબી ઓ હજરત પાસે બેઠાં હતાં એવામાં હજરત ફાતેમા (રદી) આવ્યાં. હજરતે (સલ) ફરમાવ્યું એ મારી દીકરી મરહબા ફરી હજરતે [સલ] તેમને બેસડાવ્યાં અને તેમનાથી કાનમાં વાત કરી ત્યારે ફાતેમા રોવા લાગ્યાં. જ્યારે હજરતે (સલ) તેમને ગમગીન જોયાં તો બીજીવાર કાનમાં વાત કરી ફરી તેવણ હસવા લાગ્યાં. મેં પૂછ્યું કે હજરતે (સલ) તમારેથી કાનમાં શી વાંત કરી ? ફાતેમા ઝહરા [રદી]એ કહ્યુ કે હજરત (સલ)નો ભેદ તો હું જાહેર કરતી નથી. ફરી જ્યારે હજરત (સલ) નો ઇનતેકાલ થયો તો મેં ફાતેમા ઝહરા [રદી]ને કહ્યું મારૂં હક્ક જે તમારાપર છે તેની હું તમને કસમ આપું છું પેલી કાનમાં વાત કરેલી મને કહો ? ફાતેમા ઝહરા [રદી]એ કહ્યું હા, હવે કંઈ દોષ નથી. પ્રથમ વખત જે હજરતે મારા કાનમાં વાત કરી હતી તો ફરમાવ્યું હતું કે દરેક વર્ષ જીબરઈલ [અલે] મારી સાથે કુરઆનનો એકવાર દોર કરતા હતા પણ આ વર્ષ બેવાર દોર કર્યો જેથી મને જણાયું છે કે મારી મોત પાસે આવી છે, માટે હું રોવા લાગી હતી. ફરી બીજી વાર હજરતે (સલ) મારા કાનમાં કહ્યું કે મારી પછી મારી અહલે બૈતમાંથી પ્રથમ તુંજ મરશે. ખોદાથી ડરતી રહેજે અને સબર કરજે હું તારો બેહતર આગલો (પેશવા) છું. અને શું તું આથી રાજી નથી કે જંનતી ઓરતોની તું સરદાર બને ? અથવા આવી રીતે કહ્યું કે મુસલમાન ઓરતોની સરદાર બને. આ હદીસથી ફાતેમા ઝહરાની મોટી ફજીલત સિદ્ધ થઇ.

* ૧૪૦૮ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે શું તમો સાંભળતા નથી કે અલ્લાહ આંખના આંસુથી અને દિલના ગમથી અજાબ કરતો નથી. પણ આને લીધે [એટલે જુબાનને લીધે] અજાબ કરે છે અથવા રહમ કરે છે.

**ફાયદો** મસાબીહમાં અબ્દુલ્લાહ બીન ઓમર [રદી]થી રિવાયત છે કે સઅદ બીન ઓબાદા બીમાર હતા. હજરત [સલ] તેમની બીમાર પુરસીએ ગયા અને હજરત (સલ)ની સાથે અબ્દુર રહમાન બીન ઔફ, સઅદ બીન અબુ વક્કાસ, અને અબ્દુલ્લાહ બીન મસઉદ હતા. હજરત [સલ] જ્યારે ત્યાં પહોંચ્યા તો જોયું કે સઅદ બીન ઓબાદા બેહોશીમાં પડેલા છે. હજરતે (સલ) પૂછ્યું કે શું એ મરી ગયા ? લોકોએ કહ્યું કે બેહોશીમાં છે તો હજરત (સલ) રડયા અને લોક પણ હજરતનું રડવું જોઇને રડવા લાગ્યા. ફરી હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે દિલમાં ગમ કરવો તથા માત્ર આંસુથી રડવું દુરૂસ્ત છે. અને જુબાની વિલાપ કરવો હાય હાય કરવી ખોદાના ગજબનું કારણ છે. અને જો જુબાનથી ઇન્ના લિલ્લાહે વ ઇન્ન ઇલૈહે રાજેઉન કહે તો ખોદાની રહમતનું કારણ છે.

૧૪૦૯ બોખારીમાં અબુ હોરેરા [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું તમને આશ્ચર્ય થતું નથી ? અલ્લાહ કોરેશની ગાળોને તથા લાનતને મારેથી કેવી રીતે ફેરવે છે. તેઓ તો મોજમ્મમને ગાળ આપે છે અને લાનત કરે છે અને હું તો મોહમ્મદ છું.

**ફાયદો** મોહમ્મદનો અર્થ સ્તુત્ય [વખાણ વા લાયક] છે અને મોજમ્મમના અર્થ નિન્દ્ય તથા બુરાઇવાળો છે. તો કોરેશ દુશમનીને લીધે હજરત (સલ)ને મોહમ્મદ કહેતા નહોતા, મોજમ્મમ કહેતા હતા અને બદગોઇ કરતા હતા. તો હજરતે (સલ) સહાબાને અલ્લાહનું એહસાન જતાવ્યું

જણાયું કે હજરતે (સલ) તે નિકાહ હરામ કર્યા નથી. તેમ હદીસના ઉપરમાં ઉર્દુના ભાષાંતરકાર પણ કહી ગયા છે કે એ નિકાહ હલાલ છે. તો સવાલજ લાગુ પડી શકતો નથી. આ મનાઈ માત્ર સમજુતીની રૂએ છે કે કેથે હજરત ફાતેમા (રદી) ના દીનમાં ફિતનો પડે નહીં. એટલે હજરત ફાતેમા (રદી) સોકના ગમને લીધે કેથે હજરત અલી [રદી] ની તાબેદારીમાં ઢીલ કરે નહીં કે જેથી દીનમાં નુકસાની આવે. ગુ. મો.

કે જુઓ કેવી તદબીરથી ખોદાએ મને તેઓની નિન્દાથી બચાવ્યો કે તેઓ તો મોજમ્મમને બુરૂં કહે છે મને શું? મારૂં નામ તો ખરૂં જોતાં મોહમ્મદ છે.

*૧૪૧૦ મુસલિમમાં હોજૈફા બીન યમાન (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું કોઇ મરદ એવો નથી કે તે કાફેરોના લોકોની ખબર લાવે? અલ્લાહ તેને કેયામતમાં મારી સાથે કરશે," આ હજરતે જંગે અહજાબની રાત્રે ત્રણ વાર ફરમાવ્યું.

**ફાયદો** જંગે અહજાબ એટલે જંગે ખનદકમાં કોરેશો વગેરે કાફેરોએ ભેગા થઇને મદીનાપર ઘેરો નાંખ્યો હતો. એક રાત્રે ઘણીજ થંડી હવા ચાલી. સરદીના જોરથી કોઇને હલવાની શક્તિ નહોતી તે વળા હજરતે [સલ] આ હદીસ ફરમાવી, કે કોઇ કાફેરોની ખબર લાવે તો આ ઊંચી પદવી મેળવે. હોજૈફા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ત્રણવાર આ ફરમાવ્યું પણ કોઇની હિમ્મત નહીં થઇ. ફરી હજરતે (સલ) મને ફરમાવ્યું કે એ હોજૈફા! તું ઉઠ અને તેઓની ખબર લાવ મને હવે કંઇ બહાનું રહ્યું નહીં કારણ કે મારૂં નામ લઇને કહ્યું. નાચારીએ મને જવું પડ્યું. અને હજરતે (સલ) ફરમાવ્યું કે ચુપકાથી ખબર લાવ. ત્યાં કોઇને નો છેડતો. જ્યારે હું હજરત [સલ]ની પાસેથી ચાલ્યો તો મને એવું જણાતું હતું કે જાણે હું હમ્મામ (ગરમાબા)માં છું જ્યારે હું ત્યાં પેહોંચ્યો તો મેં અબુ સુફયાનને જોયો, કે અગ્નિથી પોતાની પીઠ સેક છે. મેં ઇચ્છયું કે એક તીર તેને મારૂં પણ હજરત (સલ) ની વાત યાદ કરીને હું રોકાયો. ફરી હું પાછો ફર્યો અને હજરત (સલ) ને તેઓની ખબર પુગાવી ત્યારે હજરતે (સલ) પોતાનું કામલ જેપર નમાઝ પઢતા હતા તે મને ઓઢાવ્યું. હું ઊંઘ લઇને સવાર સૂધી સુતો. જ્યારે સવાર થઇ તો હજરતે (સલ) ફરમાવ્યું કે ઉઠ ઓ ઘણું સૂનાર! આ હદીસથી હોજૈફા (રદી)ની ઉમદા ફજીલત સિદ્ધ થઇ.

૧૪૧૧ મુસલિમમાં જાબેર (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તમો જાણો કે નિકાહવાળા કે નજદીકની સગાઇવાળા સિવાય કોઇ પુરૂષ એવા (વિધવા) સ્ત્રી પાસે રાત રહે નહીં.

**ફાયદો** પારકી સ્ત્રી પાસે પુરૂષનું રહેવું અને એકાંતમાં બેસવું (ખિલવત કરવી) હરામ છે ફરી તે રાતના હોય કે દિવસના હોય, પરણેલી હોય કે વિધવા હોય. પણ આ હદીસમાં કુંવારી સ્ત્રી પાસે રહેવાની સાફ મનાઇ નથી. કારણ કે દસ્તુર આવી રીતની છે કે કુંવારી સ્ત્રી પાસે પારકો પુરૂષ રહેતો નથી.

૧૪૧૨ બોખારીમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો જાણો કે જે શખ્સ કસમ ખાય તો તે ખોદા સિવાય કોઇની કસમ ખાય નહી.

**ફાયદો** કુફરની હાલતમાં લોકોની ટેવ હતી કે તેઓ બુતોની તથા પોતાના બાપદાદાઓની કસમ ખાતા હતા. તો તેની મનાઇ કરી. કારણ કે કસમ તેના નામની જોઇએ કે જે સર્વનો માલિક હોય મખલુકની કસમ ખાવી દુરૂસ્ત નથી.

૧૪૧૩ મુસલિમમાં જુનદોબ બીન અબ્દુલ્લાહ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો જાણો કે ખચીત તમારાથી આગળ જે હતા તેઓ પોતાના પેગમ્બરો તથા સારા લોકોની કબરોને મસજીદ ઠેરવતા હતા. તમો સાંભળો કે તમારે કબરોને મસજીદ બનાવવી નહીં ખચીત હું તેમને એથી મનાઇ કરૂં છું.

**ફાયદો** કબરસ્તાનમાં નમાઝ પઢવી એટલાં માટે મનાઇ થઇ કે એમાં શુબ્હ આ વાતનો પડે છે કે ખોદા સિવાય બીજાની બંદગી થઇ. એટલુંજ નહીં પણ દુન્યામાં શિર્ક પ્રથમ એવીજ રીતે ચાલુ થયો. માટે હજરતે (સલ) ઘણી તાકીદથી તેની મનાઇ કરી. આથી જણાયું કે કબરોને સિજદો કરવો હરામ છે અને જો ઇબાદતની નૈયતથી છે તો ખુલ્લું કુફર છે.

## ફસલ સાતમી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાલે **અલમ** શબ્દ છે.

૧૪૧૪ બોખારી તથા મુસલિમમાં અબ્દુ-લ્લાહ બીન અમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું મને ખબર થઇ નથી. કે તું રોઝો રાખ્યા કરે છે અને ઇફતાર કરતો નથી. અને આખી રાત નમાઝમાં રહે છે? તો તું નો કર. કારણ કે તારી બંને આંખોનો પણ હિસ્સો છે (એટલે હક્ક છે) અને તારા જાનનો પણ હિસ્સો છે અને તારી બાયડીનો પણ હિસ્સો છે. માટે રોઝો રાખ અને કદી નો રાખ. રાતના નમાઝ પઢ અને સૂ પણ—અને દર દશ દિવસમાં એક રોઝો રાખ. અને તને તે દિન સિવાય નવ દિનનો સવાબ મળશે." અને બીજી રિવાયતમાં છે કે "ખચીત જો તું એવી રીતે કરશે તો તારી આંખો નબળાઇથી ધુસી જશે અને તારો જાન નિર્બળ થશે.

**ફાયદો** અબ્દુલ્લાહ બીન અમર (રદી) આ હદીસના રાવી ઘણા આબેદ હતા. તેવણે નિકાહ કર્યો હતો. રાત દિવસ ઇબાદતમાં લાગેલા હતા બાબીની કંઇ ખબર રાખતા નહોતા. એક દિવસ અમર બીન અ.સ અબ્દુલ્લાહના બાપ ઘરમાં આવ્યા તો વહુને જોઇ કે પુરાના મેલાં કપડાં પેહેરેલી છે. એનું કારણ પૂછ્યું. તે ઓરતે કહ્યું કે મારો ખાવિન્દ મારી ખબર રાખતો નથી. રાત દિવસ ઇબાદતમાં લાગેલો રહે છે. તો તેમના બાપે અબ્દુલ્લાહની રાવ હજરત (સલ) આગળ કરી ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે તું એવી ઇબાદત કરે છે કે પોતાના જાન અને પોતાની બાયડીનું હક્ક નાશ કરે છે. આ હદીસથી જણાયું કે ઇબાદતમાં દરમીયાની ચાલ ખોદાને પસંદ છે. ન એટલો હદથી વધે કે બીજા હક્કો નાશ પામે અને ન એટલી કમી સારી કે જાનવરની તરહ સમ્ભોગ, ખાવા, અને સૂવામાં લાગેલો રહે, ને ઇબાદતથી ગફલત કરે.

૧૪૧૫ મુસલિમમાં ઉકબા બીન આમેર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું તેં જોયું નથી. આ રાત્રે કેટલીક આયતો ઉતરી છે તેવી કદી જોવામાં આવી નથી. **કુલ અઊજો બે-રબ્બિલ ફલક** તથા **કુલ અઊજો બે-રબ્બિન્નાસ.**

**ફાયદો** લબીદ બીન આસિમ યહુદીએ હજરત (સલ) પર જાદુ કર્યું હતું. વાળમાં અગિયાર ગાંઠ મારી હતી. જ્યારે કુલ અઉજો બે રબ્બિલ ફલક તથા કુલ અઊજો બે રબ્બિન્નાસની અગિયાર આયતો ઉતરી તો અગિયારે ગાંઠ ખુલી ગઇ. હજરત (સલ) સાજા થયા. અને આ જે ફરમાવ્યું કે તેની બરાબર કોઇ આયત નથી, એટલે જાદુ દફે કરવા તથા બલાઓથી બચવા માટે આ બંને સૂરતો જેવી કોઇ નથી.

૧૪૧૬ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું શું તમો જોતા નથી કે જ્યારે માણસ મરે છે તો તેની આંખ ઉપરની તરફ ખુલ્લી રહી જાય છે? સહાબાએ કહ્યું કેમ નહીં (ખુલ્લી રહે છે.) હજરતે [સલ] ફરમાવ્યું કે તે તે વખત છે કે જીવની પ.છળ આંખની રોશની જાય છે.

**ફાયદો** એટલે જાનની સાથે આંખની રોશની પણ નીકળે છે. આંખ ખુલ્લી રહેવાનો આ સબબ છે.

૧૪૧૭ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી)થી રિવાયત છે કે હજરતે ફરમાવ્યું કે શું તેં જોયું નથી જ્યારે તારી કોમે (એટલે કોરેશે) કાબા બાંધ્યું તો ઇબરાહીમના ગરાડાથી ઓછું કર્યું? તો મેં કહ્યું ઓ રસૂલુલ્લાહ! શું તમો તેને ઇબરાહીમના ગરાડા પ્રમાણે પાછું ફેરવતા નથી? હજરતે (સલ) ફરમાવ્યું કે જો તારી કોમનો વખત કુફરની પાસેનો ન હોત તો જરૂર હું કરત.

**ફાયદો** કુફરના જમાનામાં કોરેશોએ કાબા બનાવ્યું હતું તો ખરચની તંગીને લીધે હજરત ઇબરાહીમ (અલે)ની પુરાની ઇમારતમાંથી દક્ષિણ તરફ

જ્યાં હતીમ છે સાત હાથ ઓછું કર્યું હજરતે (સલ) તેને બીજીવાર એટલાં માટે નહીં બનાવ્યું કે કોરેશ નવા મુસલમાન હતા. તેઓને દુઃખ થશે. કે પેગમ્બરે અમારી બનાવેલી ઇમારતને તોડી. કદાપી ઇસ્લામથી ફરી જાય.

૧૪૧૮ બોખારી તથા મુસલિમમાં અબુ બકર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું કુચ કરવાનો વખત આવ્યો નથી ?" હજરતે (સલ) અબુ બકર (રદી)ને મદીના તરફ નીકળવા પછી ફરમાવ્યું.

**ફાયદો** હજરતે (સલ) જ્યારે મક્કાથી હિજરતનો ઇરાદો કર્યો તો ત્રણ દિવસ ગાર (ખીણ) માં છુપા રહ્યા. ચોથી રાત મદીના તરફ રવાના થયા આખી રાત ચાલ્યા. જ્યારે દીન ચઢયો અને ગરમી થઇ તો હજરત ( સલ )ને સિદ્દીકે એક પત્થર નીચે સુવડાવ્યા. જયારે હજરત જાગ્યા તો આ હદીસ ફરમાવી. આથી જણાયું કે સફરમાં સાથી સાથે સલાહ મશવરો જરૂર જોઇએ.

## ફસલ આઠમી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાલે **અલફા** શબ્દ છે.

૧૪૧૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું હું તમને એક એવી ચીજ નહીં બતાવું કે જે તમારેથી આગળ થયા તેઓના મરતબાને મેળવો. અને જે તમારેથી પાછળ છે તેઓથી તમે વધી જાઓ. અને જે તમે કર્યું તેવું જે કરે તેના સિવાય કોઇ તમારેથી અફજલ થશે નહીં ? સહાબાએ કહ્યું કેમ નહીં. (અમને બતાવો) હજરતે (સલ) ફરમાવ્યું કે દરેક નમાઝ પછી તેત્રીસ તેત્રીસવાર **સુબ્હાન-લ્લાહ, અલ હમ્દો લિલ્લાહ** અને **અલ્લાહો અકબર** કહો.

**ફાયદો** ગરીબ સહાબાએ હજરતને અરજ કરી કે ઓ હજરત જે અમે ઇબાદત કરીએ છીએ માલદાર લોક પણ તે ઇબાદત કરે છે. પણ તેઓ અમારાથી વધી ગયા છે. તેઓ જકાત આપે છે ખૈરાત કરે છે અને એ અમારેથી થઇ શકતું નથી. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી.

૧૪૨૦ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું તો શું હું શુકર કરનાર બંદો (ઉપકારી સેવક) થાઉં નહીં" જ્યારે લોકોએ હજરત (સલ)ને કહ્યું કે તમો શા માટે આટલું દુઃખ ઉઠાવો છો ? અને જુઓ તો તમારા આગળા પાછળા પાપ માફ થયા છે ત્યારે આ હજરતે ફરમાવ્યું.

**ફાયદો** હજરત [સલ] રાતના ઉઠી તહજ્જોદની નમાઝ એટલી ઘણી પઢતા કે આપના પગ સુઝી જતા. ત્યારે સહાબાએ અરજ કરી કે આપ શા માટે એટલી મશક્કત અને દુઃખ ભોગવો છો ? આપની ભૂલચુકના મગફેરતનો તો ખોદાએ કુરઆનમાં વાયદો કર્યો છે. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે આ મારી ઇબાદત ગુનાહ બખ્શાવવા માટે નથી પણ પરવરદિગારના એહસાનનો શુકરાનો કરૂં છું કે તેણે મારી મગફેરતનો વાયદો કર્યો, મને સર્વ પેગમ્બરોથી શ્રેષ્ઠ બનાવ્યો. બંદગીની મને ઇચ્છા આપી. આથી જણાયું કે બંદો કોઇ તરેહ ખોદાની બંદગીથી બેપરવા થઇ શકતો નથી. જો મગફેરત થઇ તો તેની શુકર ગુઝારી વાજેબ છે. અને આ જે કેટલાક જાહેલ ફકીર કહે છે કે જ્યારે આદમી કામેલ થયો અને ખોદાનો પોહોંચેલો થયો તો તેને ઇબાદતની કંઇ ગરજ નથી* તો આ હદીસથી ખુલ્લું જણાયું કે આ તદન ગલત વાત છે. કારણ કે હજરત (સલ)થી વધારે ખોદાનો પોહોંચેલો કોણ છે જેને ઇબાદતની હાજત નહોય ?

૧૪૨૧ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન

* ફકીરોનો આ અકીદો હિન્દુઓમાંથી લેવાયો છે. તેઓ માને છે કે જ્ઞાન કાંડવાળાને કર્મ (અમલ) ની જરૂરત નથી. ગુ. મો.

જઅફર બીન અબુ તાલેબ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આ જનાવર નો અલ્લાહે તને માલિક બનાવ્યો છે એની બાબતમાં તું અલ્લાહથી ડરતો નથી ? એ તારી રાવ મારી આગળ કરે છે, કે તું તેને ભૂખ્યું રાખે છે અને તેનાથી કામ લ્યે છે." જયારે હજરત (સલ) એક અંસારીના બાગમાં દાખલ થયા તો તેમાં એક ઊંટ હતું જયારે તેણે હજરત (સલ)ને જોયા તો તે બડબડયું અને તેની આંખોથી આંસું વહયાં ત્યારે હજરતે [સલ] અનસારીને આ ફરમાવ્યું.

**ફાયદો** જયારે ઊંટ રડયું તો હજરતે તે પર મેહેર ખાઇને તેપર હાથ ફેરવ્યો. અને પૂછયું કે આ કોનું ઊંટ છે? ત્યારે અનસારી એ કહ્યું કે મારૂં છે. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. આ હદીસ મોજેઝો છે કે જાનવર પણ હજરત (સલ)ને પેહેચાનતાં હતાં. આથી જણાયું કે અવાચક (બેજબાન) જાનવરો પર પણ શફકત અને મેહેરબાની કરવી વાજેબ છે. જે રહમ નહીં ખાય તે ગુનેહગાર છે. અજાબને લાએક છે.

* ૧૪૨૨ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું તો શું તમો અમારા ચરાવનારાઓ સાથે ઊંટોમાં નીકળતા નથી ? ફરી તમો તેનું દૂધ અને તેનું પિશાબ પીઓ" આ હજરતે [સલ] ઓકલ અથવા ઓરેનાના કેટલાક પુરૂષોને કહ્યું*

**ફાયદો** તે કોમના આઠ માણસ મદીનામાં બીમાર થયા તેઓને જલંધરની બીમારી હતી. હજરત (સલ)ના ઊંટ ચરવા માટે મદીનાથી બહાર હતાં. તેઓને ચરાવનારા સાથે ત્યાં મોકલ્યા જ્યારે તેઓ ઊંટનું પિશાબ અને દૂધ પીને સાજા થયા તો ચરાવનારાને મારી ઊંટો હાંકી ગયા. ફરી હજરત (સલ) પાસે પકડાઇ આવ્યા. હજરતે (સલ) તેઓના હાથ પગ કપાવ્યા અને તેઓની આંખોમાં સળી ઘોંચી અને તેઓને મેદાનમાં નાંખ્યા તેઓ તરસને લીધે મરી ગયા.

## ફસલ નવમી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાલે શબ્દ **અલૈસ** અને **અવ** છે.

૧૪૨૩ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું જેણે તેને દુન્યામાં બે પગે ચાલતો કર્યો તે શક્તિવાન નથી કે તેને મોં તરફથી કયામતને દિવસે ચલાવે !

**ફાયદો** એક શખ્સે હજરત (સલ)ને પૂછયું કે કુરઆનમાં ખોદા ફરમાવે છે કે કયામતને દિવસે કાફેરો મોંના તરફથી ચાલશે એ કેવી રીતે થશે ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે જેણે પગમાં ચાલવાની શક્તિ આપી તે મોંમાં પણ આપી શકે છે એટલે ખોદાની આગળ સઘળી કઠણ વસ્તુઓ સેહેલી છે.

૧૪૨૪ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું તે આવી સાક્ષી આપતો નથી કે અલ્લાહ સિવાય કોઈ માબૂદ (પૂજ્ય) નથી અને બચીત હું અલાહનો રસૂલ છું" આ શખ્સથી મતલબ માલિક બીન દુખશમ છે. લોકોએ કહ્યું કે તે એ કહે છે ખરો પણ એ તેના દિલમાં નથી. હજરતે (સલ) ફરમાવ્યું કે કોઇ પણ સાક્ષી આપશે કે અલાહ સિવાય કોઇ પુજ્ય નથી અને બચીત હું અલ્લાહનો રસૂલ છું તો તે અગ્નિમાં જશે નહીં અથવા અગ્નિ તેને ખાશે નહીં.

**ફાયદો** હજરત (સલ)ના સહાબા મોનાફેકોનું વર્ણન કરતા હતા પણ માલિક બીન દુખશમનું મુનાફેકપણુ વધુ વરણયું ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે જેણે તોહીદ અને ગવાહી આપી તે જંનતી મુસલમાન છે. અને જો તેના દિલમાં એ વિષે અકીદો નહીં હશે તો ખોદા તેને સ-

* વાંચો હદીસ ના. ૮૭૯. ગુ. મો.

મળશે, અમને તેની તપાસ કરવાની કંઇ જરૂરત નથી. અમને જાહેરનો હુકમ છે.

૧૪૨૫ મુસલિમમાં અબુ જર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું જે ચીજનો તમો સદકા કરો તે અલ્લાહે તમને નહીં આપી ? બચીત દરેક સુબ્હાનલ્લાહ કહેવાને બદલે સદકો છે. અને દરેક અલ્લાહો અકબર કહેવાને બદલે સદકો છે. અને દરેક અલહમ્દો લિલ્લાહ કહેવાને બદલે સદકો છે. અને દરેક લાએલાહ ઇલ-લ્લાહ કહેવાને બદલે સદકો છે. ભલી આજ્ઞા કરવી સદકો છે. અને બુરાં કામથી રોકવું સદકો છે અને તમારા ટુકડામાં [સોહબત કરવામાં] સદકો છે. સહાબાએ કહ્યું કે એ રસૂલુલ્લાહ ! શું અમારામાંનો કોઇ પોતાની શહવતનું કામ કરે અને તેમાં તેને સવાબ થશે ? (એટલે પોતાની લેહજતમાં સવાબ થવાનું શું કારણ ? સવાબ તો ઇબાદતમાં થાય છે.) હજરતે [સલ] ફરમાવ્યું કે બતાઓ તો જો તે તેને (શહવતને) હરામમાં નાંખે (વ્યભિચાર કરે) તો તેમાં તેના ઉપર ગુનોહ થશે તો તેવીજ તરેહ જ્યારે તેણે તે શહવતને હલાલમાં રાખી તો તેને સવાબ થશે (એટલે સવાબનું કારણ શહવત નથી પણ ખોદાની તાબેદારી છે કે તેણે પોતાની શહવતને હરામથી રોકી અને હલાલમાં ખરચ કરી) " કેટલાક લોકોએ કહ્યુ કે એ રસૂલુલ્લાહ ! ધનવાન લોકો સવાબ લઇ ગયા (તેઓ સવાબ લુટે છે) જેમ અમો નમાઝ પઢીએ છીએ તેમ તેઓ નમાઝ પઢે છે, અને જેમ અમો રોજા રાખીએ છીએ તેમ તેઓ રોજા રાખે છે અને હાજતથી વધુ માલને તેઓ સદકો કરે છે (જે અમારેથી બની શકતો નથી) તેઓને હજરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** એટલે સદકા અને ખેરાતનો સવાબ માત્ર માલ પરજ અટકેલો નથી. કે તમને અફસોસ કરવો પડે પણ દરેક નેક કામમાં ખેરાતનો સવાબ મળે છે. તે એટલાં સુધી કે સમ્ભોગમાં પણ સવાબ છે. સમ્ભોગમાં સવાબ તેજ વખત છે કે જ્યારે સારી નૈયત કરે. એટલે ખોદાનો હુકમ જાણીને કરે નેક ઓલાદની તેથી આશા રાખે.

૧૪૨૬ મુસલિમમાં અબુ સઇદ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું અમે જ્યારે અલ્લાહના માર્ગમાં જેહાદ કરવા જાશું તો અમારાં બીબી બચ્ચામાં કોઇ પુરૂષ પાછળ રહેશે (અને જેહાદમાં નહીં આવશે) ? તેનો અવાજ તો બોકડાના સમ્ભોગ કરતી વેળાના અવાજ સરખો છે. મારા પર લાજમ છે કે કોઇ પુરૂષે એવું કર્યું હોય તે મારી પાસે લવાશે તો હું તે કામની શીક્ષા કરીશ કે જેથી બીજાઓને સાન આવે.

**ફાયદો** કેટલાક લોકો જીમાના શોખમાં તથા બાયડીની મોહબ્બતમાં હજરત (સલ) સાથે જેહાદમાં શરીક થતા નહોતા ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. અને એક રિવાયતમાં આવી રીતે છે કે જ્યારે માએઝો ઝીનાનો ઇકરાર કર્યો તો હજરતે (સલ) તેને સંગસારનો (પત્થરના મારથી મારી નાંખવાનો) હુકમ કર્યો ફરી ખુતબામાં આ હદીસ ફરમાવી. એટલે જેહાદમાં નહીં જવું અને ઘેર રહેવાનું આ પરિણામ છે કે લોકો ઝીનામાં સપડાય છે. અને આ જે હજરતે (સલ) ફરમાવ્યું કે તેની અવાજ બોકડા સરખી છે તે હલકાય માટે ફરમાવ્યું તથા આ માટે કે બોકડો ઘણું કરીને જીમા કરવામાં લાગેલો રહે છે.

૧૪૨૭ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું તમારા દરેકની પાસે બે કપડાં છે ?" એક કપડાંમાં નમાઝ પઢવા વિષે પૂછનારને હજરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** એટલે જો એક કપડામાં નમાઝ દુરૂસ્ત નહીં થાય તો અરબમાં ઘણા લોકોની નમાઝ નહીં થાય. કારણ કે તમો અરબ લોકોમાં તો દરેકની પાસે બે બે કપડાં નથી.

* ૧૪૨૮ મુસલિમમાં આએશા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું તેં નહીં જાણ્યું કે લોકોને મેં એ કામનો હુકમ કર્યો તો લોકો ટચુ પચુ કરે છે (તરદ્દોદ કરે છે એટલે તેપર અમલ કરતા નથી. આટલે સુધી માત્ર મુસલિમની રિવાયત છે) અને બોખારી તથા મુસલિમમાં છે કે હજરતે (સલ ફરમાવ્યું કે જા મારો હાલ જે મેં પાછલથી

જાણ્યો છેતે જો હું પ્રથમથી જાણતે તો મારી સાથે કુરબાનીનું જાનવર (હદી લાવતે નહીં. પણ તેને (મક્કાથી) ખરીદતે. ફરી જેવી રીતે તેઓએ એહરામ ખોલ્યું તેવી રીતે હું એહરામ ખોલતે (હલાલ થતે) *

**ફાયદો** હજરતે (સલ) હજજતુલ વેદાઅમાં હજજની નૈયતથી એહરામ બાંધ્યું અને કુરબાની સાથે લીધી. જ્યારે મક્કે પોહોંચ્યા તો હુકમ કર્યો કે જેની સાથે કુરબાની નહીં હોય તે પોતાનુ એહરામ ખોલે અને હજની મોસમમાં ફરી બાંધે. તો સહાબા એહરામ ખોલવામાં કચુંપચું થયા. કારણ કે હજરતે (સલ) એહરામ ઉતાર્યું નહોતું. તો હજરતે (સલ) ફરમાવ્યું કે હું કુરબાની સાથે લાવવાને લીધે લાચાર થયો છું. જો હું આવો હાલ જાણતે તો મક્કામાંથી હદી [કુરબાની] ખરીદતે, જેવી રીતે લોકોએ એહરામ ખોલ્યું તેમ હું પણ ખોલતે.

## ફસલ દસમી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાલે શબ્દ **અમા** છે.

१४२९ બોખારી તથા મુસલિમમાં જાબેર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ચેતેલો રહે, ખચીત તું પોતાને ઘેર આવનાર છે. તો જ્યારે તું ઘેર આવે તો હુશીયાર રહેજે હુશયાર રહેજે" આ હજરતે જાબેર [રદી] ને ફરમાવ્યું.

**ફાયદો** જાબેર (રદી)થી રિવાયત છે કે હુ નવો નિકાહ કરીને જેહાદમાં હજરત (સલ)ની સાથે ગયો હતો, જ્યારે અમે ત્યાંથી પાછા ફર્યા અને મદીનાને પાસે આવ્યા ત્યારે હજરતે [સલ] પૂછ્યું કે શું તેં નિકાહ કર્યો છે ? મેં કહ્યું કે હા, ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી કે હુશયાર રહેજો. એટલે જીમા કરતું બચ્ચું મેળવવા માટે છે માત્ર પાણીજ કાઢવાની મતલબ નહીં રાખવી. અને તું સફરથી આવ્યો છે ઘણી જીમા (સોહબત) કરવી નહીં કે નબળાઇ થશે. જો સ્ત્રીને હેજના દિન હોય તો તે પાક થાય ત્યાં સુધી સબર કરજે જલદી કરવી નહીં.

१४३० બોખારી તથા મુસલિમમાં મૈમુન બીનતે હારેસ (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તું જાણે છે ખચીત જો તું તેણીને [લોંડીને] તારા મામાઓને આપતે તો તને મોટો સવાબ થતે" તેણીએ જ્યારે એક લોંડી આજાદ કરી ત્યારે હજરતે [સલ] તેણીને ફરમાવ્યું.

**ફાયદો** હજરત મૈમુના (રદી) હજરત (સલ)ની બીબી હતાં તેવણે હજરત (સલ)ને વગર પૂછે એક લોંડી આજાદ કરી. રાતના એ બાબત હજરત [સલ]ને કહી ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. આથી જણાયું કે સિલારહમી એટલે સગાંઓ સાથે ભલાઇ કરવાનો સવાબ આજાદ કરવાથી ઘણો છે.

* १४३१ મુસલિમમાં અબુ કતાદા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જાણો છો ખચીત ઊંઘવામાં કસૂર નથી. કસુર તો તે શખ્સને માથે છે કે નમાઝ નહીં પઢે તે એટલાં સુધી કે બીજી નમાઝનો વખત આવે. તો જે શખ્સ એવું કરે ( એટલે સુવાથી તેની નમાઝ કજા થાય) તો જ્યારે તે જાગે ત્યારે તે નમાઝ પઢે. ફરી જ્યારે કાલ થાય તો તે નમાઝ ને તેના વખતમાં પઢે. [એટલે એમ નહીં કરે કે જે વખતે આજની કજા નમાઝ પઢી તે વખતે કાલની અદા નમાઝ પણ પઢે એવા ખિયાલથી કે શાયદ આજથી વખત બદલાયો)" લેલતુત તારીસની સવારના ફરજની નમાઝ પઢવા પછી હજરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** હજરત (સલ) જેહાદથી પાછા ફર્યા

* આ હદીસ હજરત [સલ]ની વફાતથી આસરે ચાર મહીના પહેલાંની છે. ગુ. મો.

અને આખી રાત ચાલ્યા. જરા રાત રહી ત્યારે સુતા અને કેટલાક સહાબાને ચોકીદાર નીમ્યા કે નમાઝને વખતે જગાડે તો એવો બનાવ બન્યો કે સર્વ સૂઇ ગયા અને ફજરની નમાઝ કઝા થઇ. દહાડો ચડયા પછી પ્રથમ હજરત (સલ) જાગ્યા ત્યાંથી આગળ વધીને નમાઝની કઝા કરી સહાબાએ કહ્યું કે અમારી આ તકસીરનો કફ્ફારો શું છે? ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી.

૧૪૩૨ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જાણો છો આ બનેને અઝાબ થાય છે. અને એઓને કોઇ મોટા કામમાં અઝાબ થતો નથી તેમાનો એક તો ચુગલી ખાવામાં આવજા કરતો હતો અને બીજો તે પોતાના પિશાબ માટે આડ કરતો નહોતો કે બચતો નહોતો.

**ફાયદો** હજરત [સલ] એ કબરે ગયા અને ખજુરની એક શાખાને ચીરીને બંને કબરોપર ગાડી * અને ફરમાવ્યું કે જ્યાં સૂધી આ લીલી છે તો ખોદાની તસબીહ કરશે તેની બરકતથી એઓનો અઝાબ હલકો થશે ફરી આ હદીસ ફરમાવી. એટલે ચુગલી ખાવાથી બચવું અને પિશાબ આડમાં કરવી કે તહારત કરવી એવું કામ નથી કે માણસપર કઠણ હોય. બીજી હદીસમાં કહેવાયું છે કે કબરનો અઝાબ ઘણું કરીને પિશાબની નજાસતથી થાય છે.

* ૧૪૩૩ મુસલિમમાં અબુ સઇદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જાણો છો મેં તમારાપર ખોટા ગુમાન (ખોટી ધારના) કરીને તમને સમ આપી નથી પણ મારી પાસે જીબરઇલ (અલે) આવ્યો અને મને ખબર કરી કે અલ્લાહ તમારે લીધે ફિરસ્તાઓ આગળ ફખર કરે છે." સહાબાના ટોલા પાસે હજરત (સલ) આવ્યા ફરી કહ્યું કે તમને કયી ચીજે બેસડાવ્યા છે (એટલે શા માટે બેઠા છો)? સહાબાએ કહ્યું કે અલ્લાહની યાદ કરીએ છીએ. અને ખોદાએ અમને ઇસ્લામની હિદાયત કરી અને તેથી અમારાપર ઉપકાર કર્યો તે વિષે અમો તેની હમ્દ (સ્તુતિ) કરીએ છીએ. હજરતે (સલ) ફરમાવ્યું કે ખોદાની કસમ એજ માટે તમો બેઠા છો? સહાબાએ કહ્યું કે ખોદાની કસમ એ માટેજ અમો બેઠા છીએ. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી.

**ફાયદો** દસ્તુર છે કે પૂરતી ખોશીમાં કદી પોતાના દોસ્તોને ખાતરી પૂર્વક વાતને કસમ આપીને પૂછાય છે કે જેથી બીજી વાર તાજી ખુશી મળે, એવીજ રીતની કસમ હજરતે (સલ) સહાબાને આપી હતી. ફરી પૂરતી મેહેરબાનીથી કહી પણ દીધું: કે મારૂં કસમ આપવું ખોટી ધારના માટે નહોતું કે જેથી સહાબાને દુઃખ થાય નહીં. અને આ જે ફરમાવ્યું કે જીકર કરનારથી અલ્લાહ ફિરશતાઓ આગળ ફખર કરે છે એટલે તેઓની ખુબી તથા ઘણા સવાબનું બયાન કરે છે, કે બની આદમ શહવત અને ગજબની જાળમાં સપડાયલા હોવા છતાં મારી યાદ કરવાથી ગફલતમાં નથી. આ હદીસથી જીકરની મોટી ફજીલત સિધ્ધ થઇ.

૧૪૩૪ બોખારી તથા મુસલિમમાં સઅદ બીન અબી વક્કાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું તું રાજી થતો નથી કે જેવી રીતે મુસા આગળ હારૂનની પદવી છે તેવો તું મારી પાસે થાય પણ આટલું કે મારા પછી કોઈ પેગમ્બર નથી?" જંગે તબૂક

---

* આ હદીસથી કેટલાકોએ કબર પર લીલોતરી મુકવાનો આધાર લીધો છે પણ ખત્તાબી (રહ) જેવણ હદીસમાં ઇમામ ગણાય છે તેવણ આ હદીસથી આધાર લેવાને ના પાડે છે. અને કહે છે કે એ કામ બે પાયા છે સહાબાના વખતમાં એ કામ થતું નહોતું. અને કિરમાની કહે છે કે આ અઝાબનું હઠવું ખાસ હજરત (સલ) ના હાથથી બરકતને લીધે હતું. અને એની શરહ બુખારીમાં છે કે કબરો પર લીલોતરી જે મુકવામાં આવે છે તે નિર્લાભ છે. એટલે હજરતે લીલોતરી મુકી નહોતી પણ ગાડી હતી તેમ થવું જોઇએ. વળી ખઝાનતુર રિવાયત તથા ફતાવા બરહનામાં છે કે ફુલ મુકવા કરતાં તેની કીંમતનો સદકો કરવો બેહતર છે. વળી લીલોતરીની તસબીહ જ્યારે મદે નજર છે તો વગર કીંમતે મળતી લીલોતરી વાપરે કે જે ફુલ કરતાં ઘણીવાર ટકે છે અને કીંમત ખરચ થતી નથી. અને કબરોપર કીંમતી ફુલોની ચાદર ચઢાવવી હરામ છે. તેમ કબરોને સંદલ ચોપડવું ખુશબો લગાડવી અને લોબાન વગેરે બાલવા એકે મતે હરામ છે. ખોદા મુસલમાનોને બચાવો. ગ્રા. મો.

માં જતી વેળા હજરતે (સલ) હજરત અલી [રદી]ને આ ફરમાવ્યું.

**ફાયદો** મોનાફેકોએ તાનો કર્યો (મેણું માર્યું) કે હજરત (સલ) અલી (રદી)ને જલીલ જાણીને પોતાની સાથે લઇ જતા નથી એમને ઘેર છોડી જાય છે ત્યારે હજરતે (સલ) અલી મુરતજાના દિલાસા માટે આ હદીસ ફરમાવી. આ હદીસનું બાકી બયાન અધ્યાય પાંચમામાં વિસ્તારથી થયું છે. *

*૧૪૩૫ મુસલિમમાં અમર બીન આસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું તેં જાણ્યું નથી કે ઇસ્લામ તેનાથી આગળા ગુનાહને ગેરવે છે. અને હજ્જ તેનાથી આગળા ગુનાહને ગેરવે છે" અમર બીન આસે (રદી) બેઅત કરવાથી હાથ ખેંચ્યો તો હજરતે (સલ) ફરમાવ્યું કે તને શું થયું? ઓ અમર! અમરે કહ્યું કે હું એક શરત કરવા ઇચ્છું છું. હજરતે (સલ) ફરમાવ્યું કે શું શરત કરે છે? અમરે કહ્યું કે મારી બખશીશ થાય, ત્યારે આ હદીસ તેમને ફરમાવી.

**ફાયદો** જ્યારે કાફેર મુસલમાન થયો તો તેના સર્વ ગુનાહ ફરી તે જુલમ હોય કે મોટો ગુનાહ કે નાનો ગુનાહ હોય માફ થાય છે. ઇસ્લામની બરકતથી કોઇ ચીજની પકડ રહેતી નથી. પણ હિજરત તથા હજ્જથી નાના ગુનાહ માફ થાય છે. કબીરા ગુનાહ માફ થતા નથી, પણ કદી કદાચ કબીરા માફ થાય છે જો કે આ હદીસમાં નાના કે મોટા ગુનાહનું બંધન (કેદ) નથી પણ શરીઅતનો આજ કાયદો છે કે ઇસ્લામ સિવાય બીજી ઇબાદતથી માત્ર નાના ગુનાહ માફ થાય છે. પણ જલાલુદ્દીન સોયુતી (રહ) બોઓરીની શરહમાં લખે છે કે કેટલીક રિવાયતમાં છે કે હજ્જથી નાના મોટા સર્વ ગુનાહ માફ થાય છે. **વલ્લાહો આલમ.**

૧૪૩૬ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું જાણે છે જ્યારે સાંજ થઇ ત્યારે જો તું કહેતે **અઉજો બે કલેમાતિલ્લાહિત-તામ્માતે મિન શરે મા ખલક** તો તેને કંઇ નુકસાન કરતે નહીં?" એક પુરૂષે કહ્યું કે ગઈ રાત્રે મને વીછુંએ ડસયો તો ઓ રસૂલુલ્લાહ મને કેવી તકલીફ થઈ તેને હજરતે આ હદીસ ફરમાવી.

**ફાયદો** આથી જણાયું કે મુજીને દફે કરવામાં આ દોઆની તાસીર છે.

૧૪૩૭ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે "કે હજરતે (સલ) ફરમાવ્યું કે જાણે છે તારા બાપની કસમ જરૂર તને (તારા સવાલની) ખબર પડશે. બેહતર સદકો તે આ છે કે તું સાજો સમો હોય માલનો બખીલ હોય દરિદ્ર (ફકર)થી ડરતો હોય તાલેવાન થવાની આશા રાખતો હોય ને સદકો કરે." મુસલિમની રિવાયતમાં આટલો વધારો છે "અને જીવવાની આશા કરતો હોય." ફરી બોખારી તથા મુસલિમમાં છે "ખૈરાત કરવામાં વાર નોલગાડ તે એટલાં સુધી કે જ્યારે કંઠે જીવ આવે તો તું કહે કે ફલાણાને આટલો અને ફલાણાને આટલો અને જુવો તો તે ફલાણાનો થઇ ચુકયો" જાણે છે તારા બાપની કસમ [અમા વ અબીક] એ માત્ર મુસલિમમાં છે.

**ફાયદો** એક મરદે હજરત (સલ)ને પૂછ્યું કે હું પોતાના માલને કેવી રીતે સદકો કરૂં? અને કયી ખૈરાત અફજલ છે? ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી. એટલે તંદુરસ્તીની હાલતમાં ખૈરાત કરવી અફજલ છે કે માલ આપવા જીવ ચાહે નહીં, જીન્દગીની આશા હોય. આ નહીં કે જ્યારે જાન જવા નીકળે તો વસીયત કરવા શરૂ કરે કે ફલાણાને આટલો માલ આપવો અને ફલાણાને આટલો. કારણ કે એ વેળા જો કોઇને નહીં આપશે તો પણ તેના હાથથી તો માલ ગયો. અને બીજાઓને એટલે વારેસોને મળયો.

૧૪૩૮ બોખારી તથા મુસલિમમાં મોહૈયેબ બીન હજન (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યુ કે જાણે છે, ખોદાની કસમ હું જરૂર તારે માટે બખશીશ માંગીશ જ્યાં સૂધી તારી બખશીશ માંગવાની મને રોકાણ થાય નહીં. તો અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી **મા કાન લિન્નબીયે વલ્લજીન આમનુ-** થી તે **અસહાબુલ જહીમ** સૂધી (તેનો અર્થ) નબીને તથા ઇમાનવાળાઓને યોગ્ય નથી. કે

* વાંચો હદીસ નાં. ૧૦૧૧ ગુ. મો.

મુશરેકો માટે મગફેરતની દોઆ કરે (ખોદાથી) માગી ચાહે) તેઓને જાહેર થયા પછી કે તેઓ જહંનમી છે અગર જો તેઓના સગાં હોય" આ હજરતે અબુ તાલિબને તેની મરતીવેળા ફરમાવ્યું.

**ફાયદો** અબુ તાલિબની મરતી વેળા હજરતે (સલ) તેને કહ્યું કે ઓ કાકા **લાએલાહ ઇલ્લ'લ્લાહ** કહે કે હું તારી મગફેરત માટે ખોદાથી આધાર લઇશ. અબુ જહલે કહ્યું કે ઓ અબુ તાલિબ તારે પોતાના બાપદાદાનું દીન છોડવું નહીં. ઘણીવાર સુધી હજરત (સલ) કલેમો કહેવાનું ફરમાવતા રહ્યા અને અબુ જહલ વગેરે બેહકાવતા રહ્યા. છેવટે અબુ તાલિબે કહ્યું કે હું અબુ તાલિબના દીન ઉપર મરૂં છું. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. ફરી હજરત [સલ] ને (તેને માટે) બખશીશ માંગવાની પણ મનાઇ થઇ. અબુ તાલિબ હજરત (સલ)ના કાકા હજરતપર ઘણા ફીદા રહેતા હતા. માટે હજરત (સલ)ને તેની બખશીશ માંગવાની ઘણી ખાહેશ હતી *

૧૪૩૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું તમારામાંનો કોઇ ડરતો નથી કે જ્યારે ઇમામથી પ્રથમ માથું ઉઠાવે તો અલ્લાહ તેના માથાને ગધેડાના માથા સરખું બનાવે. અથવા ગધેડાની સૂરત જેવી તેની સુરત અલ્લાહ બનાવે.

**ફાયદો** એટલે પોતાના ઇમામ કરતાં પેહેલાં જે સિજદાથી માથું ઉઠાવે તે નાદાન છે. ખરૂં જોતાં તે ગધેડો છે. અને જાહેરમાં આદમી છે કે તે પોતાના ઇમામની તાબેદારી કરતો નથી. અથવા આ મતલબ છે કે એવા પુરૂષની સજા આખેરતમાં એવી થશે. સારાંશ આ છે કે મુકતદી જલદી નહીં કરે તેના પર ઇમામની તાબેદારી વાજેબ છે.

## ફસલ અગિયારમી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાલે **મસલ** શબ્દ છે.

૧૪૪૦ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે બખીલ તથા સદકો કરનારની મિસાલ બે પુરૂષોના સરખી છે કે જેઓના ઉપર બે ઝભ્ભા લોઢાના હોય. જયારે સદકો કરનાર સદકો કરવાનો વિચાર કરે છે તો તે ઝભ્ભો તેના પર પોહોળો થાય છે તે એટલાં સૂધી કે તેની પગલી તેથી મટતી જાય છે અને બખીલ જ્યારે સદકો કરવાનો વિચાર કરે છે તો તે સાંકડો થાય છે તે એટલાં સૂધી કે તેના બંને હાથ ગળે લાગે છે. અને તેની દરેક કડી બીજી કડી સાથે ભચડાય છે. ફરી તે તેને ચોડી કરવા કોશીશ કરે છે પણ તે શકતો નથી અથવા તે ચોડી થતી નથી.

**ફાયદો** એટલે સખી જ્યારે ખૈરાતનો ઇરાદો કરે છે તો તેનો સીનો કોશાદા થાય છે [તેનું દિલ ખોહલું થાય છે] તેનો હાથ દિલનો તાબે થાય છે. આપતી વખત સારી રીતે ફેલાય છે. એથી ઉલટો બખીલ છે કે ખૈરાત કરતાં તેનું દિલ કંચાય છે જેથી આપવા માટે હાથ લાંબો થતો નથી. જાણે કોઇએ તેના હાથ પકડી રાખ્યા છે. સારાંશ આ છે કે સખી પૂર ખુશીથી ખૈરાત કરે છે. અને બખીલની ખૈરાત કરતાં જાન નીકળે છે અને રૂહ કબજ થાય છે.

૧૪૪૧ મુસલિમમાં અબુ મુસા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે ઘરમાં અલ્લાહની યાદ થાય છે અને જે ઘરમાં અલ્લાહની

* આથી જણાયું કે વગર ઈમાને તથા કુફર શિર્ક ની સાથે હજરત [સલ] પર જાન ફીદા કરવો કે મોહબ્બત રાખવી મુક્તિ આપનાર નથી. તેમ હજરત (સલ) કાફેર મુશરેક માટે બખશીશ માંગશે નહીં. હજરતની મોહબ્બત તથા તેમના પર ફિદા થવું ઉમદા નેકી છે પણ ઈમાન વગર નેકી કામ આવતી નથી. ગુ. મો.

યાદ થતી નથી તેનું દૃષ્ટાંત જીવતા તથા મુરદા સરખી છે.

**ફાયદો** એટલે જે ઘરમાં ખોદાની યાદ થાય છે તે બરકત વાળું તથા રોકનવાળું છે. અને જેમાં ખોદાની યાદ થતી નથી તે બે બરકત છે.

૧૪૪૨ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે પાંચ નમાઝોની મિસાલ ઘણા પાણી વાલી વેહતી નેહેર સરખી છે કે તમારામાંથી કોઇના દરવાજા પર હોય તેથી દરરોજ પાંચ વાર તે ગોસલ કરે.

**ફાયદો** એટલે એવા શખ્સ ગુનાહોથી પાક રહેશે જેવી રીતે પાંચ વખતનો નહાનારો મેલથી સાફ રહે છે.

૧૪૪૩ બોખારીમાં નોઅમાન બીન બશીર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખોદાની હદો પર કાએમ રહેનાર (એટલે ગુનાહ નહીં કરનાર) અને તે હદોમાં પડનાર (એટલે ગુનાહમાં ડુબનાર)ની મિસાલ એક કોમ સરખા છે કે જેઓએ એક વહાણમાં ચીઠ્ઠી નાંખી (કુરા નાંખ્યો) ફરી કોઇને ઉપર રહેવાની જગ્યા મળી અને કોઇને નીચે રહેવાની જગ્યા મળી. ફરી જે નીચે રહેતા હતા તેઓને જ્યારે પાણી જોઇતું હતું તો ઉપર રહેનારાઓ પાસેથી જતા. તેઓએ કહ્યું કે જો અમો અમારા હિસ્સામાં (અમારી જગ્યામાં) એક બાકું પાડીએ અને ઉપર વાળાઓને (અમારા આવવા જવાથી) અમે દુઃખ નહીં આપીએ (તો ઠીક થાય.) તો જો ઉપર વાળા તેઓને તથા તેઓના વિચારને છોડી દે (એટલે તોડવાની મનાઇ નહીં કરે) તો ઉપર નીચે વાળા તમામ હલાક થાય. (એટલે ડુબે) પણ જો તેઓના હાથ પકડી લ્યે તો તેઓ બચે અને એઓ પણ સઘળા બચે.

**ફાયદો** એટલે જે લોક એક શેહેર કે એક ઘરમાં રહેતા હોય તેમાંના કેટલાક ગુનાહોથી તથા શરીઅત વિરૂધ્ધ કામોથી બચતા હોય અને કેટલાક બુરાં કામોમાં ફસેલા હોય. હવે જો મુત્તકી લોક શાકત હોવા છતાં ગુનેહગારોને બુરાં કામોથી નહીં રોકે તો આખેરતના અજાબમાં બંને ભેગા છે. અને જો દુન્યામાં અજાબ આવશે તો સઘળા બરબાદ થશે. ફરી મુત્તકી લોક તેઓનાં બુરાં કામોથી રાજી હશે અથવા નહીં હશે. જેમકે વહાણ અગર જો ઘણો ભાગ મજબૂત હોય પણ તે એક કાણાથી ડુબે છે. આ હદીસથી જણાયું કે **નહિ અનીલ મુનકર** એટલે શરીઅત વિરૂધ્ધ કામોથી લોકોને રોકવા વાજેબ છે. કારણ કે બુરાં કામો જયારે ઘણાં વધી જશે તો તેથી સર્વની બરબાદી છે.

૧૪૪૪ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કુરઆનનો દૃષ્ટાંત પગ બાંધેલા ઊંટ સરખો છે. જો તેનો માલિક તેને બાંધી રાખશે તો તે રોકેલું રહેશે પણ જો તે તેને છોડશે તો જતું રહેશે.

**ફાયદો** એટલે કુરઆનના હાફેજને લાજેમ છે કે હમેશા દોર કરતો રહે, નહીં તો ભૂલી જશે.

૧૪૪૫ બોખારી તથા મુસલિમમાં અબુ મુસા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે મુમિન કુરઆન પઢા કરે છે તેની મિસાલ તુરંજ કહેતાં મીઠા લીંબું સરખી છે કે તેની વાસ સોહામણી છે અને તેની મઝા સારી છે. અને જે મુમિન કુરઆન પઢતો નથી તેની મિસાલ ખજુર સરખી છે કે તેમાં ખુશબો નથી પણ તેની મઝા મીઠી છે. અને જે મોનાફેક કુરઆન પઢે છે તેની મિસાલ રીયાન (રૈહાન) સરખી છે કે તેની ખુશબો સારી છે પણ તેની મઝા કડવી છે અને જે મુનાફેક કુરઆન પઢતો નથી તેની મિસાલ ઇન્દરાયણ (હનજલ) સરખી છે કે તેમાં ખુશબો નથી અને મઝા પણ તેની કડવી છે.

**ફાયદો** એટલે કુરઆન પઢનાર મુમિનમાં બે ગુણ છે એક બાતેની એટલે દિલનો એને મીઠી મઝા ફરમાવી. અને બીજો જાહેરી જેની અસર લોકોને પોહોંચે છે તેને ખુશબોની સાથે ઉપમા આપી. એટલે કુરઆન પઢનાર મુમિનનું જાહેર બાતેન બંને સારાં છે. અને જે મુમિન કુરઆન પઢનાર નથી તેનું બાતેન ઇમાનને લીધે સારૂં છે પણ ઇમાનની જાહેરી નિશાન નથી. અને કુરઆન પઢનાર મુનાફેકમાં જાહેરની અસર તો છે પણ બાતેનની નથી. કારણ કે તેનો અકીદો

કુદરત નથી. અને જે મુનાફેક કુરઆન પઢનાર નથી તેનું ન તો જાહેર સારૂં છે અને ન બાતેન સારૂં છે.

૧૪૪૬ બોખારી તથા મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મુમિનનો દાખલો કુંડા (કંડી, બાલી) સરખો છે કે તેને વાયુ હલાવે છે જેથી તે કદી સીધું રહે છે અને કદી પડે છે અને કાફિરનો દાખલો સરવ (સરો) સરખો છે કે જે જડથી ઉખડે નહીં ત્યાં સુધી હંમેશ ઉભું રહે છે.

**ફાયદો** સનોબર (સરવ)નું ઝાડ સખત હોય છે હવાથી તે કમતી ઝુકે છે અને જો જોરના હવા ચાલે તો તે જડ મુળથી ઉખડે છે. જેવું કે તાડ ખજૂરી. સારાંશ આ છે કે મુમિન હમેશ બલા અને મોસીબતમાં સપડાયલો રહે છે જેથી તેના ગુનાહોમાં હલકું થાય છે. અને કાફિરને મુસીબત ઓછી થાય છે. અને જો થઇ તો સવબથી તે મહરૂમ છે. એટલે મુમિનને લાજેમ છે કે તે તકલીફ અને મોસીબતથી ગભરાય નહીં તેને ખોદાનું એહસાન સમજે અને પોતાના પાપોનો ઉતાર જાણે.

૧૪૪૭ મુસલિમમાં નોઅમાન બીન બશીર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મુમિનોના આપસમાં મોહબ્બત કરવાનો તથા મેહેર કરવાનો દાખલો એક દેહ સરખો છે. જ્યારે દેહનો કોઇ ભાગ બીમાર પડે છે તો બાકીના ભાગો ઉજાગરામાં તથા બુખારમાં ભેગા થાય છે.

**ફાયદો** જો આંખમાં દરદ થાય તો સઘળા બદનને એકલી થાય છે. એવીજ રીતે ઇમાનદારોની આપસમાં મોહબ્બતનો હાલ છે. જો એક ઇમાનદારને દુઃખ કે મોસીબત થાય તો સર્વ તેમાં શરીક છે. એટલે પૂરતા ઇમાનનો મુકતજા (ચાહટ) આજ છે કે આપસમાં એવી મોહબ્બત મેળવે. અને જેને બીજાનું દુઃખ જોઇને દુઃખ નહીં થાય, અને શક્તિ હોવા છતાં તેને બલાથી નહીં છોડવે તેના ઇમાનમાં નુકસાન છે.

૧૪૪૮ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મુનાફેકની મિસાલ બકરાંનાં બે ટોલાંમાં ભટકેલી (મારી મારી ફરતી) બકરી સરખી છે. કદી આ ટોલામાં ભટકે છે તો કદી પેલા ટોલામાં.

**ફાયદો** એટલે મુનાફેક શંકા સંદેહમાં સપડાયલો છે કદી ઇમાનની વાત સાંભળી ઇમાન તરફ ઝુકે છે. અને કદી કુફરની વાત સાંભળી કુફર તરફ ઢલે છે. તે કમબખ્ત ન અહીંનો અને ન તહીંનો.

૧૪૪૯ મુસલિમમાં જાબેર (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે મારી અને તમારી મિસાલ એક મરદની મિસાલ સરખી છે કે તેણે અગ્નિ સળગાવી, ફરી તેમાં તીડ તથા ભરમયાં (પરવાના) પડવા લાગ્યા અને તે અગ્નિથી દૂર કરે છે. અને હું તમારી કમર પકડીને અગ્નિથી દૂર કરૂં છું અને તમો મારા હાથથી છૂટી છૂટીને નહાસો છો.

**ફાયદો** એટલે તમો શહવતો અને ગુનાહોમાં એવા પડો છો જેવી રીતે અગ્નિમાં જંતુઓ પડે છે. અને હું હજારો યુક્તિથી તમને ગુનાહોથી બચાઊં છું જેમકે કોઇ કપડું પકડીને રોકતો હોય પણ તમો રૂકતા નથી. આ હદીસથી હજરત (સલ)ની પૂરતી શફકત પોતાની આ ગુનેહગાર ઉમ્મત ઉપર સિદ્ધ થાય છે.

૧૪૫૦ બોખારી તથા મુસલિમમાં જાબેર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મારી મિસાલ (દાખલો) અને બીજા પેગમ્બરોની મિસાલ એક પુરૂષના સરખી છે કે જેણે એક ઘર બાંધ્યું ફરી તેને ઈંટની જગ્યા રાખીને પૂરૂં કર્યું અને સોભાયમાન બનાવ્યું. અને લોકો તેમાં દાખલ થવા લાગ્યા અને તાજુબ કરતા હતા અને કેહતા હતા કે ઈંટની જગ્યા બાકી નહીં રહે તે (તો ઠીક થને)" મુસલિમની રિવાયતમાં આટલો વધારો છે "તો હું ઈંટની જગ્યા છું મેં આવીને પેગમ્બરોની જગ્યા પૂરી.

**ફાયદો** એટલે પેગમ્બરીનો મેહેલ ખાતેમુન નબીયીન વગર અપૂર્ણ હતો. જ્યારે હજરત (સલ) તશરીફ લાવ્યા તો તે મેહેલ પૂર્ણ થયો. જેટલા સારા ગુણો માણસમાં થઇ શકે છે તે સર્વ હજરત [સલ] ઉપર ખતમ થયા. એજ માટે અમારા હજરત [સલ] ખાતેમુન નબીયીન થયા. કોઇ સારો ગુણ બાકી નહીં રહ્યો કે હજરત (સલ) પછી કોઇ પેગમ્બર થઇને તેથી ગુણવાતે.

## ફસલ બારમી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાલે શબ્દ ઇયાકુમ તથા ઈયાક છે.

૧૪૫૧ બોખારી તથા મુસલિમમાં અબુ સઈદ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે માર્ગોમાં બેસવાથી તમો બચતા રહો. સહાબાએ કહ્યું કે અમને માર્ગોમાં બેઠક રાખવાની જરૂર છે ત્યાં અમે વાતચીત કરીએ છીએ. હજરતે (સલ) ફરમાવ્યું કે તમો ત્યાંની વગર બેઠક રાખે—નહીં માનતા તો માર્ગને તેનું હક્ક આપો. સહાબાએ કહ્યું તેનું હક્ક શું છે? ઓ રસૂલુલ્લાહ! હજરતે (સલ) ફરમાવ્યું કે આંખ નીચી રાખવી (પારકી સ્ત્રીથી તથા લોકોની એબોથી) અને ઇજા કરનારી વસ્તુને દૂર કરવી (એટલે ઇંટ પત્થર અને કાંટા હડવવા) અને સલામનો જવાબ આપવો અને સારા કામોની આજ્ઞા કરવી અની ખરાબ કામથી દૂર રાખવા'

**ફાયદો** પ્રથમ તો માર્ગમાં બેસવું ઠીક નથી અને જો કંઈ જરૂરત હોય તો માર્ગનું હક્ક અદા કરે.

૧૪૫૨ બોખારી તથા મુસલિમમાં ઉકબા બીન આમિર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે સ્ત્રીઓ પાસે જવાથી બચતા રહો. અનસારીઓમાંના એક પુરૂષે કહ્યું ઓ રસૂલુલ્લાહ ખાવિન્દના સગાઓનો હાલ બતાવો? હજરતે (સલ) ફરમાવ્યું કે ખાવિન્દની સગાઇવાળા તો મોત છે [એટલે હલાકી અને ફસાદનું કારણ છે.]

**ફાયદો** આ હદીસથી જણાયું કે ખાવિન્દના સગાઓનું જેવા કે દિયર જેઠનું એકાંતમાં ઓરત પાસે જવું અથવા વગર શરઇ પરદે સ્ત્રીનું સામે આવવું દુરૂસ્ત નથી.

૧૪૫૩ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખોટી ધારનાથી તમો બચતા રહો. કારણ કે ખોટી ધારના (બદ ગુમાની) ઘણી જૂઠી વાત છે.

**ફાયદો** એટલે વગર તપાસ કરે માત્ર પોતાના ગુમાનથી કોઇ મુસલમાન વિષે બુરી ધારના કરવી ઘણીજ બે પાયા વાત છે.

૧૪૫૪ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મજલુમ (જુલમ ખમનાર) ની બદ દોઆથી તમો બચતા રહો અગર જો તે મજલુમ કાફિર હોય.

**ફાયદો** એટલે કોઇ મુસલમાન કે કાફિરને ના હક્ક દુઃખ નો આપો. કારણ કે મજલુમની બદ દોઆ તીર નિશાન ઉપર લાગે છે તેમ અસર કરે છે.

૧૪૫૫ મુસલિમમાં અબુ કતાદા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે વેપારમાં ઘણા કસમ ખાવાથી તમો બચતા રહો. કારણ કે સોદાનું ચલણ કરે છે પણ બરકતને મટાવે છે.

**ફાયદો** એટલે વેચનાર ઘડી ઘડી આવી રીતે જૂઠી કસમ નહીં ખાય કે ખોદાની કસમ આ ચીજ આટલાની છે. અને ફલાણો શખ્સ મને આટલી કીમત આપતો હતો મેં નહીં માન્યું. તો ફરમાવ્યું કે એમાં જો કે માણુસ ધોકો ખાય છે અને ચીજ વેચાય છે પણ તે માલમાં બરકત રહેતી નથી.

૧૪૫૬ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એક પછી એક વગર ખોલે રોજા રાખવાથી (સોમે વેસાલથી) તમો બચતા રહો." અને બોખારીમાં એ શબ્દો બે વાર કહેવાયા છે.

**ફાયદો** વેસાલનો રોજો તેને કહે છે કે બે દિવસ અથવા વધારે બરાબર રોજો રાખે અને વચમાં કંઇ ખાય નહીં. આથી જણાયું કે વેસાલનો રોજો રાખવો મકરૂહ છે અને શક્તિ નહીં હોય તો હરામ છે.

૧૪૫૭ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે દુધારી

બકરી જુબહ કરવાથી બચતો રહે." અબુલ હૈસમ બીન તૈયેહાન (રદી)ને હજરતે આ ફરમાવ્યું.

**ફાયદો** અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરત (સલ) એક દિવસ ઘરથી નીકળ્યા તો સિદ્દીકે અકબર તથા ફારૂક [રદી]ને જોયા. હજરતે ફરમાવ્યું કે તમો શામાટે ઘરથી નીકળ્યા છો? તેઓએ કહ્યુ કે ભૂખને લીધે. હજરતે (સલ) ફરમાવ્યું કે ખોદાની કસમ હું પણ એજ માટે નીકળ્યો છું. ફરી હજરત તથા સાહાબા અબુલ હૈસમ અનસારી [રદી]ને ઘેર ગયા. તેવણ ઘરમાં નહોતા. તેમની બીબીએ હજરત (સલ)ને ઘણી ખુશી પુર્ણ માનથી ઘરમાં લીધા. એટલામાં અબુ હૈસમ આવ્યા. હજરત (સલ)ને તથા સહાબા [રદી]ને જોઇને કહ્યું **અલહમ્દો લિલ્લાહ** આજના દિવસે તો કોઇના ઘરમાં મારા મેમાન જેવા નથી. ફરી તેવણ એક ટોપલીમાં સૂકા લીલા અને ગદરેલા ખજુર લાવ્યા. હજરતે (સલ) ફરમાવ્યું કે ખાઓ. ફરી અબુલ હૈસમે ઇચ્છયું કે દુધારી બકરીને જુબહ કરે ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. જ્યારે હજરત (સલ) તથા સહાબા ધરાયા તો સિદ્દીકે અકબર તથા ફારૂક [રદી]ને કહ્યું કે ખોદાની કસમ તમને આ નેઅમતની પુછ થશે. કારણ કે તમો ઘરથી ભૂખ્યા નીકળ્યા હતા. ફરી ખોદાએ તમને આવી નેઅમત ખવરાવી. * આથી જણાયું કે ભૂખની હાલતમાં બે તકલ્લોફ દોસ્ત (વગર અડચણે આવ જા થતી હોય તેવા દોસ્ત)ને ઘેર જવું અને ત્યાં ખાવું દુરૂસ્ત છે, આ સવાલમાં દાખલ નથી. હજરતે (સલ) જે દુધાર જાનવરને જુબહ કરવાની મનાઇ કરી તે દુન્યાની મસલેહત માટે હતી. જેનો લાભ ચાલુ હોય તેને જુબ્હ કરવું મુનાસેબ નથી. એની આ મતલબ નથી કે તેનું જુબ્હ કરવું શરીઅતમાં દુરૂસ્ત નથી.

* હાકેમે મુસ્તદરકમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત કરી છે કે જ્યારે સહાબાને આ બારે લાગ્યુ તો હજરતે [સલ] ફરમાવ્યું કે જ્યારે તમને આ મળે અથવા જ્યારે તમો હાથ મારો [એટલે ખાઓ] તો કહો "બિસ્મિલ્લાહે વ અલા બરકતિલ્લાહે" ફરી જ્યારે પેટ ભરાય તો કહો "અલહમ્દો લિલ્લાહી-લ્લઝી હોવ અશ્બઅના વ અરવાના વ અનઅમ અલેના વ અફજલ" તો આ એની રોકાણ છે. હિસને હસીન. ઝુ મો.

# સમાપ્ત.

## જાહેર ખબર.

# મશારેકુલ-અનવારના ઉર્દુ ભાષાંતર કરનારના કેટલાક ફાયદાઓનું લિસ્ટ.